

श्री स्वामिनारायणो जयति ।

नमः कृष्णाय हरये सहजानन्दनिधये ।
नारायणाय मुनये घनश्याममुमूर्तये ॥ १ ॥

અદ્‌ભુતાનંદ સ્વામીકૃત

# શ્રીહરિની અદ્‌ભુત વાર્તાઓ

તેમના શિષ્ય સ. પુ. ઘનશ્યામચરણદાસ સંગ્રહિતા
તેમના શિષ્ય સ. શાસ્ત્રી હરિજીવનદાસજી સંશોધિતા.

દ્વિતીય આવૃત્તિ : પ્રકાશક
શા. ગોપાલચરણદાસ : વડતાલ



વાકળ પ્રિન્ટરી, રાવપુરા, વડોદરા.

સંવત ૨૦૩૫ સને ૧૯૭૯

કિંમત : ૮=૦૦

વાકળ પ્રિન્ટરી, વડોદરા.

श्री स्वामिनारायणाय नमोनमः

राधाकृष्णं हरिकृष्णं लक्ष्मीनारायणं तथा ।
धर्मभक्तिवासुदेवं वन्दे वृत्तालयस्थितम् ॥

# श्री | द्वितीय आवृत्तिनुं निवेदनम् | જી

**પ્રસ્તુત દ્વિતીય આવૃત્તિ મારા ગુરુ પરમ પૂજ્ય સ. ગુ. શાસ્ત્રી શ્રી હરિજીવનદાસજીના ચરણોમાં સમર્પણ કરૂં છું.**

સદ્ગુરુ શ્રી અદ્ભુતાનંદ સ્વામીએ કરેલી શ્રીહરિની વાર્તાઓનું આ પુસ્તક પ. પૂ. સ. ગુ. શાસ્ત્રી શ્રી હરિજીવનદાસજીએ સંવત ૨૦૨૯માં છપાવી પ્રસિદ્ધ કર્યું હતું. આ પુસ્તક તેમને ગુરૂ પરંપરાના આધારે પ્રાપ્ત થયેલું હતું. આ વાર્તાઓના સંગ્રહકર્તા સ. ગુ. પુરાણી શ્રી ઘનશ્યામચરણદાસજી તે અદ્ભુતાનંદ સ્વામીના સાક્ષાત શિષ્ય હતા અને તેમના શિષ્ય પ. પૂ. સ. ગુ. શા. શ્રી હરિજીવનદાસજી તથા સ. ગુ. સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી વગેરે હતા. જેથી પરંપરામાં આવેલા શાસ્ત્રીજીને સાહજીક રીતે જ તે પુસ્તક પ્રાપ્ત થયેલું શાસ્ત્રીજીએ સદર પુસ્તકની મૂળ વાતોની હકીકતોને બાધ ન આવે તેવી રીતે તેમની આગવી શૈલીથી લખીને છપાવી હતી. તે તો પ્રથમ આવૃત્તિમાં સહજે સમજાય એવું છે.

એ પુસ્તક સત્સંગમાં એવું રસપ્રદ લાગ્યું કે તેની બધી કોપિયો થોડાજ સમયમાં ખલાસ થઈ ગઈ અને વારે વારે ઘણા હરિભક્તો માંગણી કરવા લાગ્યા, જેથી આ બીજી આવૃત્તિ છપાવવાનો વિચાર થતાં આ પુસ્તક છપાવ્યું છે.

પ્રથમ આવૃત્તિમાં શાસ્ત્રીજીએ વાર્તા કર્તા સ. ગુ. શ્રી અદ્ભુતાનંદ સ્વામીનું તથા સંગ્રહકર્તા સ ગુ. ઘનશ્યામચરણદાસજીનું જીવન ચરિત્ર લખીને પ્રસિદ્ધ કર્યું હતું તેજ રીતે આ બીજી આવૃત્તિમાં પણ તે બન્નેના જીવનચરિત્રો લખ્યા છે તે ઉપરાંત વાર્તા ગ્રંથનું સંપાદન કરીને તેની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ કરનાર સ. ગુ. શા. શ્રી હરિજીવનદાસનું

અદ્ભુતાનંદ સ્વામીની વાર્તા

૩

B/01

જીવન ચરિત્ર પ્રસિદ્ધ કર્યું છે. શાસ્ત્રીજીએ આખું જીવન સાહિત્ય સેવામાં સમર્પણ કર્યું છે.

તેઓ સત્સંગીઓના સ્મૃતપટ ઉપરથી ભુંસાય ન જાય એ દૃષ્ટિએ તેમનું જીવન ચરિત્ર પ્રસિદ્ધ થાય તો ઘણું સારું એવું ઘણા ત્યાગિ ગૃહિ સત્સંગિઓ ઈચ્છતા ને કહેતા હતા. વળી ઉમરેઠના એડવોકેટ વકીલ **શ્રી નટવરલાલ જીવણલાલ ભાલજા** જેઓ પાઠશાળાના કોર્ટ કચેરીના પ્રસંગે શાસ્ત્રીજીના ખુબ પરિચયમાં આવેલા છે. તેમણે ઉત્સાહથી પ. પૂ. સ. ગુ. શા. શ્રી હરિજીવનદાસજીનું જીવન ચરિત્ર લખી આપવાની ઈચ્છા વ્યક્ત પણ કરી અને યોગ્ય સ્થળેથી માહિતી મેળવીને તેમણે લખી આપ્યું જેથી આ પુસ્તકમાં તે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં સુરતના ઘણા હરિભકતો તથા બીજા ગામના હરિભકતોએ આર્થિક સહાય કરી છે. તેની વિગત પાછળ આપેલી છે. તે સહાયને હિસાબે આ પુસ્તકની કિંમત ઓછી કરી છે. જેથી સહાય કર્યાનું ધન હરિભકતોના [illegible] મોટું થઈ શકે આ પુસ્તક છપાવવામાં વાકળ પ્રેસના માલીક પટેલ **શ્રી ભગુભાઇ રામદાસભાઇએ** મોટો સહકાર આપ્યો છે તે ભુલી શકાય તેમ નથી. તેમના સહકારથી અનેક રીતે છાપવાના કામમાં રાહત થઈ છે.

આ આવૃત્તિમાં શ્રીજી મહારાજ તથા સ. ગુ. શ્રી અદ્ભુતાનંદ સ્વામીના ફોટા ઉપરાંત સ. ગુ. પુ. શ્રી ઘનશ્યામ ચરણદાસજી તથા સ. ગુ શા હરિજીવનદાસજીના ફોટા મુકવામાં આવ્યા છે. પ્રેસ દોષથી કે દૃષ્ટિ દોષથી કોઈ ભુલચુક રહી ગઇ હોય તો વાચકો તે સુધારીને વાચશે ને દરગુજર કરશે એવી આશા સેવું છું.

**દ્વિતીય આવૃત્તિનું પ્રકાશન** — **લિ.**

**વસંતપંચમી** — **સેવક ગોપાલચરણદાસના**

**૨૦૩૫** — જય શ્રીસ્વામિનારાયણ, **વડતાલ.**

## સહાયતા કરનાર હરિભક્તો

| | | |
|---|---|---|
| ૫૦૧ | શ્રી શાન્તિલાલ મોતીલાલ રાણા | સુરત |
| ૨૫૧ | ,, ગોરધનભાઈ ત્રીકમભાઈ પટેલ | ,, |
| ૨૦૧ | ,, રણછોડદાસ ચુનીલાલ રાણા | ,, |
| ૨૦૧ | ,, ભગુભાઈ રણછોડદાસ રાણા | ,, |
| ૨૦૧ | ,, છોટુભાઈ રણછોડદાસ રાણા | ,, |
| ૨૦૧ | ,, ચંપકભાઈ રણછોડદાસ રાણા | ,, |
| ૨૦૧ | ,, કાન્તિભાઈ રણછોડદાસ રાણા | ,, |
| ૧૦૧ | માસ્તર શ્રી ગોરધનદાસ નથુભાઈ રાણા | ,, |
| ૧૦૧ | શ્રી ચીમનભાઈ દયારામભાઈ રાણા | ,, |
| ૫૧ | ,, પ્રેમચંદ વિ રાણા | ,, |
| ૧૭૫ | પરચુરણ રાણા મંડળ તરફથી | ,, |
| ૨૦૧ | શ્રી મંગળદાસ દામોદરદાસ ચહાવાળા | મુંબઈ |
| ૧૦૧ | ,, ચુનીલાલ વીરચંદભાઈ શાહ | ,, |
| ૧૦૧ | ,, ગોરધનદાસ નારાયણદાસભાઈ (પટેલ પેપર માર્ટ) | ,, |
| ૧૦૧ | ,, ઠાકોરભાઈ ચુનીભાઈ મોદી | ,, |
| ૧૦૧ | ,, નીતીનચંદ્ર મગનલાલ સોની | ,, |
| ૧૦૧ | ,, ગણપતભાઈ દયાળજીભાઈ જરીવાળા | ,, |
| ૧૦૧ | ,, જશવંતભાઈ ઠાકોરભાઈ જરીવાળા | ,, |
| ૫૧ | ,, ચંપકભાઈ શાહ | ,, |
| ૨૦૧ | શ્રી લક્ષ્મીનારાયણ ટોબેકો કંપની<br>હસ્તે શ્રી ઘનશ્યામભાઈ એસ. પટેલ | ખાંધલી |
| ૩૦૧ | શ્રી હરજીવનભાઈ એન. પટેલ રહેવાસી લીંબડી હાલ | જશદણ |
| ૧૦૧ | શ્રી કાન્તિલાલ ચત્રભુજ | કલ્યાણ |
| ૧૦૧ | શ્રી મોતીલાલ મુળજીભાઈ | કલ્યાણ |
| ૧૦૧ | શ્રી કાન્તિભાઈ ડાહ્યાભાઈ કા. પટેલ<br>હસ્તે શ્રી રતીલાલ કાન્તિભાઈ પટેલ | ગોધરા |
| ૨૦૧ | શ્રી ગોવિંદભાઈ ડાહ્યાભાઈ પટેલ | ઉત્તમનગર |
| ૨૫૪ | શ્રી આદિનારાયણની ચોપડીના આવ્યા તે. | |

સુરત
,,
,,
,,
,,
,,
,,
,,
,,
,,
,,
મુંબઈ
,,
,,
,,
,,
,,
,,
,,
પાંધલી
...શદણ
કલ્યાણ
કલ્યાણ
ગોધરા
મનગર

# પરમ પૂજ્ય સ. ગુ. શાસ્ત્રી શ્રીહરિજીવનદાસજીનું



# સંક્ષિપ્ત જીવનચરિત્ર



શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના સ્થાપક આપણા ઈષ્ટદેવ શ્રીસહજાનંદ સ્વામીના શિષ્ય સ. ગુ. શ્રી અદ્ભુતાનંદ સ્વામીના શિષ્ય સ. ગુ. પુ. શ્રીઘનશ્યામચરણદાસજીના શિષ્ય એજ આ કથાના નાયક સ. ગુ. શાસ્ત્રી શ્રીહરિજીવનદાસજી. આ રીતે શ્રીજીસમકાલીન સંતના ત્રીજી પેઢીના સંત સ. ગુ. શાસ્ત્રી શ્રીહરિજીવનદાસજીનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર લખતાં આનંદ થાય છે.

પૂર્વાશ્રમમાં સ. શાસ્ત્રી શ્રી હરિજીવનદાસજીનું જન્મ સ્થાન પેટલાદ પાસે આવેલું પાટીદારોમાં મોટા ગામ તરીકે ગણાતું ધર્મજ ગામ છે. તેમના પિતાશ્રીનું નામ પટેલ રણછોડભાઈ લાલજીભાઈ હતું. તેમનાં માતુશ્રીનું નામ રાધબા હતું. શાસ્ત્રીજીનો જન્મ સંવત ૧૯૩૯ (સને ૧૮૮૩) માં થયેલો હતો. તેમનું પૂર્વાશ્રમનું નામ ધોરીભાઈ હતું. તેમને બીજા બે ભાઈ હતા તે ત્રણેય ભાઈઓમાં શાસ્ત્રીજી મોટા હતા વચેટભાઈ ઘેર રહેલા, અને નાનાભાઈ આ સંપ્રદાયમાંજ "દેવપ્રસાદદાસજી" નામ ધારણ કરી સાધુ થયેલા તેઓનું પુર્વાશ્રમનું નામ ભાઈલાલભાઈ હતું અને લાંબી ઉંમર સુધી વડતાલ મંદિરમાં રહી શાસ્ત્રીજીથી એક વરસ પહેલાં અક્ષર નિવાસી થયેલા હતા.

શાસ્ત્રીજી ગુજરાતી ચાર ચોપડી ભણેલા હતા. માતા પિતા નાની વયે અવસાન થતાં શાસ્ત્રીજી તેમના કાકા મંગળભાઈ ભેગા રહેતા હતા. તે ૭ ભાઈઓ હતા. હાલ શ્રી ઉપેન્દ્રભાઈ રામભાઈ શ્રી મંગળભાઈ વગેરે નજીકના સગાઓ હયાત છે.

સંવત ૧૯૫૬ (સને ૧૯૦૦)ના માગશર માસમાં તેમના કુટુંબી પુનમિયા પટેલ ભુલાભાઈના ઉપદેશથી શાસ્ત્રીજી વડતાલ આવેલાં, અને ઘેરીભાઈને (શાસ્ત્રીજીને) સ્વામી શ્રીરામદાસને સોંપેલા હતા. તેમણે પુરાણી શ્રી ઘનશ્યામચરણદાસજી પાસે મહુધા મોકલેલા. ત્યાંના અમીનો શ્રી. ચતુરભાઈ, શ્રી. મુળજીભાઈ વગેરે સાથે ગાઢ સંબંધ થવાથી તેમને તે વરસના ચારેક માસ મહુધા રાખેલા હતા. તેમની સાથે આઠેક વૃદ્ધ સાધુએ હતા. સમૈયા ઉપર વડતાલ આવતાં એજ વર્ષમાં આણંદ, ખાંધલીની ચીઠી આવેલી. ખાંધલીથી શાસ્ત્રીજીને ચાતુરમાસ બાદ કાર્તિક પુનમે સાધુ દીક્ષા અપાવવા વડતાલ લાવેલા, અને તે વખતના પ. પૂ. ધ. ધુ. આચાર્ય શ્રીલક્ષ્મીપ્રસાદજી મહારાજ પાસે દીક્ષા અપાવી **"હરિજીવનદાસ"** નામ પાડેલું હતું.

સાધુ દીક્ષા લઈ ખાંધલી પાછા આવેલા હતા. પછી ગુરુ સાથે મોગરી, આણંદ વગેરે ગામમાં ફરેલા અને આ રીતે સત્સંગમાં પ્રારંભથીજ સેવા શરૂ કરી હતી.

સંવત ૧૯૫૭ (સને ૧૯૦૧)માં ગુરૂ સાથે ધોલેરા ગયેલા હતા. અને ગુરૂ સ. ગુ. પુરાણી શ્રી ઘનશ્યામચરણદાસજીએ સંસ્કૃતના અભ્યાસનો શાસ્ત્રીજીને પ્રારંભ કરાવ્યો હતો. સં. ૧૯૫૮ માં ગુરૂની ચિઠી ગોધરાની આવતાં ગુરૂ સાથે ગોધરા ફરવા ગયેલા. ત્યારે સંસ્કૃતનો અલ્પ અભ્યાસ કરાવેલો હતો. તે પછી વડતાલ આવીને પુરાણી શ્રી રઘુવીરચરણદાસજી પાસે ભણવાનો આદર કરેલો. આ વખતે પુરાણી શ્રી રઘુવીરચરણદાસજી આચાર્ય શ્રી લક્ષ્મીપ્રસાદજી મહારાજને સંસ્કૃતનો અભ્યાસ કરાવતા હતા. ગાદી સ્થાન આગળની ઓરડીમાં બેસતા અને શાસ્ત્રીજી વિગેરે વિદ્યાર્થીઓને સાથે અભ્યાસ કરાવતા હતા. ત્યાં સારસ્વતનો અભ્યાસ કર્યા બાદ રઘુવંશ, કુંમાર, કિરાત અને માઘ કાવ્યનો થોડો અભ્યાસ કર્યો હતો. તે વખતે અભ્યાસની વડતાલમાં સારી વ્યવસ્થા નહિ હોવાથી પુ. વાસુદેવ ચરણદાસજી તથા પુ. હરિ

જીવનદાસજી જેવા વિદ્વાન સંતો સાથે ગામડે ફરવા જઈને પ્રાથમિક કાવ્ય, વ્યાકરણ વગેરેનો અભ્યાસ પુરો કર્યો હતો.

સંવત ૧૯૬૫ ( સને ૧૯૦૯ ) માં શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજની આચાર્યપદે સત્સંગ સમાજ હસ્તક સ્થાપના થતાં વડતાલમાં પાઠશાળાની પહેલીજ વખત સ્થાપના થઈ તે વર્ષે પુ ઘનસ્યામચરણદાસજીની બાર માસ માટે મુંબઈમાં નિમણૂંક થયેલી સાધુ મંડળ ઘી, ગોળના કોઠારનું અને કથા વાર્તાનું કામ કરે. ને તે વખતે સીલક કોઠારી પાળા હતા. ને દેવ સેવામાં સ. બ્રહ્મચારી શ્રી ઈશ્વરાનંદજી હતા. આ વખતે ગુરૂનો આગ્રહ હોવાથી કથા કરવા શાસ્ત્રીજી શ્રાવણ માસ પુરો રહેલા. આ પ્રમાણે ભણીને પહેલી કથા મુંબઈમાં કરેલી હતી. તે પછી કંડારીની ચીઠી આવતાં ગુરૂ સાથે ત્યાં કથા કરવા ગયેલા હતા. ત્યારબાદ વડતાલમાં કાયમ ભણવા માટે રહ્યા. પાઠશાળામાં શ્રીકૃષ્ણમાચાર્ય શાસ્ત્રીજી પાસે આ શાસ્ત્રીજી રામાનુજ ગીતા ભાષ્ય, સૂત્રભાષ્ય, ઉપનિષદ ભાષ્ય તથા બીજા તત્વમીમાંસા ગ્રંથો ભણેલા ને થોડો ન્યાયનો અભ્યાસ પણ કરેલો હતો. તે વખતે ત્રણ શાસ્ત્રીઓ ભણાવનારા હતા સાઈઠ ઉપરાંત વિદ્યાર્થીઓ હતા. ગઢડા અને જુનાગઢના વિદ્યાર્થીઓ પણ વડતાલ પાઠશાળામાં ભણવા આવતા હતા.

શાસ્ત્રીજીના ગુરુ પુરાણી શ્રીઘનસ્યામચરણદાસજીને લકવાનો વ્યાધિ થતાં ગોધરાના વૈદ પાસે દવા કરાવતાં આરામ થયેલો અને શાસ્ત્રીજીએ ઘણી સેવા કરી હતી. ત્યારબાદ ચાતુરમાસ ઉમરેઠ રહેલા હતા અને ત્યાં સત્સંગિજીવનનું માસિક પારાયણ કર્યું હતું.

આ વખતે પુ વાસુદેવચરણદાસજી સાથે હતા. સમાપ્તિ પ્રસંગે સંપ્રદાયના ઘણા વૃદ્ધ ત્યાગીઓ આવેલા. સુરતથી સ. ગુ. સ્વામી શ્રી ભક્તિપ્રિયદાસજી વગેરે પણ આવેલા હતા. કથા સમાપ્તિ પ્રસંગે ઉમરેઠમાં સારૂ માન મેળવી, પછી શાસ્ત્રીજી વડતાલ ભણવા આવેલા. સંવત ૧૯૬૬ના આસો વદી ૧૩ (ધનતેરશે) સ. પુ. શ્રી ગુરૂ ઘનસ્યામ-

ચરણદાસજી દેહ મૂકી જતાં તાર આવવાથી ઉમરેઠ ગયા અને તેમના હસ્તક ગુરુનો અગ્નિસંસ્કાર થયો હતો. આ રીતે ગુરુ પુરાણી સાથે શાસ્ત્રીજી ફરવા જતા હતા. શાસ્ત્રીજી કથાઓ કરતા અને પુરાણીશ્રી વાતો કરતા હતા. ભણીને કંઠારીની ચીઠીમાં ફરવા ગયેલા અને ત્યાં "હરિદિગ્વિજય"ની કથા કરી હતી.

ગુરુ ધામમાં ગયા પછી શાસ્ત્રીજીની વિદ્વતા જોઈ તેમને સં. ૧૯૭૦ માં (સને ૧૯૧૪) મંડળધારી કરવામાં આવ્યા અને તેઓ સ્વતંત્ર મંડળધારી તરીકે ફરવા લાગ્યા હતા.

સંવત ૧૯૭૩ માં ભરૂચના કોઠારી તરીકે બે વર્ષ સ્વતંત્ર કોઠારી રહેવા માટે તેમની નિમણુંક થયેલી અહિંથી એમણે સમય મળવાથી સંપ્રદાયનાં શાસ્ત્રોના લેખન અને સંશોધનની શરૂઆત કરી. તેમના કાબેલ વહીવટના કારણે સંવત ૧૯૮૩ અને ૧૯૮૪ ( સને ૧૯૨૭ અને ૧૯૨૮ ) માં વડોદરામાં સ્વતંત્ર કોઠારી તરીકે બે વરસ માટે તેમની નિમણુંક થઈ અને ત્યારબાદ સંવત ૨૦૦૩ ( સને ૧૯૪૭) માં સુરતના કોઠારી તરીકે નીમાયા હતા. તે દરમ્યાન સુરત મંદિરની મિલ્કતો ખરીદી, સુધારી ઉમેરો કર્યો. અને નારાયણ બાગનું રીપેરીંગ અને મોટી ઋગનાથપુરાની ચાલી બંધાવેલી અને મંદિરની આવકમાં સારો એવો વધારો કરી આપ્યો હતો. સંવત ૨૦૦૫ થી ૨૦૦૭ સુધી વડતાલ મંદિરના મુખ્ય કોઠારી તરીકે રહેલા હતા. અને ખોટ કરતા બજેટમાં સારો એવો વધારો કરી બતાવ્યો હતો. ત્યાર પછી મંડાળા પારીખાની ચીઠીમાં જવાનું થતાં ત્યાંના મંદિરમાં પણ ટાઈલ્સ તથા આરસ પથરાવ્યા હતા. ખેડા, મહેમદાવાદ, મહુધા, પેટલાદ, આણંદ, કંઠારી, સાવલી, ખાખરીયા, કાનમ, જંબુસર, વગેરે ઘણાં દેશમાં મંડળ લઇ ફરેલ હતા.

સુરતમાં સં. ૧૯૯૨ ( સને ૧૯૩૬ )માં શતવાર્ષિક પાટોત્સવ ઉજવાયો હતો. તે આ શાસ્ત્રીજીના પ્રમુખપદે ભવ્ય રીતે ઉજવાયો હતો.

તે પાટોત્સવનો ઇતિહાસ અને હિસાબની ચોપડીઓ તેમના હસ્તક છપાઈને પ્રસિદ્ધ થયેલી છે. તેમાં અને આવી ઘણી હકીકતો ગ્રંથિત થયેલી છે. તે વાંચવાથી શાસ્ત્રીજી ભગીરથ કાર્ય કેવી સરળતાથી કરતા હતા. તેની ઝાંખી થયા સિવાય રહેતી નથી.

શાસ્ત્રીજીએ "સત્સંગિજીવનનું" માસિક પારાયણ પ્રથમ ઉમરેઠમાં સં. ૧૯૬૯ (સને ૧૯૧૩)માં કરેલું હતું. અને તે પછી તેવા જ માસિક છ પારાયણ સુરતમાં અને બે વડતાલમાં તે પૈકી એક પારાયણ વડતાલમાં આચાર્યશ્રી શ્રીપતિપ્રસાદજી પાછળ તેમના ગાદીવાળાએ કરાવેલું. સમાપ્તિદિને શાસ્ત્રીજીની વિદ્વત્તાની કદર કરી ગાદીતકીયો આપી બહુમાન કરેલું હતું. મુંબઈમાં પણ એક પારાયણ કરેલું. આ રીતે કુલ સત્સંગિજીવનનાં દશેક માસિક પારાયણ શાસ્ત્રીજીએ કરેલાં. તેમણે સં. ૧૯૮૯ (સને ૧૯૩૩)માં શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયીઓની પહેલવહેલી સ્પેશ્યલ ટ્રેઇનની વ્યવસ્થા કરેલી હતી. મહેતા ચુનીલાલ ડાહ્યાભાઈ ઓરગેનાઈઝર હતા. શાસ્ત્રીજી આ વખતે આ સ્પેશ્યલ ટ્રેનમાં યાત્રાએ ગયેલા ત્યારે તેમની ટ્રેનમાં ૧૦૫ ત્યાગી સંતો તથા ગૃહસ્થો મળી કુલ ચારસો માણસો હતા. સ. સ્વામી ભક્તિપ્રિય-દાસજી અને શાસ્ત્રીજીની ટીકીટ તે વખતના સેકન્ડ કલાસની હતી. તે બન્ને રસોઈની તમામ વ્યવસ્થા રાખતા હતા. તેમજ કથા, વાર્તા અને આચારવિચારનું પણ ધ્યાન રખાવતા. તેમાં ગયેલા યાત્રાળુ આજે પણ તેની સુવ્યવસ્થા અને સગવડની મુક્તકંઠે પ્રશંસા કરી તેનો યશ શાસ્ત્રીજીને આપે છે.

શાસ્ત્રીજીની ઈચ્છા પાઠશાળા અને દવાખાનાને વ્યવસ્થિત કરવાની હતી તેને માટે સને ૧૯૩૫માં મુંબઈ હાઈકોર્ટમાં સ્કીમ કરાવેલી હતી તે સ્કીમમાં ૫ ત્યાગી અને ૭ ગૃહસ્થો અને આચાર્યશ્રી અને કોઠારીની કમીટી હાઈકોર્ટથી નીમાયેલી હતી. તેમાં તેમનું નામ સભ્ય તરીકે મુંબઈ હાઈકોર્ટથી મુકવામાં આવેલું અને પોતે જીવ્યા ત્યાં સુધી આ કમીટીના સભ્ય તરીકે પ્રખર સેવા આપેલી હતી.

પાઠશાળા સ્થાપવાનો આરંભ સંવત ૧૯૬૫ ( સને ૧૯૦૯ )માં આચાર્યશ્રી શ્રીપાતપ્રસાદજીના પ્રમુખસ્થાને થયેલો હતો. ૬૪ સભ્યોની સત્સંગ મહાસભામાં ૧૧ સભ્યોની કમીટી નીમેલી સં. ૧૯૮૩ માં તા. ૨૮–૧૨–૧૯૨૬ના રોજ મળેલી મીટીંગમાં કમીટી સભ્ય તરીકે શાસ્ત્રી શ્રી હરિજીવનદાસજીની નિમણુંક થયેલી હતી. અને ત્યારથી જ એક સભ્ય તરીકે આગવોરસ દાખવતા આવેલા હતા. સં: ૧૯૯૧ (સને ૧૯૩૫)ની હાઈકોર્ટની સ્કીમ પ્રમાણેની મીટીંગમાં ખાલી પડેલી સેક્રેટરીની જગ્યાએ પટેલ ગોરધનભાઈ દેસાઈભાઈની નવા સેક્રેટરી તરીકે નિમણુંક કરતાં ઠરાવને એક ગેરહાજર સભ્યે કાયદાની એરણે ચઢાવતાં આચાર્યશ્રી પણ તેના પીઠબળ રૂપે સામેલ થયેલા જેથી તે પ્રકરણને લગતા તેમના તરફથી ૯–૧૦ નવ દશ દાવા અપીલો અરજીઓ વગેરે થયેલાં જેમાં દરેકમાં સામેપક્ષે શાસ્ત્રીજી રહેલા અને તેમની શુભનિષ્ઠા સચ્ચાઈ અને મક્કમતાને કારણે તે દરેક દાવાઓ રદ્દ થયેલા અને શાસ્ત્રીજી વિજયી નિવડેલા. પોતાના સાચા નિર્ણયનો બચાવ કરવાની અને તેને માટે ખૂબ મક્કમતા અને ધૈર્યથી પૂરતો સામનો કરવાની તેમની ૮૫ વર્ષની ઉમરે પણ હિંમત અને ધગશ આશ્ચર્યજનક હતી. શાસ્ત્રીજીની તરફેણમાં પરિણામ આવ્યા પછીજ પાઠશાળા કમીટીનું ખોળંભે પડેલું કામ શરૂ થયેલું અને ઘણા સભ્યોની ખાલી પડેલી જગ્યા પૂરી કરાઈ હતી. આ પાઠશાળાનું મકાન બંધાવવા માટે અને છાપખાના માટે ફંડ એકત્ર કરવા જૈફ ઉમરે પણ શાસ્ત્રીજી ગામે ગામ ફરી સારૂં એવું ફંડ એકત્ર કરી શકયા હતા અને તેમણે જ પોતાની દેખરેખ નીચે તે બન્ને ભવ્ય મકાનો બંધાવ્યાં હતા અને તેમની ઈચ્છા પ્રમાણે પ્રીન્ટીંગ પ્રેસ શરૂ થયેલું જોઇનેજ અક્ષરનિવાસી થયેલા હતા. ઉપરના તમામ દાવા, અરજીઓ અને અપીલોમાં પાઠશાળા અને શાસ્ત્રીજી અને બીજા તમામ સભ્યો તરફથી વકીલ તરીકે ઉભા રહેવાની સેવાનો લાભ શાસ્ત્રીજીએ મને આપીને મને અનુગ્રહીત કર્યો હતો. મારી આ સેવાથી શાસ્ત્રીજીને એટલો બધો આનંદ થયો હતો કે તેમના વીલથી તેમણે પ્રસાદીની પૂજાની પોતાની પેટી મને રાજીપામાં આપી હતી.

શ્રી શંકરાચાર્ય સાથે ઝઘડો થયેલો તેવા પ્રસંગોએ પણ તેમણે લખવા વગેરેનું અને શાસ્ત્રાર્થચર્ચા વગેરે કાર્ય ઉમરેઠમાં રહીને કરેલું અને સંપ્રદાયની સારી સેવા કરી હતી.

સને ૧૯૨૯માં મુંબઈ હાઈકોર્ટની સ્કીમના દાવામાં અને સને ૧૯૭૫ની અમદાવાદ હાઈકોર્ટની નવી સ્કીમના દાવાઓમાં પણ તેમણે અમુલ્ય સેવા આપેલી હતી. અને અમદાવાદની નવી સ્કીમના દાવામાં તો તેઓ એક વાદી તરીકે પક્ષકાર પણ હતા.

વડતાલ સંપ્રદાયથી બહિષ્કૃત કરેલ ઓચાસણવાળા ઉપર ઓરસદ કોર્ટમાં સંપ્રદાયે કેસ કરેલો હતો. તે દાવાની સઘળી શાસ્ત્રીય રજુઆતો તેમના દ્વારા થઈ હતી, અને તેમની જહેમતથી તે દાવામાં સ્વામિનારાયણ સંપ્રદાયના સિદ્ધાન્તો, ઉપાસના, ક્રિયાઓ, મંત્રો, ગોલકતો, મંદિરો વગેરે બધુંજ ઓચાસણવાળાએ બદલ્યુ છે અને તે બધું જ તેમનું જુદુ છે એમ સાબીત થયેલું અને વડતાલ સંસ્થાને જ્વલંત ફત્તેહ મળેલી હતી. આ દાવામાં તેમણે શાસ્ત્રોના અર્થ વગેરે વિગતો એટલી સરળ અને સરસ રીતે રજુ કરેલી હતી જે જડજમેન્ટમાં પણ તેમની સેવાઓની નોંધ તે વખતના ન્યાયાધિશે લીધેલી છે. તે તમામ હકીકતો શાસ્ત્રીજીએ છપાવી બહાર પાડેલા **"ઓચાસણબંડનો અથેતિ ઇતિહાસ"** માં નોંધેલી છે.

વડતાલમાં પ. ભ. ભોગીલાલભાઈએ સ ગુ. શાસ્ત્રી શ્રી યોગેશ્વરદાસજીના પ્રમુખસ્થાને વિદ્વત પરિષદ ભરેલી. તેમાં પણ શાસ્ત્રીજીએ તત્વજ્ઞાન બાબતમાં અગ્રભાગ ભજવેલો હતો તે પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ છે.

શાસ્ત્રીજી બાલબોધ અક્ષરો લહીયા માફક બહુસારા લખતા હતા. તેમણે બહુ જ નાના અક્ષરોની શિક્ષાપત્રી તેમજ બીજી ચોપડીઓ લખેલી છે. નાના મોટાં પુસ્તકો બાંધવામાં અને રસોઈની ક્રિયા કરવા કરાવવામાં પણ તેઓ કુશળ હતા. આ હકીકત તેમના પરિચયમાં આવેલા સૌ ત્યાગી અને હરિભક્તો સારી રીતે જાણે છે. તેમણે લખેલાં અને પ્રગટ કરેલાં પુસ્તકો ઘણા સંશોધન બાદ બહાર પાડેલાં છે.

શ્રીજી તથા સંતોની મહાનપ્રસાદીભૂત (ખુરેજ) કોઠાએ વિદ્યાકામમાં બહુજ સહકાર આપેલો છે. તેમાં બેસીને શાસ્ત્રીજીએ બહુધા લખાણ કાર્ય કર્યું છે. થોડુ આસને બેસીને તથા થોડુ લાયબ્રેરીમાં બેસીને લેખન કાર્ય કરેલુ છે.

વડતાલ ટેમ્પલ કમીટીની અગાઉની સ્કીમ થતા તેના મેમ્બર તરીકે ઘણાં વર્ષો સુધી રહીને સેવા કરેલી તેમજ ટેમ્પલ કમીટીએ પ્રતિનિધિ તરીકે તેમની નિમણુંક કરતાં ત્યાગીઓને ચીઠી કરી આપવાની સારી સેવા કરી હતી. કોઠારી શ્રી ચતુર ભગતના વખતમાં વડતાલ મંદિરમાં ભંડારી તરીકે રહીને ભંડારનો ઘણોજ સુધારો કરાવેલો અને રસોઈની સારી વ્યવસ્થા કરેલી રેશનીંગના વખતમાં ભંડારની વ્યવસ્થા તેમની કુનેહને આભારી હતી.

શાસ્ત્રીજીએ "માનમેય પ્રકાશિકા" નામનું સંસ્કૃત પુસ્તક (સંપ્રદાયનો ગરવો ગ્રંથ) બહાર પાડ્યો હતો તે પાઠશાળાના શાસ્ત્રી શ્રી કૃષ્ણમાચાર્યજી અને શાસ્ત્રી શ્રી અનન્તગરાચાર્યજીના સહકારથી પ્રગટ કરેલ છે. આ પુસ્તક બનારસ હિન્દુ યુનિવરસીટીના પાઠ્યપુસ્તક તરીકે પણ સ્વીકારાયું હતું. અને આ રીતે પોતે કૌમુદિ, ન્યાય, મીમાંસા વગેરેનો કરેલો અભ્યાસ સાર્થક કર્યો. શાસ્ત્રીજીએ "આધ્યાત્મિક તત્વાખ્યાન" અને "અદ્‌ભુતાનંદ સ્વામીકૃત શ્રીહરિની અદ્‌ભુત વાતો" આ બે પુસ્તકો સંપ્રદાયોપયોગી બહાર પાડ્યાં હતાં તેને સત્સંગીઓએ સારો આવકાર આપ્યો છે.

સુરતના રાણામંડળે જમીન મંદિર થકી વેચાતી રાખી અને તેના ઉપર બાંધકામ કરાવેલું તે પણ શાસ્ત્રીજી હસ્તક થયેલું. તેમણે "વચનામૃત ભૂમિકા"ના છસો પુસ્તકો અને ગુજરાતી વિષ્ણુ સહસ્ત્રનાં બન્ને ભાગનાં હજાર, હજાર પુસ્તકો મંદિરમાં આપેલાં તેના રૂા. ૮૮૦૦-૦૦ મંદિરના કોઠારના ચોપડામાં જમા થયેલાં છે.

## શાસ્ત્રીજીએ છપાવેલા ગ્રંથોની વિગત હવે જોઈએ.

સંપ્રદાયમાં આ શાસ્ત્રીજીએ કદાચ વધારેમાં વધારે સંખ્યામાં પુસ્તકો પ્રગટ કરેલાં છે. સંસ્કૃત ભાષા ઉપરનું તેમનું પ્રભુત્વ અને બાળબોધ લીપીના સુંદર અક્ષર તેમજ ગુજરાતી ભાષા ઉપરનો સુંદર કાબુ ઉપરાંત સંપ્રદાયમાં ૭૫, વર્ષ સુધી ત્યાગાશ્રમમાં રહી સંપ્રદાયના જ્ઞાનનો બહોળો અનુભવ હોવાના કારણે તેમણે પ્રગટ કરેલા પુસ્તકો ખૂબજ લોકપ્રિય નિવડેલાં છે.

સંસ્થાએ પ્રગટ કરેલ "શિક્ષાપત્રી ભાષ્ય ટીકા સાથે સંસ્કૃત" સંવત ૧૯૮૦ (સને ૧૯૨૪માં) તે વખતે તેના શોધક શાસ્ત્રી શ્રી કૃષ્ણમાચાર્યજીએ તેમના નિવેદનમાં લખ્યું છે કે (શાસ્ત્રી શ્રી હરિજીવનદાસજીએ શોધન કાર્યમાં પ્રથમ પ્રયત્ને પ્રારંભીને મુદ્રણ વગેરેના અંત સુધીમાં અમોને સહાય આપી છે. અને પોતાની વિદ્વત્તાને સફળ કરેલી છે. અને તેથીજ સંશોધન કાર્ય સુખ સાધ્ય બન્યું છે. અનુક્રમથી તેની યોજના કરવાનો જે પ્રયાસ છે તે તેમનોજ છે. અને અમોને જે તેમણે સહાય આપી છે. તે માટે શ્રીહરિ રાજી થાય...) વગેરે ઘણાં પ્રશંસાના પુષ્પો વેરેલાં છે તે તેમની કુનેહ અને પુસ્તક પ્રેસ ઉપરાંત પુસ્તકોના સંપાદનનું પ્રભુત્વ દર્શાવે છે. શતાનંદ મુનિકૃત શિક્ષાપત્રીની મોટી ટીકા (ભાષ્યમાં) જે તે તે પુરાણ કે શાસ્ત્રના શ્લોકો પ્રમાણરૂપે આપેલા છે તે કયા સ્કંધના કયા અધ્યાયના શ્લોકો છે તેનો તેમાં નિર્દેશ કરેલો નથી. પરંતુ શાસ્ત્રીજીએ તે શ્લોકોને છેલ્લા પેજમાં આકારાદિ અનુક્રમથી ગોઠવીને તે તે શ્લોક તે તે પુરાણમાં કયા અધ્યાયનો કેટલામો છે. તે જણાવતો જે આકર વિભાગ તૈયાર કર્યો છે તે તો તેમના અથાગ માનસિક અને શારીરિક પરિશ્રમનું જ ફળ છે. કારણકે એક એક શ્લોક માટે આખુ પુરાણ કે આખુ શાસ્ત્ર તપાસી જવું પડે ત્યારેજ તે નિર્ણય લઇ શકાય. આ ઉપરથી સામાન્ય સમજદાર માણસ પણ તેમના પુરુષાર્થને બિરદાવ્યા સિવાય રહે નહિ.

“ **સત્સંગિજીવન બે સંસ્કૃત ટીકા સાથે** ” સં. ૧૯૮૬ ( સને ૧૯૩૦ )માં છપાવ્યું. તેમાં પણ ઉપર મુજબનાં પ્રશસ્તિનાં પુષ્પો તેમના નિવેદનમાં પાથરેલાં છે. આ પુસ્તકની પ્રેસ કોપી તૈયાર કરવાનો પરિશ્રમ પણ શાસ્ત્રીજીએ જ કરેલો. તેમનાં પ્રગટ કરેલા પુસ્તકોની યાદી હવે જોઈએ. “ **સત્સંગીજીવન** ” સંસ્કૃત સાથે ગુજરાતીમાં પાંચ ભાગમાં છપાયેલાં છે. તેમાં પ્રથમ ભાગ સં. ૧૯૮૭ (સને ૧૯૩૧)માં વડતાલથી અને બીજો અને ત્રીજો ભાગ સુરતથી બહાર પાડેલો છે. ચોથો અને પાંચમો ભાગ વડતાલથી બહાર પાડેલા છે. શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયનો ઈતિહાસ આ ગ્રંથમાંથી પાકૃત વાચકોને આબેહુબ મળી રહે છે. આ પુસ્તકો બહાર પાડીને શાસ્ત્રીજીએ અનન્ય સેવા સત્સંગની બજાવેલી છે. તે માટે તેમને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે. આ રીતે “ શિક્ષાપત્રી ” અને “ સત્સંગીજીવન ” એ બે સંપ્રદાયના અજોડ ગ્રંથ મુખ્ય મનાય છે. તેને સહુ પ્રથમ પ્રસિદ્ધ કરી શાસ્ત્રીજીએ પોતાની વિદ્વતાનો સદુપયોગ કરેલો. સંપ્રદાયનો મુખ્ય ગ્રંથ ‘**વચનામૃત**’ પણ તેમના હસ્તક નિર્ણય સાગર પ્રેસમાં બે ત્રણ આવૃત્તિમાં છપાયેલું. જેમાં ભૂમિકા–અનુક્રમણિકા વગેરેની તેમની સુંદર દેણ છે. ઉપરાંત “ વચનામૃત ભૂમિકા ” નામનું વચનામૃત જેવડું જ સ્વતંત્ર પુસ્તક પણ તેમણે સ્વયં લખીને પ્રગટ કર્યું હતું. જેને વાંચવાથી સંપ્રદાયનું તત્વજ્ઞાન વાંચવા માટે બીજા કોઈ ગ્રંથની જરૂર ન રહે આ ઉપરાંત તેમણે જીવન પર્યંત સાહિત્યની સેવા કર્યા કરી છે. અને સંપ્રદાયના પુસ્તકો જેવા કે મુક્તાનંદ મુનિકૃત “ **બ્રહ્મસૂત્ર ભાષ્ય, હરિલીલામૃત** બન્ને ભાગ **ભક્તચિંતામણિ**, નાની મોટી સાઈઝની **શિક્ષાપત્રીઓ** નિત્ય નિયમ તથા સટીક પંચરત્ન સાથે, **નિષ્કુળાનંદ કાવ્ય, મુક્તાનંદ કાવ્ય, વાસુદેવ મહાત્મ્ય, કીર્તનસાર સંગ્રહ** બે ભાગ વગેરે પુસ્તકો વારે વારે મોટે ભાગે નિર્ણયસાગર પ્રેસમાં આકર્ષક રીતે સંપૂર્ણ શુદ્ધ ગણાય તે રીતે છપાવી પ્રસિદ્ધ કરવામાં અથાગ શ્રમ કરી સત્સંગની ખૂબ સેવા કરી છે.

વળી શાસ્ત્રીજીના હસ્તક “ **ઉદ્ધવસંપ્રદાય** ” માસિક આઠ

વર્ષ ચાલેલું અને '**જયશ્રી હરિ**' માસિક ૭ વર્ષ ચાલેલું તેમાં તેમણે ઘણા તત્વજ્ઞાનના લેખો લખી સત્સંગની અથાગ સેવા કરેલી છે. આ ઉપરાંત પોતાના ગુરુ અને પરમ ગુરુનું ઋણ ચૂકવતા હોય તેમ તેમણે અંતિમ વર્ષોમાં સ્વગુરુકૃત "**આધ્યાત્મિક તત્વાખ્યાન**" ૩૧ અધ્યાયવાળું મૂળ શ્લોકો સંસ્કૃતમાં અને ગુજરાતી ભાષાંતર સાથે તેમજ "અદ્‌ભુતાનંદ સ્વામીની વાતો" અને જીવનચરિત્ર સુંદર શૈલીમાં પ્રસિદ્ધ કરી શાસ્ત્રીજીએ પોતાના તે બન્ને પૂજ્ય ગુરૂ મહાગુરૂને ભવ્ય અંજલી આપી છે. ગોપાળનંદ સ્વામિકૃત '**ઉપનિષદ ભાષ્ય**' પણ શાસ્ત્રીજીના પરિશ્રમથીજ પ્રગટ થયું હતું.

સંપ્રદાયના પ્રતિષ્ઠિત માન્ય દેવો વિરૂદ્ધ અથવા માન્ય સચ્છાસ્ત્રના સિદ્ધાન્ત વિરૂદ્ધ સંપ્રદાયની આશ્રિત કોઈ પણ વ્યકિત (પછી તે વિદ્વાન હોય પૂજ્ય મનાતી હોય કે ગમે તે પ્રકારની હોય) જો કાંઈ લખે તો શાસ્ત્રીજી સહન નજ કરી શકે એવો તેમનો સ્વભાવ હતો. જેથી તેવી વ્યકિતની સામે શાસ્ત્રનાંજ પ્રમાણો ખડકી દઈને તેનું હિંમત પૂર્વક શેહ શરમ છોડી ખંડન કરી સંપ્રદાયના શાસ્ત્રનું અને સિદ્ધાન્તનું તેઓ છડેચોક પ્રતિપાદન કરતા હતા અને એ કારણે તેમને ચાર **દિગ્દર્શન** પ્રસિદ્ધ કરવા પડયાં હતા. અને છેવટે પાઠશાળાની પ્રવૃત્તિ થંભાવી દેવાના આચાર્યશ્રીના તરફથી થયેલા કાવાદાવાનું દિગદર્શન પણ નિડરપણે પ્રસિદ્ધ કર્યું હતું. જેમાં રજુ કરેલ ઈતિહાસ ઉપરથી તેમના ઊંડા અભ્યાસનો ખ્યાલ આવે એમ છે.

"**વિષ્ણુસહસ્ત્રનામ**" નું ભાષ્યનુસારી વિવરણ કરવા પૂર્વક વિષ્ણુ સહસ્ત્રનામના અર્થો સાથેનું પુસ્તક પણ શાસ્ત્રીજીએ લખ્યું હતું. જે પૈકી બે ભાગમાં થઈને ૫૦૦ નામના અર્થ છપાઈને પ્રકટ થયા છે. બાકીનું પુસ્તક છાપ્યા સિવાયનું અપ્રકટ રહ્યું છે. વિદ્વાનોને માટે આ ગ્રંથ ઘણોજ મહત્વનો અને ઉપયોગી છે.

સંવત ૧૯૯૯ (સને ૧૯૪૨) ની સાલથી સ. ગુ. શાસ્ત્રી શ્રી હરિબલદાસજીની નિમણુંક પાઠશાળા–દવાખાનાના સભ્ય તરીકે

કરવામાં આવી ત્યારથી અને તે પહેલાંથી સ. શાસ્ત્રી શ્રી હરિબલદાસજી આ શાસ્ત્રીજીને કમીટીના કામમાં અને દાવાઓમાં અને પુસ્તક પ્રકાશનના કામમાં અપેક્ષિત સહાય કરતા અને તેથી અંત સમય સુધી શાસ્ત્રીજીની પ્રવૃત્તિઓ ચાલુ રહી હતી.

શાસ્ત્રીજીના શિષ્યો (૧) સ. શાસ્ત્રી ગોપાલચરણદાસજી (૨) સાધુ લક્ષ્મીપ્રસાદદાસજી (૩) સાધુ નારાયણપ્રસાદદાસજી પૈકી શાસ્ત્રી ગોપાલ-ચરણદાસજીને તેમની વિદ્વતા જોઈ શાસ્ત્રીજીની જગ્યાએ પાઠશાળા અને દવાખાના કમીટીના સભ્ય તરીકે ચુંટી કાઢવામાં આવ્યા છે. અને શાસ્ત્રીજીની પ્રેરણાથી છાપખાનામાં સુંદર રસ લઈ રહ્યા છે અને શાસ્ત્રીજીની ઈચ્છા અનુસાર તેમનાં અધુરાં રહેલાં કાર્યો અને પુસ્તક પ્રકાશનને વેગ આપવાની ધગશ રાખે છે તે આવકારપાત્ર છે. સત્સંગી ગૃહસ્થો અને ત્યાગી સમાજમાં શાસ્ત્રીજીનો મોભો અનુપમ હતો. તેજ પ્રમાણે સંવત ૨૦૩૧ ના વૈશાખ વદી ૧૦ ને તા. ૪-૬-૧૯૭૫ ના રોજ ૮૨ વર્ષની પાકટ ઉંમરે આ નશ્વરદેહનો ત્યાગ કરી અક્ષર નિવાસી થતાં તેમના શિષ્ય સ. શા. ગોપાલચરણ દાસજીએ તેમના અંતિમ સંસ્કારનો વિધિ ભવ્ય રીતે કરી કરાવી સત્સંગિજીવનનું વડતાલના સભામંડપમાં નવાહ પારાયણ બેસાડી દરરોજ થાળ રસોઈ વગેરે કરાવી સંતોનું પૂજન કરી શાસ્ત્રીજીના કામ અને નામ પ્રમાણે ઉત્તર ક્રિયા પણ કરી હતી. તેમની સંપ્રદાય પરત્વેની મમતા અને સેવાઓને યાદ કરીએ અને અનુકરણ કરીએ એજ તેમના પ્રત્યેની સાચી શ્રદ્ધાંજલી ગણાશે

લિ.

**વકીલ નટવરલાલ જીવણલાલ ભાલજાના**

**જય શ્રીસ્વામિનારાયણ**



।। श्रीस्वामिनारायणो जयति ।।

---

मतं हि यस्य स्मरणं सुमङ्गलं कीर्तन्यकीर्तेः श्रवणं च मङ्गलम् ।
कथा च भद्रश्रवसः सुमङ्गलं तनोतु कृष्णो हरिरेष मङ्गलम् ।।१।।

स्वामिनारायणं वन्दे राधाकृष्णाख्यदैवतम् ।
लक्ष्मीनारायणाख्यं च नरनारायणाभिधम् ।।२।।

---

## સ. પુ. ઘનશ્યામચરણદાસજીનું સંક્ષિપ્ત

# જીવનચરિત્ર–

આ અદ્ભુત શ્રીહરિ વાર્તાઓનો સંગ્રહ, આ પુરાણીશ્રીએ કરેલો. આ સ. પુ. ઘનશ્યામચરણદાસજીની જન્મભૂમિ ઉત્તરસંડા મહાગ્રામ છે. વૈરાગ્યવેગથી વડતાલ સાધુ થવા આવેલા. તે પોતે બહુવાર કહેતા કે "અદ્ભુતાનંદસ્વામીની સેવામાં પાંચ વર્ષ રહેલો". અદ્ભૂતાનંદ સ્વામી સં. ૧૯૩૯માં અક્ષરવાસી થયેલા. આ હિસાબે પુરાણીશ્રી ૧૯૩૪માં સાધુ થવા આવેલા એમ કહી શકાય. આ સમયે ધ. ધુ. આ. ભગવત્પ્રસાદજી મહારાજ ગાદી ઉપર વિરાજમાન હોવાથી તેમના થકી દીક્ષા પામેલા એમ પણ માની શકાય. અદ્ભૂતાનંદ સ્વામીની સેવા કરતાં મળતા અવકાશમાં થોડો સંસ્કૃત અભ્યાસ કરતા. અધિક અભ્યાસ તો પછીથી સંપ્રદાયના ત્યાગિવિદ્વાનો પાસે કરેલો. (તે વખતે તેજ ગતિ હતી.) અદ્ભૂતાનંદ સ્વામીના અક્ષરવાસ પછી મંડળ તો એમના નામથી ચાલતું. મંડળમાં સાધુઓની સંખ્યા સારી હતી.

ધ. ધુ. આચાર્યશ્રી વિહારીલાલજી સામે ઉપસ્થિત થએલા ઝઘડા વખતે ડભાણ, નડીઆદ, વસો, પીજ વિગેરે સમીપનાં ગામોમાં ફરવા જતા. તે વખતે ચરોતરની ચીઠીઓને વધુ માન અપાતું અને સદ્ગુરુઓને તો તે ગામોમાં જ મોકલતા.

સં. ૧૯૫૬માં દુષ્કાળ પડતાં મહુધાના અમીન ચતુરભાઇ મુળજીભાઈ વિગેરેના આગ્રહને લીધે ત્યાં ચૈત્રી સમૈયા સુધી સમંડળ રહેલા. (હું ધોળે લુગડે હતો) આ વખતે ચોમાસામાં આણંદ, ખાંધલી, મેઘવા આદિક ચીઠીનાં ગામોમાં ફર્યા હતા. (સાથે હું સાધુ વેષે હતો) સં. ૧૯૫૭ માં એક વર્ષ ધોલેરા સમંડળ પણ રહેલા. (હું પણ સાથે હતો) તે પછી સં. ૧૯૫૮ માં ગોધરાની ચીઠીમાં ફરેલા. આચાર્યશ્રી લક્ષ્મીપ્રસાદજી મહારાજ રાજેશ્રી રસાલા સાથે ઠાસરા પધાર્યા ત્યારે આ

પુરાણીશ્રી તેમની સંભાવનામાં અગ્રણી હતા. ૧૯૫૯માં મુબઇમાં લક્ષ્મીનારાયણ દેવની પ્રતિષ્ઠા થઈ ત્યારે આચાર્ય સાથે મુંબઇ ગએલા. એજ આચાર્યશ્રી રાજેશ્રી રસાલા સાથે કાનમનાં કંડારી, મંડાળા વિગેરે ગામોમાં ફરવા નીકળ્યા ત્યારે પોતાના માલ સાથે સમંડળ ફરવા ગએલા. ( હું પણ થોડા દહાડા સાથે હતો ) એ આચાર્યના વખતમાં કંડારી દોરા, નાંદોદ રાજ્યનો આખો દેશ વિગેરે ચીઠીઓમાં ફરવા ગએલા.

વસોના અમીન હાથીભાઈ વિગેરે બહુ પ્રેમ ધરાવતા હોવાથી ત્યાં પણ સમંડળ ફરવા ગએલા. નાની ગાદલી ઉપર અમીન બેસે અને પુરાણીશ્રી સામા બેસે. બન્ને જ્ઞાનગોષ્ઠી સારી કર્યા કરે. ત્યાંજ પુરાણીશ્રી માંદા થઇ જતાં, વડતાલથી આચાર્યશ્રી લક્ષ્મીપ્રસાદજીએ મોકલેલા મેનામાં વડતાલ આવેલા. તે વખતે બધા જ બાઈ ભાઈ સત્સંગીઓ વળાવવા માટે ભાગોળ સુધી આવેલા. ( આ દૃશ્ય મેં નજરે જોયું છે )

ધ. ધુ. આ. શ્રીપતિપ્રસાદજી મહારાજ ઠાસરા પધાર્યા ત્યારે પણ આ પુરાણીશ્રી તેમની સંભાવનામાં અગ્રેસર હતા. એ ગામમાં બાઇઓનું મંદિર પણ તેમણે બંધાવેલું.

સં. ૧૯૬૫ માં આ પુરાણીશ્રીની નિમણુંક મુંબઇ મંદિરે થઇ. એક વર્ષ રહેલા. સાધુમંડળ ઘીગોળના કોઠારની અને કથા વાર્તાની વ્યવસ્થા રાખતું. તેજ વર્ષે મેં પહેલવહેલી સત્સંગિ-જીવનગ્રંથની કથા શ્રાવણ માસમાં કરેલી. દોરાની આખી ચીઠી ફર્યા ત્યારે અણસ્તુ ગામમાં શિયાળામાં મંદિર કરાવેલું.

સં. ૧૯૬૮ માં ચીઠી પ્રસંગે ઠાસરામાં રહ્યા હતા. ત્યાં

લકવા થઇ જવાથી ગોધરા લઇ ગએલા. ત્યાંના વૈદ્ય રણછોડ-ભાઈની દવા કરાવાથી આરામ થએલો. સંવત ૧૯૯૯માં ઉમરેઠમાં ચોમાસુ રહ્યા હતા. પુણ્ય શ્રાવણ માસમાં મેં તથા પુ. વાસુદેવચરણદાસે સત્સંગિજીવન ગ્રંથનું માસિક પારાયણ કરેલું તે સંપૂર્ણ સાંભળ્યું હતું. પછી ત્યાંજ રહેલા. હરતા ફરતા અને સભામાં થોડો વખત લીલાની વાતો પણ કરતા. સં. ૧૯૯૯ના આસો વદી ૧૩ (ધનતેરસે) સાંજે થોડો કંસાર પણ માગીને જમ્યા અને અલ્પવારમાં સાવધ સ્થિતિમાં અક્ષરવાસી થયા. વડતાલ તાર કરવાથી હું સવારે ત્યાં ગયો અને પા. મોતીભાઇ ઇચ્છાભાઇના નજીકના ખેતરના ખુંણામાં અગ્નિસંસ્કાર કર્યો હતો.

તેઓશ્રીએ સંસ્કૃતનો અભ્યાસ સારો કરેલો હોવાથી કથાવાર્તા સારી કરતા. ભારતસારની કથા લોકરંજની બહુધા કરતા. તે વખતે સત્સંગિજીવન મુદ્રિત નહિ હોવાથી તેના અમુક અધ્યાયો લખી રાખેલા તેની પણ કથા કરતા. બીજા ગ્રંથોની પણ કથા કરતા. તેથી સત્સંગીઓનો એમના પ્રત્યે આકર્ષક ભાવ બહુ હતો.

આ પુરાણીશ્રીએ "આધ્યાત્મિકતત્ત્વાખ્યાન" નામનો તત્ત્વ પ્રબંધ સંસ્કૃતમાં શ્લોકાત્મક ૩૧ અધ્યાયમાં કરેલો છે. તેનો **ગુર્જરાનુવાદ** મેં કરેલો છે (સંપ્રદાયના ઉપયોગ માટે આ ગ્રંથ છપાય છે.) આ વાર્તા સંગ્રહ તેમણે અદ્ભૂતાનંદ સ્વામી થકી સાંભળીને કરેલો છે. તેનું આ સુંદર રુપમાં મુદ્રાપણ છે.

તેમની આંખ્યે મોતીયો આવેલો. તે જુનાગઢ જઇને ડૉકટર પાસે ઉતરાવેલો. તે પછી સારી રીતે વાંચતા લખતા.

શરીરે ગૌર હતા. અને સ્વભાવે ભોળા મૃદુ હતા. પગે લગાર લંઘાતા હતા. અવસ્થા બહુ થઇ ન હતી. આ રીતે બહુ ટુંકામાં આ જીવન ચરિત્ર છે.

मुनिवर्याद्भुतानन्दस्वामिनं परमं गुरुम् ।
घनश्यामाङ्घ्रिदासं च वन्दे दीक्षाप्रदं गुरुम् ॥

લી. શિષ્ય શા. હરિજીવનદાસ, વડતાલ





श्रीहरिर्जयति ।

श्रीपति श्रीधरं सर्वदेवेश्वरं भक्तिधर्मात्मजं वासुदेवं हरिम् ।
माधवं केशवं कामदं कारणं स्वामिनारायणं नीलकण्ठं भजे ।

---

## श्रीहरि जन्मकर्मादि संक्षेप—

સં. ૧૮૩૭ ચૈત્ર શુકલ નવમીની રાત્રિ દશ ઘડી વીત્યા બાદ છપૈયા પુરમાં શ્રીહરિ પ્રાદુર્ભાવ. અઢીવર્ષ છપૈયામાં સ્થિતિ.

સં. ૧૮૩૯ આસો શુદી નવમીએ છપૈયા થકી અયોધ્યા પુરે પધાર્યા,

સં. ૧૮૪૯ અષાઢ શુકલ દશમીએ શુક્રવારે પ્રાતઃકાળે વનવિચરણ આરંભ. ૧૧ વર્ષ ૩ માસ ૧ દિવસ છપૈયા અયોધ્યામાં સ્થિતિ.

૭ વર્ષ ૧૧ માસ પવિત્ર વન તીર્થ ક્ષેત્ર વિચરણ.

સં. ૧૮૫૬ શ્રાવણ વદી ૬ સંગમ સમયે લોજપુરમાં મુક્તાનંદમુનિ મેળાપ.

સં. ૧૮૫૬ જ્યેષ્ઠ વદી ૧૨ પૂર્વાહ્નમાં પીપલાણામાં રામાનંદ-સ્વામી મેળાપ.

સં. ૧૮૫૭ કાર્તિક શુદી ૧૧ પીપલાણામાં ગુરુ રામાનંદમુનિ થકી મહાદીક્ષાગ્રહણ.

સં. ૧૮૫૮ કાર્તિક શુદી ૧૧ જેતપુરમાં ગુરુએ શ્રીહરિને અર્પેલી ધર્મધુરા (આચાર્યપદ)

સં. ૧૮૫૮ માગશર સુદી ૧૩ ફણેણીમાં ગુરુ રામાનંદ-સ્વામીનું અંતર્ધાન.

૨૮ વર્ષ ૫ માસ ૨૭ દિવસ સત્સંગમાં શ્રીહરિ વિચરણ.

સં. ૧૮૮૬ જ્યેષ્ઠ શુકલદશમી મધ્યાહ્ન પછી શ્રીહરિનું અંતર્ધાન. એકંદર ૪૯ વર્ષ ૨ માસ ૧ દિવસ પૃથ્વી ઉપર લોક-હિતાર્થે સ્થિતિ.

સં. ૧૮૭૮ ફાગણ શુદી ત્રીજ **અમદાવાદમાં** શ્રીનરનારાયણ-દેવ પ્રતિષ્ઠોત્સવ.

સં. ૧૮૭૯ વૈશાખ શુદી પંચમી **ભુજમાં** શ્રીનરનારાયણદેવ પ્રતિષ્ઠોત્સવ.

સં. ૧૮૮૧ કાર્તિક શુદી દ્વાદશીએ **વડતાલમાં** શ્રી લક્ષ્મી-નારાયણદેવનો પ્રતિષ્ઠોત્સવ.

સં. ૧૮૮૨ વૈશાખ શુકલ ત્રયોદશીએ **ધોલેરામાં** શ્રી મદન-મોહનદેવ પ્રતિષ્ઠોત્સવ.

સં. ૧૮૮૪ વૈશાખ વદી બીજ **જુનાગઢમાં** શ્રી રાધા-રમણાદિદેવ પ્રતિષ્ઠોત્સવ.

સં. ૧૮૮૫ આસો શુદી દ્વાદશીએ ગઢડામાં શ્રી ગોપીનાથાદિદેવ પ્રતિષ્ઠોત્સવ.

સં. ૧૮૮૨ કાર્તિક શુકલ એકાદશીએ વડતાલમાં આચાર્ય સ્થાપના.

સં. ૧૮૮૨ માઘ શુકલ પંચમીએ વડતાલમાં હરિમંડપમાં શિક્ષાપત્રીનું લેખન.

સં. ૧૮૮૫ માગશર શુદી ષષ્ઠીએ ગઢડામાં સત્સંગિજીવન ગ્રંથનો લેખન આરંભ.

સં. ૧૮૭૬ માગશર શુદી ૪ થી વચનામૃતનો આરંભ. ૧૮૮૬ અષાઢ વદી ૧૦ મીએ સમાપ્તિ ( ૨૬૨ )





श्री स्वामिनारायणो विजयतेतराम् ।

# અદ્‌ભુતાનંદસ્વામિનું અદ્‌ભુત આદર્શ જીવનચરિત્ર—

(રામાનંદ, સહજાનંદ, રઘુવીર, ભગવત્પ્રસાદ, વિહારિલાલ, આ પાંચ શ્રીમદ્ ધર્મધુરંધર પરમાચાર્યોની પરિચર્યા પરાયણ)

योऽसाबाबाल्यतोऽभूत् विषयविषधरोच्छेदिवैराग्यभूमि-
विज्ञानालोकभानुर्भवति निरुपमो यश्च भक्त्येकसिन्धुः ।
यः साक्षात् स्वामिनारायणचरणसरोजातलब्धात्मसत्त्वः
सोऽयं श्रीमान् मुनीन्द्रो दुरितमपहरत्वद्भुतानन्दनामा ॥१॥

---

(અર્થ—જેઓ, બાલ્ય વયને આરંભીને જ વિષયરૂપ વિષધર (સર્પ) ને ઉચ્છેદે એવા તીવ્ર વૈરાગ્યની પરા કાષ્ટાએ પહોંચેલા છે. (વૈરાગ્ય કહ્યો) જેઓ, વિજ્ઞાનરૂપ જે પરમ પ્રકાશ તેના પ્રસારમાં સૂર્ય-સદૃશ છે. (જ્ઞાન કહ્યું) વળી જેઓ ભક્તિના એક સમુદ્ર છે. (પરા ભક્તિ કહી) વળી જેઓ સાક્ષાત્ ભગવાન શ્રીસ્વામિનારાયણના ચરણારવિંદની ઉપાસનાથી સઘળી આત્મસત્તાને પામેલા છે. (ઉપાસન કહ્યું) માટેજ જેમને કોઈની ઉપમા નથી. એવા અદ્‌ભુતાનંદ નામથી વિખ્યાત શ્રીમાન્ મુનીન્દ્ર, અમારાં વિરોધિ સમગ્ર પાપોને નાશ કરો)

આ પવિત્ર જીવનચરિત્ર સત્પુરુષનું જન્મસ્થાન કડુ ગામ છે. આ ગામ, ગુજરાત રાજ્યના સુરેન્દ્રનગર જીલ્લાના ઝાલાવાડ પ્રદેશમાં લખતર ગામથકી અમદાવાદ તરફ જતા રાજરોડ પાસેજ લખતરથી બેગાઉ દૂર આવેલું છે. આ ગામમાં **શ્રીજીમહારાજ** ગઢડાથી વડતાલ જતાં આવતાં સંતો સાથે કેટલીકવાર પધાર્યા છે. આ ગામના પાદરમાં આવેલા **તલાવમાં** શ્રીજીએ સંતો સાથે સ્નાન કરેલું છે. આ તલાવને કાંઠે શ્રીજી સભા કરીને વિરાજેલા તે પ્રસાદીસ્થળે ઓટો કરેલો છે. જે પથ્થર ઉપર બેસીને શ્રીજીએ સ્નાન કર્યું હતું તે પ્રસાદીનો પથ્થર ઓટા ઉપર પધરાવ્યો છે. તથા તલાવના તીર ઉપર બહુ જૂના વખતથી **હનુમાનજીનું** મંદિર છે એ પણ પ્રસાદીનું છે તે સ્થળે એસ. ટી.ની બસો બહુધા ઉભી રહે છે. તેમાં બેઠાં બેઠાં તલાવ અને ઓટાનાં દર્શન થઈ શકે છે તથા એ ગામની સીમમાં ગોથરા નામે તલાવ છે તેમાં શ્રીજી સંતો સાથે નાહ્યા છે ત્યાં પણ ઓટો છે. આ રીતે આ ગામ, બહુ રીતે શ્રીજીચરણાંકિત પ્રથમથી હોઇને બહુ વડુ છે.

આ ગામમાં હાલ પાંચસો મનુષ્યોની વસ્તી છે. પ્રથમ પાટીદારો તથા ક્ષત્રિય–દરબારોનો સત્સંગ સારો હોવાથી તેમણે પાકુ મંદિર કરાવેલું મોજુદ છે. પરંતુ અત્યારે કોઈ પણ સત્સંગી ચુસ્ત નહિ હોવાથી જીર્ણ દશામાં વર્તે છે અને મંદિરમાં પધરાવેલી મૂર્તિ અને ચરણારવિંદ છે તે પણ અપૂજ્ય રહે છે. આ હરિમંદિરનો લેખ મૂળી મંદિરમાં છે અને વળી આ ગામની આજુબાજુ લીલાપુર લખતર જેવા સુપ્રસિદ્ધ સમૃદ્ધ સત્સંગિઓનાં ગામો છે, છતાં કોઈ પણ સંભાળ લેતા નથી. એક મહાન્ સત્પુરુષની સ્મૃતિ તરીકે મંદિર છે તે રહેશે નહિ એવી સ્થિતિ શોચનીય છે સંભાળ લે તો સારૂ.

આ મહાપુરુષના પૂર્વાશ્રમનું નામ **કલ્યાણદાસ** કલ્યાણકારી હતું. પિતાનું નામ **સંઘા** પટેલ હતું અને માતાનું નામ **દેવુબાઈ** હતું. કલ્યાણદાસના બીજા પણ ભાઇઓ **લજુભાઈ**, **વિઠ્ઠલભાઇ**, **કુબેરભાઈ**

નામના હતા ત્રણ બ્હેનો અને ચાર ફોઇઓ હતી (નામ મળતાં નથી) જ્ઞાતિએ કડવા **પાટીદાર** હતા અને શાખ '**દશ લાણીયા**' હતી. એમ વિશાળ કુટુંબ આસ્તિક હતું.

## રામાનંદ સ્વામી તથા સહજાનંદ સ્વામીના પ્રાથમિક પ્રવર પ્રસંગો :—

કારીયાણી ગામના ભક્તરાજ **માંચાખાચર** શ્રીજીને પોતાનું પૂર્વ વૃત્તાંત કહેતાં પ્રસંગાત્ કહે છે કે-સં. ૧૮૫૨ માં રામાનંદ સ્વામીએ અન્નકૂટનો ઉત્સવ મારે ત્યાં કર્યો. તે ઉપર અદ્ભુતાનંદ સ્વામી (પૂર્વાશ્રમમાં કલ્યાણદાસ) તથા તેમના કાકા (કાકા જાણવા મળ્યું નથી) આવ્યા હતા. તેમને રા. સ્વામીએ પોતાના શિષ્ય કર્યા હતા. (આ બાબતનું અનુસંધાન, વાર્તા ૨૩ માં છે) રા. સ્વામીનો આ પ્રથમ સમાગમ છે.

શ્રીજીના ગુરુશ્રી રામાનંદસ્વામી સં. ૧૮૫૮ ના માગશર શુદી ૧૩ના દિને અક્ષરવાસી થયા પછી શ્રીજીએ **માંગરોલ** ગામમાં સં. ૧૮૫૯ માં જન્માષ્ટમીનો મહોત્સવ કર્યો હતો. તે ઉપર દેશ પરદેશના સત્સંગીઓને કુમકુમપત્રિકા લખીને બોલાવ્યા હતા. ત્યારે અદ્ભુતાનંદસ્વામી ઘેરથી માંગરોળ શ્રીજીનાં દર્શન કરવા આવેલા. આ બાબતને એજ સ્વામી વાર્તા ૨૩માં આવા શબ્દોમાં કહે છે કે—" હું પણ ત્યાં ગયો હતો ત્યાં સર્વે ભક્તો અષ્ટમીનો ઉપવાસ કરીને રાત્રિએ જાગરણ કરતાં શ્રીજીએ અષ્ટ પટ્ટરાણીઓએ સહિત શ્રીકૃષ્ણરૂપે પોતાનાં દિવ્ય દર્શન જન્મસમયને આરંભીને સવારના ચાર વાગ્યા સુધી આપ્યાં હતાં. શ્રીજીનો આ પ્રથમ સમાગમ છે.

શ્રીજીમહારાજ સર્વ સંતોને સાથે લઇને અમદાવાદથી હાલ્યા તે ગામ **મેથાણ** થઇને કડુ ગામે આવીને તલાવ કાંઠે બેઠા અને કલ્યાણદાસને આવ્યાના સમાચાર આપતાં તેઓ ગાડુ જોડીને આવ્યા. તે ગાડામાં શ્રીજી, મુક્તાનંદસ્વામી આદિક બેઠા. ત્યાંથી ગામ કેસરિયા

આવીને ત્યાં રાત્રિ રહ્યા. એ રાત્રિએ કલ્યાણેચ્છુ કલ્યાણદાસે વિનયથી કહ્યું કે-'હે મહારાજ ! મને વર્તમાન ધરાવો' ત્યારે શ્રીજીએ પૂછયું કે તમોને વર્તમાન ધરાવ્યા છે ? ત્યારે કલ્યાણદાસે કહ્યું કે–રામાનંદસ્વામીએ વર્તમાન ધરાવ્યાં છે. ત્યારે વળી શ્રીજીએ ફરી પૂછયું કે–કયો મંત્ર આપ્યો છે ? ત્યારે કલ્યાણદાસે કહ્યું કે–'**રામકૃષ્ણ ગોવિંદ હરે નારાયણ**' એવું ભજન કરવાનું કહ્યું છે. કોઇ મંત્ર આપ્યો નથી. ત્યારે શ્રીજીએ **કલ્યાણદાસ** અને ડાંગરવાના ડુંગરજીને વર્તમાન ધરાવ્યાં અને વધુમાં કહ્યું કે-આજથી '**સ્વામિનારાયણ**' એવા ષડક્ષર નામ મંત્રથી ભજન કરજ્યો ( આ રીતે શ્રીજીસ્થાપિત સત્સંગના પ્રથમ સમાગામમાં આવ્યા. આ સમય ૧૮૬૧નો હતો.) એમ બોધ દઈને શ્રીજી ચાલ્યા તે ગામ **કારીયાણી** આવ્યા અને ત્યાં અન્નકૂટનો ભારે ઉત્સવ કર્યો. એ ઉપર ગઢડાના દરબાર **એભલ** ખાચર સંબંધિ હોવાથી એમની બે દીકરીઓ **જીવુબા લાડુબા** પણ આવ્યાં હતાં. તેમને પણ શ્રીજીએ પોતાનું પરમૈશ્વર્ય પ્રદર્શાવીને પોતાના ભગવાનપણાનો નિશ્ચય કરાવ્યો. ત્યાંથી શ્રીજી ચાલ્યા તે **લોજ** ગામે પધાર્યા (આ બાબત વાત ૨૭માં છે. )

**કલ્યાણદાસને મામા અજા પટેલ તરફથી આરંભથી સત્સંગ હતો—**

ઝાલાવાડ પ્રદેશમાં ધ્રાંગધ્રા પાસે આવેલા **મેથાણ** ગામના જે **અજા** પટેલ તે કલ્યાણદાસના **મામા** થતા હતા. આ પટેલશ્રી ધ્રાંગધ્રા રાજ્યમાં રાજાના ખાસ માનીતા અને લોકપ્રતિષ્ઠિત અને ચુસ્ત સત્સંગી પ્રથમથી જ હતા. મેથાણ ગામમાં પુંજાજી, કાકાભાઈ તથા મુકતાનંદ-સ્વામીના વિદ્યાર્થી વિપ્ર ગોવિંદરામ અને **અજા** પટેલ વિગેરે ઘણા ભકતોની ભારે ભાવનાથી શ્રીજીમહારાજ, સંતો સાથે બહુવાર પધાર્યા હતા એ કારણથી એ ગામમાં સારો સત્સંગનો રંગ જામ્યો હતો. અને કેટલાક મુમુક્ષુઓ તો વૈરાગ્યવેગથી **સાધુદીક્ષા** ધારીને શ્રીજીની સમીપ સેવામાં જોડાયા હતા. એ બાબત બહુ પ્રસિધ્ધ છે.

અજા પટેલનાં બહેન દેવુબાઇ કે જે કલ્યાણદાસનાં માતુશ્રી થાય તે આરંભથી સત્સંગ પ્રત્યે ઘણી દઢતાવાળાં અતિબળીયાં સત્સંગી હતાં. તેમનુ લગ્ન કડુના સંઘા પટેલ ( કલ્યાણદાસના પિતા ) સાથે કરેલું. દેવુબાઇના સસરા પક્ષમાં તો કોઈપણ સત્સંગી હતા નહિ, છતાં દેવુબાઇ હમેશાં વહેલાં ઉઠીને ભજન સ્મરણ કરતાં, પરંતુ તે એમના પતિને બીલકુલ ગમતું ન હતું. જે કોઈપણ ઉપાયે શ્રીજીનો સમાશ્રય છોડી દે તેને માટે દેવુબાઈને ઘણાં ઘણાં ક્લિષ્ટ કષ્ટો પ્રહ્‌લાદવત્ આપેલાં પણ સત્સંગનો ત્યાગ કર્યો નહિ. પતિના અતિક્રોધી હઠીલા દુઃસ્વભાવને લીધે દેવુબાઇને જીવનભર ભારે મુશ્કેલીઓ સહન કરવી પડતી, છતાં પણ એમણે પોતાના પુત્રોમાં સત્સંગના શુભ સંસ્કારોનું સિંચન કરવામાં કશી ખામી કે બાકી રાખી ન હતી. દેવુબાઈની સહનશક્તિ અને ભજન-સ્મરણના પ્રત્યક્ષ ફળરૂપે એમના જે ચાર પુત્રો થયા તે અત્યુચ્ચ કોટીના હરિભકતો થયા. તેમાં કલ્યાણદાસ તો મહાન રુપ-ગુણવાળા અને શ્રીહરિના અનન્ય ભક્ત જનકલ્યાણકારી થયા. મેથાણમાં પોતાના મામા અજા પટેલને ઘેર ઘણું રહેવા હોવાથી શ્રીજી અને મુક્તાનંદાદિ મહાસંતોના સેવા સમાગમનો વારેવારે અલભ્ય લાભ લઇને સત્સંગપરાયણ સુદઢ આત્મબુદ્ધિ કેળવી હતી અને પોતાના ભાઈઓનું પણ જીવન, સત્સંગપરાયણ બનાવી દીધું હતું.

કલ્યાણદાસના પિતાને સત્સંગ પ્રત્યે અતિ અણગમો હોવાથી અને એમનો સ્વભાવ પણ ઘણો તામસી હોવાથી કલ્યાણદાસ અને એમનાં માતા તથા ભાઈઓને સત્સંગના ધર્મ-નિયમ પાળવામાં અને શ્રીજી તથા સંતોની સેવા-સમાગમ-દર્શન આદિક કરવામાં પણ ઘણી મુશ્કેલી સહન કરવી પડતી હતી, છતાં તેઓ ધીરજ, શાંતિ અને તેની સાથે ઘરમાં વિવેક રાખીને મક્કમતાથી સત્સંગના નિયમોમાં સુદઢ રહેતા. બહારની ઉપાધિઓ સહન કરવી પડે એ જરા સહેલી પડે છે, પરંતુ ઘરમાં જ દરરોજ બધી જ બાબતમાં તીવ્ર તિરસ્કારો થાય અને કટુ

કટાક્ષો થાય અને વિષમ વાણી બોલાય, એ સર્વેને ધીર સૂરવીર ગંભીર થઈને સહન કરવું અને પોતાની પકડેલી ટેકને અવિચ્છિન્ન નિભાવવી એતો અત્યંત આત્મબળનું મહાકાર્ય અને મુશ્કેલી ચૈકીનો એકનો દૃશ્ય દાખલો જોઇએ.

એક સમયે ધર્મપ્રચાર પ્રયોજને દેશોદેશમાં ફરતા મહાસાધુઓ કડુ ગામની ભાગોળે થઇને નિકળ્યા. સાધુઓએ ગામ લોકોને કલ્યાણ દાસના કુશળ સમાચાર પૂછ્યા. સાધુઓ આવ્યાના સમાચાર સાંભળતાંજ કલ્યાણદાસ તરત જ દર્શન કરવા દોડી આવ્યા. સાધુઓને બીજે ગામ જવાની ઉતાવળ હોવાથી ચાલી નિકળ્યા. એમાં કેટલાક વૃધ્ધો ન ચાલી શકે એવા હતા. તેમને જોઈને કલ્યાણદાસે કહ્યું કે–થોડીવાર થોભો, હું ગાડું જોડીને ઝટ લાવું છું.' સાધુઓએ ના પાડી તથાપિ તેઓ અતિ આગ્રહથી સત્વર ગાડું જોડી લાવ્યા અને વૃધ્ધ સાધુઓને ગાડામાં બેસાડીને સામે ગામ મૂકી આવ્યા. સાંજે કલ્યાણદાસના પિતાને આ વાતની જાણ થતાં અતિકોપયમાન થઈને કલ્યાણદાસના કોમળ વાંસમાં લાકડીથી અસહ્ય માર માર્યો. આ દુષ્પ્રસંગ એટલો બધો ત્રાસદાયી અને દયાજનક પ્રસિદ્ધમાં બનેલો કે–તેને અત્યારે પોણાબસો વર્ષો વીતી ગયાં છે, છતાં ગામના લોકો પરંપરાથી અદ્યાપિત એ વાતને પ્રથમ કહે છે. ( આ બાબત એ ગામના લોકોના પ્રત્યક્ષ પરિચયથી શા. ધર્મ-વલ્લભદાસ જાણી લાવ્યા છે ) આ રીતની અનેક પ્રકારની ઘરની નિત્ય ઉપાધિ છતાં સત્સંગમાં અડગ રહ્યા હતા.

## સહજાનંદ સ્વામીના આદેશ પત્રમાંના આદિ શબ્દથી સાધુ દીક્ષા સ્વીકારી—

કલ્યાણદાસના પિતા સંઘા પટેલ પોતે વ્યવહારે બહુ સુખી હતા. અને તેની સાથે આબરૂદાર ગણાતા હતા એ કારણથી તેઓ અજા પટેલ જેવા સંપત્તિવાળા, ધ્રાંગધ્રાના રાજાના કાર્યકર્તા નામાંકિત પ્રતિષ્ઠિત પટેલના **બનેવી** બની શકયા હતા. આ કારણથી કલ્યાણદાસ

પણ બાલ્ય વયથી મામા અને પિતાના સુખી ઘરમાં બહુ લાડે અને કોડે ઉછરેલા. અને અતિશય ગુણવાન્ અને રુપવાન્ યુવાન હતા.

શુભ સમય આવતાં રીવાજ મુજબ કલ્યાણદાસનું લગ્ન મેથાણ ગામમાં ઉચ્ચ કુટુંબમાં નક્કી થતાં, કડુથી ઉઘલીને જાન સાથે મેથાણ આવ્યા. અજાપટેલની આગેવાની નીચે મંગળ મૂહૂર્તમાં યથાવિધિ વિવાહ વિધિ ધામધુમથી પૂર્ણ થયો. મંડપમાંથી સો સૌને સ્થાને વેરાવાના વખતેજ અજા પટેલ ઉપર ખેપીયા દ્વારા સાધુ થઈ આવવાનો શ્રીજીનો આદેશ પત્ર આવ્યો. પત્ર વાંચીને તુરત ત્યાંથીજ બારોબાર નિકળવાના વિચાર પર આવ્યા આ વાતની જાણ થતાં આશ્ચર્ય પામેલા કલ્યાણદાસે એ પત્ર ખાસ માગીને પૂરો વાંચ્યો. પત્રમાં એમ લખ્યું હતું કે- 'માંચા સુરા સોમલા આદિક ભક્તજનો ઘરમાં હો કે સીમમાં જ્યાં હો ત્યાંથી ખાવું-પીવું પણ પડી મૂકીને ઉભા હો ત્યાંથી તત્કાળ ચાલી નિકળજ્યો, કર્મયોગી તથા સાંખ્યયોગી હરિજન જેને નિકળાય તે સંસારનો ત્યાગ કરીને નિકળજ્યો. અમારૂ બહુજ ગમતું છે. અને રાજાનો કુંવર હોય તેને એમ કહેવું કે-'તમે ઘેર રહો, એમ છતાં નિકળે તો એની ઉપાધિ અમો ભોગવીશું'' આ હકીકત જાણીને તે પણ તેવાજ વિચાર પર આવ્યા. એટલે મામાએ કહ્યું કે-'આમાં મારુંજ નામ છે, તમારું નથી' ત્યારે જવાબમાં જણાવ્યું કે બધાં નામોની પાછળ આદિ શબ્દ લખ્યો છે તેમાં મારો પણ સમાવેશ સુખેથી થાય છે તે પછી ભાણેજની અફર મરજી જાણીને કાંઈ બોલ્યા નહિ. આ અસમયની અયોગ્ય અપૂર્વ વાતની જાણ થતાં અજા, પટેલના બીજા સંબન્ધીઓ અને સાસરા પક્ષના ઘણા માણસોએ ઘણી રીતે તેમ નહિ કરવા માટે સમજાવ્યા. પરંતુ તેમાં જરા પણ મચક નહિ આપતાં મક્કમ રહ્યા. ધર્મપત્નીને કે સાસુ સસરાને પણ ઘેર મળવા ગયા નહિ. જાનૈયા કે જે બહુધા સમીપના સગા હતા તેમને પણ મળ્યા નહિ. આવું અભૂતપૂર્વ અદ્‌ભુત કાર્ય જોઈને આશ્ચર્યને પામેલા લોકો આ વાતને

મુખ્યપણે ગાતા થકાં સૌ સૌને ઘેર ગયા અને લગ્ન સમયે બાંધેલા મીંઢળ સાથે જ લગ્ન મંડપમાંથી જ મામા સાથે ચાલ્યા. ત્યાંથી પગ-પાળા ચાલેલા બન્ને **મામા ભાણેજ** કેટલેક દિવસે પત્રમાં નિર્દેશ કરેલા **શિયાળ** ગામે આવ્યા. આ અપૂર્વ અદ્દભુત પ્રવર પ્રસંગ જાણવા માટે થોડો ઉપયોગી ઇતિહાસ સંગતિ માટે તપાસીએ—

સ્વા. ના. સંપ્રદાયમાં આ મહત્ત્વની બાબત બહુ જાણીતી કર્ણે કર્ણે જપાતી અજોડ છે કે–સહજાનંદ સ્વામીના ફક્ત એક આદેશ પત્રથી જ ( સમક્ષના ઉપદેશ વિના ) અઢાર મોટા મોટા ધનાઢ્ય ગૃહસ્થો તથા ગામધણી દરબારો તત્કાળ ઘરબારો ત્યાગ કરીને ભગવી દીક્ષા ધારીને ભુજ ( કચ્છ )માં સહજાનંદ સ્વામીની સમીપ સેવામાં હાજર થઈ ગયા હતા.

આ પ્રસંગે આ વાતનું મૂળ કારણ જાણવા જેવું એવું બન્યું કે–ભુજના રહીશ સુંદરજી તથા હીરજી આ બન્ને ભાઈઓ પ્રથમથી ચુસ્ત સત્સંગી હતા. તેમાં સુંદરજી તો સુંદર હોઇને ભુજના રાજાના ખાનગી કારભારી તરીકે પણ રાજ્યનો વ્યવહાર કરતા એક વખત રાજકુમારના લગ્નનો પ્રસંગ આવતાં ક્ષત્રિઓના જૂના રીવાજ મુજબ સુંદરજી ખાંડુ ( વરને બદલે તલવાર ) લઇને જાન સાથે સૌરાષ્ટ્રમાં આવ્યા. માર્ગવશાત્ ગોંડળ પાસે **બંધીયા** ગામને પાદરે આવતાં, એવા શુભ સમાચાર અતર્કિત મળ્યા કે–'સ્વા.ના. ભગવાન્ અહીંયા વિરાજે છે. પછી ભક્ત હોવાથી પોતે મૂળુભાઇના દરબારમાં દર્શન કરવા ગયા અને દંડવત્ પ્રણામ કરવા મંડયા. તેને જોઇને મહારાજ બોલ્યા કે કોણુ એ ? ત્યારે નિજ નામ નહિ આપતાં બોલ્યા કે 'આપનો દાસ' આ રીતે શ્રીજીએ ફરીફરી ત્રણવાર પૂછ્યું ત્યારે તેનો પ્રતિઉત્તર **'આપનો દાસ'** એમજ આપ્યો ત્યારે શ્રીજીએ પૂછ્યું કે–'દાસનું શું લક્ષણ ?' ત્યારે કહે, 'સ્વામી કહે તેમજ કરે એ દાસ કહેવાય' દાસનું ખરૂ લક્ષણ સાંભળીને શ્રીજીએ કહ્યું કે–'જો એમજ હોય તો આ મૂંછોના મોટા

શોભા પડાવી, ભગવાં વસ્ત્રો ધારી, અણુવાણે પગે ચાલીને, કાશીની યાત્રા કરીને પાછા મારી પાસે આવો ' આવી અસમયની અસંભવિત અશક્ય પણ આજ્ઞાને સાંભળીને તત્ક્ષણ વાળંદને બોલાવીને, મુંડન કરાવ્યું અને કાષાય કપડાં ધારી ઉઘાડે પગે કાશીની કપરી લાંબી યાત્રા કરવા ચાલી નિકળ્યા. એમ શ્રીજીની આજ્ઞા પૂરેપૂરી પાળી.

તે પછી શ્રીજીએ તરત જ ગુરુ મુક્તાનંદમુનિને કહ્યું કે-' કેમ સ્વામિન્ અમે આ કામ ઠીક કર્યું ને ? ' ત્યારે મુક્ત મુનિ, ચોમેર વિચારીને બોલ્યા કે, " આપ ભગવાન્ જે કરતા હશો તે બરાબર જ છે, એમાં અમારી અલ્પજ્ઞની દૃષ્ટિ પહોંચે નહિ. પરંતુ ખરી વાત એમ છે કે-" ગુજરાત તથા કાઠીયાવાડમાં ચોતરફ સાધુઓને અનેક પ્રકારના ઉપદ્રવો સહેવા પડે છે, પણ કચ્છ ભુજ તરફથી બહુ શાંતિ રહે છે, કારણ કે, ત્યાંના કારભારી સારા સત્સંગી સેવાભાવી છે. આપશ્રીએ તો તેમને પણ સાધુ બનાવી દીધા હોવાથી હવે શાંતિથી રહેવાનું કોઈ સ્થળ રહ્યું નહિ. " ત્યારે શ્રીજીએ કહ્યું કે, ' તમોએ અમને પ્રથમથી આ વાત સૂચવી હોત તો આ પ્રમાણે કરત નહિ' પછી સ્વામીની વાતને સર્વથા યોગ્ય સમજીને શ્રીજીએ તરતજ માણસ મોકલીને સુંદરજીને પાછા બોલાવવાથી આવેલા સુંદરજી શ્રીજીને દંડવત પ્રણામ કરવા લાગ્યા. ત્યારે વળી શ્રીજીએ પૂછ્યું કે-' કોણ આવ્યું ' ત્યારે પણ સાધુ દીક્ષા-ધારી સુંદરજીએ સુંદર કહ્યું કે ' 'આપનો દાસ' ત્યારે શ્રીજીએ કહ્યું કે-' જો દાસ હો તો ભગવાં વસ્ત્રો ઉતારીને જે રાજકીય મંગલ કામ કરવા આવ્યા છે તેને કરો ' પછીથી સુંદરજીએ આજ્ઞા મુજબ દીક્ષા ઉતારીને યથાપૂર્ણ પોશાક પહેરી લીધો. પરંતુ આ ઉપરથી પોતાના મનમાં કંઇક અભિમાન આવી જવાથી ચાલતી વેળાએ પગે લાગતાં બોલી ગયા કે-' હું તો ઠીક છું, પણ હવે આવી પરીક્ષા કોઇની પણ લેશો નહિ, મારા વિના આવું કામ, કોઇથી પણ બની શકે નહિ ? ' આના ઉત્તરમાં મહારાજે મંદહાસમાં કહ્યું કે-'તમે કહો છો એમ કાંઇ

નથી. અમે તો એવાં કામો કાગળથી પણ કરી શકીએ.'

પછીથી મહારાજ તો **બંધીયા** ગામથી **નીકળીને** હાલાર પ્રદેશમાં જામનગર તરફ **ભાદ્રા** ગામે પધાર્યા. ત્યાંથી જેતલપુર ગોવિંદ સ્વામી ઉપર એક પત્ર લખ્યો અને બીજો સુંદરજીના ગર્વના નિવારણ માટે અને ખરી વાતમાં પોતાના ભક્તોની પરીક્ષા માટે ગામધણી દરબારો સદ્દગૃહસ્થો, આદિક એકાંતિક સેવકો ઉપર લખ્યો. આનું અનુસંધાન ભ. ચિ. પ્ર.–૫૪ માં આ મુજબ છે—

"बीजो पत्र लखिए लई, वर्ण थोडे वात घणी कई ।
मांचा सुरा सोमला अलैया, मूळ नांजा मातरा मामैया ॥
अजा जीवा वीरदास वळी, लाधा काळा कमळसी मळी ॥
एह सर्वे तजी घरबार, थज्यो परमहंस निरधार ॥

( આજ બાબત હ. ચ. સાગર, પુર ૧૨, તરંગ ૨૧ માં અલ્પ ફેરફારવાળી છે )

આ પ્રકારે ઉપરના નામધારીઓ ઉપર સં. ૧૮૬૩ના આસો માસમાં આદેશ પત્ર લખીને ભાદ્રામાં દીવાળી કરીને મહારાજ ૧૮૬૪ ની સાલમાં ભુજ (કચ્છ) પધાર્યા અને આજ્ઞાંકિત અનન્ય શિષ્યો ઉપર જે આજ્ઞા **પત્ર લખ્યો** હતો તે પ્રથમ કારીયાણીના **માંચાખાચર** ઉપર ખેપિયા મારફત મોકલ્યો. તે વખતે તેઓ સીમમાં પોતાના ખેતરમાં બારકોશીયા મોટી વાડીમાં કૂવો ગળાવી રહ્યા હતા. ત્યાં શ્રીજીનો પત્ર મળતાં તેને વાંચીને તુરત જ ઘેર આવીને કુંભારને ત્યાંથી ગેરુ મંગાવીને કપડાં રંગીને તેને ધારીને તૈયાર થઈ ગયા અને આજુબાજુનાં બીજા ગામોના દરબારોને પણ ખેપિયા દ્વારા સમાચાર આપી દીધા, જેથી તેઓ પણ કેટલાક સારંગપુર સત્વર આવી પહોંચ્યા અને ભગવાં વસ્ત્રો ધારી લીધાં. પછી આ બધી ભગવી મંડળી સારંગપુરથી **શિયાળ** ગામે આવી મેથાણના અજા પટેલ અને કડુના કલ્યાણદાસ પણ ત્યાં

આવી રહેલા. પત્રમાં લખેલા પૈકી જેમણે વસ્ત્રો ભગવાં પહેર્યાં ન હતા તેમણે દાઢી મૂંછો તથા ચોટલી સહિત મુંડન કરાવ્યું. પછી ભગવાં વસ્ત્રો પહેરી તથા અલફી પહેરી પરમહંસ બન્યા. એમ વેશ ભૂષાની એકરૂપતા બનાવી. શિયાલ ગામ પણ આ મહત્તમ મંડળીના આગમનથી ભાગ્યશાળી પ્રસિદ્ધમાં આવી ગયું. પછી સર્વેએ મળીને આજ્ઞા મુજબ જેતલપુર જવાનું નક્કી કર્યું. શિયાળથી ચાલેલા નવા પરમહંસો કેટલાક દિવસે જેતલપુર આવ્યા.

તે દિવસે હ. ચ. ગ્રંથના કર્તા આધારાનંદ સ્વામી પહેલાજ મળ્યા. આ પ્રસંગ પોતે પ્રત્યક્ષ લખેલો અને શ્રીજીનો પત્ર પણ પુરો વાંચેલો. એનો સાર ઉલ્લેખ ગ્રંથમાં આ રીતે રસ્ય કર્યો છે. (પુર ૧૨ તરંગ ૨૪)

"परमहंस होके काशी जाना, ऐसे पत्र लिखे भगवाना।
पत्र सूनी हरिजन जो जेहु, नाम लिखे ते पत्रमें तेहूं ॥ २१ ॥
घर छोडी शियाळ गाम आये, चोटी तिहां सबको मुंडाये।
अलफी रंगी सब कोटमें डारे, परमहंस भय मतवारे ॥ २२ ॥
जेतलपुर पीछे गाम सो आये, देखत हम आश्चर्य हि पाये।
हमकु कहे हम जावत काशी, अग्या एसी दिनें अविनाशी ॥ २३ ॥
हमकुं पत्र सो आइ दिखाये, पत्र हम हि शिर पर चढाये।
जेतलपुर काशीसे भारी, हम देखे दृढ उर बिचारी ॥ २४ ॥

જેતલપુર આવ્યા તે સમયે રામાનંદસ્વામીના મુખ્ય શિષ્ય વયોવૃદ્ધ રામદાસજી ધર્મપ્રચારાર્થે રહ્યા હતા. શ્રીહરિના ગુરુભાઈ હોવાથી 'ભાઈ' એવી અટકથી પ્રખ્યાત હતા. તેઓ સમાધિનિષ્ઠ સમર્થ સત્પુરુષ અગ્રેસર હતા. શ્રીજી, ત્યાગિસંબંધિ સઘળો વ્યવહાર એમની સલાહ લઈને કરતા. પત્રથી નવા થએલા પરમહંસો જે દિવસે જેતલપુર આવવાના હતા તેની આગલી રાત્રિએ શ્રીજીએ રામદાસને સદ્યસમાધિમાં સૂચવેલું કે–" આવતી કાલે નવા પરમહંસો આવશે, એમને અમે કાશીની યાત્રા કરીને ભુજનગર આવવાનું લખ્યું છે, પરંતુ હવે એમને

કાશીએ નહિ જવા દેતાં, તમો તેમને સાથે લઇને ભુજ આવજ્યો,' આ સંદેશા મુજબ નવા પરમહંસોને સમજાવીને શ્રીજીનો વઢવાનો ભાર પોતાને શિરે લઇને, સર્વને સાથે લઇને, જેતલપુરથી પગે હીંડીને લાંબો વિકટપંથ કાપીને વિષમ રણ ઉતરીને ભુજ આવ્યા. એમ બહુ દિવસે બહુ કષ્ટે નિર્દિષ્ટ સ્થાને આવ્યા.

આ દર્શનીય નવીન સંતો જે દિવસે ભુજ આવવાના હતા તેજ દિવસે સર્વજ્ઞ શ્રીહરિએ સવારની સભામાં કથા વાર્તા કરી રહ્યા પછી આગળથી અંતર્યામિપણે વાત કરી કે–'આજે નવા પરમહંસોની માન્ય મંડળી આવતી હોવાથી બસો માણસો જમે એટલી રસોઇ શિરાપુરીની બનાવો અને શહેર બહાર ગંગારામ મલ્લના અખાડામાં ઠંડા પાણીના માટલાં ભરાવો' આ રીતની તૈયારી કરાવ્યા પછી હીરજીભાઈ, સુંદરજી ભાઈ, ગંગારામ મલ્લ વગેરે સર્વ સત્સંગીઓ અને હાજર સર્વે સંતો સહિત શ્રીજી, વાજતે ગાજતે સામૈયું લઇને સન્મુખ ગયા અને ત્યાં સભા કરીને ધૂન્ય કીર્તન કરવા લાગ્યા. થોડીવારમાં આવતા નવા પરમહંસોને દેખીને દૂરથી જ શ્રીજીએ સર્વેને દંડવત્પ્રણામ કર્યા. એટલે બીજા સંતો હરિભક્તોએ પણ દંડવત્ કર્યા. પછી સર્વે નવા સંતો સભા પાસે આવીને શ્રીજીને અતિશય આનંદથી દંડવત્પ્રણામ કરવા લાગ્યા. એટલે શ્રીજી ઉભા થઈને એક એકનાં નામો લઇને બહુ હર્ષથી બાથમાં લઇને દાબીને ખૂબ ભેટયા. અને સર્વેને સભામાં સત્કારભર બેસાર્યા. અને ઉચિત પ્રશંસા કરી. એમ નવા પરમહંસ નિમિત્તનો સત્કાર મહોત્સવ અપૂર્વ અદ્‌ભુત સર્વલોકદર્શનીય પ્રશંસનીય થયો.

પછી શ્રીજી સભામાં બોલ્યા કે–'કે આ કલ્યાણદાસ આદિક ત્રણ જણનાં નામો કાગળમાં કર્યાં હતાં ? તે આવ્યા છે?' ત્યારે કલ્યાણદાસે કહ્યું કે 'હે મહારાજ ! આપે કાગળમાં એમ લખ્યું હતું કે–'કર્મયોગી તથા સાંખ્યયોગી હરિજન સર્વે નિકળજો, અમારૂ ગમતું છે,' તો આપનું ગમતું મૂકીને જન્મ મરણના પ્રવાહરૂપ અનિત્ય અસુખ સંસારમાં

શું સુખ લેવા પડયા રહીએ. ત્યારે શ્રીજીએ કહ્યું કે–' એમ હોય તો ભલે આવ્યા. અમારી આંખ માથા પર, એમ ત્રણ વાર બોલ્યા. એમ સ્વીકાર કરીને પછી બીજુ પરીક્ષાર્થે બોલ્યા કે – ' તમે ઘેર જઈને ભિક્ષા માગી લાવો તો રાખીએ, નહિ તો નહિ, કેમકે જલંધર જોગીએ અને ગોપીચંદ રાજાએ પણ એમની રાણીઓ પાસે ભિક્ષા માગી ત્યારે રાખ્યા હતા. ' ત્યારે કલ્યાણદાસે એ વાત પણ કબૂલ કરી પછી કલ્યાણદાસને ખરા ખપવાળા પારખીને પોતાની સેવામાં રાખવાની હા કહી. પછી વાજતે ગાજતે સ્વસ્થાને આવ્યા અને કલ્યાણદાસને પોતાની પાસે બોલાવીને, હાથમાં જે વિવાહ પ્રસંગનું મીંઢળ ( મંગળસૂત્ર ) બાંધ્યું હતું તેને પોતે છોડયું અને તુરત સાધુઓ પાસેથી ભગવાં વસ્ત્રો માગી લઇને તેમને તે વસ્ત્રો પહેરાવીને અપાતી સાધુદીક્ષા આપી. પછીથી પોતે પરમ પ્રસન્નતાથી બોલ્યા કે–'તમોએ બહુ ભારે અદ્ભુત કામ કે જે કોઈથી પણ ન કરી શકાય એવું અપૂર્વ કર્યું છે, તો તમારૂં નામ 'અદ્ભુતાનંદ' એવું સાર્થક પાડીએ છીએ. ' એમ નામાભિધાન કરીને પછી સ્વામીને ઘેર ભિક્ષા માગવા મોકલતાં પોતાના કડુ ગામમાં અને જે ગામ પરણ્યા હતા એ મેથાણ ગામમાં જઈને ભિક્ષા માગી આવ્યા. એમ સાધુદીક્ષાનો અદ્ભુત ઈતિહાસ પૂરો થયો. પત્રમાં નામથી નિર્દેશેલા અજા પટેલને સાધુદીક્ષા આપી અને એમનું 'પૂર્ણાનંદ' એવું ઉત્તમ નામ પાડયું.

ઉપર પ્રમાણે કલ્યાણદાસ પરણ્યા અને તુરત માંડવામાંથી સાધુ થવા ચાલી નીકળ્યા. પોતાની પત્નીને મળવા કે વાતચિત કરવા પણ રોકાયા નહિ તેમ બીજી કોઈ બાબતમાં લોભાયા લલચાયા નહિ આ બધું અદ્ભુત જોઇ જાણીને એમના યુવાન ધર્મપત્ની પણ એટલાં બધાં આશ્ચર્ય પામી પ્રભાવિત થઈ ગયાં કે-એના બળથી એમના હૃદયમાં તીવ્ર વૈરાગ્ય ઉપજ્યો અને તરતજ એમણે પણ જીવન પર્યંત બ્રહ્મચર્ય

વ્રત પાળી પ્રભુભક્તિ કરવાની પ્રતિજ્ઞા લીધી અને યાવદાયુષ ભજન સ્મરણ
કરીને શ્રીહરિના ધામને પામ્યાં. આ પણ એક અદ્દભુત કાર્ય કહેવાય.
અદ્દભુતાનંદસ્વામીની અદ્દભુત ગતિ કહી. હવે નવા બીજાઓની
કહીએ—શ્રીહરિ એ અવસરે સત્સંગિઓના સદ્દભાવભર્યા આગ્રહવશાત્
નવા પરમહંસો સાથે દોઢ માસ સુધી ભુજમાં રોકાયા હતા. ભાવિક
સત્સંગીઓ નિત્ય નવી રસોઈયો કરાવીને જમાડતા અને બીજી બધીજ
બરદાસ સ્વજનવત્ કરતા. પછી શ્રીજીએ બહુ વિચારીને સત્સંગની પુષ્ટિ
માટે નવા પરમહંસોને બહુ રીતે સમજાવીને આદર—સત્કાર સાથે
કેટલા[illegible]ને પાછા ઘેર મોકલ્યાં અને કેટલાકને સાધુ તરીકે સેવામાં કાયમ
રાખ્યા. જેમને પાછા મોકલ્યા તેમને ર જોચિત નવાં શોભિત વસ્ત્રો
પહેરાવીને, વધુમાં રામદાસભાઈ દ્વારા સત્સંગીઓ પાસેથી સાકર મંગા-
વીને પોતે જમ્યા. તે પ્રસાદ તરીકે પ્રથમ નવા સંતોને, પછી બીજા
બધાને પોસ પોસ વહેંચાવી એમ અદ્દભુત અપૂર્વ ઉત્સાહ જણાવ્યો.
અપૂર્વ સત્કાર સાથે વળાવ્યા. આ બધી બાબત આધારાનંદમુનિએ
સ્વકૃત શ્રીહરિ ચરિત્રામૃત સાગરના પુર ૧૨ તરંગ ૨૬ માં આ પ્રમાણે
ગ્રંથિત કરી છે—

"श्रीहरि कहे समझ है जती, सत्संग करे तुम पाये तेती ।
यूं कही काशीके सवांग जती, श्रीहरि सो उत्तराय तेतो ॥ ३१ ॥
खट्वांग आदि जे ते भूपा, ताकु वसन धराये अनुपा ।
नवानगरकी पाघ मंगाये, जरिदार सबहि रहाये ॥ ३२ ॥
सबके शिर पर हरि हाथ बंधाये, अगरखं सूरवार पहिरावे ।
दूजे वसन जेहि चंह जेता, सवहि देवत भये तेता ॥ ३३ ॥
रामदासजीभाई जेता, सकर हरिजनसें मंगाये तेता ।
संत हरिजनकु दिने सबहि, हरि सकर जेमे प्रथम तबहि ॥ ३४ ॥
पोष भरभर सकर देना, रामदासजि दिये तेउ प्रसन्ना ।
[illegible] प्रथम देते भयेउ वर्णि सन्यासी सभारिकु तेउ ॥ ३५ ॥"

આ રીતે આ અદ્‌ભુત શ્રોતાવ્ય ઈતિહાસ પૂરો થાય છે. અદ્‌ભૂતાનંદ સ્વામી ભુજથી ચાલીને ફરતા ફરતા વડતાલ આવીને રહ્યા હતા. તેમના ભાઇ વજુભાઈ, સ્વામીને ઘેર તેડી જવાના વિચારથી કચ્છથી ગાડુ જોડીને વડતાલ આવ્યા. સ્વામીએ તેમને ચાર પાંચ દિવસ રોકવાનું કહેવાથી રહ્યા. પછી તો સવાર સાંજ અને રાત્રિ દિવસ ત્યાગ વૈરાગ્યની એવી અસરકારક ભગવત્ કથા વાર્તા કરી કે, જેને સાંભળીને વજુભાઇનું પણ હૃદય રંગાઈ ગયું. એટલે તેમણે ગામમાં જઈ ગાડુ બળદ વેચી દીધા અને તેના જે પૈસા આવ્યા તેની સંતોને રસોઇ આપી દીધી. પછી પોતે સાધુ થઈ ગયા. એમનું નામ નિષ્કામાનંદ સાર્થક હતું. તે પોતે લહીયા હોઇને તેમણે લખેલાં કેટલાંક જૂનાં પુસ્તકો તેમના શિષ્ય પરંપરામાં વર્તે છે. )

પંદર દિવસ વીતિ ગયા છતાં વજુભાઇ ઘેર નહિ આવવાથી બીજા નાના ભાઈઓ જે ઘેર હતા તેમણે વિચાર કર્યો કે–" ગાડુ બળદ લઇને ગયા હોવાથી મંદિરની સેવામાં રોકાયા હશે. સેવાનું કામ પુરું થતાં ઘેર આવશે.' એમ વાટ જોતાં બે માસ વીતી ગયા, પણ આવ્યા નહિ. પછી ત્રીજા ભાઈ વિઠ્ઠલદાસે વિચાર્યું કે–'હું વડતાલ દર્શન કરી આવું અને વજુભાઇ કેમ રોકાઈ ગયા તે જાણીને તેડતો આવું' પછી વિઠ્ઠલદાસ વડતાલ આવ્યા. દેવનાં દર્શન કરી, ગોમતીમાં સ્નાન કરી, સ્વામીના દર્શન કરવા ગયા, સ્વામીની શુભેચ્છા, એમનું પણ કોમળ હૃદય રંગવાની હતી પણ તે જાણી શક્યા નહિ. સંતો ચાર વાગે વહેલા ઊઠી ધ્યાન ભજન કરે, પ્રભાતીયાં, કીર્તનો, પ્રકરણો, લાંબે રાગે બોલે તથા પૂજા પાઠ સ્તુતિ પ્રાર્થના અને મંત્ર જપમાં તલ્લીન બની જાય. વળી સભામાં કથા વાર્તા ગાયન થાય. એમ રાત્રિ દિવસ જ્યાં જુઓ ત્યાં ભગવત્પરાયણ દિવ્ય વાતાવરણ દૃષ્ટિગોચર થાય. એક તરફ સ્વામી પણ હર વખત પાસે બેસાડીને પ્રેમથી ત્યાગ વૈરાગ્યની વેગીલી વાતો કર્યાજ કરે. એમાંથી પરિણામ એ આવ્યું કે, સદસદ્વિવેકી વિઠ્ઠલભાઈ

પણ સંસારને અનિત્ય અસુખ સમજીને સાધુ થઈ ગયા. એમનું નામ **ચૈતન્યાનંદ** ( નાના ) હતું.

ઉપર મુજબ સાધુ થયેલા નિષ્કામાનંદ મુનિ તથા ચૈતન્યાનંદ મુનિ બન્ને અદ્‌ભુતાનંદ સ્વામી પાસે રહેલા અને આજ્ઞા થાય ત્યાં ફરવા જતા. ( આ બધી બાબત સ્વામીના શિષ્ય સ. પુ. **ઘનશ્યામ-ચરણદાસજી** તથા સ્વામી ધર્મતનયદાસજી કે જેઓ સ્વામીની સેવામાં પાંચ વર્ષ શિષ્ય તરીકે રહેલા હતા. તેમના થકી તેમના શિષ્ય અ. નિ સ. ગુ શા. હરિજીવનદાસજી વિગેરેએ જાણ્યું છે.

ઉપરોક્ત પ્રકારે ત્રણ ભાઈઓ વૈરાગ્ય વેગથી સાધુઓ થઇ ગયા **કુબેરદાસ** એકલા ઘેર રહ્યા. એક તો ઘરનો સઘળો ભાર એમને માથે પડ્યો. પ્રિય ત્રણ ભાઈઓનો આશ્રય હતો તે છૂટી ગયો. આશ્રયભૂત મામા અજા પટેલ હતા તે પણ પૂર્ણાનંદ નામથી સાધુ થઈ ગયા. માતા પિતા તો પહેલા ધામમાં ગએલા. આ બધા કારણોને લઈને નિરાશ્રય બનેલા **કુબેરદાસ** વધુ ઉદાસ થઈ ગયા. ઘરતો સવ શૂન્ય લુખુ લાગવા માંડયું. આની આજ ચિંતામાં નિદ્રા પણ પૂરી આવે નહિ. એમને પણ મહાપ્રભુ શ્રીહરિ અને એમના સંતો વિષે પુષ્કળ પ્રેમ હતો અને સત્સંગ પ્રત્યે પુરી નિષ્ઠા હતી જેથી બીજે દિવસે વહેલી સવારે ઊઠીને સાધુ થઇ જવાના સંકલ્પથી ગઢડા ચાલતા થયા. આ અતિઅસહ્ય સમાચાર વાયુવેગે ચોતરફ ફેલાઈ જતાં, કુબેરદાસનાં ત્રણે **બહેનો** અને ચાર **ફોઈઓ** કે જે જુદે જુદે પોતપોતાને ઘેર હતાં તે સર્વે કડુમાં ભેગા થયા અને કુબેરદાસને ઘેર તેડી લાવવાના ઠરાવથી એકદમ શ્રીજીમહારાજ પાસે ગઢડા આવ્યાં શ્રીજીના દર્શન કર્યાં અને કુશળ સમાચાર પૂછતાં તે બધું કહ્યા પછી શ્રીજીને વિનંતી કરી કે, "અમારા ઉચ્ચ વિશાળ કુટુંબમાં હવે નજીકના કોઇ પુરુષ રહ્યા નહિ. ત્રણ ભાઈઓ સાધુ થઇ ગયા એક ભાઈ ઘેર હોવાથી લોક વ્યવહારે અમારે સારું હતું કુબેરદાસ સાધુ થઇ જાય તો અમારે બાઇઓને કોઈ પ્રકારનો આધાર રહેશે નહિ. અને જેનો

વંશ ન હોય તેનું જગતમાં સારૂં પણ કહેવાય નહિ. તો અમારા આ દુઃખ ખાતર અમારી ઉપર કૃપા કરીને કુબેરદાસને ઘેર મોકલો અને એમના વંશમાં સત્સંગ સદાય રહે એવો આશીર્વાદ આપો " આ પ્રમાણેની બહેનો અને ફોઇઓની ઉચિત પ્રાર્થના સંભળીને, બહુ રાજી થઈને, શ્રીજીએ કુબેરદાસને બહુ રીતે સમજાવીને આગ્રહથી ઘેર મોકલ્યા અને 'તમારા વંશમાં સત્સંગ સદા રહેશે' એવો આશીર્વાદ આપ્યો: પછી રાજી થયેલાં તેઓ શ્રીજીને પગે લાગીને પોત પોતાને ઘેર આવ્યાં.

શ્રીજીની આજ્ઞાથી ઘેર આવેલા ગૃહસ્થાશ્રમી બનેલા કુબેરદાસને એક પુત્ર થયો. તેમનું **કલાભાઇ** નામ હતું. તેમના પુત્ર **જીવરાજભાઇ** નામના થયા. તે પોતે વતનનું મૂળ ગામ કડુ છોડીને, વિરમગામ પાસે ખાખરિયા પ્રદેશમાં **ધરમપુર** ગામ વસ્યું ત્યારે સં. ૧૯૬૨ માં ત્યાં રહેવા આવ્યા એમના પુત્ર **લાલજીભાઇ** સારા સત્સંગી સુપ્રસિદ્ધ હતા લાલજીભાઈના બે પુત્રો **પુરુષોત્તમભાઇ** તથા **ધનજીભાઈ** નામના હાલમાં છે. પુરુષોત્તમભાઈના પુત્ર **ચંદુલાલભાઇ** તથા **નારાયણભાઇ** નામના બે છે અને ધનજીભાઈના પુત્ર **હરજીવન, જશવંત, બાબુભાઈ** આ ત્રણ છે. અને પરસોતમભાઇના દિકરા ચંદુભાઇને વડતાલના અ. નિ પૂ. પૂ. સ. શ સ્રી હરિજીવનદાસજીના શુભ આશિર્વાદથી એક પુત્ર થયો છે તેઓ હવે ધરમપુરમાંજ કાયમ રહે છે એમના કુટુંબમાં પરંપરાથી સત્સંગ, માહાત્મ્ય જ્ઞાનપૂર્વકનો સારો ચાલ્યો આવે છે. આ રીતે સ્વામીની વંશપરંપરા ચાલુ છે. સ્વામીની બહેનો અને ફોઈઓની ખરી હકીકત પૂરી મળતી નથી અને આમાં ઉપયોગી પણ નથી.

## સ્વામિના તપ, ત્યાગ, વૈરાગ્ય, બ્રહ્મચર્ય વિગેરે સાધુ ગુણોની પરા કાષ્ઠા અને પરા ગતિ — પરદેશ ખાનદેશની પદયાત્રા

એક દિવસ શ્રીજી મહારાજે અદભુતાનંદ મુનિને ખાસ બોલાવીને કહ્યું કે " તમે ખાનદેશમાં ફરવા જાઓ અને ત્યાં મુમુક્ષુંઓને ઉપદેશ આપીને સત્સંગ કરાવો " આ વાતને સાંભળીને સાઠ સાધુઓએ

શ્રીજીની આજ્ઞા શિરપર ચઢાવી. પછી તે સર્વે શ્રીજીને પગે લાગીને ચાલી નિકળ્યા. તે દિન પ્રકરણ એવું હતું કે-"ते दि प्रकरण तो हतुं एवुं, करपात्र उदर धरी लेवुं. एक अलफी राखता सहु, मही कोपीन अंचळो कहु ।।२०।। राते सुवे नदीमांही साथ, करी वेळुमां बोळे निज हाथ ।।२१।। ताढे फाटे हाथ तथा पग, वहेला ऊठीने नाही लीये नग ।।२२।। (नग्न) (માધવદાસકૃત શ્રીહરિકૃષ્ણચરિત્રામૃત સાગર અ. ૬૬)

આવા વેષવ્રતધારી સંતો ભરૂચ પાસે નર્મદા નદીને ઉતરીને. માંડવી (સુરત) થઈને ફરતા ફરતા ખાનદેશમાં માલેગામ આવ્યા આ અવસરે કોઈ સત્સંગી સાથે શ્રીજીનો કૃપાપાત્ર પત્ર આવ્યો. એમાં એમ લખેલું કે 'જેમ છે તેમ વેષવ્રત રાખજો. અને જે વિશેષ કહેવું છે. તે પછી કહીશું' આવી આકરી કપરી વાત સાંભળીને પોંચા મનવાળા હતા તે તો રાત્રિએ એકે એકે વહેલા ઉઠીને ચાલ્યા ગયા. સાઠ પૈકી સાતજ અડગ રહ્યા. નહિ રહેવાનું સ્થાન, નહિ ખાવાનું અન્ન, નહિ પહેરવા ઓઢવાનું વસ્ત્ર, પગપાળા ચાલવાનું અને તાઢ તડકો સહન કરવાનું, લોકમાં જ્યાં જાય ત્યાં અનાદર આવી તીવ્રતર તપશ્ચર્યામાં કોણ રહી શકે? આ બાબતનું અનુસંધાન ઉપરોક્ત ગ્રંથના અ. ૬૬ માં છે. "एम करतां नाथे पत्र मोकल्यो, आव्यो संत पासे रंग रेल्यो ।।२२।। लख्यो पत्रमांहि बहु मर्म, वांची सौने पड्यो अति मर्म लख्यो कागळमां एम लेश, जेम छे तेम राखजो वेश ।।२३।। पण कहेवुं छे ते पछी कहेशु, तमे अमे भेळा ज्यारे थाशु. सुणी पोचामनवाळा, रातोरात उठी जता [illegible] । पछी साठमांथी सात रह्या, अद्भुतानंद आंहिथी गया ।।२४।। मालेगाम नदीने कांठे, अनूरु झांडमां शिवालय ओथे" આ રીતે છે. સાત સંતો બાકી રહ્યા તેઓ જુદેજુદે ગામે ફરવા ગયા કેમકે એ વખતે "एक एव चरेत्तस्मात्कुमार्या इव कङ्कणम्' એમ એકલા ફરવાની આજ્ઞા હતી. અદ્ભુતાનંદમુનિ એકલા માલેગામમાં નદીને કિનારે અનુરુ (સીતાફળી) ના વૃક્ષોમાં શિવાલય હતું તેમાં બે દિવસ રહ્યા.

પછી સ્વામી ત્યાંથી એકલા ચાલી નિકળ્યા તે કુંજબારી નામે મોટા શહેર પાસે આવ્યા. આ શહેરના પાદરમાં આથમણી બાજુ નદી વહેતી હતી. તેને કાંઠે રાજાની હવેલી હતી. તે રાજા જાતે બ્રાહ્મણ હતા. અને તેમનું નામ નારસિંહ રાવજી હતું. આ રાજા હવેલીની બારીમાંથી સાયં સમયનું સૃષ્ટિસૌન્દર્ય જોઈ રહ્યા હતા. એવા સમયે સ્વામી નદીના મિષ્ટ પાણીને પીઈને દરવાજા બહાર ઓટલા ઉપર વિશ્રાંતિ માટે બેઠા. તેમને નજરે જોતાંજ ધાર્મિક અને સાધુ વિષે સદ્બુદ્ધિવાળા રાજાએ તપથી કૃશ શરીરવાળા પ્રભાવશાળી સ્વામીને જોઈનેજ વિચાર કર્યો કે, 'આ કોઇ મહાસમર્થ સંત મહાત્મા જણાય છે, માટે આપણે ત્યાં બોલાવીને સેવા સમાગમનો અલભ્ય લાભ લઈએ' પછી રાજાએ હજુરી ચાકરને મોકલીને કહેવડાવ્યું કે–'અહીં વાઘની બહુ બીક રહે છે અને સાંજનો સમય પણ થવા આવ્યો છે, તો શહેરમાં પધારો" ત્યારે સ્વામીએ કહ્યું કે "જ્યાં સ્ત્રીયોને જવા આવવાનો પ્રસંગ હોય ત્યાં રહેવાની અમારા ગુરુજીની આજ્ઞા નથી" પછી રાજાએ પોતાના ગુરુને નહાવાની એક ધર્મશાળા હતી કે જેમાં સ્ત્રિયોનો પગફેર ન હતો તેમાં ઉતારો આપ્યો.

થોડી વાર થઈ ત્યાં તો રાજાના ગુરુ કે જે બહુ શાસ્ત્રોને ભણેલા વિદ્વાન બાવાજી હતા તે નહાવા માટે એ ધર્મશાળામાં આવ્યા અને નહાઇ ધોઈને સ્વામી પાસે આવીને બેઠા. અને પ્રથમ કુશળ સમાચાર કહીને બધી હકીકત પૂછી. પછી સ્વામીએ સઘળી હકીકત અને સંપ્રદાય સંબન્ધી સમસ્ત વૃત્તાંત કહ્યું. પછી તેમણે સ્વામી પાસે મહારાજની વાતોની ચોપડી હતી તેને જોઇને પૂછ્યું કે–આ શાનું પુસ[illegible] ત્યારે સ્વામીએ કહ્યું કે–"આમાં તો છ શાસ્ત્રો તથા અઢાર પુરાણની સંક્ષિપ્ત વાત છે' તેને સાંભળીને એના અંતરમાં બહુ બીક લાગી કે–'આટલી નાની ચોપડીમાં જ્યારે છ શાસ્ત્રો અને અઢાર પુરાણોની વાત સમાએલી છે, તો આ બહુ મોટા વિદ્વાન્ હશે, જો મને કંઇક પ્રશ્ન પૂછશે તો તેનો

ઉત્તર મારાથી નહિ આપી શકાય, માટે જો આજ્ઞા કરે તો હું ઉઠી જાઉ" પછી સ્વામીએ અંતર્યામિની પ્રેરણાથી બાવાજીની વાત જાણીને કહ્યું કે—"પંડિતજી તમારા મનમાં ઉઠવાનો સંકલ્પ થયો હોય તો ભલે સુખેથી જાઓ" પછી બાવાજીએ વિનય અને નમ્રતાથી કહ્યું કે "આપ તો કોઈ ઈશ્વરમૂર્તિ જેવા સમર્થ મહાપુરૂષ છો, કેમ કે મારા અંતરની વાત કહી દીધી એમ કહીને પગે લાગીને પોતાને ઉતારે ગયા.

રાજગુરુએ રાજાને સ્વામીનો મહિમા બહુ કહેતાં, રાજાએ કચેરીમાં પધરામણી કરવાની કહી. રાજાએ ગુરુની આજ્ઞા માન્ય રાખી અને સ્વામીને કચેરીમાં પધરાવીને ખુરશી ઉપર બેસાર્યા. પોતે રાજાએ તથા કારભારીઓ વિગેરેએ ઉભા થઇને સ્વામીનો ભારે સત્કાર કર્યો પછી રાજાએ **પાંચસો** રૂપીયા તથા ફળ ફુલ સાકર આદિકની ભેટ મૂકી અને ચંદન પુષ્પાદિવડે પૂંજા કરી, પગે લાગીને રાજા પોતાને આસને બેઠા, પછી સ્વામીએ કહ્યું કે "અમે તો સ્વામિનારાયણના સાધુ ત્યાગી હોવાથી, દ્રવ્ય વિગેરે ભારે પદાર્થોને સ્વીકારતા નથી." ત્યારે રાજાએ કહ્યું કે 'આપના જેવા ત્યાગમૂર્તિ સંતના દર્શનતો મહાદુર્લભ છે, આપની મરજીમાં આવે તેમ આ રૂપિયાનો સદુપયોગ કરો, તમોને આપેલું તે અમારાથી પાછું લેવાય નહિ' પછી સ્વામીએ તે રૂપીયા બ્રાહ્મણોને આપી દીધા અને સાકર ફળ ફુલ હતાં તે પ્રસાદી કરીને રાજા તથા બે કુંવરોને આપ્યાં. પછી રાજાએ કહ્યું કે—"હવે અમારી રાણીઓને દર્શન દ્યો" ત્યારે સ્વામીએ કહ્યું કે—'અમારા ગુરુની એવી આજ્ઞા નથી' આ અશ્રુતપૂર્વ વાત સુંણીને રાજા તથા કારભારી વિગેરેને ઘણોજ આદરભાવ વધ્યો અને ઘણોજ ભાર પડી ગયો. પછી જે બ્રાહ્મણોને રૂપીયા આપ્યા હતા. તેમને ત્યાં જમીને ઉતારે આવી સુખેથી સૂઈ ગયા.

એક દિવસે રાજાએ ગુરૂ આગળ વાત કરી કે—'આ સ મહાત્મા તો સ્ત્રી દ્રવ્યાદિક કોઇપણ પદાર્થમાં લેશ પણ લોભાતા ન

હોવાથી ભારે ત્યાગી પુરુષ છે' ત્યારે ગુરુએ કહ્યું કે–કોઈ ખાનદાન કુટુંબના ભાગ્યશાળી પુરુષ છે, એમ ન હોય તો આવા રુપ ગુણવાળા હોય નહિ, તમારી કન્યા છે તે એમને પરણાવો અને એક બે ગામની રાજગાદી એમને આપો તો સુખેથી રહેશે' આ વાત રાજાને બહુ પ્રસન્ન પડી ગઈ અને તરતજ જોશીને બોલાવીને મંગળ મૂહૂર્ત જોવરાવ્યું. તે દશમે દિવસે શુભ આવ્યું. પછી વળી ગુરુએ કહ્યું કે–'જો આ વાતની સંતને ખબર પડી જશે તો જતા રહેશે, માટે ચોકી પહેરા રાખો' પછી રાજાએ તે પ્રમાણે બે પોલીસોને ચોકીમાં રાખ્યા. નહાવા જાય કે શહેરમાં જમવા જાય ત્યાં પણ પાછળ પાછળ સિપાઈઓ ફર્યા કરે. એ પ્રમાણે પાંચ દિવસો વીતિ ગયા.

એક દિવસે રાજાના બન્ને કુંવરો સ્વામી પાસે આવીને બેઠા. તેમને સ્વામીએ પૂછ્યું કે-'તમારા પિતાશ્રી અને ગુરુજી કાંઈ વાત કરે છે?' ત્યારે ભોળા બાળકોએ કહ્યું કે–' હે મહારાજ ! તમને અમારાં બ્હેન પરણાવવાનાં છે અને એક બે ગામની રાજગાદી આપશ્રીને આપવાની છે અને બધું રાજકુટુંબ, આપના શિષ્ય થઈને રહીશું " એવો વિચાર બન્નેએ કર્યો છે અને તમે જતા ન રહો એને માટે ખાનગી રીતે તમારી દેખરેખ માટે બે સીપાઈઓ પણ રાખ્યા છે" આવી કુંવરો થકી વિષમ વાત સુણીને, સ્વામી મનમાં વિચાર કરવા લાગ્યા કે ' ઘરનું અભેદ્ય બંધન છોડીને સાધુ થઇ ગયો અને મીંઢળ પણ મહારાજે છોડયું હતું. અને આતો પારકું પણ દુર્ભેદ્ય બંધન છે, જો આમાં લલચાયા તો આખી જીંદગી બરબાદ થઈ જશે હવે કેમ કરવું? અહીંથી લાગ જોઇને ચાલી નીકળવું એજ સારો ઉપાય છે' પછી સ્વામી આંખો મીંચીને, હૃદયમાં શ્રીમૂર્તિને ધારીને, 'સ્વા.–મા.' એમ અખંડ ભજન કરતા થકા આખી રાત્રિ તો વીતાવી પછી બીજે દિવસે રાત્રિના ત્રણ વાગે ઉઠીને, સીપાઇઓને સુતા મૂકીને, લાગ જોઇને ત્યાંથી ચાલી નિકળ્યા. થોડુ દૂર

જતાં ત્યાં એક નદીનું કોતર આવ્યું તેમાં સંતાઇ ગયા. સવાર થતાં જાહેર થયું કે સંત ભાગી ગયા. ત્યારે રાજાએ ચારે તરફ ઘોડેસ્વાર દોડાવ્યા. અને આજ્ઞા કરી કે 'જ્યાં હોય ત્યાંથી સંતને અહીં પાછા બોલાવી લાવો' પછી કોઈ બે ગાઉ, કોઇ ચાર ગાઉ જઈને બધા સ્વારો પાછા આવ્યા. અને રાજાને કહ્યું કે સંતને ઘણે સ્થળે ગોત્યા, પણ મળ્યા નહિ જાણે લોપ થયા હોય એમ જતા રહ્યા છે પછી રાજા નિરાશ થઈને વિલાપ કરવા લાગ્યા.

જ્યારે કોઈ પણ પ્રકારનો ભય ન રહ્યો ત્યારે સ્વામી નદીના ઉંડા કોતરમાંથી બહાર નીકળીને પૂજા રાખવાનો ખલતો બગલમાં રાખી ફક્ત એક કૌપીનભેર બહુ ઉતાવળા ચાલ્યા તે સંધવા શહેરની પોઠ દાણા નાંખવા કુંજબારી આવેલી, તેની સાથે એકાદ ગાઉ ચાલ્યા. પછી તો તેનો પણ સાથ છોડીને હૃદયમાં શ્રીજીની મૂર્તિને ધારીને, એવા ઉતાવળા ચાલ્યા કે–કોઈ સ્થળે તે વિસામો લીધા વિના સંધવા શહેર કે જે લગભગ ચાલીસ ગાઉ થાય ત્યાં સાંજે આવી ગયા. તે વખતે શહેરનો દરવાજો બંધ હતો અને ચોકીવાળાએ રોકવાથી દરવાજા પાસે મહાદેવનું મંદિર હતું તેના ઓટલા ઉપર બેઠા. એક સાથે બહુ વેગથી ચાલીને આવેલા હોવાથી સ્વામીના પગ થાકીને થાંભલા જેવા બની ગયા હતા, પોતાના હાથથી જ પગને ચોળી ચોળીને વાળ્યા ત્યારે સ્વામી નીચે બેસી શકયા. એજ વખતે શહેરમાંથી બે બ્રાહ્મણો દરવાજાની બારી ખોલીને શિવજીનાં દર્શન કરવા આવ્યા તેમણે સ્વામીને શાંતિથી એકાકી બેઠેલા દીઠા. પછી પાસે આવીને પૂછ્યું કે–"મહારાજ ! આજ કયાંથી પધારો છો ? ત્યારે સ્વામીએ કહ્યું કે–'કુંજબારીથી આવું છું'. ત્યારે તેમણે કહ્યું કે-રસ્તો ઘણો દૂર છે, આજરોજ અમારી પોઠ ત્યાંથી ઉપડવાની હતી, ત્યારે સ્વામીએ કહ્યું કે–'તમારી પોઠ આજે ઉપડી છે અને તેની સાથે હું એક ગાઉ ચાલ્યો પછી અતિ ઝડપથી ચાલ્યો તે અહીં આવી પહોચ્યો. ત્યાં તો દરવાજો બંધ થઇ ગયો હોવાથી

અહીં વિશ્રાંતિ માટે બેઠો છું.' ત્યારે તેમણે વળી પૂછ્યું કે–'તમે બહુ ચાલ્યા હોવાથી ભૂખ્યા પણ હશો' ત્યારે સ્વામી શરમ મૂકીને બોલ્યા કે–'ભાઈ ! ભૂખ્યા ને તરસ્યા બન્ને છીએ' ત્યારે દયાળુ ભિક્ષુપ્રિય વિપ્રોએ કહ્યું કે–'અમે જમવાનું ઝટ લઈને આવીએ છીએ' એમ કહીને તેઓ ઘેર જઇને થાળીમાં ખીચડી અને પાણીનો લોટો લઇને આવ્યા પછી તેમણે કહ્યું કે–' તમે જમી રહો ત્યાં સુધી અમારાથી રોકાવાય તેમ નથી, કેમ કે હવે દરવાજાની બારી બંધ થઇ જશે' ત્યારે સ્વામીએ કહ્યું કે–' ખીચડી આ ધોએલા ઓટલા ઉપર મૂકો. અને પાણી આ તુંબડીમાં ભરી દઇને જાઓ, હું પછી નિરાંતે જમીશ' પછી તે વિપ્રોએ બહુ પ્રેમથી કહ્યું કે–' તમે જમી અહીં રાત્ર રહેજ્યો. સવારે અમે તમને શહેરમાં તેડી જઇશું' પછી તેઓ ગયા અને સ્વામી ખીચડી જમીને શિવાલયના ઓટલા ઉપર સુખેથી સૂઈ ગયા. થાકને લીધે નિદ્રા તો સારી ગાઢ આવી ગઈ. સવાર થતાં કહ્યા મુજબ બ્રાહ્મણો આવ્યા અને શહેરમાં સ્વામીને તેડી ગયા. અને યથોચિત્ત સારી સંભાવના ભાવથી કરી. સ્વામી કેટલાક સમય શાંતિથી રહ્યા અને મુમુક્ષુઓને જ્ઞાનોપદેશ આપ્યો અને સત્સંગનો પ્રચાર પણ કર્યો. એમ સર્વે સારાં વાનાં થયાં.

સ્વામીશ્રી સંધવા શહેરથી ફરતા ફરતા ફરીથી **માલેગામ** આવ્યા. ત્યાં આથમણી પાસાએ એક નદીને કાંઠે શિવજીનું મંદિર છે તેમાં ત્રણ દિવસ રહ્યા અને ધર્મપ્રચાર કર્યો. ત્યાંથી નીકળીને **ધૂળીયાની પાસે મેથી** ગામ આવ્યા, ગામની બહાર નદીમાં સ્નાન પૂજા વિ. કરીને બેઠા હતા ત્યાં ગામમાંથી એક **અતીત** (બાવાજી) નદીમાં સ્નાન કરવા આવેલા. તેમણે સ્વામી પાસે આવીને કહ્યું કે 'મહાત્માજી મારે ઘેર જમવા પધારો' ત્યારે સ્વામીએ પૂછ્યું કે 'તમે કેવા છો ?' ત્યારે તેમણે કહ્યું કે 'અમે અતીત છીએ અને અમારે ઘેર તો બ્રાહ્મણ રસોયો છે તે રસોઈ ચોખી કરે છે તેને અમે

જમીએ છીએ અને આપની કૃપાથી અમો વ્યવહારે બહુ સુખી છીએ. કોઈ જાતની શંકા કે ચિંતા કરવા જેવું નથી ' પછી સ્વામી તેમની સાથે ઘેર જમવા ગયા. સ્વામી હાથ પગ ધોઇ પાટલા ઉપર બેસીને શ્રીજીનું સ્મરણ કરતા થકા જમવા લાગ્યા. ત્યારે તે અતીતે પોતાની બે દીકરીઓ કુંવારી હતી તેમને દૂરથી સ્વામીને દેખાડ્યા, બન્ને કન્યાઓ સ્વામીનું રૂપ સુંદર જોઇને 'कन्या वरयते रूपं' એ કહેવતે ઘણીજ રાજી થઈને, પોતાના પિતાને કહ્યું કે, ' અમારે લાયક આ વર છે ' આ અતીત પણ ધનાઢ્ય હતા. એમને દીકરો ન હતો. ફક્ત બે કન્યાઓ જ હતી. તેમની ઉપર અતિશય હેત હોવાથી ઘરજમાઈ થઇને રહે એવા વરને ખોળતા હતા. તે ભાગ્યજોગે અચાનક સ્વામીનો ભેટો થઈ ગયો. સ્વામીનું રૂપ જોઇને કન્યાઓ ખુબજ ખુશી થઈ. આથી બાવાજી પણ બહુજ સંતોષ પામી ગયા. અને એમણે એમ પણ વિચાર કર્યો કે ' પ્રભુ કૃપાથી ઘેર બેઠાં જોઈએ તેવા લાયક જમાઈ મળ્યા છે, પણ જો હું વ્યવહાર રીતિએ લાંબો વિચાર કરીને વિલંબ કરીશ તો આ મહાત્માજી જતા રહેશે, જો આમને તત્કાળ મારી સંપત્તિ સહિત કન્યાઓ આપુ તો આ જરૂર અહીં રહી જશે. આવી રૂપાળી કન્યાઓ અને રૂપીયા બે લાખની સંપત્તિમાં કોણ ન લોભાય ? માટે સાક્ષિએ સહિત લેખ કરીને આમને આપીજ દઉં, જેથી એમને પૂરેપૂરો વિશ્વાસ આવે. અને ચોક્કસમાં અહીંજ રોકાઇ જાય " પછી તરતજ બાવાજીએ એક કાગળ (સ્ટાંપ) મંગાવ્યો, તેમાં લખ્યું કે સાઠ હજાર રોકડા રૂપીયા અને આ મારી બે કન્યાઓ આપું છું. તેમાં સાઠ હજાર રૂપીયા છે તે જમાઇ મારે ઘેર ઘરજમાઇ થઇને રહે, એટલું અત્યારથીજ આપું છું. અને મારી હયાતી બાદ સમગ્ર મીલકત એમની જ છે આવો લેખ કરી, ગામ લોકોની સાક્ષી કરાવીને સ્વામીના હાથમાં આપ્યો.

પછી સ્વામીએ લેખ વાંચી જોયો. અને વિચાર કર્યો કે–" અહો !

દૈવી માયાનું બધું પ્રબળપણું છે, હજી તો રાજ્યનું બંધન, બહુ મુશ્કેલીથી તોડીને ચાલ્યો આવું છું, ત્યાં આ બીજું બંધન અતર્કિત આવ્યું, પરંતુ ભગવાનની સુખમય મૂર્તિને ભૂલીને કોઈ માયિક પદાર્થમાં બંધાઇ જઈએ તો ઘોર નરકમાં પડી ચૂક્યા જેવું દુઃખ છે. જગતની કોઈપણ વસ્તુમાં સાર સુખ લેશપણ નથી. જેટલું સારું દેખાય છે તે સઘળું તો અવશ્ય અનેક દુઃખનું કારણ હોય છે, માટે એનાથી દૂરજ રહેવામાં સાચું સુખ સમાએલું છે." આ રીતે જ્ઞાન દૃષ્ટિથી જોઈ વિચારીને, સ્વામીએ કહ્યું કે-'હે બાવાજી! આ કાગળ હાલમાં આપની પાસે રાખો. હું ઉતારે જઇને જલદી આવું છું' એમ વિશ્વાસ આપીને સ્વામીશ્રી મેથી ગામથી તત્ક્ષણ ચાલી નિકળ્યા. બાવાજીના મનમાં તો એમજ સુદૃઢ હતું કે-આવી સુખસમૃદ્ધિવાળું ઘર મૂકીને ક્યાંય જશે નહિ, ભલે ઉતારે જઈ આવે, થોડી વારમાં પાછા આવશે, એમ ધારીને એતો શાંતિથી રાહ જોઈ બેઠા, પરંતુ સ્વામી તો 'निःस्पृहस्य तृणं जगत्' એ કહેવત પ્રમાણે પ્રભુના અખંડ અક્ષય્ય આનંદના યથાર્થ અનુભવી હોવાથી જગતના તુચ્છ વસ્તુમાં કેમ કદાપિ લોભાય? સર્પે પીધેલા દુધમાં નજરે જોનારને કદાપિ સ્નેહ થાય ખરો? આ રીતે માયિક સુખના તલસ્પર્શી જ્ઞાતા સ્વામી મેથાથી ઉજ્જેન શહેરમાં આવ્યા. ત્યાં ક્ષિપ્રા નદીમાં સ્નાન કરી, બીજા પ્રસિદ્ધ ક્ષેત્રોની યાત્રા કરી અને શહેરમાં ભિક્ષા વૃત્તિ કરી આવીને ધર્મશાળામાં રહ્યા; પછી એવા વિચાર પર આવ્યા કે-હવે શ્રીજીનાં દર્શન કરવા જઈએ તો ઠીક. નહિતર ક્યાંક બંધાઇ જવાશે', પછી ત્યાં બે દિવસ રહીને મુમુક્ષુઓને ધર્માદિકનો ઉપદેશ આપીને ત્યાંથી હિંડી નિકળ્યા.

ઉજ્જૈનથી ફરતા ફરતા કેટલેક દિવસે બુરાનપુર આવ્યા. ત્યાં નરનરાયણાનંદ મુનિ, કૃષ્ણાનંદ મુનિ, પૂર્ણાનંદ મુનિ, એ ત્રણ સંતો મળ્યા. પછી ચારેય સંતો ભેગા મળીને શ્રીજીની મહિમાની બહુ વાતો કરી, ઘણો સંતોષ પામ્યા, શ્રીજીની આજ્ઞાથી પ્રેમાનંદ મુનિ શાસ્ત્રીય

સંગીત શિખવા માટે તાપીદાસ બાવાજીના અખાડામાં રહ્યા હતા તે પણ મળ્યા. ત્યારે ચારેય સંતોએ વિચાર કર્યો કે–પ્રેમાનંદ મુનિને આપણી સાથે લઇએ તો સારૂ, પછી રાત્રિએ એ મુનિને બોલાવીને, અદ્‌ભુતાનંદ મુનિએ પોતાની રાજ્ય સ્ત્રી ધન આદિકનાં જે ઘણાં બંધનો આવ્યાં હતાં તે સંબંધિ સઘળી હકીકત વિસ્તારપૂર્વક કહી. ત્યારે એ મુનિએ પોતાના અંતરની વાત નિખાલસપણે કહી કે– "મારા મનમાં કોઈ વખત વિચાર થઇ આવે છે કે–'અહીં અખાડામાં રહીએ' પરંતુ હવે તમારી તીવ્ર ત્યાગ વૈરાગ્યની અને શ્રીજીના મહિમાની વાતો સાંભળીને, હવે મારા મનમાં પણ શ્રીજીનાં દર્શન કરવાનો સુદૃઢ સંકલ્પ થયો છે, માટે આપણે સર્વે સંતો સાથેજ અહીંથી ચાલીએ' પછી પાંચેય સંતો બુરાનપુરથી ચાલી નિકળ્યા. તે સો ગાઉ સુધી ભેગા સાથે ચાલ્યા, પછી તો પ્રત્યેક પૃથક્ પૃથક્ એકાકી ચાલ્યા, કેમ કે એ વખતે શ્રીજીની આજ્ઞા ભેળું રહેવાની ન હતી.

સ્વામી બુરાનપુરથી ચાલ્યા તે ગામડાઓમાં ફરતા અને ભિક્ષાવૃત્તિને કરતા થકા બહુ દિવસે ચરોતર પ્રદેશમાં **ગાના** ગામને સીમાડે આવ્યા. ('નહિ અહીંના અને નહિ ત્યાંના' એવી કહેવતવાળા) ત્યાં એક કોઠીના કઠોર ઝાડ નીચે વિશ્રાંતિ માટે બેઠા. છ ઉપવાસ સામટા થયા હોવાથી કોઠાં પાડ્યાં, પણ તે કાચાં હોઇને ખુબ ખાટાં હોવાથી ખાઇ શકાયાં નહિ, પછી ભિક્ષા માગવાના વિચારથી **ગાંના** ગામની ભાગોળે આવ્યા. ત્યાં એક કોઠા જેવો કઠોર પાટીદાર સામો મળ્યો, તેણે સ્વા. ના.ના સાધુ જાણીને દ્રેષ ભાવથી સ્વામીને તીવ્ર તિરસ્કાર કર્યો અને ગામમાંજ ગરવા દીધાં નહિ, પછી ભૂખ્યા સ્વામી ત્યાંથી **નડીયાદ** આવ્યા. ત્યાં આખા ગામમાં ભિક્ષા માગી, પણ મહાદેવને માથે મૂકે એટલો પણ લોટ કોઇએ પણ સ્વા. ના.ના સાધુ જાણીને આપ્યો નહિ, પછી ક્ષુધાતુર સ્વામી **પિપલગ** ગામે ગયા. ત્યાં ભિક્ષા માગી ત્યારે **કોદરાનો** નવટાંક લોટ મળ્યો. (તે

વખતની ગુજરાતની દરિદ્ર દુર્દશા ) તે ગામથી આથમણી બાજુ સમડાનું ઝાડ હતું તેના નીચે કીડીયામાં વેરી નાંખીને ડભાણ આવ્યા. ત્યાં આઠમે ઉપવાસે ખાવાનું મળ્યું. ત્યાં ચાર દિવસ રહીને લાંબા પ્રવાસનો થોડો થાક ઉતાર્યો. ત્યાંથી બુધેજ આવ્યા. ત્યાં ખાવાનું મળ્યું. ત્યાંથી કમીયારાળા ધોલેરા થઇને માનસિંહ ડોડીયાની ગામ ચોકડીમાં આવ્યા. ત્યારે તેણે ખીચડી અને કઢી જમાડી. ત્યાંથી લોયા પાસે નાગડકા ગામના સીમાડામાં આવીને રહ્યા. કેમ કે તે વખતે આજ્ઞા વિના દર્શને પણ આવવાની શ્રીજીની મનાઈ હતી.

સ્વામીએ કોઈ દ્વારા શ્રીજીને સમાચાર મોકલ્યા કે–" આપશ્રીએ મને વડતાલથી ખાનદેશમાં ફરવા મોકલ્યો હતો, તે પ્રમાણે હું તે દેશમાં ફરીને અહીં આવ્યો છું, જો આપશ્રીની અનુજ્ઞા હોય તો દર્શન કરવા આવું, નહિ તો પાછો પરદેશમાં ફરવા ચાલ્યો જાઉં " આવા સમાચાર સાંભળીને મહારાજે કોઈ દ્વારા કહેવડાવ્યું કે–' ભલે બહુ સારૂ, તમે ખુશીથી અહીં અમારાં દર્શન કરવા આવો. ' પછી સ્વામીને બહુ દિવસથી શ્રીજીનાં દર્શન નહિ થયેલાં હોવાથી બહુ ઉત્સાહથી લોયામાં સુખાખાચરના દરબારમાં આવ્યા. સ્વામીને આવતા દૂરથી દેખીને, શ્રીજી તત્કાળ ઢોલીયા ઉપરથી ઉતરીને, સ્વામી સન્મુખ જઈ, અતિસ્નેહથી બાથમાં લઈને ભેટયા અને સ્વામીને પોતાની બાથમાં રાખી, ઓરડાની ઓસરી ઉપર લઈ જઇને પોતાના પલંગ પાસે આસન ઉપર બેસાર્યા. પછી પરદેશની સઘળી હકીકત ખંતથી પૂછવા લાગ્યા. ત્યારે સ્વામીએ પોતાને જ્યાં જ્યાં જે જે રીતે બંધનો આવ્યા ત્યાં સુખદુઃખના પ્રસંગો આવ્યા હતા તે બધી વાત શ્રીજીને કહીને સંભળાવી. પછી શ્રીજીએ ભરસભામાં કહ્યું કે "આ સાધુ તો બહુ મોટા મુક્તાનંદ સ્વામી જેવા છે. જે જનમોહિની માયાએ શિવ બ્રહ્મા ઈન્દ્ર ચંદ્ર બૃહસ્પતિ સૌભરી નારદ દુર્વાસા વિગેરે અનેક યોગિઓની પણ લાજ લીધી છે એવી મહાબળવતી માયાને પણ લાત મારીને આ

સ્વામી અહીં અણીશુદ્ધ આવ્યા છે, માટે એમનો વૈરાગ્ય તો જેમ લડાઈ થઈ હોય અને તેમાં શૂરવીરોએ છાતીમાં ઘા લીધા હોય અને તે જેમ શોભે તેમ શોભે છે. પછી સ્વામીને સભામાં ઉભા કરીને શ્રીજીએ સર્વેને કહ્યું કે–' આમનાં દર્શન કરો, આમનાં દર્શન અમારાં દર્શનને તુલ્ય છે." પછી સ્વામીને હેઠે બેસાર્યા અને મહારાજ થાળ જમવા પધાર્યા. ત્યાંથી આવ્યા પછી થાળની પ્રસાદીથી સ્વામીને જમાડ્યા એમ અનન્ય અપાર રાજીપો જાહેરમાં જણાવ્યો, (આ રીતે વિકટ પરદેશ ખાનદેશની પદયાત્રા સફળ કરી)

ઉપર પ્રમાણેની કેટલીક હકીકતને પરંપરાથી જાણનારા માધવદાસ મુનિએ પોતે કરેલા ગ્રંથમાં (અ–૬૬) एक वात साधुतानी बहु, तेने किञ्चित्‌मात्र ते कहुं. अद्‌भुतानन्द स्वामी एह, महावीर अचलमति तेह ॥ १२ ॥ नानपणाथी एवी प्रीत, भगवान भजवा रूडी रीत । भगवान मळे एवुं एने हेत, भजे भावशु करुणानिकेत ॥ १३ ॥ एम करतां थयो संतसंग, लाग्यो अचळ हरिमां रंग. बहु वर्त्यामां लाग्युं तान, भजे अडग थइ भगवान ॥ १४ ॥ भगवाननुं वचन एमां, वरते तत्पर थइ तेमां, पछी जवानीमां साधु थया, घणे वार्यां पण घरमां न रह्या ॥ १५ ॥ भाइ मोटेरा तेडवा आव्या वातो करीने वैराग्य उपजाव्या. एने साधु कर्या अविनाशे, राख्या चैतानन्द स्वामी पासे ॥ १६ ॥ देश परदेश फरवा जाये, सतसंग पण बहु करावे.' ઇત્યાદિ

## શ્રીજીએ સ્વામીને જેતલપુર સંસ્કૃત ભણવા મોકલ્યા અને સંતો માટે છ માસ કાવડ માગી

વિદ્યાપ્રિય શ્રીહરિએ એક વખત મુક્તાનંદ સ્વામી તથા અદ્‌ભુતાનંદ સ્વામી વિગેરે વીશ બુદ્ધિશાળી સાધુઓને જેતલપુર સંસ્કૃત ભણવા મોકલ્યા ત્યાં પટેલ આશજીભાઈની ખડકીને મેડે ઉતર્યા. તે વખતે સંતો કાવડ માગતા અને તેમાં જે દાળ ચોખા લોટ આવે તે જમીને વગડામાં ઝાડ હેઠે જઈને રહેતા કેમકે ગામમાં રહેવાની બંધી હતી ચૈતાનંદ સ્વામી

( સ્વામીના નાનાભાઈ ) નિત્ય કાવડ માગવા જતા પણ તેમની દાઢ દુઃખવાથી કાવડ માગવા જઈ શકયા નહિ ત્યારે મોટેરા સ્વામી રામદાસ ભાઈએ અ. સ્વામીને મહેમાની ઘણી વાતો કરી ત્યારે સ્વામીએ કહ્યું કે 'હું કાવડ માગવા જઈશ' ત્યારે ભાઈએ કહ્યું કે-' તમને તો શ્રીજીએ ભણવા મોકલ્યા છે તે ભણો, આ તો ભણવા વિઘ્નકર્તા થાય ' ત્યારે સ્વામીએ કહ્યું કે-'ભણીને પણ જ્યારે સંતોની [illegible] કરીશું ત્યારેજ બુદ્ધિયોગને પામીશું. ત્યારે ભાઈએ સ્વામીની મરજી જાણીને કહ્યું કે— 'ઘણી સારી વાત છે, તમે માગજો એમ રાજી થઈને આજ્ઞા આપવાથી જેતલપુરમાં છ માસ સુધી કાવડ માગી. આવશ્યક સેવાથી સંતો અને શ્રીજી સ્વામી ઉપર બહુ રાજી થયા. એમના આશીષથી પગે વાળો ( દુષ્ટ રોગ ) નિકળ્યો હતો તે પણ મટી ગયો.

**સ્વામીએ સુરતમાં ૧૫૦ માંદા સાધુઓની સેવા સારી કરી —**

એક વખત મુકતાનંદ સ્વામી ૧૫૦ સાધુઓને સાથે લઈને સુરત ગયા. ત્યાં એક વિશાળ વાડીમાં ઉતર્યા શહેરમાં સહેલી ભિક્ષાવૃત્તિ કરી આવે અને દેહનિર્વાહ સુખેથી કરે. અને મુમુક્ષુએ ને ભગવત્કથા વાર્તા કરીને બહુ શાંતિ પમાડે. ભાવિક શહેરમાં રહેવાખાવા વિગેરેની કશી અગવડ ન હતી. પરંતુ શહેરમાં અપૂર્વ રોગના ઉપદ્રવથી બધા સાધુઓ માંદા પડી ગયા. ફકત એક અદ્દભુતાનંદ સ્વામી સાજા હતા. તે પોતે આ રોગાતુરની સેવાને અવશ્ય કર્તવ્ય સમજીને રોગીની રુચિને અનુસારે સઘળી સેવા કરતા માંદાને પૂછીને જે કોઈ દાળ રોટલો ખીચડી વિગેરે જોઈએ તે ભાવિક સાંખ્યયોગી બ્રાહ્મણ બાઈઓ તે લક્ષ્મીબા ઈચ્છાબા જીવીબા દેવુબા વિગેરેને કહેવરાવી દેવાથી તૈયાર કરીને મોકલાવી આપે, તે સંતોને જમાડતા. એમ માંદાને જમવાની વ્યવસ્થા સ્વામી કરતા. એક કૂવો હતો, તેના થાળાને બંધ કરીને, તેમાં ઊના પાણીની બે ત્રણ દેગડીઓ રેડે અને અંદર બીજુ તાઢું પાણી નાંખીને માંદા સંતોને ચોળીને નવરાવે. એમ નવરાવાની વ્યવસ્થા

કરતા. તેમનાં કપડાં ધોવાં, માથુ પગ આદિક અંગ દાબવા વિગેરે સેવાને પણ વિના શંકાએ ભાવથી કરતા. એમ સેવામાં તો કશી ખામી ન હતી. પરંતુ વધુ બીમારીને લીધે અખિલબ્રહ્માંડેશ્વરાનંદ, ત્રિવિક્રમાનંદ પ્રભવાનંદ, આ ત્રણ સાધુઓ 'અમને મહારાજ ધામમાં તેડી જવા આવ્યા છે.' એવો પ્રતાપ દર્શાવીને ધામમાં ચાલ્યા ગયા. આ એક અતિશોચનીય બનાવ બનવાથી બધા સાધુઓ બહુ શોક કરવા લાગ્યા. અદ્ભુતાનંદ સ્વામી વિગેરે સાધુઓ ત્યાંથી ગઢપુર આવી ગયા. ( તે વખતના સુરતના બાઈ ભાઈ હરિભક્તોને અને સ્વામીને પણ ધન્ય છે. )

## સ્વામીની સંપ્રદાયોપયોગી સત્સંગ પ્રસારની અદ્ભુત અદ્વિતીય સેવા—

શ્રીજી મહારાજ સ્વામીને જ્યાં મોકલે ત્યાં વિના શંકા ભારે ઉત્સાહથી જતા અને ગમે તેવા તિરસ્કારો થાય કે ભુખ તરસ ઉજાગરા વેઠવા પડે. કે લાંબો પંથ પગપાળા કાપવો પડે કે કઠિનમાં કઠિન મુશ્કેલી આવી પડે તે તમામને જરાપણ કંટાળ્યા વિના અતિ ધીરજથી સહન કરી સત્સંગપ્રચારની સફળ સેવા સફળ કરતા હતા, પ્રથમથી છેવટ સુધીની આખી જીંદગીમાં ખૂબ કાળજીથી સત્સંગની સર્વ સેવા સર્વશ્રેષ્ઠ સ્મરણીય કરી છે. તેના થોડા દાખલા તો તેમની વાતોમાંથીજ મળી આવે છે.

### પાટીદારોમાં મોટા ગામતરીકે મનાતા વસો ગામમાં સત્સંગ–

વડતાલમાં સ્વામીએ શ્રીજીને પ્રસંગપ્રાપ્ત વાત કહેલી કે- હું વસો ગામમાં ગએલો. પ્રથમ દિવસેજ કશિયાભાઇએ સિપાઈઓ મોકલીને બાર વાર ગામમાંથી કઢાવી મૂકયો. છતાં તેરમી ફેરા ગામમાં આવીને ધર્મશાળામાં ઉતર્યો, ત્યારે પણ સિપાઇએ આવીને કહ્યું કે- એ સ્વા. ના. કે મુંડિએ ! તુમકો લાજ નહિ હૈ ! ત્યારે મેં કહ્યું કે- લાજ હોય તો લંગોટી શીદ વાળીએ અને આવુ અપમાન શીદ સહન

ક[illegible]એ ? આ સમયે દૈવયોગે **સૂરદાસ** કાકા મહાદેવનાં દર્શન કરવા આવ્યા [illegible]ણે ભિક્ષુ ઉપર આવી હલકાઈ જોઈ જાણીને કહ્યું કે–' અત્યારે સાધુ ક્યાં જાય ? ધર્મશાળા કેના બાપની છે ? જા, બાપાને કહેજે કે–સાધુ નહિ જાય. ' એમ બળથી કહ્યું ત્યારે હું ત્યાં રહેવા પામ્યો. બીજે દિવસે કસીયાભાઈની હવેલીએજ જઈને ભિક્ષા માગી, ત્યારે ખાનદાની ઘેરથી દાળ ભાત રોટલી આપી. તે હું રા[illegible] ઉપર જઈને જમ્યો. એવું એ ગામ બહુ કઠણ છે. તેમાં વળી તમે મુક્તાનંદ મુનિને મોકલ્યા. કાછીયાની એક ઓરડી હતી તેમાં ઉતર્યા ગામમાં ભિક્ષાવૃત્તિ કરી આવતા. હંમેશાં મધુર સ્વરથી આકર્ષક ગાયન કરતાં તેને સાંભળવા માટે પીતરાઇ અમીન **તુલસીદાસ** તથા ઘણા લોકો આવવા લાગ્યા. આ વાતને જાણીને, કસીયાભાઇના પિતરાઈ અમીન **તળસીભાઈ** દાદાભાઇ તથા વાસજીભાઈ બન્ને મિત્રો મુમુક્ષુ હોઈને જે કોઇ સંત મહાત્મા ગામમાં આવે તેમની પાસે બેસવા જતા. તેઓ સ્વામી પાસે આવીને બેઠા. સ્વામીનું મધુર વાણીવાળું ગાયન સાંભળીને તેમજ ભગવદ્‌વાર્તા સાંભળીને બન્ને સારા સત્સંગી થયા. (પછીથી સત્સંગ વધ્યો, મંદિર થયું અને અત્યારે સારી સ્થિતિએ આવ્યું છે. )

### કચ્છ દેશમાં પણ સ્વામીએ સત્સંગ કરાવેલો—

અદ્ભુતાનંદ સ્વામી તથા કાનુડાનંદસ્વામી બન્ને કચ્છમાં ફરતા ફરતા ધ્રુફી ગામે આવ્યા. ત્યાં ગરીબ ગરાશિયાને ઘેરે રાત રહ્યા. દુર્બલ તેણે બાજરાનો રોટલો અને મીઠું આપ્યું તે જમ્યા, ત્યાં રાત રહીને સવારે ત્યાંથી મહારાજનાં દર્શન કરવા તેરા ગામ આવ્યા. મહારાજનાં દર્શન કર્યાં, પછી મહારાજે જાણીને સમાચાર પુછયા કે કયે ગામ રાત રહ્યા હતા ? ' ત્યારે સ્વામીએ કહ્યું કે ધ્રુફીમાં રાત રહ્યા હતા. ત્યારે વળી શ્રીજીએ ફરી પૂછયું કે ' ખાવાનું કાંઈ મળ્યું હતું ' ત્યારે સ્વામીએ કહ્યું કે, " બાજરાનો રોટલો અને મીઠું એક ગરાશીયાએ આપ્યું હતું. " ત્યારે મહારાજ બોલ્યા કે, ' ગરીબ

દશામાં પણ તમને સાધુને રોટલો અને મીઠું આપ્યું. જેથી તેનું ઘણું સારૂ થશે ' પછી તરતજ તે ગરાસીયાના ૭ ગામો ભુજના રાજાએ કબજે કર્યાં હતાં તે છૂટાં કરી આપ્યાં. પછી તે પાકા સત્સંગી થયા અને શ્રીજી તથા સંતોની ઘણી સેવા કરવા લાગ્યા એજ ગામના તલાવમાં સ્વામી સાંજના નહાવા ગયા ત્યારે તેજ ગામના દ્વેષીએ સ્વામીનાં ભગવાં કપડાં પણ ખુંચવી લીધાં અને તુંબડાં ભાંગી નાખ્યાં અને વધારામાં માર્યા. આ અસહ્ય વાત જાણતાં, મહારાજે દરબારમાં જઇને દરબાર પાસે તે ઉદ્ધત લોકોને ઠપકો દેવડાવ્યો, મહારાજને સામૈયો તેરમાં કરવાની ઈચ્છા હતી પણ સ્વામીને માર મારવાને કારણે સમૈયો કાલાતલાવ ગામે કર્યો.

**પાટીદારોના બહુ વસ્તીવાળા કાનમ દેશમાં સત્સંગ કરાવ્યો—**

શ્રીજીમહારાજે સ્વામીને સત્સંગ કરાવવા એકાકી ફરવા મોકલ્યા તે ફરતા ફરતા ગુજરાત દેશમાં થઇને કાનમમાં વેમારડી ગામે ગયા ત્યાં ભાગોળે એક વડનો વૃક્ષ હતો તેની હેઠે ઉતર્યા. એ ગામના પટેલ ભક્તિભાઇ સુમુક્ષુ હતા તેમને ભગવાનની વાતો ચિતે કરીને સત્સંગી કર્યાં. એમના પુણ્યપ્રતાપે ઘણા સત્સંગી થયા. ( અત્યારે પણ ચા[illegible] છે ) પછી સ્વામી ચોરંદા ગામે ગયા. ત્યાંના અમીન બેચરભાઇ[illegible] સદુપદેશ આપીને સત્સંગી કર્યાં. ત્યાં પણ ઘણા સત્સંગી થયા. [illegible] સર્વેએ મળીને સ્વામીને કહ્યું કે–'મહારાજને જરૂરથી અહીં તેડી લાવે અમારાથી બનતી બધી સેવા કરીશું ' આવો ભાવ જાણીને સ્વા[illegible] ગઢડા મહારાજશ્રીને તેડવા માટે ગયા. મહારાજને બધી વાત કર[illegible] બહુજ રાજી થયા. કારણસર જવાય તેમ નહિ હોવાથી મહારાજે [illegible] સ્વામીને કહ્યું કે–' આ મુક્તાનંદ સ્વામી કે જે અમારા પણ ગુરુ અને મુનિઓમાં પણ મુખ્ય છે બહુ સમર્થ પણ છે, તેમને જાવ. અને જેમ અમારી પૂજા–સેવા કરો તેમ આ સ્વામીની કરજો[illegible] આપ કહીને પછી મુ. સ્વામીને પણ કહ્યું કે–' તમે અદભુતાનંદ સ[illegible]

સાથે જાવ અને હિંદોળે બેસારે તો પણ બેસજ્યો અને વસ્ત્ર ઘરેણાં પહેરાવે તો પહેરજ્યો અને એમ કરીને સત્સંગીઓને રાજી કરજ્યો" એમ કહીને મુ. સ્વામીને મારી સાથે બીજા સાધુઓ સાથે સ્વયં મોકલ્યા. પછી અ. સ્વામી મુ. સ્વામીને તેડીને **વેમારડી** આવ્યા. પછી હરિજનોને કહ્યું કે-'મહારાજની માફક આ સ્વામીની પૂજા સેવા કરવાની છે, તેથી મહારાજ ઘણા રાજી થશે' પછી ભાવિક હરિભક્તોએ વડે હિંદોળો બાંધ્યો અને મુ. સ્વામીને ભારે વસ્ત્રો તથા ઘરેણાં પહેરાવીને હિંદોળે પધરાવીને ઝુલાવ્યા. એમ એક દિવસ નહિ પણ લાગટ અઢાર દિવસ ઝુલાવ્યા. અને તેની સાથે ઉત્સવ પણ કરતા અને મુકતાનંદ સ્વામી સમયાનુસાર સર્વે જનોને સદ્ઉપદેશ પણ આપતા. આ ઉત્સવ પ્રસંગને જાણીને **કુંડારી**ના અમીન તથા પા. **ત્રિકમભાઈ** આદિક પાટીદારો ત્યાં આવેલા તેમને પણ સ્વામીનાં આવાં અપૂર્વ દર્શન થવાથી સર્વે પાપો બળી જતાં અ. સ્વામીએ સત્સંગી કર્યા. આ રીતે **કાનમમાં** મુકતાનંદ સ્વામીને હિંદોળે ઝુલાવવાનો મહોત્સવ થતાં ઘણો સત્સંગ વધ્યો. પછી બન્ને સ્વામીઓ અને બીજા સાધુઓ ત્યાંથી નિકળીને ફરતા ફરતા **ગઢપુર** આવ્યા. ત્યાં મહારાજે સ્વામીને સમાચાર પૂછતાં, હરિભકતોનો પ્રેમ તથા મુ. સ્વામીની મહારાજવત્ પૂજા થએલી, વિગેરે બધી બાબત કહી સંભળાવી, તેથી શ્રીજીમહારાજ ઘણા રાજી થયા.

**નાંદોદ રાજ્યમાં આવેલા ભદામ ગામે સત્સંગ કરાવ્યો—**

એક સમયે મહારાજે સત્સંગ પ્રચારાર્થે ફરવા મોકલેલા અદભુતાનંદ સ્વામી ફરતા ફરતા નર્મદા નદીને ઉતરીને રાજપીપલા દેશમાં ગામ **ભદામ** ગયા. ત્યાં એક પાટીદારને બે દીકરા હતા. તેમાં એકનું નામ દલાભાઈ હતું. તેમને સ્વામીએ સદ્વાર્તાઓ કરીને સત્સંગી કર્યા. બીજે દિવસે એકાદશી હોવાથી ઉપવાસ કર્યો. અને બીજે દિવસ બારસે તે હરિભકતે શેર **ખીચડી** અને કુંભારને ત્યાંથી **હાંડલી**

લાવી દીધી. નદીને કાંઠે ખીચડી જેટલામાં રાંધે છે અને તે બરોબર ચઢી નથી તેટલાંકમાં નાંદોદ રાજ્યનો દીવાન કે જે ગણેશ નામનો પાટીદાર હતો તે તેની હવેલીના ગોખમાં બેઠો હતો, તેને ગામના દ્વેષી નરસિદાસ બાવાએ ભરવ્યું કે આપ દીવાન સાહેબ બેઠા છો છતાં આપણા એકરંગા ગામમાં સ્વામિનારાયણનું નવું ટીખળ પેસે છે? ત્યારે દીવાને પૂછ્યું કે 'તે કયાં અને કેવું છે?' ત્યારે બાવાએ બતાવ્યું કે 'પેલો મૂડિયો નદીમાં ખીચડી રાંધે છે' દ્વેષી બાવાનું વચન સાંભળીને દીવાના બનેલા દીવાનજી એકદમ જોરથી બોલ્યા કે–'અરે કોઈ હાજર છે?' ત્યારે સીપાઈઓ બોલ્યા કે 'હા સાહેબ!' 'હું હાજર છું" ત્યારે દીવાને હુકમ કર્યો કે 'જા, પેલા સ્વા. નાના મુંડીઆને કાઢી મેલ્ય' ત્યારે તે સિપાઈએ સ્વામી પાસે આવીને કહ્યું કે, દીવાનજીનો હુકમ છે કે તમે અહીંથી જતા રહો' ત્યારે ભૂખ્યા સ્વામીએ કહ્યું કે, 'આ ખીચડી ચઢી રહે એટલે જમીને જતો રહીશ. ગામમાં નહિ પેસું" આ વાત સીપાઈએ દીવાનજીને કહેતાં, તે તો બહુ ક્રોધાતુર બનીને સીપાઈ પ્રત્યે બોલ્યો કે જા, હમણાંજ એ મૂડીઆને કાઢી મેલ્ય, નહિ તો તને નોકરીમાંથી રદ કરીશ' એટલે સિપાઈ પાછો સ્વામી પાસે આવીને બોલ્યો કે–'જો નહિ જશો તો મારો રોટલો ઉઠે છે અને મને તો હાંડલી ફોડીને કાઢી મૂકવાનો હુકમ છે' આવું સિપાઈનું દીન વચન સાંભળીને તેને સ્વામીએ કહ્યું કે–' હાંલ્લીને ફોડીશ નહિ, ખીચડી ચઢી રહે ત્યારે તું લઈ જજે અને મારે નિમિત્તે ગરીબ તને દુઃખ આવે છે તો હું ચાલ્યો ' એમ કહીને, ત્યાંથી નદીને સામે કાંઠે એક ગાઉ ઉપર આવેલા ચિત્રાવડી ગામે ભૂખ્યા ગયા. ત્યાં એક ભીખાભાઇ નામના પાટીદાર હતા તેને ઘેર ભિક્ષા માગતાં તેમણે ભુખ્યા જાણી એક શેર બાજરીનો લોટ આપ્યો, તેની બાટીઓ ( પાણીમાં લોટને બાંધીને નાની થપોલી કરીને અગ્નિમાં શેકે તેને બાટી કહે છે ) બનાવીને કોરી ખાધી. ( બીજું કશું મળે નહિ ) આટલા અલ્પ પુણ્યથી મહારાજે તેનું ઘણું સારૂં કર્યું અને તેને સાત દીકરા આપ્યા.

અને ભદ્રામના વતની ગણેશ દિવાને સાધુ સ્વામીને બળાત્કારે ભૂખ્યા તરસ્યા કાઢી મૂકવાથી તેની બુદ્ધિ મહારાજે ફેરવી નાંખવાથી એજ રાત્રિએ સિપાઈને બોલાવીને કહ્યું કે–' પેલા હરિભાઈને બાંધીને ખૂબ મારો' એ હરિભાઇ દીવાનના સામાવાડીયા એક પટેલના દીકરા હતા. તેને સિપાઇએ મૂઢ માર માર્યો. પાટીદારોએ તે સીપાઇઓને ઝાલી લીધા અને છોકરાને મારેલો હોવાથી લોહીલુહાણુ થઇ ગએલો તેને ખાટલામાં નાંખીને તેરસને દિવસે સવારે નાંદોદ લઇ જઈને રાજાના મોઢા આગળ મેલ્યો. તેને જોઈને જ તીવ્ર ત્રાસ પામેલા રાજા બોલ્યા કે–' આવું અધમાધમ કામ કેણે કર્યું છે ?' ત્યારે પટેલોએ કહ્યું કે–' આપના ખુદ દીવાન ગણેશજીએ આ સીપાઈઓને મોકલીને આજ રાત્રિએ આ કામ કરાવ્યું છે. પ્રસંગાત્ વળી વધુ કહ્યું કે, આવાંને આવાંજ દિવસમાં એક નહિ પણ અનેક કામો કરે છે અને રાજ્યનો ઘણો પૈસો લઈને પોતાની હવેલીમાં ખજીનો કરીને ભર્યો છે." આવું દુઃસહ વચન સાંભળીને રાજાએ પોલીસોને પૂછ્યું કે–' તમે કોના હુકમથી આ ક્રૂર કામ કર્યું છે તે સાચું બોલો; ત્યારે તેમણે સત્ય કહ્યું કે–' દીવાનના હુકમથી અમે આ કામ કર્યું છે ' આવી રીતની પૂછપરછ ચાલે છે તેવામાં દીવાનજી ત્યાં આવ્યા અને રાજાને સલામ કરીને બેઠા. તે સમયે રાજાએ પૂછ્યું કે–' આવાં ને આવાં કેટલાં અપકૃત્યો કરો છો ? ' ત્યારે દીવાને ચાલાકીથી કહ્યું કે, " આ કામ મેં કરાવેલું નથી. ' ત્યારે રાજાએ સીપાઇઓને બોલાવીને ફરી પૂછ્યું. ત્યારે તેમણે સ્પષ્ટ કહ્યું કે–' આ દિવાનજીના કહેવાથી અમે કર્યું છે ' ત્યારે વળી દિવાને બીજી ચાલાકીથી કહ્યું કે–' મેં તો તમને પેલો છોકરો કે જે સ્વા–ના–નો નવો સત્સંગી થયો છે તે હરિભાઈને મારવા માટે મોકલ્યા હતા. અને આને તમે કેમ માર્યો ? ' આવું દિવાનનું જૂઠું વચન સાંભળીને સિપાઈઓએ કહ્યું કે–' દિવાન સાહેબ ! અમને કહીને હવે કેમ ફરી જાવ છો ? આ રીતે સાક્ષી પુરાવા પ્રત્યક્ષ થતાં રાજાએ

દીવાનજીએ કરેલો ગુન્હો સાબીત માન્યો. તેથી રાજાને બહુ ક્રોધ ચઢયો અને બોલ્યા કે–'અહીં કોઇ છે ? જાવ આ દિવાનજીને બંધીખાને નાંખો અને એમની હવેલી ખોદીને તમામ પૈસો આપણે અહીં લાવો" આ રીતે પોતાને જ પાપપ્રતાપે દીવાનજી કેદમાં પડયા અને ત્યાંજ રીબાઈને મરી ગયા. ઘરનાં પચીશ માણસો નિરાશ્રિત જેવાં હતાં તે પણ બે ત્રણ વર્ષમાં મરી ગયાં. અને હવેલી પણ નષ્ટ થઈ ગઇ. આ આ બધી વાત સ્વામીએ શ્રીજીને કહી અને વધુમાં કહ્યું કે હે મહારાજ ! મારા અંતરમાં તો એનું બગડે એવો સંકલ્પ પણ ન હતો પરંતુ સાધુ-પ્રિય તમે સાધુના અપરાધને ખમી શકયા નહિ અને સાધુના અપરાધનું ફળ ' आयुः श्रियं यशो धर्मं लोकानाशिष एव च । हन्ति श्रेयांसि सर्वाणि पुंसो महदतिक्रमः । ' એમાં કહ્યા પ્રમાણે સાધુના અપરાધનું ફળ અને ચિત્રાવડીમાં પાટીદારને સાધુ સેવાનું ફળ પણ તમે બતાવ્યું. આ રીતે સ્વામીએ પોતાના દુઃખની વાત સંક્ષેપમાં કહી સંભળાવી ( આ સાર ૧૮૫ વાતનો છે. )

### સ્વામીએ બીજી સુખ દુઃખની વાત વડતાલની કરી—

એક દિવસ વડતાલમાં મંદિરની પાછળ શ્રીહરિ સભા ભરીને વિરાજ્યા હતા. સર્વ સંતોને સુખ દુઃખની વાત પૂછતા હતા. તેમાં મહારાજે મને પ્રથમ પૂછ્યું કે, તમે આ ગામમાં પહેલાં વીસ સાધુ-ઓને લઇને રહ્યા હતા ત્યારે કેવું પ્રકરણ હતું ?' ત્યારે સ્વામીએ સ્વયં અનુભવેલું કહ્યું કે અહીંથી આથમણી દિશા તરફ એક કૂવો છે. તેની પાસે એક રાયણનો જુનો વૃક્ષ છે. ત્યાં અગનોતરાની ( ૧૮૬૯ ) સાલમાં ભર શિયાળામાં અમો વીસ સાધુઓ રાયણની હેઠે ઉઘાડા રહ્યા હતા. તે વખતે વધારામાં માવઠું થવાથી ટાઢમાં બહુ વધારો થયો. તેને લીધે કેટલાંક વાનરો અને મોર મરી ગયા. અને અમારાં શરીર ફાટી ગયાં અને લોહી દદડે અને વળી ખાવાનું મળે નહિ અને ઓઢવા આકાશ અને પાથરવાની પૃથ્વી ઉઘાડી હતી. આ કારણે

પહોર દહાડો ચઢે ત્યારે ઉઠીને તલાવે નાહવા જઈએ. પાણીમાં પગ મૂકતાંજ પગ ઠરી જાય અને થર થર કંપારી વછુટે. અન્ન તો નહિ પણ ફળ ફુલ પણ ખાવાનું મળે નહિ. એથી અમારા શરીરમાં કેવળ હાડકાં અને ચામડીજ દેખાવમાં રહ્યાં. આ રીતે દુરંત દુઃખની વાત મહારાજને સ્વામીએ કહી. આમાં સુખની તો વાતજ ક્યાં છે? ભાગ્યશાળી રાયણે આશ્રય આપ્યો, એટલો એનો પાડ માનવાનો રહ્યો. (વડતાલની દુઃસ્થિતિ આ વખતે આવી કપરી કંગાલ હતી.)

## ગામ વિજાપુરમાં વજીબાને સત્સંગ કરાવ્યો.

જેતલપુરમાં શ્રીજી સભા ભરીને બેઠા હતા. તે સમયે વિજાપુરના હરિભકત આવીને ઉભા રહ્યા. તેમાં ભાઈનું નામ કલ્યાણ અને બાઈનુ નામ વજીબા હતું. તેને જોઈને મહારાજે મુક્તાનંદમુનિને કહ્યું કે- આમને અદ્‌ભુતાનંદજી મુનિએ સુદઢ સત્સંગ કરાવ્યો છે' અમે એવું પ્રકરણ ચલવ્યું હતું કે-'એક ગામમાં એકજ રાત રહેવું'' ત્યારે અદ્‌ભુતાનંદસ્વામી ફરતા ફરતા વિજાપુર ગયા. ત્યારે આ હરિભકત કોશ ફેરવતા હતા. એમને દિવસે અવકાશના અભાવે તેમની કેડે ફરીને પાકો સત્સંગ કરાવ્યો છે. અને જેવી સંતદાસજીએ તમારી આગળ નિશ્ચય વાત કરી હતી તેવી જ કરીને નિશ્ચય કરાવેલો છે. જે સ્વામિનારાયણ વિના બીજો ગમે તે ભગવાનનો વેષ ધારીને આવે તો પણ માનવો નહિ. બે દિવસ રહીને સ્વામી અહીં આવ્યા. પછી અમને ન ઓળખે એવો બાવાનો વેષ ધારી તેમને ઘેર જઈને પૂરી પરીક્ષા કરી લીધી (સંતદાસની વાત આ રીતે છે-'संतदासना छे सत्य बोल, कहै दीठो में ब्रह्ममहोल तेमां मूरति दीठी में दोय, उद्धव ने श्रीकृष्णनी सोय. उद्धव ते रामानन्दरूप, श्रीकृष्ण ते आ श्रीहरिस्वरूप' (ભકત, પ્ર. ૪૯)

## બોટાદના અમીરખાચરને ભગવાનપણાનો નિશ્ચય કરાવ્યો—

બોટાદના હમીરખાચરે શ્રીજીને સર્વ સંત સહિત પોતાને ઘેર પધરાવીને હુતાશનીનો ભારે સમૈયો કરાવ્યો અને વળી મહારાજને ઘણીવાર

પધરાવ્યા અને સંતોને પણ બહુવાર રસોઇઓ આપેલી. પરંતુ આ ભગવાન છે એવો નિશ્ચ થયો નહિ' 'આ કોઈ મોટા પુરુષ છે' એમ જાણીને પગે લાગે પણ ભગવાન જાણીને કોઇ દિવસે દંડવત કરે નહિ. બહુ સેવાભાવી જાણીને બહુ સદ્‌ગુરુઓએ નિશ્ચય કરાવવા ઘણી વાતો કરેલી પણ ઘેડય બેઠી નહિ. એક વખત અદ્દ્ભુતાનંદસ્વામી ફરતા ફરતા બોટાદ જઇને તેમના દરબારમાં ઉતર્યા અને ત્યાં રાત રહ્યા. બીજે દીને સવારમાં સ્નાનાદિ કરીને, દરબારમાંજ એક ઓરડી કે જેમાં સાધુઓ કાયમ ઉતરતા હતા તેમાં બેસીને મહારાજની માનસી પૂજા કરી. તે સમયે દરબાર સ્વામી પાસે આવીને બેઠા. તે સમયે સ્વામી પાસે શ્રીજીનું પ્રસાદી વસ્ત્ર હતું તે સ્વામીએ ઘણા સ્નેહથી આંખ્યે અડાડયું તથા માથે અડાડયું. આ અપૂર્વ વિધિને જોઇને દરબારે આશ્ચર્યથી પૂછયું કે, આ શું છે ? ત્યારે સ્વામીએ કહ્યું કે 'જે છે તે બહુ રહસ્ય છે' ત્યારે દરબારે આગ્રહથી કહ્યું કે–' જે હોય તે મને સાચું કહો ' એમ હઠ લેવાથી દરબારને સાચી વાત કહી કે–" તમારે તો સર્વ કારણના કારણ, સર્વકર્તા શ્રીકૃષ્ણ પુરુષોત્તમ નારાયણ સર્વાવતારધર્તા શ્રીજી મહારાજ છે તેમનાં દર્શન સ્પર્શન આદિકનો યોગ હમેશાંનો છે. અને અમારે તો આજ્ઞાને વશ થઈને પરદેશમાં જવું પડે અને આજ્ઞા કરે ત્યારે પાછું અવાય. તેમાં ક્યારેક વર્ષે કે છ મહિને એકાદવાર દર્શન થાય. એ કારણથી આ મહારાજની પ્રસાદીનું વસ્ત્ર પાસે રાખી મૂકયું છે તેનાં નિત્ય દર્શન કરીએ અને પ્રત્યક્ષ દર્શન જેવો આનંદ માનીએ છીએ" આ અપૂર્વ અદ્દ્ભુત વાતને સાંભળીને દરબારના અંતરમાં સત્વગુણ વર્તતો હોવાથી પાકી ઘેડય બેસી ગઇ અને બોલ્યો કે–હે સ્વામી ! 'હું તો મૂરખનો મુરખજ રહ્યો ' કેમકે આટલા દિવસો સુધી શ્રીજી અને સંતોની સેવાપૂજા સમાગમ કર્યો પણ ખરી વાત સમજ્યોજ નહિ, આજેજ આપની મહિમા વાત સાંભળીને પાકી ઘેડય નિશ્ચયની બેસી ગઈ." પછી તો સવારમાં જમ્યા વિનાજ

ઘોડી ઉપર બેસીને ગઢડા મહારાજને દર્શને ગયા અને દંડવત્પ્રણામ કરવા મંડયા. ત્યારેજ મહારાજ તત્કાળ ઉઠીને દરબારને મળ્યા અને બોલ્યા કે—આ શું થયું ? ત્યારે તેમણે કહ્યું કે—'કરનારે સારું કર્યું છે' ત્યારે વળી મહારાજે પૂછ્યું કે—'આ કામ કોણે કર્યું છે' ? ત્યારે દરબારે સ્પષ્ટ કહ્યું કે—'અદ્દભુતાનંદ સ્વામીએ આ અદ્દભુત કામ કર્યું છે' પછી પ્રસન્ન મહારાજ બોલ્યો કે—આ સ્વામીએ તો મહા અદ્દભુત કામ કર્યું છે એમ કરીને પોતાનું નામ સાર્થક કર્યું છે, કેમકે નિશ્ચયની વાત અતિ અટપટી કઠિન છે. ( આનું અનુસંધાન ૧૪૨ વાતમાં છે. )

### શ્રીજીના સ્વયં ભગવાનપણાના નિશ્ચયની વાત

એક દિવસે મહારાજ ગઢપુરમાં વા. ના. ના ઓરડાની ઓસરીએ સભા ભરીને વિરાજમાન હતા. એ અવસરે **અદ્દભુતાનંદ સ્વામી** દેશમાં ફરીને ચૈતન્યાનંદસ્વામી, નિષ્કામનંદસ્વામી (આ બન્ને સ્વામીના ભાઈ સાધુ હતા) ઉદ્દારાનંદસ્વામી ( કરેણા ગામના ) આ સ્વામી મંડળમાં પ્રથમથી હતા ) ઈત્યાદિ બાર સંતોને સાથે લઈને શ્રીજીપાસે આવ્યા. શ્રીજીનાં દર્શન કરીને પગે લાગીને સભામાં બેઠા. તે સમયે શ્રીજીએ દેશ દેશના સમાચાર પૂછતાં સ્વામીએ કહ્યા. પછી પ્રસંગાપાત્ શ્રીજીએ સ્વામીને પૂછ્યું કે—'તમે દેશમાં હરિજનો આગળ ભગવાનની વાતો કરો છો તેમાં અમને કેવા કહો છો ? ત્યારે સ્વામીએ કહ્યું કે, દત્ત કપિલ બુદ્ધ નારદ આદિક સાધુ અવતાર જેવા કહીએ છીએ. ત્યારે શ્રીજી બોલ્યા કે—દેશમાં ફરવાનું શું કામ ? કેમકે કોઈ માણસે અર્ધા પૈસાનો મૂળો લઈને સવારમાં ખાધો હોય અને પછી સાત ભાતનાં પક્વાનો ખાય તો પણ મૂળાનો ઓડકાર ઉપર આવે છે. તેમ તમને હું સર્વકારણ પુરુષોત્તમ નારાયણ સર્વાવતારધર્તા શ્રીકૃષ્ણ ભગવાન્ સાક્ષાત્ મળ્યો છું, તો એવી મારા સંબંધિ નિશ્ચયની વાતો સંતદાસની પેઠે કેમ કરતા નથી ?" અને અંતરમાં અદ્યાપિ એની એજ વાત કેમ ભરાઈ રહી છે ?" ત્યારે

સ્વામીએ કહ્યું કે-' હે મહારાજ કુંભારના ચાકળાની પેઠે કહેવાનો વેગતો અંતરમાં ઉપડે છે, જે કહીએજ, પરંતુ આપની જ પ્રથમની આજ્ઞા આડી આવતી હોવાથી પ્રસિદ્ધમાં કહી શકાતું નથી. ત્યારે શ્રીજીએ કહ્યું કે " આજથી રાજાથી રંક સુધી આ મહારાજ પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન છે, એવી વાતો કરજો " ( વાત ૧૩૨ ) આ બાબતના વિસ્તારવાળી કેટલીક વાતો ( ૨૧૨-૨૧૩ ) વિગેરે તેમના વાર્તાગ્રંથમાં છે તે વાંચવી. વિસ્તાર ભયથી અહીં લીધી નથી.

## પગે વાળાના વિષમ વ્યાધિનું દુઃખ હોવા છતાં, પગે ચાલીને શ્રીજીને દર્શને ગયા

એક સમયે પચાશેક સાધુઓ, ગુજરાતમાં ફરીને માણેકઠારી પૂનમ ઉપર શ્રીજીનાં દર્શને જતા હતા. ત્યારે સ્વામીને પગે વાળા નિકળેલો હોવાથી ચલાય નહિ. તેથી ધીમે ધીમે ચાલીને માનસિંહ ડોડિયાની **ચોકડી** ગામ સુધી જેમ તેમ કરીને આવ્યા. ત્યાં રાત્રિ રહી સવારે સર્વે સંતો ચાલવા તૈયાર થયા. સ્વામીથી હિંડાય એમ નહિ હોવાથી મુક્તાનંદસ્વામીએ સ્વામીને ચોકડીમાં રહેવાનું અને સેવાની વ્યવસ્થા કરી આપવાનું કહ્યું ' ત્યારે અ. સ્વામીએ મુ. સ્વામીને કહ્યું કે-' જો એક લાકડી મળે તો ખોડંગતો પણ ધીમે ધીમે ચાલુ " પછી મુ. સ્વામીએ માનસિંહને ત્યાંથી લાકડી મંગાવી દીધી. તેને આધારે ધીરેધીરે હાલીને કુંડલ પહોંચ્યા. ત્યાંથી રાઈબાઇએ પોતાનું ગાડુ જોડી આપ્યું, તેમાં અ. સ્વામી અને મુ. સ્વામી બેઠા. બીજા ચાલતા સંતો તો પહેલા પહોચ્યા. તેમણે સ્વામીના સમાચાર શ્રીજીને કહ્યા. એજ દિવસે કાઠીએ શ્રીજીને પ્રશ્ન પૂછેલો કે-' જેને ભગવાનમાં સાચી તીવ્ર તાણ હોય એનાં કેવાં લક્ષણ હોય ? ' એનો ઉત્તર આપેલો નહિ. અગાઉથી સમાચાર મળ્યા હોવાથી શ્રીજી ઘોડેસ્વાર થઈને એક ગાઉ સંતોની સામા આવેલા. સંતોને મળ્યા. પછી અ. સ્વામી અને મુ. સ્વામી બંને શ્રીજીને પગે લાગ્યા. પછી શ્રીજીએ આજ્ઞા કરવાથી બન્ને મુનિઓ ગાડામાં બેઠા.

અને મહારાજ ગાડા પાસે ઘોડી રાખીને ચાલતા થકા વાત કરે છે કે-હે સ્વામિન્ ! ' કાઠીએ આજે જ પ્રશ્ન પૂછયો છે કે-' ભગવાનમાં જેને બહુ ખેંચ હોય તેના કેવાં લક્ષણ હોય ? તેનો ઉત્તર કરવાનો બાકી છે તો તમે કરો ' ત્યારે મુ. સ્વામીએ કહ્યું કે-' આ અદ્‌ભુતાનંદ સ્વામીને પગે વાળો નિકળેલો હોવાથી બિલકુલ ચાલી શકાય એમ ન હતું. અમે ચોકડીમાં રહેવાનું કહ્યું અને એ સેવાની વ્યવસ્થા કરી આપવાનું કહ્યું તો પણ રહ્યા નહિ. અને અમને એમ કહ્યું કે-' મહારાજનાં દર્શન કરવાની અંતરમાં તીવ્ર તાણ હોવાથી હું અહીં રહી શકીશ નહિ. લાકડીને ટેકેટેકે કુંડલ સુધી પરાણે આવ્યા અને ત્યાંથી ગાડામાં બેસીને અહીં આવ્યા અને આપતાં દર્શન થયાં ત્યારે શાંતિ થઈ. આવા લક્ષણો જેનામાં હોય ત્યારે જાણવું કે-' આમને ભગવાનમાં સાચી તાણ છે. ' આ રીતે સ્વામીના ઉદાહરણથી ઉત્તર કર્યો. પછી મહારાજ ઉતારે આવ્યા અને થાળ જમ્યા અને તે પ્રસાદી બન્ને સ્વામીઓને આપી. ( વાત ૨૦૯ )

**સ્વામી ગઢપુરથી પગે ચાલીને વડોદરા ચરણારવિંદ આપવા ગયા—**

વડોદરામાં મળેલી પંડિતોની સભાને મુક્તાનંદ મુનિ જીત્યા, આ શુભ સમાચાર લઈને ઉત્સાહથી નાથભક્ત ચાલીને ગઢપુર આવ્યા. તેમણે અથેતિ ઈતિહાસ કહેતાં શ્રીજી બહુજ રાજી થયા. અને મોટી બાને કહ્યું કે ' અમારા ગુરુ મુક્તાનંદ સ્વામી વડોદરામાં શાસ્ત્રવાદથી સભા જીત્યા અને એમાં અમારું ભગવાનપણું સાબીત કર્યું છે. તો તેના ઉત્સાહમાં સાકર વહેંચવી જોઈએ " તે સાંભળીને મોટીબાએ સાકર વહેંચી અને બહુ રાજી થયાં. પછી શ્રીજીએ બહુ ઉત્સાહથી બસો જોડ ચરણારવિંદ કાગળ ઉપર ( કપડાંનો અભાવ હતો ) પાડયાં અને કલ્યાગરા અદ્‌ભુતાનંદ સ્વામીને કહ્યું કે, ' તમે આ ચરણારવિંદ લઈને નાથભક્ત સાથે વડોદરા જાવ અને મુક્તાનંદ સ્વામીને આપજો અને અમારા કુશળ સમાચાર સાથે જણાવો

સ્વામિનારાયણ કહેજો " પછી આજ્ઞાંકિત સ્વામી તરતજ ચાલ્યા તે કેટલેક દિવસે વડોદરા આવ્યા. અને મુ. સ્વામીને આપ્યાં અને શ્રીજીના સમાચાર કહ્યા. એથી મુ. સ્વામી બહુ પ્રસન્ન થયા. પછી ચરણારવિંદનાં દર્શન કરીને મસ્તકે ચઢાવ્યાં. પછી એમાંથી એ સ્વામીએ પ્રથમ અ. સ્વામીને ચાર જોડ આપ્યાં અને બીજા સાધુઓ ૫૦ સાથે હતા તેમને એકેએક આપ્યાં અને બીજાં હરિભક્તોને આપ્યાં એમ વિવેકથી પરમ પ્રસાદની સુવ્યવસ્થા કરી. આ રીતની સેવામાં પણ સ્વામી તત્પર રહેતા. ( વાત ૧૦૪ )

## શ્રીજીએ સ્વામીને સેવાભાવી સમજીને ધોલેરાના મહાંત મહામહેનતે કર્યા—

વડતાલમાં પ્રબોધિનીના ઉત્સવ ઉપર ઘણા સંત-હરિભક્તો આવેલા. તે ઉપર ધોલેરાના પુંજાભાઈ વિગેરે ઘણા હરિભકતો પણ આવેલા. તેમણે સભા ભરીને બેઠેલા શ્રીજી પ્રત્યે પ્રત્યે પ્રાર્થના કરી કે-' અમારે ત્યાં મંદિર કરવા કોઈ સંતને મહાંત કરીને મોકલો. ' પછી મહારાજે સભામાંજ કહ્યું કે-' કોઈ સંત ધોલેરાના મહાંત થાવ ' પણ કોઈ બોલ્યા નહિ. વળી બીજે દિને શ્રીજીએ સદ્ગુરુ સંતોને સ્પષ્ટ કહ્યું, તો પણ કોઈ બોલ્યા નહિ. વળી ત્રીજે દહાડે મહારાજે સભામાં ફરજ પાડીને કહ્યું, તદપિ કોઈએ હા પાડી નહિ. તે દિવસે મુ. સ્વામીને ગુમડું થયું હોવાથી અને અ. સ્વામીને તાવ આવ્યો હોવાથી સભામાં જઈ શકેલા નહિ. હાલમાં પ્રસાદીનો કોઠો છે. ( આ કોઠો ત્રણ ખૂંણીયામાં આવેલો ત્રણ માળવાળો અદ્યાપિ છે. છેક ઉપરના માળે શ્રીજી સભા કરીને વિરાજતા. એક બે માળમાં શ્રીજી કે સંતો રહેતા. આ બન્ને માળ શા. હરિજીવનદાસના વાપરમાં હાલ છે. આ કોઠાનું વર્ણન હ. લી. ક. ૧ વિ. ૧૬ માં " पूर्व कोठामांहि मुक्तानन्द, रहेता उर उर धरी आनन्द. घणी वार तहाँ घनश्याम, पोते विचर्या छे पूरणकाम" આ રીતે છે. ચાર કોઠા આ વિસ્તારમાં હતા. તેમાં એક દર્શન

આપતો અત્યારે પણ યથાપૂર્વ રહ્યો છે. મંદિર હરિમંડપ, રામપ્રતાપ બંગલો પહેલાંનો આ કોઠો પ્રસાદીનો મોજુદ છે) તેમાં બન્ને સૂઈ રહેલા, તેથી નિ. સ્વામી અને ગો. સ્વામી બન્ને મુ. પાસે આવ્યા અને તેમને કહ્યું કે–'ત્રણ દિવસથી મહારાજ સભામાં ધોલેરાના મહંત થવા માટે સંતોને પૂછયા કરે છે પણ કોઈ હા પાડતું નથી. શ્રીજીનું વચન નિષ્ફળ જાય છે, ફક્ત એક અદ્ભુતાનંદસ્વામી પૂછયા વિના બાકી રહ્યા છે' આ વાતને સૂણીને સમીપેજ સૂતેલા અ. સ્વામીએ કહ્યું કે–'તમે મને કહેવા આવ્યા છો?' ત્યારે ગો. સ્વામીએ સાચુ કહ્યુ કે–'એ વાત સાચી છે.' ત્યારે અ. સ્વામીએ કહ્યું કે–'જયારે કોઈ હા પાડતું નથી અને તમે મોટેરા કહો છો અને વળી મહારાજનું વચન નિષ્ફળ થાય છે. તો હું હા પાડીશ, પણ મારી સાથે બીજો કોઈ આવશે નહિ, કારણ કે ધોલેરામાં મીઠા પાણીની પારાવાર પીડા અસહ્ય છે." એમ પરસ્પર વાત થયા પછી ગો. સ્વામી તથા નિ. સ્વામી બન્ને ઉઠીને સભામાં આવીને શ્રીજી પાસે બેઠા. અને એ સ્વામી પણ તાવ છતાં પણ સભામાં આવીને બેઠા. તે સમયે શ્રીજીએ અ સ્વામી સામે નજર કરીને કહ્યું કે–'સ્વામી! ધોલેરાના કોઈ મહંત થતા નથી તો તમે થાવ' તેથી સ્વામીએ તત્ક્ષણ હા પાડી અને તેથી શ્રીજી બહુ જ રાજી થયા. તેના ફળરુપે મહારાજે પોતાને માથે મહામોંઘુ મોળીયું ધારેલું તે ટોપી સહિત સ્વામીને માથે મૂકયું. અને બુરાનપુરી કીંમતી શેલું હતું તે સ્વામીને ઓઢાડયું અને પોતાને નિત્ય પૂજવાના શાલગ્રામ હતા તે પૂજવા આપ્યા. આ રીતે અતિ રાજી થઇને ચાર પૂજ્ય પદાર્થો ધોલેરાની મહંતાઇ આપતી વખતે આપ્યાં. સ્વામીએ જયારે મહંતાઈની હા પડી ત્યારે ભાઈ આત્માનંદસ્વામી, નિષ્કુળાનંદસ્વામી, ત્યાગાનંદસ્વામી, આ ત્રણેએ હા પાડી. પછી ક્રમથી ધોલેરા જવાની વીશ જણે હા પાડી. ત્યારે સ્વામીએ સદ્વિચાર કર્યો કે–'આ પ્રસાદીનું પૂજ્ય પદાર્થ હું એકલો લઉં તો યોગ્ય ન કહેવાય,

બીજા સહકારીઓને પણ આપવું જોઈએ' પછી જે મોળીયું હતું તેના કટકા કરીને સહુને આપ્યા. શેલું હતું તે સેવકોને પૂજા વહેંચતી વખતે સજયામાં પધરાવ્યું. અને જે ટોપી તથા શાલગ્રામ હતા તે સ્વામીના શિષ્ય પુ. ઘનશ્યામચરણદાસને આપ્યા. (એ પુરાણીએ પદાર્થ વહેંચ્યું ત્યારે ટોપી હતી તે શિષ્ય સ્વા. કૃષ્ણદાસજી પાસે આવી. અને શાલગ્રામ શા. હરિજીવનદાસ પાસે આવ્યા શાલગ્રામ તો ભંડારમાંથી ચોરાઇ ગયા. સ્વા. ધર્મસ્વરૂપદાસજી (બટુક) પાસે આવેલી તે ટોપી આ. નરેન્દ્રપ્રસાદજીની યાચનાથી તેમને આપી એમ પરવારી ગયા. શિષ્યપરંપરામાં એક પણ સંભારણું રહ્યું નહિ.) આ રીતે સ્વામીને ધોલેરાના મહંત કર્યાં. બીજે દિવસે સ્વામીને પ્રસાદીનો થાળ આપ્યો. ધોલેરા જનારા બીજાઓને પણ જમાડયા અને હાર પહેરાવ્યા અને વડતાલથી ધોલેરા વળાવ્યા. આ રીતે ધોલેરાની મહંતાઈ તો મહામહેનતે પાર ઉતરી.

ધોલેરાના મહંત થવામાં અનેક દુઃખો હતા, તેનું વિવરણ અનુભવી નિષ્કુલાનંદ મુનિએ 'नानो देश निरस अति, देहाभिमानीने दुःखरूप. तियां त्यागी होय ते टके, बीजाने संकटरूप. माटे स्हेजे स्हेजे तप थायरे, एवुं छे जो आ मंदिर मांय रे' આ રીતે વર્ણવ્યું છે. મંદિરના બાંધકામમાં, પ્રતિષ્ઠામાં અને પછીથી જમીનો મેળવવામાં અને ચારે બાજુ જગ્યા બાંધવામાં અને મંદિરની સ્થાયી ઉપજ જમીન વિગેરેમાં આ સ્વામીનો જ અગ્રભાગ છે,

ધોલેરામાં મંદિર કરાવવા શ્રીજીએ સ્વામીને મોકલ્યા હતા આ બાબત સ. જી. પ્ર. ૪ અ ૩૯ માં છે. પ્રતિમા પ્રતિષ્ઠા સમયે અદ્ભુતાનંદ, આત્માનંદ, નિષ્કુલાનંદ, આ ત્રણ મુનિઓની સન્નિધિ સ. જી. પ્ર. ૪ અ. ૪૫ શ્લો. ૨૮ની ટીકામાં જણાવી છે.

હ. લી. ક. ૮ વિ. ૪૫માં 'अद्‌भुतानन्द निष्कुलानन्द, तेओने कहे वृषचंद तमे धोलेरा सद्य सिधावो, रुडु मंदिर जैन रचावो. अमे बेठा'ता

जेह जगयाय, देवनुं त्यां सिंहासन थाय." એમ બાંધકામમાં વિશેષ પણ સૂચવ્યો છે.

૯ લી. ક. ૮ વિ. ૪૯–૫૦ માં કમિયાળા ગામે શ્રીહરિએ કરેલા હરિ નવમીના ઉત્સવ ઉપર અદ્‌ભુતાનંદસ્વામી તથા પૂંજાભાઈ ભોજાભાઈ વિગેરે હરિભક્તો આવ્યા. તેમણે ધોલેરામાં પ્રતિમાઓ પધરાવવાની પ્રાર્થના કરી. એ ઉપરથી ધોલેરા પધારેલા શ્રીહરિએ અદ્‌ભુતાનંદ મુનિનો હાથ ઝાલીને મંદિર ઉપર ચઢીને મંદિરને ચોમેર જોઈને બોલ્યા કે–'મંદિર બહુ સુંદર થયું" પછી પ્રતિષ્ઠાવિધિ પૂર્ણ થતાં શ્રીજીએ 'अद्‌भुतानन्द निष्कुलानन्द तेह प्रत्ये बोल्या जगवन्द. तमे मंदिरनुं बधु काम, रही पुरु करावो आ ठाम' એમ બન્ને મુનિઓને મંદિર પૂરું કરાવાની ભલી ભલામણ કરી છે. આ પ્રતિષ્ઠા ઉપર રામપ્રતાપભાઇ ઇચ્છારામભાઇ તથા અયોધ્યાપ્રસાદજી રઘુવીરજી પણ સપરિવારે આવ્યા હતા. એમને શ્રીજીએ શિક્ષાપત્રી આપી હતી.

## શ્રીજીએ સ્વામીને પાણીની પારાવાર પીડા જાણીને પોતાનો પરમપ્રિય ખેડુ, ગાડુ અને બળદો આપ્યા—

શ્રીજીમહારાજ વડતાલથી ચાલ્યા તે કમીયાળા આવ્યા. ત્યાંના હરિભકત દાદા વણારસીએ એક ગાંડા નામનો બલિષ્ઠ બળદ શ્રીજીને ભેટમાં આપ્યો. ત્યારે નિત્યાનંદસ્વામીએ અ. સ્વામીને કહ્યું કે–' આ તમારા દેશનો બળદ છે, તે તમો માગી લ્યો.' ત્યારે અ. સ્વામીએ શ્રીજીને સકારણ કહ્યું કે–' હે મહારાજ ! આ બળદ ભાલ દેશનો હોવાથી આ દેશમાંજ પોષાય અને એને પણ સ્વદેશમાં સારૂ લાગે. વળી અમારે છેટેથી પાણી લાવવામાં બહુ તાણ પડે છે, બીજો બળદ જોઈએ તે કો, પૂંજાભાઇને કહીને મંગાવી લઈશું" ત્યારે શ્રીજીએ કહ્યું કે–' એક બળદથી ગાડુ ચાલે નહિ' ત્યારે વળી સ્વામીએ [ફરી કહ્યું કે–' એક આ છે અને બીજો લેવડાવીશું' એટલે ગાડુ ગબડશે' ત્યારે પણ શ્રીજીએ એનું

એજ કહ્યું. એમ બે ત્રણ વાર સ્વામીએ માગ્યો અને શ્રીજીએ નકાર્યો. ત્યારે સુજ્ઞ સ્વામી સમજ્યા કે-' શ્રીજીની મરજી આપવાની જણાતી નથી, તો હવે શ્રીજીને પગે લાગીને પાછા ધોલેરા જઈએ ' એમ વિચારીને નિકળતી વખતે શ્રીજી પાસે જઈને પગે લાગીને કહ્યું-' હવે અમે ધોલેરા જઈએ છીએ, દયા રાખજો ' આવું સાંભળીને શ્રીજી બોલ્યા કે- " ગાંફ સુધી સાથે ચાલો " પછી સ્વામી ગાંફ સુધી સાથે ચાલ્યા. ત્યાં જમ્યા પરવાર્યા પછી ધોલેરા પાછા આવવાના સંકલ્પથી શ્રીજીને પગે લાગ્યા અને જવાની રજા માગી, ત્યારે શ્રીજી સમજીને રાજી થઈને બોલ્યા કે-" તમારે ધોલેરામાં બે ગાઉ દૂરથી પાણી વેરડામાંથી વાડકીએ ઉલેચીને લાવવું પડે છે, તે પણ બે દિવસે થોડું મળે છે, એવું પાણીનું દુરંત દુઃખ છે તેને અમે જાણીએ છીએ. તો એક નહિ પણ આ ગાંડો તથા પારેવો નામના બંને બળદો અને આ વાલજી નામનો ખેડુ અને આ ગાડુ આ ત્રણેય તમને આપ્યાં, તે લઇ જાઓ અને દરરોજ પાણી લાવજો અને બધા સંતો પીજો અને રાજીપાથી સંપીને રહેજો અને મહંત તરીકે તમે રહેજો અને નિષ્કામાનંદ સ્વામીને દેવની સેવામાં મૂકજો અને ઉદારાનંદસ્વામી દેવનો થાળ કરશે અને ચૈતન્યાનંદસ્વામી દેવનું મંદિર સાચવશે. અને બીજા સંતો ગમડે ફરશે." એમ ઉપયોગી બધીજ ભલી ભલામણ કરીને પોતાની બહુ માનીતી અને ઉપયોગી ત્રણેય વસ્તુઓ રાજી થઈને સ્વામીને આપી અને પોતે તો ત્યાંથી બીજા નવા ગાડાની વ્યવસ્થા કરીને ગઢડા પધાર્યા, સ્વામી ત્યાંથી એજ ગાડામાં બેસીને ધોલેરા આવ્યા. આ રીતે શ્રીજી કૃપાથી પાણીની પારાવાર પીડાનો પાર આવ્યો. સ્વામી, ખેડુત, ગાડુ અને બળદોને મહાભાગ્યશાળી કહેવા પડે, કારણ કે-મદન-મોહનજી દેવ અને સંતોના સદુપયોગમાં બહુ આવ્યા. આ રીતે સ્વામીએ અનેક અદ્ભુત સેવાઓ ધોરેલા ધામની કરી છે.

## વળી આ સ્વામી એકલા ધોલેરાનીજ નહિ પણ ગઢડા મંદિરની સેવામાં પણ રહ્યા હતા

સ્થળ બાબતના બહુબહુ વિચારોને અંતે દુર્ગપુરના દરબારમાં મંદિરનિર્માણ નક્કી થતાં શ્રીજીએ કહ્યું કે–'હવે કામકાજ કરવા કોને આગેવાન કરીશું'' ત્યારે અખંડાનંદ મુનિએ કહ્યું કે–'અદ્ભુતાનંદ સ્વામીને બ્રહ્માનંદસ્વામી સાથે જુનાગઢ, મંદિર કરવા જવાનું હતું પણ તે તાવ આવવાથી જઈ શકયા નથી. તો તેમને બોલાવીને પૂછો' પછી શ્રીજીએ અ. સ્વામીને સભામાં બોલાવીને કહ્યું કે–'અહીંના મંદિરનું બાંધકામ આગેવાન થઈને તમો કરવો' ત્યારે સ્વામીએ કહ્યું કે 'મારું કહ્યું કોઈ માને નહિ' ત્યારે શ્રીજી બોલ્યા કે–' તમારા કહ્યા પ્રમાણે કરે તે અહીં રહે અને ના કરે તે દેશમાં ફરવા જાય' આવા આદેશને સાંભળીને સંતો પાર્ષદો બોલ્યા કે–' જેમ સ્વામી કહેશે તેમ મંદિરનું કામ કરીશું'' એમ વ્યવસ્થા થતાં મંદિરનો વેગથી આરંભ થયો. આમાં વિરક્તાનંદ સ્વામીની નિમણુંક તો પ્રથમથી હતી જ. આમાં બહુધા વ્યવસ્થા તો શ્રીજીજ સ્વયં કરતા.

એમ સત્વર બાંધકામનો આરંભ થતાં તે કોઠલા સુધી આવ્યું. ત્યારે ખૂની દ્વેષીઓની છાની ઉશ્કેરણીથી ભાવનગર રાજ્ય થકી અતર્કિત ઉપાધિ આવી પડતાં, અનુપાયે શ્રીજી પોતે રાત્રિએ ગોપીનાથજી આદિક દેવોની સ્થાપના કરીને, દાદા ખાચર, મોટીબા અને સંતો રાત્રિએજ કારીયાણી જતા રહ્યા. નિત્યાનંદસ્વામી તથા અદ્ભુતાનંદ-સ્વામીને ભલામણ કરતા ગએલા કે–'તમે અહીં રહીને સવારે મુકુંદાનંદ વર્ણી પાસે આરતી ઉતરાવીને કારીયાણી આવતા રહેજો' શ્રીજીની ભલામણ મુજબ બ્રહ્મચારી પાસે વહેલી આરતી ઉતરાવી અને નિત્યા-નંદ સ્વામીએ બળથી વિજય શંખ વગાડયો. આ અપૂર્વ ધામધૂમીને સાંભળીને ગામના લોકો એકદમ દોડીને દર્શને આવ્યા. અને જય જય જોરથી બોલ્યા. એમ વિધિ પૂર્ણ થતાં બન્ને સ્વામીઓ છાશ અને

ખુરમા ( રોટલાના સૂકા કટકા ) ખાઇને વહેલા વેગથી ચાલીને કારીયાણી આવી ગયા, અને એમણે બધી શુભ વાત નિવેદન કરતાં શ્રીજી બહુજ રાજી થયા. અને મોટીબાને વધામણી કહી કે–' આ બન્ને સ્વામીઓ તમારા દરબારમાં દેવોને પધરાવીને આરતી ઉતરાવીને આવ્યા છે. તો આજ એમને થાળની પૂરી પ્રસાદી આપજ્યો. ' આ રીતે આ સ્વામીએ ગઢપુર મંદિરની સેવામાં પણ સમુચિત ભાગ લીધેલો. ( આનો વિસ્તાર વાત ૧૯૦ માં છે. )

## સેવાને મુક્તિતુલ્ય માનનારા સ્વામીએ વડતાલ મુખ્ય મંદિરની પણ સેવા કરેલી

વડતાલ મંદિરનું બાંધકામ કરાવનારા અક્ષરાનંદસ્વામીએ વધુ મદદ માટેનો વિનંતિપત્ર લખતાં શ્રીજીએ મંડળસહિત અદ્ભુતાનંદસ્વામીને મોકલ્યા. " अद्भुतानन्दनुं एह वारे, मावे मंडल मोकल्युं त्यारे " એમ હ. લી. ક. ૮ વિ. ૧૧ માં ઉલ્લેખ છે.

## વારણા ગામમાં હનુમાનજી પધરાવ્યા અને અદ્ભુત ઐશ્વર્ય મૂક્યું–

અદ્ભુતાનંદસ્વામીને શ્રીજીએ મદનમોહનજી મહારાજના ભાલદેશના ધોલેરા ગામમાં મહંતાઇ આપેલી. તે દરમ્યાન સ્વામીશ્રી ભાલદેશમાં બહુધા ગામોએ ગએલા અને સત્સંગ કરાવેલો અને હરિમંદિરો પણ કરાવેલાં અને મદનમોહનજી મહારાજની બહુ રીતની સ્મરણીય સેવાઓ કરેલી. એજ દેશમાં આવેલા વારણા ગામે બહુ વાર આગ્રહવશાત્ ગએલા. પરંતુ ત્યાંના હરિમંદિરની સેવામાં ગણ્યાગાંઠ્યાજ હરિભકતો હતા અને તેમાં પણ દેશ કાળ પ્રમાણે દુર્બલ હતા. જેથી સ્વામીએ પ્રથમ ભટ્ટ કૃષ્ણારામ તથા ઠક્કર નારાયણ પદમશીએ કહી મૂકેલું કે વડતાલથી ગઢડા તરફ યાત્રાએ જતા આવતા ત્યાગીઓની સેવામાં તમને બહુ તાણ પડે છે, તો એક હનુમાનજીની મૂર્તિ તૈયાર કરી રાખો

તો અમે પધરાવી આપીએ, જેથી તમને સાધુ સેવામાં સહાયભૂત થાય અને ગામ લોકોને પણ સંકટ સમયે શરણભૂત થાય ". આ ઉપરથી હરિભક્તોએ સુંદર મૂર્તિ તૈયાર કરાવીને સ્વામીને ગામ ઉપર આવવાના સમાચાર આપ્યા. તે વખતે ગાદી ઉપર ધ. ધુ. આ ભગવત્પ્રસાદજી હતા. તેમને વાત કરતાં, તેમણે ગઢડા જતાં વારણા પધારવાની હા કહેલી, તે વખતે સ્વામીનું શરીર અતિજીર્ણ હોવાથી ખાટલીમાં સૂતા અને પરગામ જતાં તે ખાટલીને ગાડીમાં મૂકતા અને પગમાં ભગવા મોજા પહેરતા. આવી વૃદ્ધ દશા છતાં પણ સ્વામી આચાર્યશ્રી સાથે વારણા આવ્યા. ખાટલીમાં બેસાડીને સ્વામીને મૂર્તિ પાસે લઇ ગયા અને મૂર્તિને નિહાળીને બહુ રાજી થયા અને બોલ્યા કે–' મૂર્તિ બહુ સુંદર દર્શનીય આકર્ષક થઈ છે ' એટલું વચન ઉચ્ચારવાની સાથેજ મૂર્તિમાં ઐશ્વર્યનો આવેશ થઈ ગયો. જેથી તે મૂર્તિને સ્વસ્થાને સ્થાપવાના પારાવાર પ્રયત્નો કર્યા પણ તે નિષ્ફળ થયા. છેવટે સ્વામીને ખાટલીમાં બેસાડી મૂર્તિ પાસે લાવવા પડયા અને સ્વામી બોલ્યા કે–" આટલા બધા ભક્ત માણસો તમારી સેવા કરવા જંખો રહ્યા છે, તો હવે કયાં સુધી કપરી પરીક્ષા કરવી છે ? " એમ બોલવાની સાથેજ બેજ હરિભક્તોએ મૂર્તિને ઉપાડીને પ્રતિષ્ઠા સ્થાને પધરાવી, પછી પ્રતિષ્ઠા વિધિ પૂર્ણ કર્યો અને સ્વામીએ વિચારીને **સંકટ ભંજન** એવું હનુમાનનું નામ પાડયું અને પછીથી ધામધૂમીથી આરતી ઉતારી અને આ નામની ઉદ્‌ઘોષથી સર્વે જનો જય બોલ્યા. તે વખતે મૂર્તિ ધ્રુજવા માંડી અને સ્વામી હનુમાનજીને બાથ ભરી મળવા ગયા, ત્યારે આચાર્યશ્રી બોલ્યા કે ' જો તમે મળશો અને બહુ ચમત્કાર મૂકશો તો કોઈ સારંગપુર નહિ જાય. અને અહીં આવશે." ત્યારે સ્વામીએ જવાબમાં જણાવ્યું કે ' અહિયાં કૃષ્ણારામ ભટ્ટ છે અને થોડા વ્યાપારી સત્સંગીઓ સામાન્ય છે તેમને વડતાલ ગઢડા જુનાગઢ જતા આવતા વર્ણિ–સંતોનો ઘણો ઘસારો ચાલુ હોવાથી તેમને

મદદ આપનારા બીજા ભાઈ કરી આપવા છે. સારંગપુર તો **મોટાભાઇ છે અને આ નાનાભાઈ** છે ' એમ કહીને મૂર્તિને મળ્યા અને બહુ હસાવી. એમ આચાર્યશ્રી અને સ્વામીશ્રીના વરદ હસ્તે પ્રતિષ્ઠા થતાં જય જયકાર થઈ ગયો. આ શુભ સમય સં. ૧૯૩૨નો ચૈત્રમાસ હતો. તે પછી સ્વામી સાત વર્ષે ધામમાં સિધાવ્યા છે. આમાં જે **ખાટલી** લખી છે તે તેમના સાક્ષાત્ શિષ્ય પુ. ઘનશ્યામચરણદાસે સાચવી મૂકેલી. તે અત્યારે તેમના શિષ્ય શા. હરિજીવનદાસજી પાસે હતી. તે અત્યારે પ્રસાદીના બુરેજમાં મૂકી છે. **જેથી** પ્રસાદીના બુરેજ ( કોઠા ) સાથે તેના પણ દર્શન થાય.

એ જ વારણા ગામમાં ઠક્કર **વનમાળી** નથુભાઇને તીવ્ર તાવ આવેલો. અગીયાર માત્રાઓ (ઉપવાસ) થએલી. ઔષધની વાત પૂછતાં સ્વામીએ ભાદરવા માસમાં દૂધપાક ખાવાનો કહ્યો. સ્વામીના વચન વિશ્વાસથી ખાધો અને તાવ ઊતરી ગયો. એવો પણ પરચો વૃદ્ધ પરંપરાથી પ્રચલિત છે.

ધોલેરામાં મહાંત તરીકે બહુ વર્ષો રહેલા હોઇને તેના તાબાનાં ગામોમાં ફરવાનો પ્રસંગ પણ અનેકવાર આવેલો. જેથી ભાલ દેશના સમગ્ર સત્સંગિયોને સ્વામી વિષે અસાધારણ પ્રેમ ન છૂટે અને ન તૂટે એવો હતો. પરંતુ બદલીનો પત્ર આવતાં તુરત તૈયાર થઈ ગયા. સત્સંગિઓએ અતિ આગ્રહ કર્યો પણ નાજ કહી દીધી, પોતા પાસે કેટલુંક પ્રસાદીપદાર્થ અને પુસ્તકો હતાં તે સિંહાસનમાં પધરાવી દીધું. આ બાબતનું અનુસંધાન, માધવદાસે 'एम बहु देशमां हि फर्या, घण गामे सत्संग कर्या ॥४७॥ मंदिर बदलोना लाग आव्या, तेनां घणेघणे ललचाव्या देश पोतानो त्यागज कीधो, तेमां फरी ते पग न दीधो ॥४८॥ આ રીત કર્યું છે.

શિષ્ય તરીકે સાધુઓ હતા તેમને પણ કહ્યું કે " જેને અહીં

રહેવું હોય તે સુખેથી રહો' તેમાંથી ધર્મચરણદાસ વિગેરે સાધુઓ હતા તે રહી ગએલા. ( એ લહીઆ હતા ) બીજા નારાયણવલ્લભદાસ, હરિવલ્લભદાસ વિગેરે સાધુઓ ( ભાલના હતા ) વડતાલ આવેલા. નવી બંધાયેલી લાંબી ધર્મશાળામાં આસનો વહેંચાઈ ગએલાં. પૂર્વ તરફના ત્રણ ખંડો ખાલી હતા. તેમાંથી ત્રીજો ખંડ સ્વામીને આસન તરીકે આપ્યો, જેર ( આગળનાં પાયા ઉપરનો ) ધર્મશાળાની બેઠક જેટલો ઉંચો ભાગ ) ઉપર નાના ખાટલામાં સૂઈ રહેતા. કુવેથી પાણી ભરી લાવીને જેર ઉપર નવરાવતા. ભંડારમાં જે થાય તે લાવીને શિષ્યો જમાડતા. મંદિરમાંથી કશું અપાય નહિ અને લેવાય નહિ. અપરિગ્રહ વર્તમાન પૂરેપૂરું પાળવાનું હતું. અવસ્થા અતિવૃદ્ધ હતી અને ખાવામાં આવેલા ઝેરની પણ અસર હતી. આણંદના દવે કૃપાશંકરભાઈ પ્રત્યેક પૂનમે બશેર ઘી લાવતા તે રોટલા ખીચડીમાં શિષ્યો આગ્રહથી આપતા નિષ્કામાનંદ તથા ચૈતન્યાનંદ બન્ને વૃદ્ધ હતા. ત્રીજા ઉદારાનંદ ગરીબ સંત હતા. તે મંડળમાંજ રહેતા. છેલ્લા ભાગમાં સ્વામીની સેવામાં સ. પુ. ઘનશ્યામચરણદાસજી તથા સ્વામી ધર્મતનયદાસજી ગુજરાતના હતા. બીજા ધોલેરા દેશના હતા. ધોલેરાથી આવ્યા ત્યારે ૧૪ સાધુઓ હતા. ખંડમાં બાર સૂતા અને બે ચાલીમાં સૂતા. બહારગામ ફરવા જવાનું વધારે હતું અને વડતાલમાં રહેવાનું જૂજ હતું. વૃદ્ધ અવસ્થાને લઈ બહુધા ચરોતરમાંજ સમીપનાં ગામોમાં સ્વામી ફરવા પણ જતા. ખાંધલી ગામમાં બહુધા રહેતા અને ત્યાંનું મંદિર પણ કરેલું કહેવાય છે. વાંછીલીયા ગામમાં સ્વામીને કચવાવ્યા હતા એમ પણ કહેવાય છે. મહુધાના અમીનો સાથે ગાઢ સ્નેહ હોવાથી સેવા–સમાગમમાં તેઓ હતા. શાસ્ત્રમાં જીવનની શતાયુષની મર્યાદા કહી છે તે પ્રમાણે સ્વામીની શતાયુષ પૂરી થઈ હતી; એ વાત પોતેજ કહેતા ( વધારાની વાત કોઈ કહેતા હોય તો તેમાં વજુદ નથી ). સં. ૧૯૩૯ ના કાર્તિક શુદી ૪ એ એમના અક્ષરવાસની સાચી તિથિ છે.

શ્રીજી પછી બે વર્ષનું અંતર કહેવાય. નંદસંજ્ઞાના સંતોમાં જો કોઈ પૂર્ણ આયુષ્યમાન્ હોય તો એકલા એ સ્વામી હતા. ૧૭૫૨માં રામાનંદસ્વામીએ કારીયાણીમાં સમૈયો કર્યો ત્યારે કાકા સાથે આવેલા. આ હિસાબે સ્વામી ચોદ કે પંદર વર્ષના હતા. રામાનંદસ્વામીના સમયથી સત્સંગમાં જોડાએલા કહેવાય. ૧૯૩૯માં આચાર્ય તરીકે વિહારીલાલજી હતા. એમની આચાર્યપદે સ્થાપના ૧૯૩૫ માં થએલી આ હિસાબે ચાર પાંચ વર્ષ એમના સંબંધમાં પણ સ્વામી આવેલા એટલે રામાનંદ સ્વામીના સમારંભથી અત્યાર સુધીના પાંચ પરમાચાર્યોના સેવા–સમાગમમાં આવેલા કહેવાય.

ત્રણેય આચાર્યો કોઈ મંદિરે ઉત્સવ પ્રસંગે જાય કે ગામડે ફરવા જાય ત્યારે સ્વામીને દર્શનીય જાણીને બહુધા સાથે લઈ જતા તેમને માટે કમાનવાળી લાંબી ગાડી ખાસ હતી. તેમાં એક નાની ખાટલી ( ઢોલણી ) ૭ ઇંચ પાયાવાળી હતી. તે ગાડીમાં નાંખતા. ઉપર આસન પાથરતા. તેમનો ત્રણ ખંડનો પાલ હતો તેમાં સ્વામી વિગેરે સંતો ઉતરતા. તે પાલ અદ્યાપિ નામમાત્ર છે. તે વખતે આચાર્યો દેરા તંબુ ચંદની ઘોડા હાથી ઊંટ સાથે ફરતા. લગભગ બસો ઉપરાંત ત્યાગીઓ ફરવામાં રહેતા, આચાર્યનો તંબુ વચ્ચે રહેતો. તેની ચારે બાજુ પાર્ષદો રહેતા. બીજાઓ પાલમાં રહેતા ચંદનીમાં સભા થતી. રસોડું જુદું થતું. વિદ્યાર્થીનો પણ પાલ પૃથક રહેતો. રજવાડાના જેવા ઠાઠમાઠથી ફરતા હરિભકતો સઘળી સંભાવના સાચવતા. વૃદ્ધોને ગાડા ગાડીમાં બેસારતા અને બીજા બહુધા પદયાત્રા કરતા. આવી કપરી સ્થિતિમાં પણ આચાર્યો સાથે ફરવા જતા અને દુઃખને નહિ ગણીને પણ સાથે ફરતા. સ્વામીને ઝેર ખાધામાં આવેલું હોવાથી આંખમાંથી કયારેક પાણી દદડતું. દાંતતો ઠેઠ સુધી અવિચ્છિન્ન હતા. શેરડી પણ ચુસતા ઠેઠ સુધી ચાલીને દેવદર્શને અને સભામાં જતા, આ બધી કથાઓ વૃદ્ધ પરંપરા પ્રાપ્ત છે.

આ રીતે આ સ્વામીનું જીવનચરિત્ર અદ્‌ભુત હોઈને અજોડ છે. ત્યાગ વૈરાગ્ય અને તપમાં પરા કાષ્ઠાએ પહોંચ્યા હતા. પરણ્યા પછી તત્ક્ષણ ત્રિયાનો ત્યાગ કર્યો તે વ્રત અંતિમ પળ સુધી પૂર્ણ પાળ્યું. તે વખતે ગુજરાતની દશા પણ કંગાળ કંપારો વછૂટે એવી દયનીય શોચનીય હતી. પૂરું અન્ન પાણી પણ મળતું નહિ. મળે તેમાં પણ મહેનતનો પાર નહિ. આવી સ્થિતિમાં પણ સંતો યથાકથંચિત્ દેહનિર્વાહ કરતા. આમાં આ સ્વામીશ્રી અગ્ર ભાગ ભજવી ગયા છે, પ્રથમ નિરસ ભાલ્લ દેશ અને પછી સરસ ગુજરાત સેવ્યો છે.

## હવે ઉપયોગી પરચુરણ કહીએ

સં. ૧૮૬૬ માં અમદાવાદમાં પેશ્વાની ઉપાધિ થતાં ૪૦૦ સાધુઓ સુરત આવી રહેલા, તેમાં પણ આ સ્વામી હાજર હતા.

સં. ૧૮૮૧ માં શ્રીહરિ પહેલવહેલા ધામધૂમીથી સુરત પધાર્યા ત્યારે પણ શ્રીજી સાથે સ્વામીશ્રી હતા. અરદેશરને ત્યાં શ્રીજીની પધરામણી થઇ ત્યારે સવારીમાં સ્વામીને ઘોડાગાડીમાં બેસાર્યા હતા. ( આ વાત હરિચરિત્રામૃતમાં પુર ૨૭ માં છે )

આ સ્વામીને આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજે સં. ૧૯૧૯માં ગાદીતકીયો આપ્યો હતો. (અત્યારે મોંઘવારી મટીને મનમાની સોંઘવારી થઈ છે ). સં. ૧૯૨૯માં ધ. ધુ. આ. ભગવત્પ્રસાદજી સુરત પધાર્યા ત્યારે આ સ્વામી સાથે હતા.

સં. ૧૯૨૪ વૈશાખ શુદી ૧૨ દિને મુંબઇમાં ગોલોકવિહારી હરિકૃષ્ણ દેવની પ્રતિષ્ઠા થઇ તે ઉપર ધ. ધુ. આ. ભગવત્પ્રસાદજી પધારેલા. તેમની સાથે આ સ્વામી હતા. આનો ઉલ્લેખ આચાર્યોદય ગ્રંથમાં– પ્રભાવ ૮ ‘चाल्या मुंबई श्रीमहाराज, साथे लै निजसंत समाज. शुकानन्द भूमानन्दस्वामी, अद्भुतानन्द आदि अकामी ” આ રીતે છે.

ધ. ધુ. આ. ભગવત્પ્રસાદજી સાથે બહુધા ફરતા હોવાથી તે આચાર્યોના ફોટા સાથે સ્વામીનો પણ ફોટો બહુ જુનો છે. એ ઉપરથી તેમની છબી કરાવીને બ્લોક પણ કરાવ્યો છે. એટલે ઉત્પ્રેક્ષિત નહિ પણ અસલ છે.

ગોંડળમાં રાણી મોંઘીબાના બોલાવવાથી આચાર્યશ્રી રઘુવીરજી પધારેલા. આમંત્રણ આપતાં એ આચાર્યે સંતોને બોલાવતાં પ્રથમજ આ સ્વામીને બોલાવ્યા. આ બાબત આચાર્યોદયમાં 'एकतो अद्‌भुतानन्द स्वामी; बीजा पवित्रतानंद स्वामी' આ રીતે છે.

ધોલેરામાં મોટી છત્રીની પ્રતિષ્ઠા કરી ત્યારે સંત હરિભક્તોના આગ્રહથી સ્વામીશ્રી ધોલેરા પધારેલા.

આ નામના બે સંતો હોવાથી, સ્વામીના ઓળખાણ માટે મંજુકેશાનંદસ્વામીએ નામમાળામાં – 'अद्‌भुतानन्द बेउनां नाम, रुडा गुणतणा छे धाम तेमां एक मोटा घोलेराना महांत, बीजा त्यागी भजनी तपस्वी शांत । " આ રીતે ઉલ્લેખ કર્યો છે. પુરૂષોત્તમકવચમાં આ સ્વામીને "अद्‌भुतानन्दमुनिर्भवाब्धेः" એમ ભવસાગર થકી તારનારા તરીકે નિરુપ્યા છે.

સ. જી. પ્ર. ૩ અ. ૭ માં દુર્ગપુરમાં કરેલા અન્નકૂટ મહોત્સવ ઉપર આવેલા સમસ્ત સંતોની સ્મરણીય નામાવલી લખતાં, "अद्‌भुतानन्द युगल स्वस्वयूगसमन्वितम्" એમ જણાવ્યું છે.

માધવદાસ સ્વામી છેવટે આ સ્વામી માટે "एवा संततणा गुण गाये, करी वर्णन सुखिया थाये । हरि सारु ते जुवानी गाळी, राजी किधा वा'लो वनमाळी, अेवा संततणी बलिहारी, थाये सुखी ए संतने संभारी ॥ " આ રીતે તાત્પર્યને કહે છે.

ધોલેરામાં કોઇ પુસ્તકમાં 'लेखक अद्‌भुतानन्द' એમ અક્ષરો મળી આવે છે. જેથી આ સ્વામી લહિયા એમ કહી શકાય. મહંતાઇને લીધે લખવાનો અવકાશ થોડો મળે. જેથી વધુ પુસ્તકો લખી શકયા નહિ હશે એ સહજ છે.

ધોલેરામાં ઘણાં વર્ષો મહંત તરીકે રહેલા હોવાથી ત્યાંના સંતો હરિભક્તોને એમના ચરિત્રની માહિતી સારી હોય એમ જાણીને કેટલીક હકીકત પૂછવામાં આવેલી, પરંતુ તેઓ કશી મેળવી આપી શકયા નથી.

આમાં સંસ્કૃત, પ્રાકૃત પ્રબન્ધોનો આધાર બહુધા લેવામાં આવ્યો છે. આ લેખમાં અંશથી આચાર્યોદય ગ્રંથમાંથી કેટલીક હકીકત લીધી છે. બીજી બાકી હતી. આ ગ્રંથ વડતાલ લાયબ્રેરીમાં હતો. ચાલુ આચાર્યશ્રીની લેખિત માગણીથી તેઓને આપેલો. જોઈને જલદી પાછો આપવાની પણ લેખિત પ્રતિજ્ઞા હતી. પરંતુ પાંચ છ વર્ષ થયાં પણ અદ્યાપિ પાછો આપ્યો નહિ. હાલમાં આ ખાસ કારણ પ્રદર્શનપૂર્વક લેખી આગણી કરી ત્યારે લેખી જવાબ આપ્યો કે–"અમદાવાદમાં ચાલતા સ્કીમ કેસમાં રજુ કર્યો હોવાથી મારી પાસેથી મળી શકે તેમ નથી" એટલે આમાં ઉપયોગ આવે એવી સ્થિતિ રહી નહિ. આ ગ્રંથ બ્ર. હરિસેવાનંદજી પાસે હતો તે મને લાયબ્રેરીમાં આપતા હતા પણ લાયબ્રેરીમાં હોવાથી મેં લીધેલો નહિ. એમના શિષ્ય પાસે માગણી કરી પણ આચાર્યાનુયાયી એમણે પણ આપ્યો નહિ. એટલે આ ગ્રંથમાંથી હકીકત મેળવી શકયા નથી. હવે તો બાપને બંગલે બીરાજીને, કપાટમાં બાંધી રૂંધીને ભલે આચાર્યોદય સાધ્યા કરે જો છપાવ્યો હોત તો પૂજ્ય પૂર્વાચાર્યો અને તેમની સાથેના પરિચયમાં આવેલા સંત હરિભક્તો પાર્ષદોની શુભ સ્મરણીય હકીકત જાણવાનો લાભ સંપ્રદાયનિષ્ઠાને સારો મળત. ધણીને સુઝયું તે ખરૂં. આતો પ્રસંગપ્રાપ્ત છે.

આ સ્વામીનું જીવનચરિત્ર લખવામાં જુનાગઢના સ. શાસ્ત્રી

ધર્મવલ્લભદાસજી કે જેમને નંદ સંતોનાં સચ્ચરિત્રો લખવા છપાવવામાં બહુ રસ છે તેમણે ગામ ઉપર જઇને સ્વામીના સંબન્ધીઓને મળીને કેટલીક ઉપયોગી હકીકતો મેળવી આપી છે તેમજ બીજી રીતે ઉપયોગી સારો સહકાર આપ્યો છે તે બદલ તેમનો ઉપકાર માનવામાં આવે છે.

स्वधर्मज्ञानवैराग्यभक्तिनिष्ठं पर गुरुम् ।
अद्‌भुतानन्दनामानं वन्देऽहं परमादरात् ।

લિ.

અ. નિ. પ્રશિષ્ય સ. ગુ. શાસ્ત્રી હરિજીવનદાસજી–વડતાલ



B|02



श्री स्वामिनारायणो जयति

स्वामिनारायणो नीलकण्ठो नारायणो हरिः ।
हरिकृष्ण श्च सहजानन्दः कृष्णोऽस्तु मे हृदि ॥ १ ॥

## અદ્‌ભુતાનંદસ્વામિકૃત—શ્રીહરિની અદ્‌ભુત વાર્તાઓ—
## તેમના શિષ્ય સ. પુ. ઘનશ્યામચરણદાસ સંગ્રહિતા !

શ્રીજીમહારાજનો જન્મ, 'यदा यदा हि धर्मस्य' 'अन्योऽपि धर्मरक्षार्थै' એમાં કહ્યા મુજબ, સરવાર દેશમાં આવેલા **છપૈયા** નામના ગામમાં માતાપિતા **ભક્તિધર્મ** થકી સં. ૧૮૩૭ ના ચૈત્ર સુદી નવમી પાવન તિથિએ થએલો. ત્યાં માતાપિતાને બાળલીલાથી આનંદ આપતા થકા, ચારેક વર્ષ રહેલા. ત્યાં અકારણ અસુરોપદ્રવને લીધે 'मूलदेशोऽपि सः त्याज्यः' આ નીતિએ મૂળ વતનનો પણ પરિત્યાગ કરીને, શ્રીરામચંદ્રચરણચિહ્નિત પરમ પવિત્ર નિરુપદ્રવ **અયોધ્યા પુરી**માં આવીને રામઘાટ પાસે આવેલા **બરહટા** નામના શાખાનગરમાં માતાપિતાએ લાડ લડાવ્યા થકા અને મનુષ્ય ભાવમાં પણ દિવ્ય ભાવને દર્શાવતા થકા સુખેથી રહ્યા હતા.

એક દિવસ શ્રીહરિના મોટાભાઈ રામપ્રતાપજીને બુરાનપુરના રાજાએ તેડાવવાથી તે ઘનશ્યામ મહારાજ સાથે ત્યાં આવ્યા. ત્યાં લડાઇ ચાલતી હતી તેમાં ગામ આહીરનો કિલ્લો લડીને લીધો. એ લડાઇ સવારથી સાંજ સુધી સખત ચાલેલી. એ વખતે ઘ. મહારાજે રામપ્રતાપજીસાહને ત્રણવાર દિવ્યરૂપે પાણી પાયું. જ્યારે

પાણી પાવા જાય ત્યારે રામપ્રતાપજી એમ બોલે કે-'હે ઘનશ્યામ! ગોળી વાગે તો મર જાયગા, ઇધર મત આવો.' ત્યારે ઘ. મ. એમ બોલે કે-'બડે ભાઇકું લડાઇમાં તરસ લગે, માટે પાણી પાવા આવેગા.' એ વખતે ઘનશ્યામનું ગાડું તો પાંચ ગાઉ દૂર છોડયું હતું ત્યાં પણ બીજા રૂપે હતા. એ રીતે ત્રણવાર દિવ્યરૂપે પાણી પાવાનો ચમત્કાર દેખાડ્યો. પછી લડાઇ તો ભાઇઓના પ્રતાપથી બંધ થઇ ગઇ. આ વાતથી રામલક્ષ્મણની પેઠે ભ્રાતૃભાવ અને બાળભાવમાં પણ પારમૈશ્વર્ય પ્રદર્શાવ્યું (૧)

પછી ત્યાંથી ચાલ્યા તે બુરાનપુર શહેર આવ્યા. તાપીની સામી બાજુએ રામઘાટે ઉતરીને સર્વ જનોએ ગામ જનીયાવાદ લુંટયું. તેમાં કોઇએ કંઇક લીધુ અને કોઈએ કંઈક લીધું ત્યારે ઘ. મહારાજે તો બીજું કંઈ પણ ન લેતાં પૂર્વાવતારમાં ખુબ ખાધેલું હોઇ ને બહુ વહાલું એક દહીનું **ગોરસ** અને રમવા માટે **ઢોલક** લીધું. અને રાજઘાટથી સામી બાજુએ આમલીઓ હતી ત્યાં બેસીને બધા દહીં જમ્યા અને હાથ તાપી નદીમા ધોઇને જળપાન કર્યું. ત્યાંથી ગાડામાં બેસીને આંગળ આવતાં, રસ્તાંમાં ઝાડુ ઊંધું. પડયું, તેથી ઘ. મ. નીચે પડી ગયા અને શરીરે કાંટા વાગ્યા એવું મોટા ભાઇને દેખાડયું. ત્યારે મોટા ભાઇએ બાધા રાખી કે-'મારા ભાઈ ઘનશ્યામને સારૂ થશે ત્યારે વીશપચીશ બ્રાહ્મણોને જમાડીશ.' પછીથી ગામમાંથી વાળંદને કાંટા કાઢવા બોલાવ્યો. તે વાળંદ જ્યારે શરીરમાંથી કાંટા કાઢવા મંડ્યો ત્યારે તેને મહારાજે તેજોમય ચતુર્ભુજ દિવ્યરૂપ દેખાડયું. એવું આશ્ચર્ય જોઇને તે બાળંદ તો સજ્જડ થઈ ગયો. તેને જોઇને ભાઇએ વાળંદને કહ્યું કે-'મારા ઘનશ્યામના શરીરમાંથી કાંટા કાઢય, હું

તને પાંચ દશ રૂપીયા આપીશ.' ત્યારે તેણે કહ્યું કે 'ભાઈ ! આ તો મનુષ્ય નથી પણ કોઈક દેવ છે, એમના શરીરમાં કાંટા જ નથી.' એમ કહ્યું તથાપિ મોટાભાઈ તો ઘનશ્યામના શરીરમાં કાંટા જ દેખતા હતા. વાળંદના વચનનો વિશ્વાસ આવ્યો નહિ. તે પછી બીજે ગામ ગાડુ હાંકીને ગયા. ત્યાં પણ ભાઈએ કાંટા કાઢવા વાળંદને બોલાવ્યો. તેને પણ પૂર્વની પેઠે ઘનશ્યામે આશ્ચર્ય બતાવ્યું એ રીતે ઘણા વાળંદોને બતાવ્યું ત્યારે તેમણે પણ તેમજ કહ્યું. એ રીતે એ દિવસ આશ્ચર્ય રહ્યું. પછીથી મહારાજ પૂર્વે હતા એવા જ બાળરૂપ થઈ ગયા. આ રીતે ઐશ્વરી ચમત્કાર અલૌકિક બતાવ્યો તો પણ મોટાભાઈને શ્રીહરિના ભગવાનપણાનો નિશ્ચય થયો નહિ. આ વાતથી **'जन्म कर्म च मे दिव्यं'** એમાં કહ્યા મુજબ જન્મ કર્મનું દિવ્યપણું દર્શાવ્યું. (૨)

એક દિવસ અયોધ્યામાં ભક્તિમાતા તથા રામપ્રતાપજીનાં ઘરનાં સુવાસિની બાઈ તથા ઘ. મ. એ ત્રણેય પોતાના ચોકમાં બેઠા હતા. ઘ. મ. ને સુવાસિનીબાઈ પોતાના દિયરજી જાણીને બોલાવતાં હતાં. તે સમયે ઘ. મ. ને દર્શને ચાર મુખવાળા બ્રહ્મા આવ્યા. ત્યારે મહારાજે પૂછ્યું કે કોણ આવ્યું છે ? ત્યારે તેણે કહ્યું કે- 'હું બ્રહ્મા આપને દર્શને આવ્યો છુ" ત્યારે વળી મહારાજે કહ્યું કે- 'કિયા બ્રહ્મા ?' ત્યારે તેના મનમાં ગર્વ આવ્યો કે-'હું એકજ બ્રહ્મા છું, તો આ એમ કેમ બોલે છે ?' એટલાકમાં આઠ મુખવાળા બ્રહ્મા આવીને ઊભા રહ્યા. પછીથી તો સોળ મુખવાળા, બત્રીશ મુખવાળા, ચોસઠ મુખવાળા બ્રહ્મા આવ્યા, એ રીતે ઘણાક બ્રહ્માઓ આવીને ઘ. મ. ને સમીપે દાસભાવે ઉભા રહ્યા અને સ્તુતિ કરવા લાગ્યા. ત્યારે ચાર મુખવાળા બ્રહ્મા તો ખોળ્યા પણ જડયા

નહિ. એવી રીતે ગર્વગંજન ભગવાને બ્રહ્માનો ગર્વ ઉતાર્યો. પછી ચતુ-ર્મુખ બ્રહ્મા મહારાજની પાસે આવીને સ્તુતિ કરીને કહેવા લાગ્યા કે –'અનંતકોટી બ્રહ્માંડના અધિપતિ, સર્વ અવતારના ધર્તા આપ જ છો.' પછી બીજા બધા બ્રહ્માએ સ્તુતિ કરીને કહ્યું કે–'કોઇ દૂર દેશનો રાજા હોય અને તેની આજ્ઞામાં એમની પ્રજાઓ વર્તે તેમ તમારી આજ્ઞામાં અમો સર્વે વર્તતા હતા. પરંતુ તમારૂં સાક્ષાત્ દર્શન તો અમને આજ જ થયું, એથી આજ અમોને મહાન આનંદ થયો. એ રીતે સ્તુતિ કરી. પછી ભક્તિમાતા તથા સુવાસિની બાઇ-ની પણ સ્તુતિ કરીને એમ કહ્યું કે–'તમારા પુણ્ય પ્રતાપે અમોને આજે સાક્ષાત્ પુરુષોત્તમ ભગવાનના દર્શન થયાં. કેની પેઠે તો જેમ શેરડી સારૂ કોશ જોડે તે ભેળો એરંડો પણ પાણી પીવે. એમ અમારે થયું." આ રીતે સર્વ બ્રહ્માઓ મહારાજનાં દર્શન કરીને પોતપોતાને સ્થાને ગયા. આવું આશ્ચર્ય જોઇને ભક્તિમાતા તથા સુવાસિની બાઇ, ધ. મ. નો ભગવાનપણાનો નિશ્ચય કરીને એમની બહુ પ્રકારે સેવા–ભક્તિને શ્રદ્ધાથી કરવા લાગ્યાં (૩)

આ પ્રકારે અયોધ્યામાં દિવસો વ્યતીત કરતાં, કેટલાક દિવસો પછી સુવાસિનીબાઇને **ઠાકોરરામ** નામના પુત્ર થયા. તે પછી કેટલેક દિવસે ભક્તિમાતા સાક્ષાત્ પુરુષોત્તમપણાનો નિશ્ચય કરીને દેહનો ત્યાગ કરીને, દિવ્યદેહે શ્રીહરિની પાસે રહ્યાં. તે પછી ધ. મ. સુવાસિની બાઇને માતા તુલ્ય માનવા લાગ્યાં. એ બાઇ હમેશાં ધ. મ. ને નવરાવે ત્યારે ચરણારવિંદમાં સોળ ચિહ્નોને જોઇને એય ભવિષ્ય કહે કે–'તમો તો બહુબડા થશો. અને કોઇક મોટા રાજા થશો, તે વખતે અમારી ખબર રખીયો, કેમકે આ લોકમાં ભાઈ, ભોજાઈ, કોઈ કોઈનું સગું નથી.' ત્યારે ધ. મ.

કકહે કે 'ખબર રાખીશું' એ રીતે નિરંતર ઘ. મ. ને નવરાવીને સેવા કરીને નિત્ય જમાડે અને પછીથી પુત્રને જમાડે. એ રીતે મહારાજ વિષે બહુ હેત રાખીને સેવા કરતાં હતાં. (૪)

એક સમયે ઠાકોરરામજી બહુ ભૂખ્યા થતાં માતા સુવાસિની પાસે જમવાનું માગ્યું, ત્યારે માતાએ કહ્યું કે ઘનશ્યામ કાકાને બોલાવી લાવો અને તેમને જમાડ્યા પછી તમને જમવાનું આપીશ.' ત્યારે ઠાકોરરામ, ઘ. મ. ને તેડવા ગયા અને કહ્યું કે 'કાકા જમવા ચાલો, મને બહુ ભૂખ લાગી છે, પણ મને મારાં મતારી તમારા વિના જમવાનું આપતાં નથી,' ત્યારે ઘ. મ. ત્યાંથી બીજે ઠેકાણે ને ત્યાંથી ત્રીજે ઠેકાણે ગયા. એ રીતે મંદિરોમાં ફરતાં ફરતાં બપોર ચઢે ત્યારે ઘેર આવે ત્યાંસુધી ખાવાનું આપે નહિ. એવી રીતે સુવાસિની બાઇને બહુ હેત મહારાજ વિષે હતું. અને બહુ પ્રકારે ભગવાન જાણીને તેમની સેવા ભક્તિને કરતાં. (૫)

એક સમયે અયોધ્યામાં રહેલા ઘ. મ. રામલક્ષ્મણ સીતાને મંદિરે જતાં, એક મદોન્મત્ત મલ્લ પોતાને પગે બાર હાથની મોટી સાંકળ બાંધીને તેને તાણીને ચાલ્યો જતો રસ્તામાં સામો મળ્યો. ઘ. મ. તેની પછવાડે જઇને સાંકળ ઉપર પગ મૂકીને તે મલ્લને ખચકાવીને ઉભો રાખ્યો, ત્યારે તે મલ્લ ઘ. મ. ને મારવા માટે પાછો વળ્યો, એટલે ઘ. મ. નાશી જાય. વળી પાછા આવીને સાંકળ ઉપર પગ મૂકે એટલે મલ્લ ઉભો રહે. એમ એ મલ્લને દરરોજ ઉભો રાખતા. એમ બહુ દહાડા પજવતાં એક દિવસ ઘ. મ. સામા આવતા તે મલ્લને જોઇને પોતાના ખભા થાબડવા માંડયા. ત્યારે તે મલ્લને બહુ રીસ ચઢી ગઈ અને એમ

બોલ્યો કે–'આજ આ છોકરો મારી સામે લાગમાં આવી ગયો છે, તેથી એને હું મારૂં.' એમ ધારીને મલ્લ ઘ. મ. ના મુખ આગળ આવ્યો, ત્યારે મહારાજે તેનાં બે કાંડાં પકડયાં અને ઉપાડીને તેનાં બે કાંડાં ભાગી નાંખ્યાં,' તેથી તે મલ્લ બૂમો પાડવા મંડયો અને એમ કહેવા લાગ્યો કે–'આ ઘનશ્યામે મારાં કાંડાં ભાગી નાંખ્યાં,' ત્યારે અજાણ્યા લોકોએ એમ કહ્યું કે–'તું તો મોટા પાડા જેવો છું આ તો નાનો છોકરો છે, તું તો જૂઠું બોલે છે' એવી રીતે તે મલ્લને મહા ચમત્કાર જણાવ્યો. પછી તે મલ્લે રામપ્રતાપજીને ત્યાં જઇને કહ્યું કે–'તમારા ઘનશ્યામે મારા હાથ ભાગી નાંખ્યા.' ત્યારે ભાઇએ કહ્યું કે–'ઘનશ્યામ તો છોટા છે અને તુમતો બડે હો, તુમતો જૂઠ બોલતે હો,' તે મલ્લનું કહેવું કોઈએ પણ સાચું માન્યું નહિ. પછીથી તે મલ્લને જઇને તેમના આખાડામાં વાત કરી, તેને સાંભળીને બધા મલ્લોને ઈર્ષ્યા થઈ અને બોલ્યા કે–'બડા હશે તો આપણને મારશે, નહિ તો આપણે એમને મારીશું.' એ રીતે સઘળા મલ્લો ઘ. મ. ને મારવાનો વિચાર કરવા લાગ્યા. પણ ચમત્કારી ઘનશ્યામ કોઇના હાથમાં આવ્યા નહિ. (૬)

વળી એક સમયે સર્વે મલ્લો મળીને સરજ્યું નદીને કિનારે જાંબુ ખાવા ગયા. અને ઘ. મ. પણ પોતાના બાળમિત્રોને સાથે લઇને ત્યાંજ જાંબુડાં ખાવા ગયા અને જાંબુડાં માંગ્યાં. ત્યારે જાંબુડા ઉપર ચઢેલા મલ્લોએ કહ્યું કે,–'ઉભો રહે, હમણાં જાંબુડાં આપીએ છીએ.' ત્યારે મહારાજે નીચે ટોપલામાં જાંબુ હતાં તે ચારે બાજુ વેરી નાંખ્યાં અને સાથેના છોકરાને આપવા લાગ્યા. આ રમતને જોઇને બધા મલ્લોને બહુ રીશ ચઢી અને ઘ. મ. ને મારવા માટે જાંબુડા ઉપરથી નીચે ઉતરવા મંડ્યા. ત્યારે જેટલા જાંબુડા

હતા તેટલા રૂપે થઇને મહારાજે બધાજ જાંબુડા જોરથી હલાવ્યા-થી બધાજ મલ્લો જેમ વાંદરા પડે એમ ધબોધબ નીચે પડવા લાગ્યા. કોઇનો હાથ ભાંગી ગયો, તો કોઇનું માથું ભાંગી ગયું, તો કોઇનો પગ ભાગી ગયો. એથી એ મલ્લોને ખાટલામાં ઘાલીને ઘેર લાવવા પડ્યા. રસ્તામાં લોકોએ પુછયું કે 'આ શું થયું?' ત્યારે મલ્લોએ કહ્યું કે 'આ ઘનશ્યામે જાંબુડાનાં થડાં હલાવવાથી અમે બધાજ નીચે પડી ગયા. અને અમને વાગ્યું.' આ વાત લોકોએ સાચી માની નહિ. ત્યાર પછીથી રામપ્રતાપજીને એ વાત અથેતિ કહી પણ તેમણે પણ સાચી માની નહિ, એવી રીતે સર્વ મલ્લોનો ગર્વ ઉતાર્યો અને પોતાનાં ઐશ્વર્યભર્યા ચમત્કારો જણાવ્યા (૭)

એવી રીતે ઘણાં દિવ્ય બાળચરિત્રોને કરતા થકા અગીયાર વર્ષના થયા ત્યારે ઘર મૂકીને વનમાં ચાલી નીકળ્યા. ફરતા ફરતા હિમાલય પર્વતમાં ગયા અને ત્યાંથી ફરતા ફરતા નવલખા પર્વત ઉપર ચઢ્યા. ચઢતા એવા ઘનશ્યામને જોઇને ત્યાં રહેતા નવલાખ યોગિઓ મહારાજને મળવા સારૂ એક સાથે ઉભા થયા. ત્યારે મહારાજ નવલાખ રૂપ ધારીને તે સર્વે યોગીઓને એક સાથે મળ્યા. એમ પોતાનું સમીપ સુખ અને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપીને બહુ સુખીયા કર્યા. ત્યાંથી ચાલ્યા ને ફરતા ફરતા **ગોપાળ** યોગી પાસે બાર માસ રહ્યા. ત્યાંથી ચાલ્યા તે વનમાં છાપરૂં બાંધીને રહેલાં મા-દીકરાને ત્યાં રહ્યા. છોકરાનું નામ **જેરામ** હતું અને માનું નામ **સયામજસી** હતું. તે સેવાભાવી બન્નેને વશ થઇને દોઢ માસ રહ્યા. જેરામની માતા દરરોજ પોયણાંમા દાણા જીતોલાંથી કાઢીને તેની ખીર બનાવીને ઘનશ્યામને તથા જેરામને જમાડતાં. ઘ. મ. અને જેરામ બન્ને ત્યાં એક તલાવ

હતું તેમાં ન્હાવા સારૂં જતા. તલાવમાં જેરામને ગળે ઝાલીને ઘ. મ. નાંખે અને કહે કે 'જા પેલા પોયણાંનાં જીતોલાં લઈ આવ્ય' ત્યારે જેરામ ત્યાં જાય અને જીતોલાં લેવા ડબકી મારે, ત્યારે તેને ઘ. મ. તેજોમય ચતુર્ભુજ રૂપે દર્શન દે. ત્યારે જેરામ પોતાની માની પાસે આવીને કહે કે 'આ કોઈ મોટા સમર્થ પુરુષ છે.' કોઇ દિવસ તો અનંત કોટિ મુક્તોએ સેવાતા અને દિવ્ય સિંહાસનમાં વિરાજેલા પ્રત્યક્ષ દેખતો હતો. આ અલૌકિક વાતને સાંભળીને જેરામ નાં માતા ફરીથી કહેવા લાગ્યાં કે–'ત્યાં તો તેજોમય મૂર્તિ બેઠા છે અને અહીં તો તપસ્વી વેષે દેખાય છે.' ત્યારે જેરામની માને નિશ્ચય થયો કે- 'આતો કોઈ મોટા દિવ્ય દેવ છે, માટે એમની સેવા થાય તો ઘણું સારૂં.' એમ જાણીને દોઢ માસ સુધી બહુ હેતે કરીને ઘ. મ. ની સેવા કરતાં થકાં પૂછવા લાગ્યાં કે–'હે ઘનશ્યામ! અહીંથી તમારે ક્યાં જવું છે ?' ત્યારે મહારાજે કહ્યું કે- 'અમારે દ્વારકાં જવું છે' આ રીતે પોતાનો પ્રગટ ભગવાનપણાનો નિશ્ચય કરાવીને, એમને બન્નેને ભુલાવીને ત્યાંથી ચાલી નીકળ્યા, ત્યારે જેરામને માએ કહ્યું કે–'તું કેડે જા. જ્યાં ઘ. મ. ગયા હોય ત્યાંથી શોધીને પાછા તેડી લાવ્ય.' માતાના કહેવાથી જેરામ ચાલી નીકળ્યા તે ખોળતાં ખોળતાં પચાસ ગાઉ ઉપર એક વડના વૃક્ષ નીચે બેઠેલા ઘ. મ. ને મળ્યા. પછી જેરામ ઘ. મ. ના પગ પકડીને કહેવા લાગ્યા કે–'તુંમ હમકું છોડ કર ચલે, પણ મેરી મતારી અન્ન ખાતી નહિ હૈ, અને તુંમને સદા સંભારતી હે, માટે તુમ પીછે ચલો.' પછી તેને મહારાજે છાનો રાખ્યો. એ સમયે એક વાઘ સમીપમાં દોડી આવીને પલાંઠી વાળીને બેઠો, તેને જોઇને જેરામ કહે કે–'મને વાઘ ખાઈ જશે, માટે આ વડ ઉપર ચઢી જાઉં.' ત્યારે

મહારાજે કહ્યું કે–'અહીંજ બેસ' એમ કહીને વડ ઉપર ચડવા દીધો નહિ અને વળી કહ્યું કે–'જા વાઘની આંખ્યમાં આંગળી ઘાલી આવ્ય' ત્યારે જેરામ કહે કે–'વાઘ મને ખાઈ જાય,' ત્યારે ઘ. મ. વારે વારે ખીજી ખીજીને મોકલે. એમ બે ચાર ડગલાં જાય અને વળી પાછો વળે. વળી મહારાજ ફરીથી મોકલે. એમ બીતાં બીતાં વાઘની આંખમાં આંગળી ઘાલી આવીને મહારાજ પાસે આવ્યો. ત્યારે વળી મહારાજે કહ્યું કે–'હવે એના મોંઢામાં હાથ ઘાલીને આવ.' ત્યારે જેરામે કહ્યું કે–'મને આખો ખાઈ જાય' ત્યારે ઘનશ્યામે કહ્યું કે 'નહિ ખાઈ જાય' ત્યારે બીતો બીતો પાસે ગયો અને વાઘના મુખમાં હાથ ઘાલીને આવ્યો. ફરીથી મહારાજે કહ્યું કે 'હવે એના બધા શરીર ઉપર હાથ ફેરવીને આવ.' ત્યારે જેરામ તે પ્રમાણે કરી આવ્યો. આ રીતે ત્રણવાર જેરામને વાઘ પાસે મોકલ્યો અને ત્રણવાર વાઘ પાસે આવ્યો. પછી વાઘ તો ઘ. મ. ને પગે લાગીને લોટીને વનમાં ચાલ્યો ગયો. આ આશ્ચર્યને જોઈને જેરામે ઘ. મ. ને કહ્યું કે–'એ વાઘને શું થયું હતું?' તારે મહારાજે કહ્યું કે–'એને અમે સમાધિ કરાવી હતી.' વધુમાં કહ્યું કે–સમસ્ત જગતનાં નાડી પ્રાણ અમારા હાથમાં છે.' ત્યારે વળી જેરામે પુછ્યું કે–'તમો કોણ છો?' ત્યારે મહારાજે કહ્યું કે–'સર્વકર્તા પૂરણ પુરુષોત્તમ હું છું.' એવો ચમત્કાર અને મહિમા જણાવીને, ત્રણ દિવસ તેને ભેળો રાખીને, પછી તેને ભુલાવીને પોતે ત્યાંથી ચાલી નીકળ્યા. પછી જેરામે પાછા પોતાની મા પાસે જઈને સર્વ વૃતાંત કહ્યું, તેને સાંભળીને જેરામની માતાએ નિશ્ચય કર્યો કે–આ તો સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ છે.' નિશ્ચય થયા પછી માતાએ જેરામને કહ્યું કે 'હવે જ્યાં એ ઘનશ્યામ

ગયા હોય ત્યાં તું જા અને હું તો હવે ધ. મ. ના ધામમાં જઈશ.' ત્યારે જેરામ ત્યાંથી ચાલી નીકળ્યો. (૮)

તે પછી મહારાજ ફરતાં ફરતાં એક કામાક્ષી દેવીની સમીપે એક ગામ હતું ત્યાં આવ્યા. તે ગામમાં મુઠ ચોટવાળો શક્તિ-ઉપાસક એક **પિબૈક** નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેણે ધ. મ. ઉપર મુઠ ચોટના પ્રયોગો બહુ કર્યા પણ એનું કશુંજ ચાલ્યું નહિ અને ધ. મ. ને એની કશી અસર થઈ નહિ. ધ. મ. નો આવો ઐશ્વર્ય પ્રતાપ જોઈને તે કાળી ભૈરવ વિગેરે સર્વેએ તે બ્રાહ્મણને કહ્યું કે–'આ તો પૂર્ણ પુરુષોત્તમ નારાયણ સાક્ષાત્ અક્ષરધામના અધિપતિ છે, તેમણે અમોને વાર્યાં ન હોત તો તારૂં મૃત્યુ અમારે હાથે હતું. પણ તેમણે ના પાડી છે.' એમ કહીને પોતપોતાને સ્થાને ગયા. આ વાતને સાંભળીને એ બ્રાહ્મણ શ્રીજીને શરણે આવ્યો. અને સમગ્ર મંત્રજંત્રનો ત્યાગ કરીને મહારાજનો આશ્રિત થયો. એ રીતે એ પિબૈક વિપ્રને ચમત્કાર ઉપજાવીને, પછી ત્યાંથી ચાલ્યા તે વનમાં એક વડવૃક્ષ પાસે આવ્યા. તેમાં એક હજાર ભૂતો રહેતાં. ત્યાં પોતે જન્માષ્ટમીને દિવસે રાત્રિ રહ્યા. ત્યાં હનુમાનજી, મહારાજની સેવામાં આવ્યા. મધ્ય રાત્રિનો સમય થયો ત્યારે બધાં ભૂતો આવીને બોલવા લાગ્યાં કે–'આ બ્રહ્મચારીને ખાઈ જાઓ.' ત્યારે હનુમાનજી કિલકારી કરીને સામા થઇ ગયા અને સઘળાં ભૂતોને પૂંછડે બાંધીને લાતો મારવા મંડ્યા. ત્યારે ભૂતોએ વિનયથી કહ્યું કે–'અમોને જીવતાં મૂકો, હવે આવું કામ કોઈ દિવસ નહિ કરીએ. ત્યારે હનુમાનજીએ એમને જીવતાં મૂક્યાં. આ રીતે હનુમાનજીએ શ્રીહરિની સેવા કરી.' પછી મહારાજે હનુમાનજીને કહ્યું કે–'તમોએ અમારી બહુ સેવા કરી.' ત્યારે હનુમાનજી બોલ્યા કે–'અમારો

સેવકનો એજ ધર્મ છે.' એમ કહીને સારાંસારાં ફળ વનમાંથી લાવી-ને મહારાજને જમાડીને અદૃશ્ય થઈ ગયા. એ રીતે ત્યાં રાત્રિ રહીને સૂર્યોદય સમયે મહારાજશ્રી ચાલી નીકળ્યા. (૯)

ત્યાંથી ફરતાં ફરતાં **જગન્નાથપુરી** આવ્યા. ત્યાં અસુરનો સમૂહ જોવામાં આવ્યો. પછી વિચાર કર્યો કે– 'મારું આ લોકમાં આવવું શા માટે છે? તો અસુરનો સંહાર કરવો અને એકાંતિક ધર્મની સ્થાપના કરવી અને ભક્તોની રક્ષા કરવી.' એમ વિચારીને એક મહાંતના શિષ્ય થઇને રહ્યા. જેથી તે કહે તેમજ કરે. ત્યારે બીજા કહે કે–'અમારું કહ્યું કેમ માનતો નથી.' ત્યારે શ્રીજીના ગુરુ કહે કે– 'જાવ તમારું કહ્યું નહિ કરે?' ત્યારે પ્રથમ તો બોલાબોલી થઈ. પછીથી મોટા લઠ્ઠા લઈને ઉઠ્યા ને ભારે લડાઇ થઈ. તેમાં ઘણા જમપુરીમાં પહોંચ્યા. એવું પોતાનું ઐશ્વર્ય જણાવીને, પરસ્પર ઘણાકનો ઘાણ પરબારો કઢાવી નાંખ્યો અને પૃથ્વીનો ભાર ઉતાર્યો. પછી ત્યાં બે માસ રહીને ત્યાંથી ચાલ્યા તે ફરતાં ફરતાં **સિદ્ધવલ્લભ** રાજાને ત્યાં આવ્યા. ત્યાં પણ રહીને રાજાદ્વારા કેટલાક અસુરોનો નાશ કરાવીને ત્યાંથી ચાલી નિકળ્યા (૧૦)

ત્યાંથી ફરતાં ફરતાં **પંઢરપુર** આવ્યા, ત્યાંની યાત્રા કરીને ચાલ્યા તે **નાશિક ત્ર્યંબક** આવ્યા. ત્યાંથી નિકળીને, **તાપી, નર્મદા, મહી,** નદીને ઉતરીને **બામણગામ** આવ્યા. ત્યાં એક બ્રાહ્મણને ઘેર રાત્રિ રહ્યા અને બાજરાનો રોટલો અને દહીં જમ્યા. એ બ્રાહ્મણને પોતાનો ભગવાનપણાનો નિશ્ચય કરાવીને ત્યાંથી ચાલ્યા તે **બોચાસણ** ગામે આવ્યા. ત્યાં એક રામાનંદી મંદિરે ઉતારો કર્યો. તે મંદિરમાં એક **નરસીદાસ** નામનો બાવો રહેતો હતો. તે ગામના મુખી **કાનદાસ**ના દીકરા **કાશીદાસ** મુક્ત હતા તે મહા-

રાજના આવ્યા મોરથીજ તે નરસીરામ બાવાને કહેતા કે- 'કોઈ મોટા પુરુષ આવે તો અમને ખબર કરજ્યો.' એ પ્રમાણે બાવાજીને કહી મુકેલું હોવાથી મહારાજ પધાર્યા ત્યારે તે બાવાએ કાશીદાસને વાત કરી. તે દિવસે કાશીદાસને ઘેર બ્રાહ્મણોની ચોરાશી હતી તે કામને પડતું મૂકીને પટેલ શ્રીજી પાસે આવ્યા અને મહારાજનાં દર્શન કરીને અંતરમાં એવો વિચાર થયો કે-'આ કોઈ મોટા પુરુષ છે,' એમ જાણીને કહ્યું કે-'હે મહારાજ !, અમારા ઘેર બ્રાહ્મણ જમે છે તો તમે જમવા પધારો' ત્યારે મહારાજે પૂછ્યું કે-'કેવા બ્રાહ્મણ જમે છે' એટલે કાશીદાસ તો હીંદુસ્તાની બોલીમાં બરોબર સમજ્યા નહિ હોવાથી એમ કહ્યું કે-'તમો કહો છો એવા શુદ્ધ બ્રાહ્મણો જમે છે,' પછીથી મહારાજે કહ્યું કે 'વખત થાય ત્યારે બોલાવજો.' પછી જ્યારે જમવાનો વખત થયો ત્યારે કાશીદાસ ફરીથી તેડવા આવ્યા. ત્યારે તેમની સાથે મહારાજશ્રી પધાર્યા અને પંક્તિમાં જમવા બેઠા. એટલે બ્રાહ્મણે લાડુ અને દાળ ભરેલો પડીઓ મૂકયો. મૂકેલા બે લાડુમાંથી બે પૈસાભાર જમ્યા, પણ અધિક જમ્યા નહિ. આ દૃશ્ય જોઈને કાશીદાસનાં **માતુશ્રી** સામાં બેઠાં હતાં તેમનાં મનમાં એમ થયું કે-'આ બ્રહ્મચારી કંઈપણ જમ્યા નહિ, ભુખ્યા રહ્યા.' પછીથી ભેંશ દોવા ગયાં ને દૂધ લાવીને એક તાંસબીમાં ભરીને એક બ્રાહ્મણ દ્વારા મોકલાવ્યું. તેણે મહારાજ પાસે આવીને તે દૂધ મૂકયું. એટલે મહારાજ દૂધ અને ભાત જમ્યા. પછી ચળુ કરીને ઊઠ્યા એટલે કાશીદાસ મંદિર સુધી વળાવવા ગયા. અને તે બાવાને ભલામણ કરી કે-'આ બ્રહ્મચારી જતા ન રહે તેની સંભાળ રાખજો.' એમ કહીને કાશીદાસ તો ઘેર ગયા અને બાવો [illegible] એટલે મહારાજશ્રી તો એકદમ ઉઠીને ચાલી નિકળ્યા

તેટલામાં કાશીદાસ ઘેરથી પાછા મંદિરે આવ્યા અને બાવાને પૂછવા લાગ્યા કે–'બ્રહ્મચારી ક્યાં ગયા ?' ત્યારે બાવાએ કહ્યું કે–'અહીં બેઠા હતા, હું મંદિરમાં ગયો એટલામાં ચાલી નિકળ્યા છે.' એવું સાંભળીને કાશીદાસ બહુ શોક કરવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે–'એ બ્રહ્મચારીનાં મને દર્શન થયાં તે બહુ સારૂં થયું.' એમ કહીને પછીથી એમને ખોળવા કેડે ગયા. મંદિરેથી બહાર નીકળવાનું એક ખોડીબારૂં હતું ત્યાં મહારાજનાં ચરણારવિંદ પડેલાં, તેમાં ઊર્ધ્વરેખા વિગેરે સોળ ચિહ્ન જોવામાં આવ્યાં. તેને જોઇને ચરણારવિંદની જેટલી રજ હતી તે બધીજ બાંધી લીધી અને તે વર્ણિને ખોળવા માટે ગામ બહાર આથમણી બાજુએ નીકળ્યા. તે વખતે એક રબારી આવતો હતો તેને કાશીદાસે પુછ્યું કે–'કોઈ બ્રહ્મચારી જતા દીઠા ?' ત્યારે તેણે કહ્યું કે–'એતો પૃથ્વીથી ઉંચા ચાલ્યા જાય છે, તેમને તમો નહિ પામી શકો. એતો કોઈક અલૌકિક દિવ્ય પુરુષ છે.' એવું સાંભળીને કાશીદાસ મોટા પાછા ઘેર આવ્યા અને સદાકાળ બ્રહ્મચારીને સંભારતા થકા રહ્યા (૧૧)

ત્યાંથી મહારાજશ્રી ગામ **ખંભાત** થઇને ગામ **ગુડેલ** ગયા અને ત્યાંથી **બુધેજ** ગામ આવ્યા. એ ગામમાં **હઠીભાઇ**ને ત્યાં જારનું સદાવ્રત અપાતું તે લેવા ગયા. મહારાજે તો તેમની પાસે તૈયાર ભોજન માગ્યું. ત્યારે તેમણે કહ્યું કે–'અમે તો કોરી જારજ આપીએ છીએ.' ત્યારે વળી મહારાજે કહ્યુ કે–'અમારે જાર જોઇતી નથી, એને અમે શું કરીએ! તૈયાર હોય તો કાંઈ આપો.' ત્યારે ત્યાં બેઠેલી દાસીએ કહ્યું કે–'તમારા જેવા તો તૈયાર લેનારા ઘણા આવે છે? ત્યારે મહારાજે કહ્યું કે–'અમ જેવા તો કોઈ આવ્યા નથી અને આવશે પણ નહિ.' ત્યારે વળી દાસી બોલી કે–'તુમ

તો પાતળા હો, અહીં તો ઘાણીના થડીયા જેવા બહુ જાડા અને પાંચ હાથ ઊંચા એવા બહુ બાવા આવે છે, તે પણ કોરી જાર લઈને જાય છે.' ત્યારે મહારાજે કહ્યું કે, 'ઠીક જાર આપો.' ત્યારે વળી દાસીએ કહ્યું કે–'આ ઓસરીમાં પાંચ આંટા ફરો ત્યારે આપીએ.' ત્યારે મહારાજ એ ઓસરીમાં પાંચ આંટા ફર્યા અને જાર લીધી. (જાર તો બહું મહેનતવાળી થઇ) તેમાંથી પાચ દાણા જમીને બીજી જાર લીંબડા તળે ઓટો હતો તેની ઉપર વેરી નાંખીને ચાલી નીકળ્યા. તે ગામ **ગોરાડની** ભાગોળે હવાડાનો કોશ ફરતો હતો તે કૂવાને કાંઠે આવીને બેઠા. કૂવાનું પાણી તો પાતાળમાં ગયું હતું. મહારાજ પાસે તો દોરી પણ ન હતી. પછી તુંબડી હાથે ઝાલીને કૂવામાં બોળતાં જ પાણી ઉંચું આવ્યું અને તુંબડીમાં ભરીને જળપાન કર્યું. તેને જોઇને કૂવા ઉપર કોશીયો હતો તેને આશ્ચર્ય લાગ્યું, જેથી તે કોસ હાંકવાનું પડતું મૂકીને વહેલો વહેલો ગામમાં જઈને ગરાસીયા **ખાંધોજીને** કહ્યું કે–'કોઈ મોટા દેવ આવ્યા છે, તેમણે હાથથી પાણી કૂવામાંથી કાઢયું અને પાણી ઠેઠ ઉપર આવ્યું અને પોતે પીધું.' આ વાતને સાંભળીને ખાંધોજી તત્કાળ ત્યાં આવ્યા પણ તે પહેલાં મહારાજ તો ચાલી નીકળ્યા હતા. ખાંધોજી કેડે ખોળવા ગયા ત્યારે કોઈ માણસ સામો આવતો હતો તેને પૂછ્યું કે–'કોઈ બ્રહ્મચારીને જતા દીઠા ત્યારે તેણે કહ્યું કે 'એ બ્રહ્મચારી તો આકાશ માર્ગે જાય છે, તેમને તમો નહિ પહોંચી શકો.' ત્યારે ખાંધોજી નિરાશ થઈ પાછા ઘેર આવ્યા (૧૨)

ત્યાંથી મહારાજ ચાલ્યા તે **ભીમનાથ** આવ્યા. ત્યાં શિવજીનાં દર્શન કરીને ચાલ્યા તે ફરતાં ફરતાં **ગોપનાથ** આવ્યા. ત્યાં મહાદેવનાં દર્શન કરીને ત્યાં એક રાત રહીને ચાલ્યા તે ગામ

**તળાજા** આવ્યા. ત્યાં મુરલીમનોહર દેવનાં દર્શન કરીને, તે મંદિરમાં જ જમ્યા અને ત્યાંના બાવા ઉપર બહુ રાજી થઇને, પછી ચાલ્યાં તે ગામ **મહુવા** આવ્યા. ત્યાંના દેવ લક્ષ્મીનારાયણનાં દર્શન કરીને, આંબલીના વૃક્ષ હેઠે બેસીને, લક્ષ્મીનારાયણનો સેવક **સીતારામ** નામનો બાવો હતો તેને એવો ચમત્કાર જણાવ્યો કે-'આજ લક્ષ્મીનારાયણદેવ સાક્ષાત્ છે.' એમ જાણીને જમાડીને પૂજા કરી અને એક ધોતીયું ઓઢાડયું. અને મહારાજને કહ્યું કે–'તમો અહીં જ રહો, કેમકે તમો સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાન છો.' એવો ચમત્કાર બતાવતા થકા ત્યાં ત્રણ દિવસ રહીને, ત્યાંથી ચાલી નીકળ્યા તે ગામ **પિપાવાવ** આવ્યા. ત્યાં રામ લક્ષ્મણનાં દર્શન કરીને, છાતીમાં બે છાપો લઇને ત્યાં રહેનારા વેરાગીઓને રામ લક્ષ્મણ રૂપે પોતાનું દિવ્ય દર્શન આપ્યું. તેને જોઇને સર્વે કહેવા લાગ્યા કે–'આ તો સાક્ષાત્ રામ લક્ષ્મણ છે.' એ રીતે પોતાના સ્વરૂપનું જ્ઞાન આપીને ત્યાંથી ચાલ્યા તે ગામ **ઊના** આવ્યા. ત્યાંના તલાવમાં બાંધેલા ગરનાળામાં ત્રણ દિવસ રહીને ચાલ્યા તે **ગુપ્તપ્રાગ** આવ્યા. ત્યાં બળદેવજીનાં દર્શન કરીને **ગુપ્તનાથ** મહાદેવનાં દર્શન કરીને, ત્યાં એક મોટો રાયણનો વૃક્ષ હતો તેની નીચે ઉગમણે મુખારવિંદે પગ ઉપર પગ ચઢાવીને, રાયણના થડને ઓઠીંગણ કરીને બેઠા. ત્યારે બળદેવજીનો સેવક બ્રહ્મચારી હતો તેણે મહારાજનાં દર્શન કરીને કહ્યું કે–'આ કોઇ મોટા પુરુષ ચમત્કારી છે' પછીથી તો બળદેવજીને થાળ ધરાવીને મહારાજને નિત્ય જમાડે. તે સ્થાનમાં પાણી ખારૂં હોવાથી ઊના ગામથી પાણી લાવીને મહારાજને પાતો હતો. એવી રીતે સેવા કરતે થકે દશબાર દિવસ વીતી ગયા. ત્યારે મહારાજે પૂછયું કે–'પાણી ક્યાંથી લાવો છો' ત્યારે

તેણે કહ્યું કે–'અહિનું પાણી ખારું હોવાથી તમારે માટે ઊનાથી પાણી મીઠું લાવું છું.' ત્યારે મહારાજે કહ્યું કે–'તમોએ અમારી બહુ સેવા ચાકરી કરી, જેથી હું તમારી ઉપર બહુ પ્રસન્ન થયો છું" તો તમારે હવે પાણી લેવા ન જવું, અહીંજ ખોદો.' ત્યારે બ્રહ્મચારીએ વળી કહ્યું કે–'અહીં તો પાણી ઝેર જેવું નીકળે છે' ત્યારે વળી મહારાજે કહ્યું કે–'મારા વચનથી ખોદો તો ખરા.' ત્યારે બ્રહ્મચારીએ તે જગ્યાએ ખોદકામ કર્યું ત્યારે તો મીઠું દ્રાક્ષ જેવું પાણી એકદમ નિકળ્યું. તેમાંથી કુંડ ભરાઈને હાલકાળે તો નદી ચાલે છે. આવો ચમત્કાર જોવાથી પછીથી તો બળદેવજીને થાળ ધરાવ્યા પહેલાં મહારાજને જમાડે. આ રીતે મહારાજને સ્વયં ભગવાન્ જાણીને સેવા કરવા લાગ્યા અને ત્યાંના નિવાસી બીજાઓ પણ ભગવાનપણાનો નિશ્ચય કરીને ભજન સ્મરણ કરવા લાગ્યા. આવી રીતે સર્વેએ સેવ્યા થકા એ ગામમાં દોઢ માસ રહીને ઘણા ચિત્ર ચમત્કારો દેખાડ્યા (૧૩).

ત્યાંથી ચાલ્યા તે સમુદ્રમાં સ્નાન કરીને પછી ગામ **ઘોઘલા** થઈને **લોઢવા** ગામ પધાર્યા. ત્યાં આત્માનંદ સ્વામીના સેવક **બાલાનંદ** તથા ચારણ **લખુબા** રહેતાં, તેમને પોતાનું દર્શન દઈને તેમની સેવા સ્વીકારતા થકા રહ્યા. ત્યાં એક પત્થરની મોટી શીલા હતી તેની ઉપર રહ્યા અને તેમને હમેશાં પોતાના સ્વરુપ સંબંધી જ્ઞાન વાર્તા કરતા. ત્યારે લખુબાના મનમાં એવો વિચાર થયો કે-'આ બ્રહ્મચારી મારા બાલાનંદના ચેલા થઈને રહે તો બહુ સારું.' પછી તો નિત્ય દૂધ ઊનું કરીને તેમાં સાકર નાંખીને મહારાજને રોજ જમાડવા લાગ્યા. મહારાજશ્રી તો મનમાં એમ માનતા હતા કે–'આમણે આત્માનંદ સ્વામીની બહુ સેવા કરી હોવાથી મારા સ્વરુપનું એમને જ્ઞાન થાય તો

સારું.' એમ ધારીને ત્રણ માસ સુધી ત્યાં રહ્યા. તેમની સેવાને સ્વીકારીને, તેમ જ પોતાના સ્વરૂપનો નિશ્ચય કરાવીને ત્યાંથી ચાલ્યા તે **પ્રભાસ** ક્ષેત્રમા આવ્યા અને ત્યાંથી ચાલ્યા તે **માંગરોળ** બંદરે આવ્યા. ત્યાંની વાવ્ય ઉપર આવીને બેઠા અને ધ્યાનમાં મગ્ન થયા. તેજ સમયે ગામમાંથી **ગોરધનભાઈ** શેઠ મહારાજ પાસે આવીને બેઠા. મહારાજને ધ્યાનનિષ્ઠા જોઇને વસ્ત્રવડે માંખ્યા ઉડાડવા લાગ્યા. તે સમયે મહારાજ ધ્યાનમાંથી ઉઠીને ગોરધનભાઈને કહ્યું કે–'તમો ...ાણ છો?' ત્યારે તેમણે કહ્યું કે 'હું જાતે વાણીયો છુ' ત્યારે મહા...જે પૂછ્યુ કે 'તમારૂં નામ શું છે? ત્યારે કહ્યું કે 'મારૂ નામ ગોરધન ત્યારે વળી મહારાજે પૂછ્યું કે–'તમો કેનું ભજન કરો છો?' ત્યારે ...ણે કહ્યું કે 'હું તો રામાનંદ સ્વામીનું ભજન કરૂં છું અને તેમના ...પથી મને સમાધિ થાય છે, તેથી હું ભગવાનના ધામમાં જઉં છું ...છો આવું છુ. એવી દિવ્ય શક્તિ મને રામાનંદે આપી છે, ...ગે પછી મહારાજને કહેવા મંડયા કે-'તમો પણ કોઇ મોટા ...ા' એમ મને જણાય છે, તેથી મારે તમને એક પ્રશ્ન પૂછવો ...રે મહારાજે કહ્યું કે 'સુખેથી પૂછો.' ત્યારે તે ભાઈએ પૂછ્યું ...રી ફોઈ **પુતલીબા** નામે હતાં અને તે રામાનંદ સ્વામીનાં ...ક્ત હતાં, તે મરીને જમપુરીમાં ગયાં છે.' એ વાતને સાંભ-...હારાજે કહ્યું કે–'એ તો સ્વામીનાં ભક્ત હોવાથી જમપુરીમાં ... નહિ. એ જમપુરીમાં ગયાં એનું કોઈ કારણ હોવું જોઇએ.' ...ન સાંભળીને ગોરધનભાઈ વિચારીને બોલ્યા કે–'તમો ભૂખ્યા હશો?' ત્યારે કહ્યું કે 'ભૂખ્યા તો બહુ છીએ, કંઈક ...ય તો લાવો.' એવું સાંભળીને શેઠ ઘેર જઈને, એમની ફોઇનું ...ચેલું હોવાથી વધેલા પકવાન્નમાંથી આશરે બે શેર લઇ ને ...મને મહારાજ ને આપ્યું. પછી મહારાજ જમવા બેઠા તે

સમયે શેઠ કમંડળુ લઇને વાવ્યમાંથી ગાળીને પાણી ભરી લાવીને મહારાજને આપ્યુ. પછી મહારાજ પાણી પીતા જાય અને જમતા જાય. એ રીતે જમીને તૃપ્ત થયા. તે સમયે મહારાજે શેઠને કહ્યું કે 'આ પકવાન્ન તૈયાર ક્યાંથી લાવ્યા.' ત્યારે શેઠે કહ્યું કે–'મારી ફોઇ મરી ગયાં તેનું ખર્ચ હોવાથી પકવાન્ન તૈયાર હતું તે લાવ્યો છુ.' એવું સાંભળીને મહારાજે કહ્યું કે–'તમારાં ફોઈ જમપુરીમાં ગયાં છે એ તમે શાથી જાણ્યું.' તે સાંભળીને શેઠ બોલ્યા કે–'મેં સમાધિથી આ વાત જાણી છે.' ત્યારે વળી મહારાજે કહ્યું કે–'રામાનંદ સ્વામીનાં ભક્ત હોય તે જમપુરીમાં જાય જ નહિ, પણ કંઈક વર્તનમાં ફે પડયો હશે,' એવું મહારાજનું વચન સાંભળીને શેઠે કહ્યું કે-ગુરુ રામ નંદ સ્વામીને એક ગરાસીયાએ સદાવ્રત માટે સોનાના પાસ આપ્યા હતા. તે સ્વામીએ મુકવા માટે મારી ફોઇને આપ્યા ન કહ્યું કે–'અમારે કામ પડશે ત્યારે અમો માગીશું, ત્યાં સુધી ત ત્યાં રાખી મુકો' પછીથી જ્યારે કામ પડયું ત્યારે સ્વામીએ મ ત્યારે મારી ફોઇના મકકર ગયાં અને આપ્યા નહિ. એ ગુરુધન રૂપ પાપે કરીને જમપુરીમાં ગયાં છે. હવે કયા ઉપાયે કરીને નીકળે તે તમો ઉપાય બતાવો.' ત્યારે મહારાજે કહ્યું કે સમાધિ કરીને જમ પુરીમાં જાતે જઇને જોર કરીને કાઢી ત્યારે ગો. શેઠે કહ્યું કે 'મને તો જોરાવર જમ દંડા લઇને ઉઠે છે?' ત્યારે વળી મહારાજે સહેલો ઉપાય બતાવ્યો : સ્વા. ના. નું ભજન જોરથી કરજ્યો, એટલે તમને દંડહસ્ત મારશે નહિ. દૂર પલાયન થઈ જશે.' પછી એ જીવને જમપુર કાઢીને સુખી દેવ લોકમાં મુકી આવો.' એવું પ્રિયહિત વચન ળીને શેઠ, સમાધિ કરીને યમપુરીમાં પહોંચ્યા અને સ્વા. ના. ભજન કરીને, એ જીવને ત્યાંથી લઇને ચાલ્યા, તો પણ કોઈ

કશું જ બોલ્યો નહિ અને તે મુમુક્ષુ જીવને સ્વર્ગમાં મુકીને, મહારાજ પાસે આવીને, બધી વાત કહીને પગે લાગીને કહ્યું કે-'તમે તો સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ ભગવાન જગત્કર્તા છો. અને તમો મારા માટે જ અહીં કૃપા કરીને પધાર્યા છો.' ઈત્યાદિ વિનંતિ કરીને, પગે લાગીને મહારાજ પાસે ઘણીવાર બેઠા. પછી શેઠે પૂછ્યું કે-'તમારે અહીંથી ક્યાં જવાની વૃત્તિ છે?' ત્યારે મહારાજે કહ્યું કે -'અમારે રૈવતા ચલની યાત્રા કરવા જવું છે;' એમ કહીને ત્યાં રાત્રિ રહીને બીજે દિને તે તરફ એકલા ચાલ્યા.[1] (૧૪)

પર્વત ઉપર ચઢીને, ગુરુ દત્તાત્રેયનાં દર્શન કરીને, પાછા વળતાં રસ્તામાં બે દ્વેષી વેરાગીઓ હાથમાં કટાર લઈને, મહારાજની બે કુંખોમાં અડાડીને મારવાને તૈયાર થયા. ત્યારે તેમને જોઈને નિર્ભય મહારાજ તો ઘણું હસવા મંડ્યા. તેને જોઈને તે વેરાગી બોલ્યા કે -'અમે તમને મારીએ છીએ અને તમે તો અમને જોઈને નિર્ભયપણે બહુ હસો છો ?' એવું વેરાગીનું વચન સુંણીને મહારાજે કહ્યું કે-'અમને એમ હસવું આવે છે કે-'સાક્ષાત્ વૈકુંઠનાથના પ્રિય પાર્ષદોને હાથે આ ક્ષણભંગુર દેહ પડે છે તે પૂર્વનાં બહુ પુણ્યો હશે. કારણ કે-પૂર્વે મહાપાપી અજામિલને યમના દૂતો મારતા હતા ત્યારે વૈકુંઠનાથના પાર્ષદોએ જ જમના દૂતોથકી મૂકાવ્યો હતો. તે આ પ્રવર પાર્ષદોના વરદ હસ્તે મારો બાળપણામાં દેહ પડે છે, એમ પરમ હિત સમજીને અમને બહુ જ હસવું આવે છે, કશો શોક કે ભય થતો નથી.' આવાં વિમોહક પ્રશંસાપર પ્રિય

૧ આ આખી વાર્તાનું તાત્પર્ય, **देवद्रव्यं गुरुद्रव्यं दूरतः परिवर्जयेत्'** આમાં કહ્યા મુજબ દેવ દ્રવ્ય અને ગુરુ દ્રવ્યને નહિ ચોરવામાં છે. અને ચોરે તેને હરિભક્ત પણ પુતળીબાના જેવો અનર્થ થાય. આ બાબત શ્રીમુખે શિ. શ્લો. ૧૫૦ માં સૂચવી છે.

વચનો સાંભળીને બન્ને વેરાગીઓ બહુ મોહ પામ્યા હોયને શું ? એવા થકા હાથમાંથી કટારને નાંખી દઈને પગે લાગીને બોલ્યા કે- 'તમે તો સાચા સાધુ છો અને કોઈ ઈશ્વરાવતાર છો, તો અમારો આ અપરાધ ક્ષમા કરો' એમ વિનંતી કરી પગે લાગીને પોતાને સ્થાને ગયા.[1] અને મહારાજ ત્યાંથી ચાલ્યા તે ગામ **વંથળી**માં સૂર્યકુંડમાં સ્નાન કરીને, ગામ **પિપલાણા** નરસી મહેતાને ઘેર આવ્યા. ત્યાં ત્યારમ ત્યાર ભિક્ષા માગતાં, અજાણ્યાં ઘરનાં માણસે 'તૈયાર કશુંજ નથી' એમ રોકડું કહેતાં, મહારાજ ત્યાંથી ભૂખ્યા ચાલ્યા ને **ઓઝત** ગંગા ઉપર આવ્યા. એટલાકમાં **નરસી મહેતા** સીમમાંથી ઘેર આવ્યા. ત્યારે ઘરનાએ કહ્યું કે-'એક બાળ તપસ્વી તેજસ્વી બ્રહ્મચારી આવ્યા હતા. તેમણે તૈયાર ભિક્ષા માગતાં, મેં ના પાડવાથી ઉઠીને ચાલ્યા ગયા છે' એવું અપ્રિય વચન સાંભળીને જ્ઞાતા, મહેતાએ પૂછ્યું કે-'એ કઈ બાજુએ ગયા છે ?' ત્યારે તેણીએ કહ્યું કે-'નદી તરફ ગયા છે' એટલે ભાવિક મહેતા, કેડે કેડે દોડીને નદીએ જતાં ત્યાં મહારાજ ભેગા થઈ ગયા અને વિનંતી કરી કે-'મારે ઘેર પાછા આવો અને ભિક્ષા લઈને જજો,' એમ કહીને આગ્રહથી ઘેર તેડી લાવીને ઓશરીમાં બેસાર્યા. પૂર્વના ભક્ત નરસિંહ મહેતાના જેવી ગૃહસ્થિતિ હોવાથી જારનો જાડો **ખીચડો** અને **દુધ** પરમ પ્રેમથી પીરસ્યો. મહારાજ જમવા બેઠા. તે સમયે ચમકને દેખીને લોહ જ જેમ ચલાયમાન થાય એમ બધી જ બાઈઓ મહારાજને ભાળીને ભેળી થઈ ગઈ. તે સમયે ગળે ન ઉતરે એવા ખીચડાને દુધમાં ચોળીને કુચા કાઢીને રસમાત્ર પાન કરી

[1] વાણીની મધુરતામાં તાત્પર્ય છે, વખાણ કોને વહાલાં નથી લાગતાં ? વખાણેલો માણસ શું કામ ન કરે ? પશુઓ પણ પ્રસંશાથી તુટી મરે છે. વાઘ પણ નમ્રતાથી વશ થાય છે.

ગયા. તેને જોઇને ચકોર બાઇઓ બોલી કે–'આ બ્રહ્મચારી તો બહુ સ્વાદીયા દેખાય છે, આપણે ગૃહસ્થ તો એવો ખીચડો દરરોજ ખાઇએ છીએ, પણ આ રીતે કોઇ કુચા કાઢતા નથી. [1]એમ છતાં બહુ તપસ્વી તેજસ્વી જણાય છે, તો તેવા ગુણવાળા રામાનંદ સ્વામીની પાસે પધારે તો ત્યાં અતિશય શોભે એવા છે' આવાં બાઇઓનાં મંગળ મધુર વચનો સુંણીને, ત્યાંથી મહારાજ ચાલ્યા તે **લોજ** ગામે આવ્યા (૧૫)

લોજની વાવ્ય ઉપર આવીને બેઠા એ જ શુભ મુહૂર્તમાં **સુખાનંદ** નામના સાધુ વાવ્યમાં સ્નાન કરવા આવ્યા ત્યાં સ્થિર થઇને બેઠેલા દેખીને તેમનું વૃત્તાંત પુછતાં, મહારાજે સંક્ષેપમાં કહ્યું. એને સાંભળીને આનંદિત સુખાનંદે કહ્યું કે–'અમારી જગ્યામાં **મુક્તાનંદ** નામના બહુ મોટા સાધુ સાધુગુણસંપન્ન છે તેમને મળવા આવો' ત્યારે મહારાજે કહ્યું કે–'અમે કોઇની જગ્યામાં જતા નથી' ત્યારે વળી સુખાનંદે ફરી બીજા રૂપમાં કહ્યું કે–'જો તમે નહિ આવો તો તે સરલ સ્વામી અહીં જરૂર આવશે' ત્યારે મહારાજે કહ્યું કે–'જે સાચા સાધુ હોય તે બહુ નિર્માની હોય છે, માટે આપણે જ જઇએ' એમ વિચારીને સુખાનંદની સાથે જગ્યામાં આવ્યા. મુક્તાનંદ સ્વામીએ સમયોચિત આતિથ્ય સત્કાર કર્યા બાદ ઘણા કઠણ પ્રશ્નો તત્ત્વજ્ઞાન સંબંધિ પૂછ્યા. તેના ઉત્તરો શાસ્ત્ર પ્રમાણે આપીને, પછી બોલ્યા કે–'જેવી મારી બુદ્ધિશક્તિ છે તે પ્રમાણે ઉત્તરો આપ્યા છે અને યથાર્થ ઉત્તરો તો અમારા ગુરુ રામાનંદ સ્વામી જાણે છે' આવી વિદ્વત્તાવાળી વિવેકપૂર્ણ ગર્વ રહિત સાધુતાભરપુર વાણીને સાંભળીને, મહારાજે વિચાર કર્યો કે–'આ

૧ આનું તાત્પર્ય એ છે કે–ગૃહસ્થોએ ઘેર આવેલા ભિક્ષુકનું આતિથ્ય કરવું અને કંપ પણ સારૂ અન્ન આપવું અને ઘરમાં કંઈ પણ ખાવાનું તૈયાર રાખવું.

સાધુઓ બહુ જ સાચા સારા જ્ઞાની હોવાથી અહીં રહેવા જેવું છે' પછી પોતે ત્યાં સ્થિર થઈને રહ્યા અને મુ. સ્વામીએ આશ્રમની પ્રણાલિકા પ્રમાણે **સરજ્યુદાસ** એવું મંગળ નામ પાડ્યું. પછી એ શુભ નામથી સર્વ કોઈ વ્યવહાર કરતા. ત્યાં સાધુ સમાજમાં તેમની સેવા કરતા થકા સુખેથી રહ્યા (૧૬)

ત્યાં સ્થિર થઈને થોડા દિવસો રહ્યા પછી, ગુરુ મુ. સ્વામીએ સરલ સ્વભાવવાળા સરજ્યુદાસને ચાર સાધુઓ સાથે, ગામ **માંગરોલ**માં **આત્માનંદ** નામના એક સાધુની જગ્યામાં સદાવ્રત અપાતું હતું તેને આપવા મોકલ્યા. ત્યાં રહીને સદાવ્રતમાં સારી સહાય આપતા. માંગરોલ આવ્યા એ સમયમાં અન્નકૂટનો ઉત્સવ આવ્યો. સર્વ સાધુઓએ મળીને પકવાન્ન વિગેરે બહુવિધ પાક બનાવીને ઠાકોરજીને ધરાવ્યો. અન્નકૂટ ઉપાડી લીધા પછી અગ્રણી આત્માનંદે સરજ્યુદાસને રીવાજ મુજબ ભલામણ કરી કે—'આ પકવાન્ન તથા સુખડી વિગેરે જે ટકી શકે એવાં કોરાં પદાર્થને રાખી મુકવાં અને જે એઠાં પદાર્થ છે તે ભિક્ષુકોને જમાડી દેજો. હું ગામમાં પ્રસાદી આપીને જલદી આવું છુ' એમ કહીને આત્માનંદ તો ગામમા ગયા. પછી ઉદાર ભિક્ષુપ્રિય અપરિગ્રહ મહારાજે તો 'પરિગ્રહ દુઃખ માટે છે' એમ માનીને જેટલું ચોખ્ખું પદાર્થ પકવાન્ન વિગેરે તે પણ વેરાગીઓને જમાડી દીધું અને પરવારીને બેસી ગયા. આત્માનંદજી પ્રસાદી આપીને આવ્યા અને રસોડામાં જોવા જાય છે ત્યાં તો બધુ જ પકવાન્ન વેરાગીઓને જમાડી દીધાનું જાણવામાં આવ્યુ. તેને જોઈને સંગ્રહેચ્છુ આત્માનંદે કોપાયમાન થઈને સરજ્યુદાસને કહ્યું કે—'આવું અવળું કામ કેમ કર્યું ? તો હવે તમે મારી જગ્યામાંથી હાલ જ નીકળો અને ફાવે ત્યાં જાવ' એમ ઠપકો આપીને

ઉપર આવીને બેઠા. પછી એકાન્તિક ભક્ત ગોરધનભાઈને બોલાવીને બધી વિષમ બનેલી વાત કહી. પછી આજ્ઞા કરી કે-'આપણે એક અહીં માંડવો કામચલાઉ બાંધીએ, કેમકે સદાવ્રત શરૂ કરવું છે' ત્યારે સરલ શેઠે હા કહેતાં તરત વાંસડા વળીઓ વિગેરે જોઇતી સામગ્રી મંગાવીને સદાવ્રતની શરૂઆત કરી દીધી. આ સામી પ્રવૃત્તિ જોઇને આત્માનંદને ઈર્ષ્યા આવવાથી પોતાની જગ્યાએ જે કોઇ સદાવ્રત લેવા આવે તેને મશ્કરીમાં કહે કે-'જાઓ સરજ્યુદાસ સદાવ્રત બહુ સારૂ આપે છે' એમ કહીને સર્વેને માંડવે મોકલે. ત્યારે સરજ્યુદાસ પણ જે કોઈ આવે તેને આદરથી માગ્યા મુજબ આપ્યા કરે. એમ ઘણા દિવસ સદાવ્રત ધમધોકાર ચાલ્યું અને સરજ્યુદાસની જય બોલાવા મંડી. એક વખતે શહેરના બધા બ્રાહ્મણોએ આત્માનંદ પાસે જઈને કહ્યું કે-'તમે શહેરની ચોરાશી કરો'? ત્યારે આત્માનંદે અસૂયાથી કહ્યું કે-'જાઓ! નવા આવેલા સરજ્યુદાસ જમાડશે' એમ મશ્કરીમાં કહીને બ્રાહ્મણોને સરજ્યુદાસ પાસે મોકલ્યા. આવેલા ભોજનતુષ્ટ બ્રાહ્મણોએ ઉપરની બધી બાબત કહી સંભળાવતાં, મહોદાર વિપ્રપ્રિય મહારાજે શેઠ ગોરધનભાઇને બોલાવવા માણસ મોકલ્યો. આવેલા ગોરધનભાઇને મહારાજે કહ્યું કે-'આવતી કાલે જ આપણે માંગરોલ શહેરની ચોરાશી કરવી છે, તો સીધા સામગ્રી તૈયાર કરાવો' ત્યારે હિસાબી શેઠે જેવું હતું તેવું ચોખ્ખું કહ્યું કે-'હે મહારાજ! હજી તો આપણે ઉભા રહેવાની જગ્યા જ નથી, ઉઘાડા માંડવામાં પડ્યા રહો છો? તો ચોરાશી શી સાહીબીથી કરીએ? એમ અશક્તિ જણાવી. ત્યારે વળી મહારાજે આગ્રહથી કહ્યું કે-'ટીપે ટીપે સરોવર ભરાય' એ કહેવતે થોડો થોડો સામાન સર્વે લાવીને માંડવામાં મૂકો, ચોરાશી સુખેથી થઈ જશે? ત્યારે કહ્યાગરા શેઠ વિગેરેએ હા કરી. પછી બ્રાહ્મ-

ણોને કહ્યું કે–'તમે સર્વે આવતી કાલે જ રસોઈ કરવા વહેલા આવજ્યો.' પછી બીજે દિવસે વાવ્યથી આથમણી બાજુએ રસોઇ માટે ચુલ્લા ખોદાવ્યા. પછી બ્રાહ્મણોએ માંડવામાં મુકેલી સામગ્રી-થી રસોઈ કરવા માંડી અને તૈયાર પણ થઈ. ત્યારે મત્સરી વિઘ્ન-સંતોષી આત્માનંદે જાણું કે–'આમાં કોઈ વિઘ્ન તો ન આવ્યું. અને કોણ જાણે કયાંથી સામગ્રી તત્કાળ લાવ્યા'? એમ સાશ્ચર્ય વિચારીને મનમાં બહુ બળતો થકો જાહેરમાં 'બોલ્યો કે–'આમાં મારે કંઇપણ વિઘ્ન કરવું' બીજુ તો કાંઈ બને તેમ નહિ હોવાથી બ્રાહ્મ-ણોના પટેલીયાને ભરવ્યું કે–'તમે કેની ચોરાશી જમો છો ? એનું દુધ (જાતિ) પુછીને પછી જમો' આ શંક્તિ વાતને સાંભળીને બધા બ્રાહ્મણો એકઠા થઇને મહારાજ પાસે આવીને બધી બાબત કહી સંભળાવી. પછી મહારાજે બીજી કશી વાત નહિ કરતાં, બ્રાહ્મણોનો જાતિ વિષયનો સંશય ટાળવા માટે પોતાનું દિવ્ય ઐશ્વર્ય જ દર્શાવ્યું કે–'હજારો હજાર સૂર્યના જેવું તેજ પ્રથમ બતાવ્યું અને તેના મધ્યમાં દિવ્ય સિંહાસન અને તેની ચારેય બાજુએ અનંત મુકતો હાથ જોડીને સ્તુતિ કરે છે અને એ સિંહાસનમાં સ્વયં બેઠા છે' આવાં પોતાનાં દિવ્ય દર્શન દીધાં, તેને પ્રત્યક્ષ જોઇને એ બ્રાહ્મણો પારાવાર પશ્ચાતાપ કરવા લાગ્યા અને 'આતો પ્રત્યક્ષ જગત્કર્તા પરમેશ્વર છે' એમ નિશ્ચય કરીને ક્ષમા પ્રાર્થના કરી કે– 'અમારી ભારે ભુલ અજાણથી થઈ છે, તો એ અપરાધની માફી કરો' એમ વિનયથી કહીને ત્યાંથી ઉઠીને આત્માનંદ પાસે જઇને સ્વભાવ પ્રમાણે લડવા લાગ્યા કે–'હે બાવા' તમે તો અમારૂ ભૂંડું કરવા ઈચ્છતા હતા, પણ એતો સ્વયં ભગવાન છે તે 'અમારો અપરાધ માફ કરશે, એમની આગળ કોઈ જીવનું કિંચિત્ પણ ચાલે તેમ નથી' એમ કહીને ત્યાંથી ઉઠીને સીધા સર્વે બ્રાહ્મણો

હર્ષભેર જમવા ગયા. સર્જ્યુદાસને સંભારતા થકા બધા બ્રાહ્મણો ગળાપર્યંત જમ્યા. પછી દક્ષિણા આપતાં જય બોલતા થકા ઘેર ગયા. પાછળ ઘણી સીધા સામગ્રી વધી તેને વ્યાપારી શેઠે વેચી દીધી અને તેનાં આવેલાં રોકડાં નાણાં વડે વાવ્ય ઉપર બે ઓરડીઓ બાંધી. આ રીતે માંગરોળમાં ભિક્ષુકોપયોગી સદાવ્રત આપતા અને તેની સાથે બીજાં પણ ધર્મકાર્યો કરતા અને પોતાનું અદ્‌ભુત ઐશ્વર્ય પણ જેને તેને બતાવતા. આ બધી ઉપાધિગ્રસ્ત બાબતો મુ. મુનિએ સાંભળતાં સરજ્યુદાસને પાછા લોજ ગામે બોલાવી લીધા. ત્યાં રહેલા સર્જ્યુદાસ તો વળી સર્વેના અંતરના સારા ભુંડા ઘાટ કહેવા લાગ્યા. અને કોઈ સમયે કોઇને સમાધિમાં અક્ષરધામને દેખાડવા લાગ્યા. વળી કોઇ સમયે ગામડેથી ચીભડાં વિગેરેનો વધુ ભાર લાવવો હોય તો પોતે એકલાજ દશબાર મણની ગાંસડી બંધાવે અને તે ગાંસડી તો માથે અધર ચાલી આવે એવા ઘણા ચિત્ર ચમત્કારો દેખાડે વળી સાધુઓને તો સમુચિત અષ્ટાંગ યોગથી આસન, પ્રાણાયામ, ધ્યાન આદિક ક્રિયાઓને શિખવાડે. અને કોઇકને ગોલોક, કોઇને શ્વેતદ્વીપ, કોઇને બદરીકાશ્રમ આદિક ધામોને દેખાડે. એમ અનેક પ્રકારનું યોગૈશ્વર્ય પ્રદર્શાવતા થકા, ઉદ્ધવાવતાર શ્રી રામાનંદ સ્વામીને તો નવમે માસે પીપલાણામાં ભેળા થયા (૧૭)

પ્રસંગાત્ મુક્તાનંદ સ્વામી કોણ કેવા હતા ? તો પૂર્વાશ્રયમાં **મૂળદાસ** નામના હતા. જન્મ, **અમરાપુર** ગામમાં સં. ૧૮૧૩માં થયેલો. એમના પૂજ્ય પિતાનું નામ **આનંદરાય** અને માન્ય માતાનું નામ **રાધા** હતું. માતપિતાએ લાડ લડાવ્યા થકા થોડા મોટા થતાં, ગૃહાદિકથી અતિશય ઉદાસ થઇને વૈરાગ્ય વેગથી એકાકી ચાલી નીકળ્યા. તે તમામ તીર્થોમાં ફરતા ફરતા **શરધાર** ગામમાં

આવેલી કલ્યાણદાસની જગ્યામાં આવ્યા. ત્યાં સાધુ સમાગમ સારો જાણીને રહ્યા. એ કલ્યાણદાસ માર્ગીના મતમાં મુખ્ય હતા. તેની બે ગાદીઓ–એક **શરધાર**માં અને બીજી **વાંકાનેર**માં હતી. એવા કલ્યાણદાસે કલ્યાણની કામનાવાળા મુળદાસને રીવાજ મુજબની સાધુ દીક્ષા આપીને '**મુકુંદદાસ**' એવું ઉચિત ઉચ્ચ નામ પાડયું. અને એ પંકાતી જગ્યામાં પણ ભળ્યા. એમ થોડા માસ વીતતાં, એક સમયે ભક્ત ગામોમાં ફરતા ફરતા પાટીદારના ફળીયામાં ઉતરેલા. એ સ્વામીએ રામકથાની શરૂઆત કરી. તેમાં "**नारी नयन शर जाही न लगा, घोर क्रोधनिशा जेही जागा लोभ फांसी जेही गळे न बंधाया, सो नर तुम समान रघुराया**" આ **कामः क्रोधस्तथा लोभः**' આના અનુસંધાન વાળો **દોહરો** બોલ્યા. એનો અર્થ સવિવેચન સ્વામીશ્રી કરે છે તે સમયે મોક્ષાકાંક્ષી મુંકુંદદાસ હાથમાં લોટો લઇને બહિર્ભૂમિ જતાં જરા વાર ઉભા રહ્યા. એ અર્થ સાંભળતાં જ મુંકુંદદાસના મનમાંથી કામનો ઘાટ કે જે અનિવાર્ય વૈરી કહ્યો છે તે ટળી ગયો. એની વાસના નિર્મૂળ થઈ ગઈ. અને બહુવાર રામકથા સાંભળીને પછીથી પોતાની જગ્યામાં આવ્યા. એટલે કલ્યાણદાસ પૂછવા લાગ્યા કે 'આજે કેમ બહુ મોડું થયું' ત્યારે તેમણે નિષ્કપટપણે સત્ય કહ્યું કે–'એક અભ્યાગત રામાનંદ નામના સાધુ આવ્યા છે, તે રામકથાને સવિવેચન વાંચતા હતા તેને સાંભળવા સારૂ ઉભો રહેવાથી વાર લાગી છે.' ત્યારે કલ્યાણદાસે રુચિકર કહ્યું કે-'આપણે ત્યાં રામાયણ વિગેરે ઘણાં પુસ્તકો અકબંધ પડ્યાં છે તેને વાંચો વંચાવો અને સુખેથી સાંભળો; ત્યાં જવાની શી જરૂર?' એમ સ્વામી પાસે જવાનો નિષેધ કરતાં, મુકુંદદાસે કહ્યું કે –'આપણે એ બધું વારે વારે વાંચીએ અને સાંભળીએ છીએ પરં મારા ચંચળ મનમાં જે દુષ્પુર અનળ કામવેગ હતો તે ટળતો ન

હતો તે આ સ્વામીના મુખની રામકથાથી નિર્મૂળ ટળી ગયો' ત્યારે આશ્ચર્ય પામેલા ભોળા કલ્યાણદાસે કહ્યું કે-'મને મારા ગુરુએ એક હજાર રૂપીયા તથા ગાડી બળદ તથા દશ માણસો કાશીની કપરી યાત્રાએ જવા માટે આપ્યા. તે લઈને હું કાશીએ ગયો અને ત્યાંનાં તમામ તીર્થોની યાત્રા કરીને પાછા વળતાં રસ્તામાં ચાલતા **ઉજ્જેન** શહેર આવ્યું. ત્યાં હું એકલો પાણીનો લોટો ભરીને બહિર્ભૂમિ જતો હતો, ત્યાં એક કાયસ્થની સોળેક વર્ષની રૂપાળી દીકરી સખીઓ સાથે આવતી હતી. તે જુવાન બાઈ હાથનું લટકું કરીને એમ હેતથી બોલી કે-'**બાવાજી! ઈધર ડાકડોક (આડેફેરવા) જાવ, ઉધર જાવ.**' એમ મને એ બાઈએ હાથની સાને કરીને કહ્યું. તે મારી દાઢી સાવ ધોળી '**पलितं मुण्डं**' એમ થઈ ગઈ છે અને હું સાધુ છું તો પણ તે બાઇ દિવસમાં બે ત્રણવાર સાંભરે છે કે-એ કેવી થઇ હશે? ભુલાતું નથી એવું એ કામ, વાયુના રોકાણની પેઠે સદુષ્કર છે અને તમે તો યુવા વયમાંજ કામનો સંકલ્પ ટળી ગયાનું કહો છો તે કેમ સાચું મનાય?' ત્યારે મુકુંદદાસ ધીમેથી બોલ્યા કે-'મારી આ વાત સાચી છે, તમારે માનવી હોય તો માનો, નહિ તો કાંઇ નહિ!' ત્યારે વળી પૂર્ણ પરિચયવાળા કલ્યાણદાસ બોલ્યા કે-'તમારો તો વિશ્વાસ છે કે તમે જુઠું તો ઠગવા માટે નજ બોલો.' પછી સ્વામી કલ્યાણદાસે વિચાર કર્યો કે-'આ વૈરાગ્ય વેગના માર્યા અહીંથી જરૂર જતા રહેશે, તો આપણે એમને બન્ને જાયગાના સ્વતંત્ર મહાંત કરીએ તો કદાચ એની લાલચે નહિ જાય. પછી વાંકાનેરથી મહાંત રામદાસને સલાહ લેવા તેડાવ્યા. આવેલા તેમને કલ્યાણદાસે સમજાવ્યું કે-'મુકુંદદાસ જેવા સાધુ આપણી બન્ને જગ્યામાં કોઈ પણ નથી, તો તેમને મહાંત કરીએ તો રાજી થઇને રહેશે?' તેમણે પણ હા કહી. એમ એકમત થતાં 'સ્વામીને બન્ને જગ્યાના સ્વતંત્ર મહાંત

કર્યા અને તેમને પદ્ધતિ મુજબ ચાદર ઓઢાડી (બીજો કશો વિધિ નહિ બધા મળીને ચાદર ઓઢાડે એ મહાંત મનાય) એમ મહાંતાઇ આપી તો પણ મુકુંદદાસ તો રામાનંદ સ્વામિએ કરાવતી કથા-વાર્તાને નિત્ય સાંભળવા જાય. ત્યારે રા. સ્વામીએ મુકુંદદાસને કથા સાંભળવા આવવાની ના પાડી અને કહ્યું કે–'જો તમારા ગુરુ કહેતા હોય તો આવજ્યો અને ના કહે તો નહિ આવજ્યો, કેમકે તમારા નિમિત્તે અમોને નાહકની ઉપાધિ થાય તેમ છે' ત્યારે કથાવાર્તાના શ્રવણમાં તીવ્ર ત્વરાવાળા મુકુંદદાસને સવિનય કહ્યું કે–'રામાનંદ સ્વામી તો મને કથા સાંભળવા આવવાની ના પાડે છે. અને જો ગુરુ કહે તો આવજ્યો.' ત્યારે વળી રાખવાની લાલચવાળા કલ્યાણદાસે પોતાના શિષ્ય પાસે સ્વામીને કહેવરાવ્યું કે–'મુકુંદદાસને કથા સાંભળવા દેજ્યો' એમ ઉપરથી ન છૂટકે કહેવરાવ્યું. પછી છાની ઉપાધિ બીજા દ્વારથી કરવા માંડી. આ કારણથી બન્ને સ્વામીઓ ત્યાંથી ચાલી નીકળ્યા. તે લોજ ગામે આવીને રહ્યા. ત્યાં રહેવા માટે શિષ્યો ના સહકારથી જગ્યા બાંધી અને અન્નદાનની અધિકતા માનીને ભિક્ષા માગી લાવીને પણ સાધુ લોકો સારૂ સદાવ્રતની શરૂઆત સત્વર કરી ત્યાં ગુરુ રા. સ્વામી સાથે મુખ્ય મુકુંદદાસ વિગેરે સાધુઓ સુખેથી રહ્યા. આ રીતે ગુરુ રામાનંદ સ્વામી અને શિષ્ય મુકુંદદાસ બન્ને ગુરુ શિષ્ય ભાવથી સ્થાનાપતિ થયા. (૧૮)

(પ્રસંગાત્ આ પહેલાંના ગુરુઓ અને તેમના ઐશ્વર્યપ્રતાપને કહે છે) શ્રીજી મહારાજ પહેલાં તીર્થયાત્રા પ્રસંગથી **લોઢવા** ગામે એકાકી તપસ્વી વેષે આવેલા. આ ગામમાં ગુરુ આત્માનંદ સ્વામી-ના શિષ્ય તરીકે મનાતા **બાલાનંદ** અને **લખુબા** ચારણ પણ રહેતાં, એ **આત્માનંદ સ્વામી આસુદર** નામના આસ્તિક ગામના રહેવાસી હતા. તેમના પૂર્વાશ્રમનું નામ **વિશ્વંભર ભટ્ટ**

હતું. સંસારમાં રહ્યા થકા પણ તેઓ જળકમળવત્ નિર્લેપ હતા અને યોગૈશ્વર્યથી ચિત્ર ચમત્કારોને જાહેરમાં દેખાડતા. **કેવી રીતે તો**—કાઠી ભેળા લુંટવા જાય ત્યારે સર્પ વીંછી ચાલ્યા જતા હોય તેને જોઇને સ્વામી એમ બોલે કે—'આ કોઇકનું ધન ચાલ્યું જાય છે' ત્યારે તે કાઠી કહે કે—'આ તો ધન નથી, પણ સર્પ વીંછી છે' ત્યારે ભટ્ટજી ભણે કે—'અમો લઇએ, પણ તેમાંથી તમને ભાગ નહિ આપીએ' એમ કહીને પછી પોતે વીણી લઇને ઘોડાના તોબરામાં ભરે. ત્યારે તો તે સોનાની મહોરો થઈ જાય. તેને જોઇને લલચાઈ-ને કાઠીઓ કહે કે—'અમને ઠરાવ મુજબ ભાગ આપો' ત્યારે વળી ભટ્ટજી ભણે કે—'અમે પ્રથમથી ના પાડેલી હોવાથી ભાગ નહિ આપીએ' ત્યારે અવળા બોલા કાઠીઓએ હઠાગ્રહ કર્યો. તેને જાણી-ને, ભટ્ટજીએ ધન ભરેલો તોબરો નીચે ઠાલવી નાંખ્યો એટલે જે જડ ધન હતું તે તત્ક્ષણ ચેતન સર્પ વીંછી થઈ ચાલવા માંડયું. આ રીતે ચોરોને પણ ચિત્ર ચમત્કાર દેખાડયો **'ચમત્કાર ત્યાં નમસ્કાર'** એવી કહેવત છે.

વળી એજ ગામમાં મુખીનાં ઘરનાં **હીરબાઈ** નામનાં હતાં. તે સાચાં મુમુક્ષુ હોઇને મોક્ષ માટે મુકુન્દ ભગવાનને શોધ્યા કરતાં. એજ પુનિત ગામમાં આવેલા મહાદેવના મંદિરે દર્શન કરવા ગયાં. તેના પૂજારી તરીકે એક **ગોવિંદરામ** નામના બાવોજી બહુ પવિત્ર હતા. તેમણે હીરબાઇને હિતહેતથી કહ્યું કે—'તમારા ગોર જે વિશ્વંભર ભટ્ટ છે એજ ભગવાન છે, બીજે શું ખોળ્યા કરો છો ?' આ ઇચ્છિત વાતને સાંભળીને હીરબાઈ ઘેર આવીને ભટ્ટજી પાસે જઇને પ્રણામ કરીને કહ્યું કે—'તમે જ ભગવાન છો, ઘરમાં શું પડ્યા રહ્યા છો ? ઘરમાંથી નીકળો, અનેક મુમુક્ષુઓ અકળાય છે' આ ઉપયોગી વાત સાંભળીને ભટ્ટજી ભણ્યા કે—'આ રહસ્ય વાત તમને

ગોવિંદરામ બાવે કહી હશે ?' એમ પરસ્પર વાત કરતાં સુમેળ થતાં બન્ને ઘેરથી તુરત ચાલી નિકળ્યાં. યાત્રા કરતાં થકાં કાશીએ આવ્યાં. અને વિશ્વંભર ભટ્ટે સંન્યાસ લઇને **'આત્માનંદ'** એવું સાર્થક નામ ધાર્યું. ત્યાં બીજા મુમુક્ષુઓ **જુક્તાનંદ, મુક્તાનંદ, ક્ષેમસ્વામી, હીરબાઇ** અને **વાલબાઈ,** આ છ જણનું ખાસ્યું મંડળ જાસ્યું.

આ માનનીય મુક્ત મંડળ યાત્રા સ્થળોમાં એક રાગથી ફરતું ફરતું જન્મ દેશ કાઠીયાવાડમાં **શરધાર** ગામે ક્ષેમ કુશળ આવ્યું. આ ભાવિક ગામમાં ભજન સ્મરણ કરતા થકા સુખેથી રહેતાં, આજ ગામનો **વિઠ્ઠલ** નામનો એક ગરીબ બ્રાહ્મણ હતો. તેના ઘરનું માણસ છોકરો ધાવણો મુકીને મરી ગયું, તેથી તે બહુ દુઃખીઓ થઇ ગયો. એથી મહા સમર્થ આત્માનંદ સ્વામી પાસે આવીને બેઠો. તેને અતિ ઉદાસ દેખીને. દયાળુ સ્વામીએ પૂછ્યું કે—કેમ બ્રહ્મદેવ ! બહુ ઉદાસ જણાવ છો. ત્યારે તેણે પોતાના દુઃખની વાત કરી કે—'છોકરો છેક નાનો છે અને એની મા મરી ગઇ છે, તેથી કોઈ બાઇ પાસે ધવરાવવા જવું પડે છે.' ત્યારે સ્વામીએ દયા કરીને કહ્યું કે—'એ છોકરાને અહીં લઇ આવો.' ત્યારે તેણે તેમ કર્યું. તે વખતે મા વિનાનો છોકરો ખોળામાં બેઠો બેઠો **'बालानां रोदनं बलं'** એ પ્રમાણે ખુબ રડવા મંડયો. 'દુઃખીને દેખીને દુઃખ થવું અને તેનું દુઃખ ટાળવું.' એવો ધર્મ સમજીને દયાળુ સ્વામી બોલ્યા કે—'હે વિઠ્ઠલ!,' 'તમે છોકરાને ધવરાવો' ત્યારે વિઠ્ઠલે અસંભવિત જાણીને કહ્યું કે—'મોટા પુરુષ થઇને મારી આવી ખોટી મશ્કરી કરો છો ? ત્યારે વળી સ્વામી ફરી બોલ્યા કે—'જેમ એની માતાને હેતે કરીને દુધ આવે છે તેમ તમે તેને હેતથી ધવરાવશો તો દુધ આવશે; મશ્કરી નથી ત્યારે ગુરુવિશ્વાસી તેણે સ્વામીને સમર્થ સમજીને

તેમના કહ્યા પ્રમાણે કરવાથી સ્તને દુધ આવ્યું. આવો અપૂર્વ અદ્‌ભુત ચમત્કાર જોઇને વિઠ્ઠલ તો પોતાના છોટા છોકરાને લઇને સ્વામી સાથે ચાલ્યો. તેને મુમુક્ષુ જાણીને સ્વામીએ સાંન્યાસ આપીને **વિઠ્ઠલાનંદ** નામ પાડયું અને છોકરાનું **બાલાનંદ** નામ પાડયું. એમ ભક્તમંડળ વધ્યું.

ત્યાંથી સ્વામી ચાલ્યા તે ગામ **પાલીતાણા** આવ્યા. શ્રાવકોને ચઢવાના રસ્તામાં ડુંગર ઉપર ઉતર્યા અને **ક્ષેમ સ્વામી** તો 'કૃષ્ણ કૃષ્ણ' એમ જોરથી ભજન કરવા મંડયા. તેને સાંભળીને દ્વેષી ગોરજી 'કૃષ્ણ તો ત્રીજા નર્કમાં પડયો છે' એમ ઇષ્ટદેવ કૃષ્ણનું અસહ્ય વાંકું બોલવા મંડયો. એ અસહ્ય વાતને સાંભળીને કહ્યું કે– 'અમે તમારા ઇષ્ટદેવનું વાંકું બોલતા નથી, તો તમે અમારા ઇષ્ટદેવનું વાંકું કેમ બોલ્યા?' ત્યારે તે ગોરજી ક્રોધ કરીને બોલ્યો કે– 'આમનાં નાક કાન કાપી લ્યો' ત્યારે આ વધુ પડતી વિષમ વાતને સાંભળીને આત્માનંદ સ્વામી બોલ્યા કે–'તારાં અને તારા દેવનાં નાક કાન કપાશે' એજ સમયે આકાશમાંથી અચાનક વેગથી વિજળી પડી તે દેવનું નાક લઇને જતી રહી. તે દિવસને આરંભીને હજુ સુધી શિખર ચઢતું નથી. અને નાક પિત્તાળનું કરે છે ત્યારે રહે છે. અને ગોરજીને તો ચોરોએ પકડયા અને નાક કાન કાપી લીધાં. અને વધુમાં બેસારી મુકયા. એમને શિષ્યોએ દંડ ભરીને છોડાવી લાવ્યા. એમ કૃષ્ણનું વાંકું બોલવામાં અનેક અસહ્ય અનર્થો આવી પડયા. આવા આશ્ચર્યજનક ચમત્કાર બતાવીને સ્વામીશ્રી ઉક્ત મંડળ સાથે ત્યાંથી ક્ષેમ કુશળ નીકળ્યા. (૧૯)

ત્યાંથી ચાલતાં એક ગામને પાદરે એક શેલડીનો વાઢ હતો. તેમાં થઇને જતાં સ્વામીએ ખેડૂત પાસે શિષ્યો માટે સાંઠા માગ્યા.

રીવાજ મુજબ આપવા જોઇએ તે નહિ આપવાથી સ્વામી બળદીયાને શીંગડે રસ ચઢાવી દઇને ચાલી નિકળ્યા. રસ જે સ્થળે જતો હતો ત્યાં નહિ જતાં અવળે માર્ગે જતાં મુંઝાયેલા ખેડૂતે આગળ ફરી વળીને, બહુ વિનંતિ કરીને પાછા તેડી લાવીને મંડળીને સારા સાંઠા જમાડયા. આ સાધુ મંડળી રાજી થતાં રસ પાછો સ્થાને પડવા લાગ્યો. આવો વિસ્મયનીય વિચિત્ર ચમત્કાર દેખાડીને ત્યાંથી ચાલ્યા તે ગામ **દ્રાફા** આવ્યા. એ ગામમાં માર્ગીના પંથનો મોટો મેળો હોવાથી મેળા માટે મોતીચા લાડુ જલેબી બરફી પેંડા વિગેરે પકવાન્નોની ભારે રસોઈ બનાવી હતી. તેને જાણીને ગામ પટેલ કાર્યકર્તાને કહ્યું કે–'મહા સમર્થ આત્માનંદ સ્વામી વિગેરે સાધુઓ આવ્યા છે તે તો પાંચ સાત જણ જમે એટલી રસોઈ આપો તો બહુ પુંણ્ય થશે, પરંતુ તેણે આપ્યું નહિ, એટલું જ નહિ, પણ 'જો આત્માનંદને આપશો તો અમે કોઇ નહિ જમીએ' આવી તેની અપમાનભરી ઉદ્ધાડી ઉદ્ધતાઈ દેખીને મર્મમાં બોલ્યા કે–'ત્યારે તમે પણ પકવાન્ન જમો છો તે અમે જોઈશું?' પછી જ્યારે જમવાનું ઠાંણું થયું ત્યારે મોટી પંક્તિ થઈ અને સર્વ પકવાન્નો પીરસાઈ રહ્યાં. એજ સમયે વા–વંટોળીયો એવો અચાનક થયો કે–જેથી સર્વના ભાણામાં નકરી ધૂળ ધૂળ ભરાઈ ગઈ, જેથી જેમ એવું પકવાન્ન સારૂ રહ્યું નહિ. બધો મેળો ભૂખ્યો વેરાઈ ગયો. આ દિવસથી આરંભીને જ્યારે જ્યારે તેઓ ભેળા થાય છે ત્યારે એજ રીતનો ઉપદ્રવ થયા કરે છે. આ કારણથી 'દ્રાફાનો રોળ' એમ અદ્યાપિ કહેવાય છે.

ત્યાર પછી સ્વામી મંડળ સાથે ચાલ્યા તે **ગોપનાથ**માં ગોપાળ યોગી પાસે રહ્યા અને બાલાનંદ તે ગામ લોઢવામાં લખુબાને ત્યાં રહ્યા, તે આ સમયમાં મહારાજ તો **લોજ**માં રહીને રા–સ્વામીના

સંતો મુક્તાનંદ સુખાનંદ અને હરિજનોને પોતાના દિવ્ય સ્વરૂપનું જ્ઞાન આપતા અને સાધુઓને યોગની કેટલીક ક્રિયાઓ શિખવતા હતા. એ પ્રમાણે નવ માસ રહેતાં, રામાનંદ સ્વામીશ્રી ભુજથી **પીપલાણા** પધાર્યા. એ જાણીને મહારાજશ્રી અને સર્વ સાધુઓ દર્શને ત્યાં આવ્યા. રા. સ્વામી મહારાજશ્રીને ભેળા થયા ત્યારે અનંત સૂર્યના તેજ જેવું તેજ દેખાયું. અને તેમાં દિવ્યમૂર્તિ મહારાજને દેખીને સર્વે સંત-હરિજનો આશ્ચર્યને પામ્યા. તેમાં કેટલાક તો એમ બોલ્યા કે-'આ તો શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સર્વાવિર્ભાકારણ છે.' એવો નિશ્ચય કર્યો. આ અદ્‌ભુત સમયે એક મુસલમાન છેટો બેઠો હતો તે આવો ચમત્કાર દેખીને અતિહર્ષને પામીને બોલ્યો કે-'તમારા હિંદુમાં એસી અવળી રીત કયું હે? જે બડા હોય તે નીચે બેસે? અને છોટા હોય તે ઉંચા બેસે?' તેને સાંભળીને સ્વામીએ કહ્યું કે-'અમારા હિંદુમાં પ્રાચીન કાળથી એવોજ રીવાજ ચાલ્યો આવે છે. વસિષ્ઠ ઋષિ કે જે ગુરુ હતા તે ઉંચે આસને બેસતા' અને રાજા રામચંદ્રજી કે જે ભગવાન હતા તે નીચે આસને બેસતા' એવું સાંભળીને તે બોલ્યો કે -'તબતો અચ્છા હૈ' પછી વળી બોલ્યો કે-'આ તો સાક્ષાત્ ખુદા હૈ' એવો નિશ્ચય કરીને પોતાને ઘેર ગયો. પછી સ્વામીશ્રીએ સર્વે સંતહરિભક્તો પ્રત્યે ખરી વાત કરી કે-'આ બ્રહ્મચારી આવ્યા પહેલાં, અમે તમને સર્વેને કહેતા હતા કે-'અમે તો ડુગડુગીના વગાડનારા છીએ અને રમતના કરનારા તો હવે પછી આવશે' તે આ આવ્યા એજ પ્રત્યક્ષ છે.' વળી અમે એમ પણ કહેતા હતા કે-'સાત માળની મોટી હવેલી કરવી હોય તેમાં અમોએ તો બેજ ઇંટો ચોડી છે અને સાત માળની હવેલી કરનારા તો પાછળથી આવનારા છે' તે આ મૂર્તિમાન આવ્યા. વળી અમે એમ પણ આગળથી કહેતા હતા કે-'જેમ

સોમણ રુનો ભડો કાંતવો હોય તેમાં અમોએ બે પુંણી જ કાંતિ છે અને એ આખો ભડો કાંતનાર તો હવે પછી આવશે. તે આ નીલકંઠ વર્ણી સાક્ષાત્ આવ્યા છે. અમે તો કૃષ્ણભક્ત ઉદ્ધવજીના અવતાર છીએ અને આ તો શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ ઉપાસ્ય ઇષ્ટદેવ સર્વાવતારકારણ છે.' એવી સ્વામીની પરા વાણી સુંણીને કેટલાક સંત-હરિભક્તોએ એ મુજબનો મજબૂત નિશ્ચય કર્યો કે-'આ તો પ્રગટ પ્રમાણ ભગવાન છે' પછી રા. સ્વામી મહારાજના ગુણાદિકનો મહિમા કહીને, પછી વૃત્તાંત પૂછતાં મહારાજે પોતાનું જન્માદિ સમસ્ત વૃત્તાંત અથેતિ કહ્યું. તેને સાંભળીને બહુ હેત ભાવથી બહુ રીતે એકબીજાનો મહિમા કહેતા થકા પોણા બે વર્ષ ગુરુશિષ્યભાવથી ભેળા રહ્યા. પછીથી વૃદ્ધ સ્વામીએ પોતાની ધર્મધુરા, સર્વથા યોગ્ય મહારાજને સોંપીને, ફણેણીમાં દેહત્યાગ કરીને સ્વધામ સીધાવ્યા. (૨૦)

પછી ગાદીપતિ મહારાજે ગુરુ સ્વામીની દેહક્રિયા બહુ રુડી રીતે કરતાં, સમસ્ત સાધુ-સત્સંગીઓને તેડાવીને મોટું ખર્ચ રાજા કરે એવું કર્યું. ચૌદમાને દિવસે ભરેલી મહાસભામાં સમયાનુસારી વાતો કરીને સ્વામીના શોકનું નિવારણ કર્યું. અને પછી કહ્યું કે-'હવે પ્રગટ ભગવાનનું **સ્વામિનારાયણ** નામથી ભજન કરજ્યો' એમ સંબોધીને, સંતોને દેશપરદેશમાં ઉપદેશાર્થે ફરવા મોકલ્યા. અને હરિભક્તો પોતપોતાને ઘેર ગયા. એજ શુભ દિને ઝરણાંપરણાં દેશના નિવાસી **શીતળદાસ** નામના સાધુ તીર્થોમાં ફરતા ફરતા, રા. સ્વામીને ભગવાન્ જાણીને ત્યાં દર્શને આવ્યા. તે સમયે 'સ્વામી તો દેહ મુકી ગયા છે' એમ સાંભળીને બહુ દીલગીર થઇ ગયા. અને મનમાં બહુ પશ્ચાતાપ કરવા લાગ્યા કે-'ચારધામમાં ફરીને મહાકષ્ટે ભગવાનને ખોળી કાઢ્યા, પણ મારાં સુભાગ્ય નહિ

હોવાથી એમનો મને મેળાપ થયો નહિ.’ પછી એવા વિચાર પર આવ્યા કે-‘ એ સ્વામીના સાધુઓને રાજી કરીએ તો ભગવાન્ મેળવી આપે’ એના એજ વિચારમાં ત્યાં સુઇ ગયા. ત્યારે એમનો રૂઢ સંકલ્પ મહારાજે અંતર્યામિપણે જાણીને સવારે એ સાધુ પાસે આવીને ઉભા રહ્યા અને એમ બોલ્યા કે-‘ કયું શીતલદાસ ચલનેકા મનસુબા કરતે હો’ ત્યારે તે બોલ્યા કે-‘મૈં બહોત અભાગા હું. ક્યોં કી રામાનંદ સ્વામીકી ભેટ ન હુઈ’ એને સાંભળીને મહારાજ બોલ્યા કે ‘સ્વા-ના. સ્વા-ના.’ એવા નામથી ભજન કરો. ત્યારે તેમણે તે પ્રકારે કરવાથી તત્ક્ષણ સમાધિ થઈ અને અક્ષરધામમાં ગયા. મહારાજની મૂર્તિ અહીં છે એવી જ દિવ્ય સિંહાસનમાં બેઠી દીઠી. એ મૂર્તિમાં ચોવીશ અવતારોને પણ દીઠા અને ત્યાં રામાનંદ સ્વામીને પણ હાથમાં ચામર લઈને ઉભેલા દીઠા. એ રીતે અતિ અદ્‌ભુત દર્શન થયાં. પછી મહારાજે કહ્યું કે-‘આ બધા અવતારોને તમે મળો’ ત્યારે તે સાધુ એક એક અવતારને ભેટ્યા. પછી મહારાજે કહ્યું કે-‘હવે રા. સ્વામીને ભેટો’ ત્યારે તેમ કરતાં અટકયા, કારણ કે તેમને રા. સ્વામીનો ભગવાનપણાનો નિશ્ચય હતો. આ બધુ દિવ્ય દશ્ય દેખીને સ્વામી બોલ્યા કે-આ બધુ ઐશ્વર્ય તો મહારાજના વચને કરીને થયું છે. આ તો મારા ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સર્વાવિર્ભાવકારણ છે અને હું તો એમનો ઉપાસક ઉદ્ધવજીનો અવતાર છું. (આ બાબત સંપ્રદાયનાં શાસ્ત્રોમાં અનુસ્યૂત છે) આવો આપણે મળીએ. ત્યારે તે સાધુ શ્રીજીના અંગમાં લીન થઈ ગયા. પછીથી મહારાજે કહ્યું કે-‘હવે નોખા પડો’ એટલે સમાધિથી બહાર આવતાં પોતાનો જે સંકલ્પ હતો તે પૂર્ણ થવાથી પરમાનંદને પામ્યા. પંદરમાને દિવસે સવારમાં સંતો તથા સત્સંગીઓની મોટી સભા ભરાઇ. તેમાં મહારાજ

બિરાજમાન થયા. આ સમયે એ સાધુ સભામાં આવીને સમસ્ત સભાને દંડવત્ પ્રણામ કરીને ગદગદ કંઠે બોલ્યા કે–' હે સ્વામિનારાયણ ! તુમ તો સર્વાવતારકારણ પરંબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ હો, ઔર સબ જગતકા કારણ હો' એમ સ્તુતિ કરી ત્યારે સુપ્રસન્ન મહારાજે 'કેમ હવે તમારે કયાંઇ જાવું છે?' ત્યારે તે બહુ હર્ષથી બોલ્યા કે–' તુંમકું છોડકે નહિ જાયગા, તુમ તો સ્વયં ભગવાન હો, તુમારી પાસ અખંડ રહેગા' આવી વાત સાંભળીને શ્રીજીએ તેમને સાધુદીક્ષા આપીને **'વ્યાપકાનંદ'** એવું સાર્થક નામ પાડયું, એમ સર્વથા શીતળ બની ગયા. આ સ્વામી કયા કેવા? તો જેમણે બુંદેલ ખંડના બ્રાહ્મણના છોકરાને દયાવશાત્ જીવતો કર્યો હતો અને બોટાદના દુઃખી હમીર ખાચરની ઘોડીને જીવતી કરી હતી અને વાણિયા નિમિત્તનો દંડ પોતે ભરીને તેને જેલથી છોડાવ્યો હતો. આવા મહાસમર્થને પણ સાધુ શિષ્ય કર્યા. તે પછી સર્વ સંતોને ઉપદેશાર્થે દેશપરદેશમાં વિચરવાની આજ્ઞા કરી અને હરિભકતોને પોતપોતાને ઘેર જવાની આજ્ઞા કરી (૨૧)

એ વખતે **રામ ! કૃષ્ણ ! હરે ! ગોવિંદ ! હરે ! નારાયણ !** એવાં ભગવાનનાં બહુ નામોના નિવેશવાળું મંગળ ભજન થતું હતું તેને બળસાવીને **'સ્વામિનારાયણ'** એવા બે સાર્થક નામના નિવેશવાળું શુભ ભજન ચલાવ્યું. પહેલાં જે ભજન થતું હતું તે સંધ્યા આરતી પછી નિત્ય બોલાતી ધૂન્યમાં દાખલ કર્યું. સર્વ સંતોને ફરવા જવાની આજ્ઞા આપેલી હોવાથી મુક્તાનંદ મુનિ પણ ભુજ ગયા અને મહારાજશ્રી **માંગરોળ** પધાર્યા. રામાનંદસ્વામીના સ્વધામ ગમન પછી **સાડાબાર ભગવાનો નાના મોટા થયા.** અને સત્સંગપણ થોડો થોડો વહેંચાઇ ગયો. તેને એક કરવા વાસ્તે

માંગરોળમાં પોતાનો પારમૈશ્વર્ય પ્રતાપ દેખાડવા માંડયો (૧) કેવી રીતે? તો જે કોઇ એમને દેખે તેને તત્ક્ષણ સમાધિ થઇ જાય. આવું અપૂર્વ કૌતુક જોઇને એ ગામનો રાજા **વજીદીન** નામનો હતો તેણે પોતાના **કાજી** નામના દિવાનને 'મહારાજ કેવી રીતે સમાધિ કરાવે છે' તેની પરીક્ષા કરવા સારૂ મોકલ્યો. તેણે આવીને મહારાજને કહ્યું કે–'મારા ઇષ્ટદેવને દેખાડો' ત્યારે મહારાજે કહ્યું કે–'તમે રાજાના સાળા દિવાન હોવાથી કંઈક આડુઅવળું અતર્કિત થઈ જાય તો રાજાનો ઠપકો આવે' ત્યારે કાજીએ કહ્યું કે–'મને રાજાએ જ મોકલ્યો હોવાથી ઠપકાનો ભય નથી' પછી મહારાજે કહ્યું કે–**'સ્વામિનારાયણ'** એવું જોરથી ભજન કરો' ત્યારે તેમણે તેમ કરતાં જ મહારાજે સમાધિ કરાવીને જમપુરી દેખાડી. તેનું દુરંત દુઃખ દેખીને કાજી તો બહુ ત્રાસ પામી ગયો. અને ન સહન થવાથી બોલ્યા કે–'આ તો અનવધિ અસહ્ય દુઃખ છે.' ત્યારે મહારાજે કહ્યું કે–'આ તો રાખના ડામ છે ડમચણાં તો મર્યા પછી મળવાનાં નિશ્ચિત છે. ત્યારે તે ભયભીત કાજીએ ફરી કહ્યું કે–'એ દુરંત દુઃખ કેમ દૂર થાય? ત્યારે વળી મહારાજે કહ્યું કે–'સ્વામિના–' એવું ભજન કરો તો એ દુઃખ મટે?' ત્યારે વળી કાજીએ કહ્યું કે–'દુખ ટળ્યા પછી કેવું સુખ મળે?' ત્યારે વળી મહારાજે સમાધિ કરાવીને અક્ષરધામનું નિત્ય સુખ દેખાડયું. તે પછી તેને સમાધિમાંથી બહાર લાવીને પોતાના પર સ્વરૂપનો નિશ્ચય કરાવીને પોતાનો આશ્રિત કર્યો. પછી એ દિવાનજીએ રાજા પાસે જઈને

૧ અત્યારે તો તે વખતના કરતાં વધારે ભગવાન થયા જણાય છે અને સત્સંગ પણ વધારે વહેંચાઈ ગયો દેખાય છે. તે વખતે તો ભગવાનપણું બળસાવનારા અને એકતા કરવાના ઉદ્યમવાળા મહારાજ હતા. અત્યારે તો એવા કોઈ સમર્થ નહિ હોવાથી વધુ વિફર્યા છે.

આશ્ચર્યકારી બધી બાબત કહી. તેને સાંભળીને તુરત એ રાજા, મહારાજ પાસે આવ્યા. તે વખતે મહારાજ બીજા ગામે જવા તૈયાર થતા હતા. પણ રાજાએ બહુ વિનંતી કરીને ચાર માસ સુધી રાખ્યા અને ઉપયોગી સઘળી સેવા પણ કરી અને અનન્ય આશ્રિત થયા અને સ્વા. ના. નામથી ભજન કરવા માંડયું.

પછી મહારાજે આથી પણ અધિક અદ્દભૂત પ્રકરણ ચલાવ્યું કે, 'જે કોઇ માણુસ દરવાજે થઇને નિકળે તેને પણ સદ્ય સમાધિ થઈ જાય.' એની બ્હીકથી એ દરવાજે થઇને કોઈ આવે જાય નહિ. તેથી મહારાજે ગણેશભાઇને પૂછ્યું કે–'આ દરવાજે થઇને હવે કેમ કોઈ જતું આવતું નથી' ત્યારે તેમણે કારણુ કહ્યું કે–'સર્વેને સમાધિની બહુ બીક લાગે છે' ત્યારે વળી મહારાજે અત્યધિક કહ્યું કે–'હવે તો અમારી ચાખડીનો ચટચટ શબ્દ સંભળાશે તેને પણ તત્ક્ષણ સમાધિ થશે' વળી સમાધિના વધુ વિસ્તારના વિચારથી ગણેશજીને કહ્યું કે–'અમે તમારે ઘેર જમવા આવીએ' ત્યારે તે ભાવિક શેઠે કહ્યું 'ભલે સુખેથી જમવા પધારો.' પછી ગણેશજીએ ઘેર જઇને સારી રસોઈ બનાવરાવી અને તેડવા માણુસ મોકલવાથી તેની સાથે મહારાજ જમવા પધાર્યા. મહારાજને બજારમાં આવતાં જોઇને જ વ્યાપારીઓ ઝટોઝટ દુકાનો અડકાવવા મંડયા, એમ ઉતાવળ કરતાં પણ મહારાજનાં દર્શન થઈ જાય તો સદ્ય સમાધિ થઈ જાય. એ જ દિવસે જમીને પાછા બજારમાં આવતાં, એક દુકાને બાપદીકરો બન્ને બેઠા હતા તેમને ઘરમાં પેશી જતાં જતાં પણ મહારાજની ચાખડીનો સ્વલ્પ શબ્દ સાંભળાઈ જતાં, તત્કાળ સમાધિ થઇ ગઈ અને બીકનો માર્યો છોકરો બોલ્યો કે–'ઓ મારા બાપરે, મારો બાપ મરી ગયો રે' એમ લાંબી પોક મેલી. તેને સાંભળીને મહારાજે ગણેશજીને પૂછયું કે–'આ શું ધુમરાણુ થાય છે!' ત્યારે શેઠે સ્પષ્ટ કહ્યું કે–'આ

તો તમારી ચમત્કારી ચાખડીનો ચટચટ ધ્વનિ સાંભળીને સમાધિ થઈ ગઈ અને ભયભીત થએલો આ અણુસમજુ છોકરો રડવા મંડયો અને સહાય માટે બાપની પોક પાડી' ત્યારે મહારાજે ગણેશજીને કહ્યું કે–'આવી સમાધિ તો જ્યારે 'યોગનાં યમાદિ અષ્ટ અંગો સિદ્ધ કરે ત્યારે કોઇ વિરલાને થાય છે–સહેલી નથી. આવી સમાધિની આટલી બધી બીક કેમ લાગે છે ? એમ ખરી વાત કહીને ઉતારે આવ્યા. પછી એવી વાત વિસ્તારી કે–'આ બ્રહ્મચારી તો સૌ સૌના ઇષ્ટદેવને દેખાડે છે' એવું આશ્ચર્ય સાંભળીને યવન જાતિ વિગેરે બહુધા મહારાજ પાસે આવ્યા. તેમની ઈચ્છા જાણીને પોતપોતાના ઈષ્ટદેવો તાદશ દેખાડયા. આવો પોતાનો અપાર પ્રતાપ માંગરોળમાં જણાવતા થકા રહ્યા.

આવો પ્રબળ પ્રતાપ પેખીને, રા. સ્વામીનો શિષ્ય સમાધિનિષ્ઠ **મેઘજી** બહુ બળી ઉઠયો. તે તાતા તેલ ભરેલી કડાઈમાંથી પોતાને હાથે ગાંડીયા કાઢતો છતાં દાઝતો નહિ અને પોતાને ભગવાન કહેવડાવતો. તે પોતે મહારાજ પાસે આવીને વૃદ્ધપણાના અભિમાનથી બોલ્યો કે આજકાલના આવેલા તમારે સત્સંગમાં ફેલી થવું નહિ' એમ બબડીને વળી બળમાં બોલ્યો કે–'જુઓ મારો પ્રતાપ' એમ ગર્વથી કહીને ઊના ખળખળતા પાણીમાં હાથ બોળ્યા, તેથી હાથ બહુ ફુલી ગયા. તથાપિ માનને લીધે મહારાજ આગળ એમ બોલ્યો કે–પરમ દિવસે મારે દેહ મૂકીને ધામમાં જવું છે ?' ત્યારે તેને ગર્વગંજન મહારાજે કહ્યું કે 'જો તું દેહ મૂકીને તારી મેળે ધામમાં જાઉં તો હું તારો શિષ્ય થઇને રહું. નહિ તો તને મારો શિષ્ય કરૂં" એમ કહીને વધુમાં કહ્યું કે–'જા તો ખરો, તને ત્રિશંકુના તારાની પેઠે અધવચ લટકાવું.' એવું સાંભળીને મેઘજી ઘેર ગયો અને ઘરની સઘળી સમૃદ્ધિ બ્રાહ્મણ વિગેરેને આપી દીધી. પછી નાડીમાં પ્રાણ

લાવીને, જીવને હૃદયને વિષે લાગ્યો. પછી દેહ થકી બહાર પણ નિકળાય નહિ તેમ દેહમાં પાછું પણ જવાય નહિ. આ રીતે ત્રણ દિવસ સુધી હૃદયમાં બહુ મુંઝાયો, તેને જોઈને તેના સગા-વહાલા મહારાજ પાસે આવીને પ્રાર્થના કરવા લાગ્યા કે-'આ મેઘજીતનું અભિમાન હવે સાવ ઉતરી ગયું છે, માટે હવે તમો તેની પાસે પધારીને સાજો કરો.' આવી સગાની વિનંતી સાંભળીને, દયાળું મહારાજે તેની પાસે પધારીને કહ્યું કે-'તમે ધામમાં જતા હતા તે કેમ રોકાઈ ગયા! ધામનો માર્ગ ન જડયો કે શું?' ત્યારે તે ગર્વરહિત થઈને વિનયથી બોલ્યો કે-'તમે તો મહાયોગેશ્વર પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ છો અને હું તો દાસાનુદાસ છું.' એમ અતિ નમ્રતાથી કહીને મહારાજનો શિષ્ય થઈને રહ્યો. આ રીતે મેઘજીતનું મનઃકલ્પિત ભગવાનપણું મટાડયું. અને બીજાઓને પોતાનો પ્રતાપ દર્શાવીને પોતાના અનન્ય આશ્રિતો કર્યા (૨૨)

એ ભાવિક ગામમાં રહેલા મહારાજે જન્માષ્ટમીના ઉત્સવ ઉપર માયારામ ભટ્ટ, પર્વતભાઈ, માંચાખાચર આદિક એકાંતિક ભક્તોને ત્યાં તેડાવ્યા. (અદ્‌ભુતાનંદ સ્વામી કહે છે કે-હું પણ ત્યાં આવ્યો હતો) બાઈ ભાઈ સર્વે હરિભક્તો કૃષ્ણાષ્ટમીનો ઉપવાસ કરીને રાત્રિએ જાગરણ કરતાં, પ્રસન્ન મહારાજે અષ્ટપટરાણી સહિત શ્રી-કૃષ્ણ રૂપે પોતાનાં દિવ્ય દર્શન, જન્મ સમયને સમારંભીને ચાર વાગ્યા સુધી દીધાં. એમ પૂર્વ રૂપની અને આ રૂપની એકતા જણા-વીને, પછી વર્ણિરૂપ થઈ ગયા. તે પછી સ્નાનમાં મુખ્ય મનાતા સમુદ્રમાં સ્નાન કરીને પૂજાદિ નિત્યવિધિ કરીને, વ્રતનાં પારણાં કરી-ને, સુખેથી બેઠા. એમ ઉત્સવ પૂર્ણ થતાં સર્વ હરિભક્તોને પોતપોતાને દેશ જવાની આજ્ઞા આપી. એટલે તેઓ મહારાજનો પૂર્વોક્ત પ્રતાપ જોઈને શ્રીહરિનો ભગવાન પણે નિશ્ચય કરીને પોતાને ઘેર ગયા.

ત્યાર પછી કારીયાણીના **માંચા ખાચરને** ત્યાં એકલા રહેલા જોઇને મહારાજે પૂછ્યું કે–'તમે કેમ રહી ગયા છો?' ત્યારે તેમણે કારણ કહ્યું કે-'એક હું અને બીજા **ભોજાભાઈ** બન્ને પ્રથમ માર્ગીના મતમાં મગ્ન હતા. અમે બન્ને સાથે કાશીની યાત્રાએ ગયા. ત્યાં ગાયોને લીલા ઘાસની વાડીઓ ચરાવી તથા બ્રહ્મભોજન વિગેરે ઘણું પુણ્ય કરીને, કાવડમાં ગંગાજળ ભરીને, કારીઆણી આવીને અમે બન્ને મિત્રોએ માળા ઉપાડીને પ્રતિજ્ઞા કરી કે–'જો તમને કોઇ મહાપુરુષ મળે તો મને કહેવું અને મને મળે તો તમને કહેવું' એમ ઠરાવ કરીને, ભોજાભાઈ કાવડ લઇને ચાલ્યા તે ગામ જેતપુરના સીમાડામાં છોકરાં ઢોરોને ચારતાં હતાં તે વગર બોલાવ્યાં બોલ્યાં કે–'આમને ભગવાનનો ખપ હશે, એમને ભગવાન્ બતાવીએ, પણ છોકરાંનું કહ્યું સાચું મનાય નહિ' આ હિત વાત સાંભળીને, **'बाला-द्पि सुभाषितं ग्राह्यं'** એ નીતિએ ભોજાભાઈ બોલ્યા કે 'તમે અમને ભગવાન્ બતાવો, હું નહિ માનું તો મારે માથે દોષ અને તમે નહિ બતાવો તો તમારે માથે મહાદોષ લાગે' ત્યારે તે પૈકી એક છોકરો આગળ ચાલીને રા. સ્વામી પાંસે તેડી લાવ્યો. ત્યાં તેમનાં દર્શન કરી જ્ઞાનવાર્તા સાંભળીને ભોજાભાઇએ રા. સ્વામીનો ભગવાનપણે નિશ્ચય કરીને, તે સ્વામીને કાવડમાં કાશીથી ઉપાડી લાવેલા ગંગાજળથી ન્હાવરાવીને, સમાગમ માટે રાત્રિ રહ્યા. પછી સ્વામીએ કહ્યું કે–'હવે તમે ઘેર જાવ' ત્યારે તેમણે કહ્યું કે-મારો એક મિત્ર (જેની એક જ મળતી ક્રિયા હોય તે મિત્ર કહેવાય) તેને તમો કહો તો હું અહીં આપનાં દર્શન કરવા તેડી લાવું' ત્યારે પ્રસન્ન સ્વામીએ કહ્યું કે–એમને એકલાને જ કહેજ્યો, કેમકે 'અહીં બહુ ભીડ થાય છે' પછી ભોજાભાઈ કારીયાણી આવ્યા અને મને ઉપરોક્ત બધી વાત કહી. તેને સાંભળીને મેં કહ્યું કે–'કોઈ મોટા પુરુષ તમને

મળ્યા હશે? કેમ કે તમારી વાતમાં જ ચમત્કાર જણાય છે.' ત્યારે તેમણે જેવી બની હતી એવી વાત મને કહી. તેને સાંભળીને ઉત્સાહ વેગથી મારી કપાસની વાડી ૩૦૦ વીઘાંની હતી તે ગાયોને ચરાવી દીધી. તેને જોઇને સગાં વહાલાં વઢવા લાગ્યાં કે–'આ શુ ગાંડપણ કર્યું'?' ત્યારે મેં કહ્યું કે–'મોટા પુરુષને દર્શને જતાં આ ખેતી આડી આવે છે.' એમ સમજાવીને, કાવડ લઇને હાલ્યો તે ગામ જેતપુરમાં રહેલા **રામાનંદ સ્વામી** પાસે આવ્યો. તેમની અદ્ભુત વાતોચિતો શ્રવણ કરીને, તેમનો ભગવાનપણાનો નિશ્ચય કરીને, કાવડના પાણીથી નવરાવીને, પછી હું ત્યાં શાંતિથી રહ્યો, ત્યારે સ્વામીજીએ રાજી થઇને કહ્યું કે–'ભગતજી હવે ઘેર જાઓ' ત્યારે મેં કહ્યું કે–'જો તમો મારે ઘેર પધારો તો હું ઘેર જઉં.' ત્યારે સ્વામીજીએ કહ્યું કે–'અન્નકૂટના ઉત્સવ ઉપર તમારે ત્યાં અવશ્ય આવીશું એમ વચન આપ્યા પછી હું ઘેર ગયો. અને એ સ્વામીજીએ સં. ૧૮૫૨માં અન્નકૂટોત્સવ મારે ઘેર કર્યો તે ઉત્સવ ઉપર **અદ્ભુતાનંદ**[1] સ્વામી એમના **કાકા** સાથે આવ્યા હતા. તેમને સ્વામીએ સ્વશિષ્ય કર્યા. એ રીતે પોતાનું પૂર્વ વૃત્તાંત મહારાજને સંપૂર્ણ કહ્યું કે–'અમે પણ તમારે ત્યાં અન્નકૂટોત્સવ કરવા જરૂર આવીશું' એવું વરદાન મેળવીને **માંચા ખાચર** ઘેર આવ્યા. આ રીતે અનેક પ્રકારનો પોતાનો ચિત્ર ચમત્કાર દેખાડીને ઘણા આસ્તિક લોકોને પોતાનો પરમેશ્વરપણાનો નિશ્ચય કરાવીને, રા. સ્વામીનું ભગવાનપણું

---

[1] આ સ્વામીનો જન્મ ૧૮૩૯ માં થયો ગણાય. કેમકે તેમનો અક્ષરવાસ ૧૯૩૯ માં થયો છે. સો વર્ષનું સંપૂર્ણ જીવન હતું. આ હિસાબે પૂર્વાશ્રમમાં ૧૩–૧૪ વર્ષના હોવા જોઇએ, એથી જ કાકા સાથે આવવાનું કહે છે. રા. સ્વામિના પ્રથમથી ભક્ત હતા એ વાત પ્રસિદ્ધ છે એટલે આ વાત અસંભવિત નથી.

અગાસાવવા માંડયું. આ પ્રકારે અનેક લોકોને સમાધિ દ્વારા આશ્ચર્ય ઉપજાવીને, નિજાશ્રિત કર્યા પછી ત્યાંથી ગામ **ફણેણી** આવ્યા ૨૩

ફણેણી આવ્યા ત્યારે ભુજમાં મુક્તાનંદ મુનિને ખરી ખબર મળી કે–'મહારાજે તો અનેક સામાન્ય જીવોને પણ સદ્ય સમાધિ કરાવે છે અને પારમૈશ્વર્યને પ્રદર્શાવે છે' આથી વિસ્મય પામેલા સ્વામીશ્રી ઉતાવળા આવીને, મહારાજને ઠપકાના રૂપમાં કહેવા લાગ્યા કે 'સત્સંગમાં રહીને બહુ ફેલી થવું નહિ, સમાધિ કાંઈ સહેલી નથી. બહુ દુષ્કર છે.' ત્યારે મહારાજે ધીમેથી કહ્યું કે– **'સ્વામિનારાયણ'** એવા તત્ત્વ નામથી ભજન કરતાં જ સમાધિ થાય છે. 'ગમે તેમ વારસો તો પણ થશે, એમાં અમે શું કરીએ, આ કંઇ ફેલ નથી.' એમ ગુરુ ભાવથી કહીને ભજન કરવા માંડયું. એથી સકળ સભાને સદ્ય સમાધિ થઇ ગઈ, પછી પરીક્ષા કરવા સ્વામીને કહ્યું કે–'હવે તમે આ સમાધિવાળાને જગાડો' ત્યારે જગાડી શકયા નહિ અને સમાધિની સત્યતા સમજ્યા. પછી વિચારવા લાગ્યા કે–'આ મહારાજ તો રા. સ્વામી કરતાં પણ સર્વ પ્રકારે અધિક સમર્થ જણાય છે, પરંતુ ઇષ્ટ સ્વામીને મુકીને આપણે જો ભગવાન્ માનીએ તો આપણે નિશ્ચયમાંથી પડ્યા કહેવાઇએ.' એમ વિચારે છે. એટલાકમાં મહારાજે એક લખમણીયા છોકરાને સમાધિ કરાવીને કહ્યું કે–'તું આ સમાધિમાં ગએલા સર્વેને જગાડ' પછી તેણે તેમ કરવાથી સર્વે સમાધિમાંથી બહાર આવ્યા. બહાર આવેલાને મહારાજે કહ્યું કે–'તમે કેમ બહાર આવ્યા ?' ત્યારે તેમણે કહ્યું કે–'આ લખમણીયાને તમે બહુ સામર્થી આપી છે તે અમને સમાધિમાં રહેવા દેતો નથી.' આવો અતિ અદ્‌ભુત પ્રતાપ પ્રત્યક્ષ પેખીને સ્વામીને બહુ જ મુંઝવણ–ધુંચવણ થઇ છે એમ જાણતાં, મહારાજ સભામાંથી ઊઠીને નાવા પધાર્યા એટલે સર્વ હરિજનો

પણ સાથે ગયા. અને સ્વામી સાથે તો મયારામ ભટ્ટ તથા પર્વતભાઈ નાવા ગયા. રસ્તામાં ચાલતાં ભટ્ટજી અને પર્વતભાઇએ મુ. સ્વામીને કહ્યું કે-'રા. સ્વામી કરતાં આ અત્યધિક સમર્થ છે. આપણે સર્વ જગતના કારણ પરંબ્રહ્મ પુરુષોત્તમપણે જેનું ભજન કરીએ છીએ એજ આ સ્વયં શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ છે' એવી ઘણી વાતો કરી પણ સ્વામી નિઃસંશય થયા નહિ. પછી કૂવા ઉપર ઉતારો કરીને બહિર્ભૂમિ ગયા. ત્યાં એકાંતે રા. સ્વામીએ દર્શન દઇને ખરૂં કહ્યું કે-'આ જે નારાયણમુનિ છે તે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન છે અને હું તો તેમનો ભક્ત ઉદ્ધવજી છું" એવી વાતો તમોને ઘણીવાર કરી છે તો પણ તમારા માન્યામાં કેમ આવતી નથી, એમ જ્યારે ગુરુસ્વામીએ કહ્યું ત્યારે મુ. સ્વામીને શ્રીજીનો ભગવાનપણાનો પાકો નિશ્ચય થયો. પછી મહા હર્ષને પામીને ઉત્સાહપૂર્વક કૂવા ઉપર આવ્યા. ત્યારે સાથેના બંને ગ્રહસ્થ ભક્તોએ પૂછ્યું કે-'તમો મહોત્સાહમગ્ન કેમ થયા છો ?' ત્યારે સ્વામીએ સત્ય કહ્યું કે-'કરનારે મારૂં કામ ન કર્યું હોત તો મોક્ષ બગડી જાત અને બધી તપ ત્યાગાદિ મહેનત એળે જાત' ત્યારે વળી ભોળા ભટ્ટજીએ પૂછ્યું કે-'એ કામ કોણે કેવું કર્યું ?' ત્યારે મુ. સ્વામીએ બધી બનેલી વાત કહી સંભળાવી અને વધુમાં કહ્યુ કે-'ચાલો હવે આપણે ઉતાવળા સ્નાન કરીને જઇએ અને મહારાજની મહાપૂજા કરીને આરતી ઉતારીએ' એમ પરસ્પર વાર્તાલાપ કરતા થકા ઉતાવળા ગામમાં આવ્યા. અને મહારાજ પણ હરિજનો સાથે સ્નાન કરીને આવી રહ્યા અને સભામાં બિરાજમાન થયા. તે સમયે સ્વામી પૂજાની સામગ્રી ચંદન પુષ્પ આદિકને લઇને સભામાં આવીને, મહારાજને ગાદી ઉપર બેસારીને મહા ઉત્સાહથી પૂજા કરી. પછી 'તમે ભગવાને મારૂં આત્યંતિક શ્રેય કર્યું" એમ સવિનય

પ્રાર્થના કરીને, મહારાજ પાસે નીચે આસને બેઠા. એજ સમયે માણાવદરના **આરસી** નામના ઘાંચી ભક્ત બેઠા હતા તેમણે શ્રી. સ્વામીનો એવો પરિપકવ નિશ્ચય કરેલો કે–'સ્વામી વિના બીજા કોઈ ભલે લક્ષ્મીજી જોડે ઝાંઝર ખખડાવતા હોય એવા (લક્ષ્મીપતિ) સમર્થ હોય તો પણ તેને ભગવાન ન જ માનું' એવી દઢ ટેકવાળો હતો, પણ મુક્તાનંદ સ્વામીને મહારાજની નિઃસ્વાર્થ સ્નેહપૂર્વક પૂજા કરતા જોઈને મહારાજનો ભગવાનપણે પાકો નિશ્ચય કર્યો. તે પછી સભામાં જે મુમુક્ષુ બેઠા હતા તેમણે પણ દઢ નિશ્ચય કર્યો. એમ નિશ્ચય કરવાથી સર્વે પરમાનંદ પામ્યા 'આ રીતે ભગવાનનો નિશ્ચય થવો બહુ કઠણ છે એ આ વાતથી સૂચવ્યું. (૨૪)

તે પછી ફણેણીથી ચાલી નિકળેલા મહારાજ, મુક્તાનંદાદિ સાધુઓ સાથે ફરતા ફરતા **બાલા** ગામે આવ્યા. ત્યાં એક **ડોસો કુંભાર** હતો તે વળી ભગવાન થઈને શિષ્યોમાં પૂજાતો હતો. તેને સમાધિ કરાવીને, [illegible] પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવીને પાકો નિશ્ચય કરાવ્યો. ત્યાંથી અ[illegible]ધા ગામ **ગોંડળ** આવ્યા, ત્યાં એક **શેખ-મીયાં** હતા તે ભગવાન થઈને પૂજાતો અને પોતાની લાંબી દાઢી-માંથી અર્ચિમાર્ગ વિના અક્ષરધામનો સીધો માર્ગ બતાવતો હતો. (આ મીયાં તો મોટો ભગવાન કહેવો પડે) તેને પણ સમાધિ દ્વારા અનંત અદ્‌ભુત ઐશ્વર્ય દેખાડીને, તેનું ભગવાનપણું મટાડીને પોતાના સ્વરૂપનો પાકો નિશ્ચય કરાવ્યો. ત્યાંથી હાલ્યા તે ગામ **શરધાર** આવ્યા. ત્યાં **ગોપાળદાસ** નામના, તૈલંગી બ્રાહ્મણ સોળેક વર્ષના રહેતા. તે બહુ મુમુક્ષુ હોઈને મહારાજને દર્શને આવ્યા. એમનો પરમ પ્રતાપ જોઈને એમની પાસે રહ્યા અને એમને મહા-રાજે સાધુ કરીને **ગોપાળનંદ** એવું મંગળ નામ ધરાવીને, તેમને સાથે લઈને અમદાવાદ આવ્યા. શ્રીહરિને આવતા સાંભળીને શહે-

રના સમસ્ત હરિભક્તો સામૈયા સાથે સન્મુખ આવીને, સત્કાર સાથે તેડી લાવ્યા. ત્યાં સંકેત મુજબની મોટી ચાર ગાદીઓ ઠાઠમાઠ સાથેની ગોઠવેલી, તેમાં મોટી ગાદી ગુરુભાઇ **રઘુનાથદાસની** નક્કી હતી. તેની ઉપર ગાદીપતિ શ્રીજી મહારાજ બેસી ગયા, ત્યારે તેના શિષ્યો પૂછવા મંડયા કે–'રઘુનાથદાસની ગાદી કંઈ?' તેને સાંભળીને મહારાજ બોલ્યા કે–'એ તો સર્વ મહેમાનોની સરભરા કરશે' એવું મહારાજનું વિષમ વચન સાંભળીને, રઘુનાથદાસ તો બહુ માની હોવાથી વિમુખ થઈ ગયો, (અહીંથી વિમુખ કરવાની પ્રથા ચાલી) વળી જેતલપુર, ગામડી, અશલાલી, આ ત્રણ ભાવિક ગામોમાં **દેવાનંદ** સ્વામી **ગોવિંદ** સ્વામી અને **રામદાસભાઇ**, આ ત્રણ સમર્થ સાધુઓ ભગવાન થઇને પૂજાતા હતા. તેમને તો મહારાજે બહુ માન આપીને ત્રણ ગાદીઓ ઉપર બેસાર્યા. (એમ ચાર ગાદીઓ પુરી થઇ) આ સમયે શહેરમાંથી મોટા શેઠ શાહુકારો દર્શને આવ્યા, તેમને સદ્ય સમાધિ કરાવીને [illegible] ધામમાં મોકલીને, પોતાનાં અસાધારણ અલૌકિક અશ્વર્યો દેખાડ્યાં. આ રીતે પ્રતિદિન નવો નવો પ્રતાપ અનેક પ્રકારનો બતાવતા. તેને સાંભળીને કેટલાક શાસ્ત્રીઓ પુરાણીઓ વિગેરે ભેગા થઇને મહારાજ પાસે આવ્યા અને પૂછવા લાગ્યા કે–તમે વેદ વેદાંત વ્યાકરણ ન્યાય ભાગવત વિગેરે શાસ્ત્રોને ભણ્યાં છો? ત્યારે મહારાજે ઉત્તરમાં કહ્યું કે–' અમોએ તો એ શાસ્ત્રોનો પુરો અભ્યાસ કર્યો નથી, પણ આ નાના સાધુ ગોપાળાનંદ છે તેમણે બહુ શાસ્ત્રોનો સારો અભ્યાસ કર્યો છે, તમારે કોઈ વિષયમાં પૂછવું હોય તો તેમને પૂછો?' ત્યારે નાનાવિધ વિદ્વાનોએ વિવિધ પ્રકારના અટપટા પ્રશ્નો પૂછ્યા. તેના પૃથક્ પૃથક્ પ્રત્યુત્તરો સંસ્કૃત ભાષાંમાં એ સાધુએ આપ્યા. તેને સાંભળીને અતિ આશ્ચર્યને પામેલા તેઓ બોલ્યા કે–'આટલી નાંની

ઉંમરમાં અને સાધુ દશામાં આટલો બધો શાસ્ત્રાભ્યાસ કયા પ્રખર પંડિત પાસે કર્યો ? તમે કોઈ દેવગુરુ જેવા જણાવ છો.' આવું સાંભળીને તે સાધુ સાચું બોલ્યા કે–'મારા વિદ્યાગુરુ તો આ શ્રીજી મહારાજ છે, તેમની પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો છે' ત્યારે વળી તેઓએ મહારાજને કહ્યું કે–'અમે તમને ખાસ પૂછ્યું ત્યારે આ વાત કેમ ન કહી ?' ત્યારે મહારાજે કહ્યું કે–'પોતાને મુખે પોતાની શ્લાઘા ન કરવી' એવી મર્યાદા હોવાથી અમે એ સ્થિતિએ ના કહી હતી. આ વાતને સાંભળીને પ્રસન્ન થએલા તે પંડિતોએ પૂછ્યું કે–'યોગ શાસ્ત્રમાં ત્રણ પ્રકારની સમાધિ કહી છે, એક તો અષ્ટાંગ યોગના અભ્યાસે કરીને થાય છે, બીજી હઠયોગથી થાય છે, ત્રીજી સહજ સમાધિ મનાય છે, તેમાં સહજ સમાધિ કેવી હશે ? ત્યારે મહારાજે કહ્યું કે–'એ સમાધિ તમને દેખાડીયે' પછી શ્રીજીના કહેવાથી ગોપાળાનંદ સાધુ સમાધિમાં ગયા. પછી મહારાજે વિદ્વાનોને કહ્યું કે–'એમની નાડી જુવો' ત્યારે તેમણે નાડી બરોબર તપાસી, પણ કશું ઠેકાણું મળે નહિ. ત્યારે વળી મહારાજે બીજું કહ્યું કે–'દેવતાનો અંગારો લાવીને મૂકો' ત્યારે તેમણે લાલચોળ ધકધકતો કોલસો લાવીને મેલ્યો. તે ખદબદ થઈને ઓલાઇ ગયો. ત્યારે પરીક્ષક પંડિતોએ નિઃશંક કબૂલ કર્યું કે–આ 'સહજ સમાધિ સાવ સાચી છે' વળી શ્રીજીએ ગો. સાધુને કહ્યું કે–હવે જમણાં નેત્રમાં જીવને લાવો' ત્યારે તેમણે તેમ કર્યું. એમ કરવાથી આંખ ફડક ફડક થવા લાગી. આ રીતે સર્વ શરીરમાં જીવને ફેરવ્યો. આ રીતનું અદ્ભુત અપૂર્વ અલૌકિક યોગૈશ્વર્ય નજરે જોઇને કેટલાક મુમુક્ષુ વિદ્વાનો પ્રગટ પ્રમાણ સ્વા. ના. નું ભજન કરતા થયા. (આનું નામ સહજ સમાધિ કહેવાય) (૨૫)

આ ચાલુ મહાસભામાં ગાદીએ બેઠેલા ગોવિંદસ્વામી તથા

**દેવાનંદસ્વામી** તથા **રામદાસભાઈ** ઉપરોક્ત અદષ્ટ અશ્રુત અદ્ભુત ચમત્કાર નજરે જોઈને, 'આ પ્રગટ ભગવાન્ સ્વયં સાચા છે' એવો નિરુત્થાન નિશ્ચય કરીને, બોલ્યા કે–'હે મહારાજ ! અમે ખોટી રીતે ભગવાન્ થઈને પૂજાયા છીએ અને એને માટે ભોળા લોકોને છેક છેતર્યા છે, (લોકોને છેતરવા એ મહા દોષ છે) તો તેનું ઉચિત પ્રાયશ્ચિત આપો કે જેના કરવાથી અમો એ દોષમાંથી છુટી જઈએ' ત્યારે મહારાજે બહુ વિચારીને કહ્યું કે–'ડુંગળીના ડચકાની માળા કોટમાં ઘાલીને, ચાર ચરણે ચાલીને જે જે ગામમાં ભગવાન થઈને પૂજાયા હો તે ગામમાં ભિક્ષા માગવી અને ભિક્ષા આપવા બાઈ કે ભાઈ જે કોઈ આવે ત્યારે 'હાઉ હાઉ' એમ બોલીને તેની કેડે દોડવું. આ લૌકિક પ્રાયશ્ચિત, શારીરિક કષ્ટ વિનાનું સહેલું સંક્ષિપ્ત છે. ત્યારે તે ત્રણેય જણે તે માન લાજ મૂકીને મહારાજના કહ્યા પ્રમાણે કર્યું. ઉપર પ્રમાણે પોતાનો પ્રબળ પ્રતાપ પ્રત્યક્ષ પ્રદર્શાવીને એ ત્રણેય મહાજનોનું ભગવાનપણું મટાડીને સ્વરૂપનો નિઃશંક નિશ્ચય કરાવ્યો. અને એ મહાસંતો દ્વારા ઉપરનાં ગામોમાં પણ સત્સંગની સ્થાપના કરી (ઉ. સંપ્રદાયના સમારંભમાં આ ત્રણ મહામુનિઓએ અમાવાદ ડભાણ જેતલપુરમાં મહારાજે યજ્ઞાદિ કાર્યો કર્યા છે. એ એમના સામર્થ્યને આભારી છે)

(પ્રસંગાત્ એમની મોટાઈ કહે છે–) આ ગોવિંદ સ્વામી કયા? તો અયોધ્યાપુરીમાં આવેલી પ્રખ્યાત હનુમાનગઢીના નિવાસી હતા. અને ચારસો વૈરાગિઓની જબરી જમાતના મહંત હતા. તે પોતે દ્વારકાંની ફર યાત્રા નિમિત્તે જમાત સાથે જબરા ઠાઠમાઠથી નિકળ્યા. ફરતા ફરતા નાસિક–ત્ર્યંબક થઈને પંઢરપુર આવ્યા. ત્યાં વર્ણિવેષરમણીય શ્રીજીએ બે માસ રહીને, પોતાનો અદ્ભુત ચમત્કાર દેખાડેલો. તેને લોકમુખથી સાંભળીને, ગોવિંદરામના અંતર

માં એમ વિચાર થયો કે-'એ ચમત્કારી વર્ણિને ક્યારે મળું' એના એજ વિચારથી વૈરાગ્યવેગ ઉપડયો, જેથી જમાતને તત્ક્ષણ ત્યજીને રાત્રિએ કોઇ વેરાગી ન જાણે એમ છાનામાના ત્યાંથી ચાલી નિકળ્યા. માર્ગમાં મોહિની સ્વરૂપ દુસ્ત્યજ માયા મળી. તેણીને માથે હીરા માણેક મોતી વિગેરેથી ભરેલી માટલી હતી. તેને માથેથી નીચે ઉતારીને ગોવિંદરામના મુખ આગળ મુકી અને પછી નમ્રતાથી બોલી કે-'આ બધુ ધન તમારૂ છે અને તમે મારા પતિ અને હું તમારી પત્ની અને તમે જેમ કહેશો તેમ અસાંશય કરીશ' આ મનમોહક વચન સાંભળીને, પોતે કંઈપણ બોલ્યા વિના બન્ને આગળ ચાલ્યાં. રસ્તામાં એક ગામ આવ્યું ત્યારે ગોવિંદરામે સ્ત્રીને કહ્યું કે-તમે અહીંયાં બેસો, હું ગામમાં ભિક્ષા માગીને જલદી આવું છુ" એમ મિષ્ટ વાણીથી છેતરીને, વધુમાં વિશ્વાસ વાસ્તે એક વસ્ત્ર પણ મુકીને ત્યાંથી ચાલી નિકળ્યા. **'कनककान्तासूत्रेण वेष्टितं सकलं जगत् । तासु तेषु विरक्तो यः द्विभुजः परमेश्वरः'** આમાં કહ્યા પ્રમાણે આ સ્વામીએ કનક કાન્તાનો ત્યાગ કર્યો. ત્યાંથી ચાલીને ફરતા ફરતા દ્વારકાંની ધારેલી યાત્રા કરીને **લોજ** આવ્યા. ત્યાં રામાનંદ સ્વામીનાં દર્શન કરીને તેમનો ભગવાનપણે નિશ્ચય કરીને ત્યાંજ સ્થિર થઇને રહ્યા. સ્વામીએ સેવાભાવી તેમને સાધુ કરીને, **ગોવિંદસ્વામી** એવું પ્રાતઃસ્મરણીય નામ પાડયું. પછી તેમણે અમદાવાદમાં શ્રીજીનો પૂર્વોક્ત પ્રૌઢ પ્રતાપ પ્રત્યક્ષ દેખીને, તેમનો ભગવાનપણાનો નિઃસંશય નિશ્ચય કરીને, મહારાજે જેમ કહ્યું તેમજ જિંદગી પર્યંત કર્યું. આ રીતે શ્રીજી ઘણા મોટાઓને

(૧) અત્યારે ઘણા ભગવાનો થઈને ભોળા લોકોને છેતરે છે, પણ ભગવાનપણું મુકાવનાર કોઈ સાચો ભગવાન્ મળતો નહિ હોવાથી ઠેઠ સુધી ડીડવાણુ ચાલ્યા કરે છે. પ્રાયશ્ચિત તો કોણ કરે કરાવે એવો સમર્થ છે.

પોતાનો પારમૈશ્ચર્ય પ્રતાપ જાહેરમાં જણાવતા થકા અમદાવાદમાં રહ્યા (૨૬)

ત્યાર પછી મહારાજ અમદાવાદથી સંતો સાથે ચાલ્યા તે ગામ **મેથાણ** થઇને ગામ **કડુ** પધાર્યા. ત્યાંના તળાવ ઉપર બેસીને પટેલ કલ્યાણદાસને ખબર આપવાથી તે મહારાજ માટે ઝટ ગાડુ જોડીને લાવ્યા. એ ગાડામાં મહારાજ તથા મુક્તાનંદ સ્વામી આદિક [illegible] સંતો બેઠા. ત્યાંથી **કેસરીયા** ગામે આવીને એ રાત્રિ રહ્યા. [illegible]એ સેવાસમાગમ માટે પાસે બેઠેલા કલ્યાણદાસે મહારાજને કે–'મને સંપ્રદાયનાં વર્તમાન ધરાવો' ત્યારે મહારાજે પૂછ્યું કે– તમને વર્તમાન નથી ધરાવ્યાં ?' ત્યારે કલ્યાણદાસે કહ્યું કે–ગુરુ રા. સ્વામીએ વર્તમાન પહેલાં ધરાવ્યાં છે ?' ત્યારે વળી મહારાજે ફરી પૂછ્યું કે–'કયો મંત્ર આપ્યો છે ?' ત્યારે તેમણે કહ્યું કે–**'રામકૃષ્ણ ગોવિંદ હરે નારાયણ'** એવું ભજન કરવાનું કહ્યું છે. ત્યારે મહારાજે કલ્યાણભાઈ તથા ડાંગરવાવાળા ડુંગરજી, આ બન્નેને સ્વયં વર્તમાન ધરાવીને 'આજથી **'સ્વામિનારાયણ'** એવા ષડક્ષર નામથી ભજન કરજ્યો' એમ કહ્યું. (આજ કલ્યાણદાસ સાધુ થતાં અદ્ભુતાનંદ નામથી પ્રખ્યાત થયા) કેસરીયાથી ચાલ્યા તે ગામ કારીયાણી આવ્યા. ત્યાં રહીને અન્નકૂટનો મહોત્સવ કર્યો. તે ઉપર માંચાખાચરના સમીપ સંબન્ધવશાત્ ગઢડાના એભલખાચરની બે દીકરીઓ ઉત્સવનાં દર્શન કરવા આવી રહેલી. તેમને પણ મહારાજે પોતાના સ્વરૂપનો અડગ નિશ્ચય કરાવ્યો. પછી ત્યાંથી ચાલ્યા તે ફરતા ફરતા મૂળ સ્થાન લોજ આવ્યા. ત્યાં કેટલાક દિવસો નિરાંતે રહેતાં, એક દિવસે **મગ્નીરામ** નામનો દેવીઉપાસક કે જે કામરૂ દેશની વિદ્યા ભણીને, શારદા દેવીને એવી વશ કરેલી કે મગ્નીરામ સંકલ્પ કરે તો આકાશમાંથી પત્થરનો તથા અગ્નિ વિગેરેનો વર્ષાદ

વર્ષાવવાનો ચમત્કાર જણાવતો. આ દેવીના પ્રતાપથી ઘણાઓને વશ કરીને જમાવેલી જમાત લઇને ઠેઠ પુરુષોત્તમ પુરીથી ફરતો ફરતો આવ્યો. આ મહાતોફાની પોતાની જબરી જમાત સાથે, લોજપુરમાં આવીને પાદરે ઉતારો કરીને તુરત રામાનંદસ્વામીની જાણીતી જગ્યામાં આવ્યો. તે સમયે મહારાજને મોટી સભા ભરીને ગાદીએ બેઠેલા જોઇને જ આવેશથી બોલ્યો કે–'અરે લડકે ! એ ક્યા પાખંડ ચલવતા હે' ત્યારે મહારાજે કહ્યું કે–'તમને જો પાખંડ જણાતો હોય તો ત્યાગ કરી દઇએ ?' ત્યારે તે બળમાં આવીને બોલ્યો કે–'જીવન્મુક્તી ભલી ડરતી હે અને ધીરીધીરી બોલતી હે, અબ તુમારી બાત હે, તુમારી જગ્યાને સમુદ્રમાં ડુબાઉંગા ઓર અગ્નિભી વર્ષાઉંગા' એમ બેફામ બબડવા મંડ્યો. તેને સાંભળીને ગર્વગંજન મહારાજે કહ્યું કે–'જાઓ ! તમારાથી થાય તે બધુ જ કરો, અમને કશો ડર નથી' ત્યારે તે તોફાની બધી તૈયારી કરવા ઉતારાપર ગયો. અને સ્વવશવર્તી દેવીને મંત્રથી સાધી, પરંતુ તેણીને આવતાં જરા વાર લાગતાં, તે દેવીને પણ ભડભડ ગાળો ભાંડવા મંડયો, તે વખતે આવેલી દેવીએ કહ્યું કે–'આમના સાધુના જુના જોડા પડ્યા હશે ત્યાં પણ મારૂ કશું જ ચાલશે નહિ, કેમકે એતો સ્વયં ભગવાન્ છે, તારા માથે મૃત્યુ આવ્યું છે, તો તે ભગવાનના શરણને પામીને સુખી થઈ જા. અને ઇચ્છિત મોક્ષને મેળવી લે' આવી દેવીની સત્ય હિત વાત સાંભળીને પૂર્વભવનું પુણ્ય ઉદય થતાં દેવી પ્રત્યે બોલ્યો કે–'માતાજી હવે તમે પણ જાવ, મારે હવે તમારૂ પણ કશું કામ રહ્યું નથી. તમે મોટી કૃપા કરીને મને ભગવાન ઓળખાવ્યા' એમ દેવીને વિદાય કરીને, પછી જમાતના સાધુઓને પણ કહ્યું કે–'તમારે જો કલ્યાણનો ખપ હોય તો, હું બહુ વઢીને આવ્યો છું તો પણ મારી સાથે ચાલો, આપણને સર્વેને

એ જીવનમુક્તા જરૂર રાખશે, નહિ તો મારા જેવો બીજો ગાંડો-ગાફલ ગુરુ ગોતી કાઢજ્યો, ત્યારે તેમાંના કોઇએ સુદામાપુરી, કોઇએ દ્વારકા પુરી, કોઈ એ ગોદાવરી, એમ જુદું જુદું જણાવીને જતા રહ્યા. એટલે એકલા **મગ્નિરામ** જાયગામાં આવીને, 'નીચી ટેલ મળે તો મોટાં ભાગ્ય' એમ માનીને રાતનાં પડેલાં એઠાં વાસણો ઉટકવા મંડયો ! તેને છેટેથી જોઈ ને મુ. સ્વામીએ મહારાજને સૂચવ્યું કે–' પેલો કાલવાળો તોફાની બાવો તો એઠાં વાસણો માંજવા મંડયો છે' ત્યારે મહારાજે કહ્યું કે–'એ તો વાસણો અજવાળવા જ આવ્યો છે. તે ભલે અજવાળે, તમે ના કહેશો નહિ' પછી મહારાજ બહાર આવીને બેઠા. ત્યારે મગ્નિરામ પાસે આવીને ઘણા દંડવત્ પ્રણામ કરીને વિનયથી બોલ્યો કે–' મારા સમગ્ર ગુન્હા માફ કરો, તમે તો ઈશ્વરમૂર્તિ ક્ષમાશીલ છો, અને હું તો અપરાધી અલ્પ જીવ છું" એમ પોતાના અપરાધની ક્ષમા માગીને બોલ્યો કે–'હવે મને તમે કૃપા કરીને નિજ સેવામાં રાખો, ત્યારે વળી મહારાજે તેને બીજુ અશક્ય કહ્યું કે–' અમારા સાધુ તો અત્યંત નિર્માની હોઇને અમે જેમ કહીએ તેમ કરે એવા સુશીલ છે અને તમો તો મહામાની છો અને આકાશમાંથી અગ્નિ વર્ષાવો એવા ઉદ્ધત છો, તેવા તમારાથી અમારા સાધુંઓ સાથે કેમ રહેવાશે !' ત્યારે વળી મગ્નિરામ વધુ નિર્માન ભાવથી બોલ્યો કે–'તમારા સાધુંઓ કરતાં પણ અધિક નિર્માની થાઉં તો રાખશો ?' ત્યારે મહારાજને પૂરો વિશ્વાસ આવતાં હા કહી. પછી જટાના અભિમાનવાળા તેની જબરી જટા ઉતરાવીને સાધુને જવા આવવાના રસ્તામાં નંખાવીને, વધુ પરીક્ષાર્થે કહ્યું કે–'હાલમાં કેસરીદાસ નામના સાધુંના કોષ હાંકવા રહેશો ?' ત્યારે તેમણે વિના શંકા વિના શરમે કહ્યું કે–'જેમ કહો છો તેમ કરીશ' પછી અપરિચિત

અયોગ્ય એમને કોષ હાંકવાના નિહીન કામમાં મુક્યા. ત્યારે મગ્નિરામ અને મોટાભાઈ (સચ્ચિદાનંદ) બન્ને મિત્ર ભાવથી ખાનગીમાં વાતો કરવા લાગ્યા કે-'આ તો ભગવાનને વચને કરીને કોષ હાંકવાના છે, હરિશ્ચંદ્ર રાજા હતા પણ ભંગીયાને ત્યાં વેચાયા હતા, એમાં કાંઈ હલકાઇ માનવાની નથી'. આવી આજ્ઞાંકિત વાત જાણતાં મહારાજે તત્કાળ તેડાવીને, સાધુ કર્યા અને '**અદ્વૈતાનંદ** દેવીવાળા' એવું વિશિષ્ટ નામ પાડયું. અને મોટાભાઈનું '**સચ્ચિદાનંદ**' એવું સર્વોત્તમ નામ પાડયું. ઉપર પ્રમાણે અનેક પ્રકારે કપરી પરીક્ષા કરી, તો પણ પાછા નહિ પડતાં મગ્નિરામ અંતે રામરૂપ શ્રીહરિને વિષે નિમગ્ન થઈ ગયા. આ રીતે ગુરુસ્થાન લોજ માં રહીને, પોતાનો અપરંપાર પારમૈશ્વર્ય પ્રતાપ પ્રદર્શાવીને, ત્યાંથી ચાલ્યા તે ગામ અલૈયા મોડા થઇને **ભુજનગર** પધાર્યા, ત્યાં સુતાર સુંદરજી તથા હીરજીભાઇને ઘેર ઉતર્યા. અને તે બન્ને ભાઇઓને સમાધિ દ્વારા પોતાનું અતકર્ય ઐશ્વર્ય દર્શાવીને, પોતાના દૃઢ નિશ્ચયવાળા કરતા થકા ત્યાં સુખશાંતિથી રહ્યા (૨૭)

તે સમયે ભુજના રાજાના કારભારી **જગજીવન** નામે હતા, તે જાતે **નાગર** હતા. તે પોતે સત્સંગ વિરોધી હતા અને એની **સ્ત્રી** તથા **બ્હેન** બન્ને દૃઢ સત્સંગી હતાં. આ કારણથી એમની ઉપર પણ મર્યાદા મુકીને ઈર્ષ્યા કરતા અને એમને બાળવા માટે ચાકર કે કોઈ ક્ષુદ્ર હોય તેને પણ 'સહજાનંદ' એવા અપમાનભર્યા નામથી બોલાવીને, બહુ જ હલકું કામ કરવાનું પણ કહેતો. એક વખત બે વેશ્યાઓને બોલાવીને સમજાવીને, સુંદરજી-હીરજીને ઘેર મોકલી. તેઓ ઘરમાં મહારાજ પાસે આવીને પોતાની જાતિની ચિત્ર ચેષ્ટાઓ કરવા મંડી. તેને જોઇને મહારાજ બોલ્યા કે-'શરમ મર્યાદાને મુકીને વેશ્યાઓ થઇને આવી દુષ્ક્રિયાઓને અહર્નિશ કરો છો,

તેથી જમપુરીનો માર ખાઇને મરી જશો તો પણ છુટકો થવાનો નથી' ત્યારે તે વંઠેલ વેશ્યાઓ બળથી બોલી કે–'જમપુરી વળી કેવી હોય? એ તો એક ભોળા લોકોને છેતરવા માટે તુત ઉભુ કર્યું છે' ત્યારે તે નાસ્તિકીઓને સમાધિ કરાવીને જમપુરીમાં મોકલી. ત્યાં એક કલ્લાક રાખી. ત્યાં તો 'મારો મારો, કાપો કાપો, ખાવો ખાવો' એવા ભયંકર ભુંડા શબ્દોને સાંભળીને, તેમજ એવું બીજુ ભયાનક દૃશ્ય દેખીને અત્યંત ત્રાસ પામીને, મહારાજની મરજી થતાં બારણે આવીને બોલી કે–'હે મહારાજ! આ બહુ દુઃખ અસહ્ય છે, એ દુઃખ કોઈ રીતે મટે અને સુખ મળે એવો ઉપાય બતાવો?' ત્યારે દયાળુ મહારાજે સહેલો ઉપાય બતાવ્યો કે–'આ સર્વથા નીચ ધંધો છોડીને પુરુષમાત્રને ભાઈ બાપ જેવા માનીને 'સ્વામિનારાયણ' એવા મંગળ નામથી ભજન કરો તો એ દુઃખ ટળે એટલે મુમુક્ષુ વેશ્યાઓએ તેમ કરવા તત્પરતા જણાવી. એટલે એમને સમાધિ દ્વારા સુખસમુદ્ર અક્ષરધામ દેખાડયું. પછી તે વેશ્યાઓ પિંગળા વેશ્યા કે જેમાંથી દત્તાત્રેયમુનિએ ગુણ ગ્રહણ કર્યો હતો તેની પેઠે પોતાનો પાપધંધો છોડીને સત્સંગી થઈ. પછી દ્વેષી જગજીવન પાસે આવીને, ઉપરની અણગમતી બધી વાત કહેતાં તો બમણો દ્વેષ કરવા લાગ્યો અને ખુબ ખીજાઇને બોલ્યો કે–'બે ઘરની તો હતી જ અને આ બે બીજી થતાં ચાર થઈ' માટે હવે તો 'સ્વા. ના. ને ગામમાંથી કાઢી મુકવાનો જ ઉપાય કરવો આવો દુષ્ટ વિચાર મહારાજે અંતર્યામિપણે જાણ્યો.

પછી પોતે બન્ને સુતારભાઇઓના ફળીયામાં ઢોલીયા ઉપર પોઢ્યા હતા તેવા વખતે મહારાજ પાસે **ગંગારામ** મલ્લ આવીને પગે લાગ્યા. તેમણે કેટલાક સાધુઓને મહારાજના કોમળ ચરણ ચાંપતા જોઈ, એવો સંકલ્પ કર્યો કે–'આ બધા દુબળા સાધુઓ

બરાબર દાબતા નથી અને ગુરુનો મહિમા ખોટો વધારવા ધીમે ધીમે દાબે છે, પણ જો મને દાબવાનું કહે તો હાડકે હાડકું ભાંગી નાંખું" આ અશુભ સંકલ્પ મહારાજે અંતર્યામિપણે જાણીને, પાસે બેઠેલા સુંદરજીને પૂછયું કે–'આ કોણ છે?' ત્યારે તેમણે ઓળખાણ આપ્યું કે–'આ તો રાજાના મલ્લ છે અને એ બસો મલ્લોના મોટેરા છે?' ત્યારે મહારાજે કહ્યું કે–'અમારૂં કળતર કાઢે તો એમનું બહુ સારૂં થશે.' ત્યારે ગંગારામ હા કહીને તત્કાળ મહારાજને જેટલા હતા એવા સમગ્ર બળથી દાબવા મંડયા. જેમ જેમ ભાર દેતા જાય તેમ તેમ 'ખુબ દાબો' એમ મહારાજ બોલે. એમ ખુબ દાબતાં ગંગારામને શરીરે પરસેવાના ઝેબેઝેબ છુટયા અને થાકીને વિરામ પામ્યા. તો પણ મનમાં વિચાર્યું કે–'આમને દબાવવાનો બહુ હેવા પડી ગયો હોવાથી ભારને સહન કરે છે, પણ જો મારી સાથે કુસ્તાઇ કરે તો હાડકે હાડકાં ભાગી નાંખું' એવો ઊંડો સંકલ્પ જાણીને મહારાજે સુંદરજીને ઉદ્દેશીને પૂર્વકથા કહેવા માંડી કે–'અમે બાલ્ય વયમાં અયોધ્યામાં રહેતા. ત્યાં એક મલ્લ મહાબળીયો હતો, તે બાર હાથની લાંબી સાંકળ પગે બાંધીને આવતો હતો, તેને અમે પછવાડેથી પગ મેલીએ ત્યારે અચકાઇને ઉભો રહે અને પાછો વળીને અમને મારવા દોડે. એમ પ્રતિદિન કનડતાં એ મલ્લ એક દિવસ સામો આવ્યો. તેને જોઇને ખભા ખુબ ઠોકયા. તેને જોઇને મલ્લને બહુ રીષ ચઢી અને પછી દોડતો આવીને અમારા બે હાથનાં કાંડાએ વળગ્યો. પછી એને અમે બે કાંડાં પકડીને ઉંચો કર્યો અને તેનાં કાંડાં ભાગી નાખ્યાં, એટલે તે મલ્લ રડવા મંડયો અને અમારા મોટાભાઈ રામપ્રતાપજી પાસે જઇને ફરીયાદ કરી કે –'તમારા ઘનશ્યામે મારાં કાંડાં ભાગી નાખ્યાં. ત્યારે મોટાભાઈ બીજાને ઉદ્દેશીને બોલ્યા કે–'ભાઇઓ! સાંભળો, આ મદોન્મત્ત મલ્લ-

ને આ નાના ઘનશ્યામ મારે એ વાત બરોબર બંધ બેસતી છે ?' ત્યારે અજ્ઞાત સર્વેએ કહ્યું કે-'એ વાત માન્યામાં આવતી નથી.' પછી તે મલ્લ કોપાઈમાન થઈને ઘેર જઈને બીજા મલ્લોને વાત કરી કે-'આ ઘનશ્યામ બહુ નાનો છે પણ બળીયો છે, માટે એને કોઈ રીતે પકડીને મારવો' પછી એક દિવસ બધા મલ્લો જાબુડાં ખાવા ગયા. અમે પણ ત્યાં અમારા બરોબરીયા ચાર પાંચ છોકરાઓને લઈને ગયા. અને તે મલ્લો પાસે જાંબુડાં માગ્યાં. ત્યારે તે બોલ્યા કે-'તમારા માટે જ અમે ચઢ્યા છીએ' ઝાડ ઉપર ન ચઢી શકે એવા નાના બાળકોને આપવાં જોઈએ એ નૈતિક વાત છે, છતાં નહિ આપવાથી અમે નીચે ટોપલામાં જાંબુડાં ભર્યાં હતાં તે વેરી નાંખ્યાં અને છોકરાઓને કહ્યું કે-'આ બધાં જાંબુડાં ખાઓ' ત્યારે તે મલ્લો જાંબુડાં ઉપરથી અમને મારવા માટે નીચે ઉતરવા ગયા. ત્યાં તો અમે જેટલાં ઝાડ હતાં તેટલા રૂપે થઈને બધાં થડને હલાવ્યાં, તેથી તે મલ્લો ધબોધબ હેઠા પડયા. તેમાં તો કોઈનો હાથ પગ તો, કોઈનાં બીજાં અંગો ભાગ્યાં. પછી એમને ખાટલામાં નાંખીને ઘેર લાવ્યા. અને રામપ્રતાપને ફરીયાદ કરી કે-'તમારા ઘનશ્યામે તો અમારા બધાનાં હાડકાં ભાગી નાંખ્યાં.' તેને સાંભળીને ભાઈ બોલ્યા કે-'આ વાત મને તો શું ? પણ કોઈના માન્યામાં આવે એવી નથી. તમે તદ્દન જુઠું બોલો છો' તેને સાંભળીને ઢીલે મોંઢે બધા મલ્લો ઘેર ગયા. ઈત્યાદિ બધી દિવ્ય પ્રતાપભરી વાત કહી સંભળાવી તથાપિ ગંગારામે મહારાજને કહ્યું કે-'તમને કુસ્તાઈ કરતાં આવડે છે ?' ત્યારે મહારાજે હા પાડી. ત્યારે તેમણે ફરી પૂછયું કે-'મારી સાથે કુસ્તાઈ કરી શકશો ? ત્યારે પણ મહારાજે હા પાડી. ત્યારે ગંગારામે કહ્યું કે-'ચાલો ત્યારે પ્રસિદ્ધ મલ્લ અખાડામાં જઈએ અને લોકોને જોતાં કૂસ્તાઈ કરીએ' આ વિસ્મયકારી વાત સાંભળીને

ઘણા લોકો ત્યાં જોવા આવ્યા. આ મલ્લયુદ્ધ તો સમાનમાં શોભે પણ અસમાનમાં શોભે નહિ. છતાં ચલાવ્યું. પછી મહારાજ અને ગંગારામ બન્ને કુસ્તાઇ કરવા મંડયા. તેમાં ગંગારામે મહારાજને માથા ઉપર ફેરવીને નાંખી દીધા. ત્યારે મહારાજ ફરીને ગંગારામના મુખ આગળ આવીને ઉભા રહ્યા. બહુ કુસ્તાઇ પરસ્પર કરી. મલ્લ-રમતમાં એવો ધારો છે કે–'છતાપાટ પડે તો તે હાર્યો કહેવાય.' તેને અનુસરીને ગંગારામ મહારાજને ચતા પાડવા બે પગ પકડી ઉપાડીને હેઠે નાંખવા જાય છે ત્યાં તો મહારાજે તો એ મલ્લની છાંતીમાં બે ચરણ મેલ્યાં. તેથી તે મલ્લ નીચે પડી ગયા અને મોંઢે ફીણ આવી ગયું અને મુખમાં ધૂળ ભરાઇ ગઈ. પછી મહારાજ તો મનુષ્ય ચરિત્ર કરવા મંડયા કે 'આ ગંગારામને તો કાંઇ કુસ્તાઇ કરતા આવડતી જણાતી નથી.' અને વધુમાં કહ્યું કે–'મરી જશે કે શું ?' એમ પ્રેક્ષક લોકોને કહીને પછી મહારાજે 'હે ગંગારામ!' એમ બહું જોરથી બોલાવ્યા ત્યારે તે મૂર્છાથી જાગીને ધીમેથી બોલ્યા કે–'તમે તો ચાણુર મૂષ્ટિક બલ તોસલ આદિક મોટા મલ્લોને પૂર્વા-વતારમાં મારનારા શ્રીકૃષ્ણસ્વરૂપ છો. તે તમારી આગળ મારી જીવની શી ગણતી?' આ રીતે અલૌકિક અદ્‌ભુત ઐશ્વર્ય સર્વ લોક-સાક્ષિક દર્શાવીને, તેમને રામાનંદ સ્વામીનો ભગવાનપણાનો નિશ્ચય હતો તેને મટાડીને પોતાનો પરમેશ્વરસ્વરૂપનો નિશ્ચય પાકો કરાવ્યો અને બીજા લોકો પણ આ પ્રત્યક્ષ પ્રતાપને જોઇને મહારાજના અનન્ય આશ્રિતો થયા અને પ્રગટ પ્રમાણ મહારાજનું ભજન કરવા લાગ્યા (૨૮)

આ મલ્લરમત રમુજી પત્યા પછી મહારાજ અખાડામાંથી સુંદરજીને ઘેર આવ્યા. એ સમયે ઋષી જગજીવને પૂછાવ્યું કે–'સ્વા. ના. તમારે ઘેર છે ? ત્યારે મહારાજે સુંદરજી પાસે 'મારે ઘેર નથી

એમ કહેવરાવ્યું. પછી જાણે ભય પામ્યા હોય ને શું ? એમ સુંદરજી ને કહ્યું કે–'હવે મને કોઇ ન જાણે એમ ઘરના મેડા ઉપર સંતાડો.' એમ કહીને પોતે જ ઉતાવળા મેડા ઉપર ચઢીને સંતાઇ ગયા. ત્યાં આવેલા જગજીવને સુંદરજીને બીજું કાંઇ પણ નહિ પૂછતાં, 'તમે સ્વામિનારાયણને કેવા સમજો છો ? એમ પૂછ્યું ત્યારે ભયને લીધે તેમણે ભગવાન નહિ કહેતાં, 'મોટા પુરૂષ છે' એમ ન્યૂન કહ્યું. તેને સાંભળીને મહારાજ તો એકદમ મેડા ઉપરથી ઉતરીને જગજીવન સામા બેસીને બોલ્યા કે–' આ જાતના સુતાર, ભગવાનની રહસ્ય વાતમાં શું સમજે ? હું શ્રીકૃષ્ણ ભગવાન છું અને તેથી રાધા લક્ષ્મીનો પતિ પણ છું અને તેથી જ જગતમાં મારૂ જ ધાર્યું થાય છે, એમ તમે નિશ્ચયથી જાણો' આવાં વિસ્મયજનક વચનો સાંભળીને, તે સંબંધી ચર્ચા મહારાજ સાથે નહિ કરતાં, સુંદરજીને કહ્યું કે–'સ્વા. ના. અહી નથી એમ કહેતા હતા, પણ આ એકદમ ક્યાંથી નિસર્યા, માટે તમે જુઠાબોલા ઠર્યા. હવે તમે જો સ્વા. ના. ને ઘેર રાખશો તો તમારાં ઘરો લુંટાશે' એમ બિવરાવીને તે તો ઘેર ગયો અને એનો ઉદ્યમ કરવા મંડયો. આ વિષમ વાતને જાણીને સુંદરજીએ મહારાજને કહ્યું કે–'હમણાં તમે બીજે ઠેકાણે જાવ તો સારૂ' ત્યારે મહારાજ ચોકમાં જઇને બોલ્યા કે–' માગવાથી તમને અમે વર આપ્યો છે કે–'તમે કહો ત્યાં સુધી રહેવું ?' હવે તમે ના કહો તો બીજે જઇએ. ત્યારે સુંદરજીએ 'બીજે જાઓ' એમ જગજીવનની બ્હીકને લીધે કહ્યું. એ જ અતિ વિષમ સમયે **ગંગારામ** મલ્લ મહારાજનાં દર્શન કરવા અપ્રેરિત આવ્યા અને મહારાજને તૈયાર થઇને બેઠેલા દીઠા. એથી એમણે પૂછ્યું કે–' કેમ જવાની એકદમ તૈયારી કરી ?' ત્યારે મહારાજે બનેલી બધી બીના કહી. તેને સાંભળીને મહાસમર્થ ગંગારામે કહ્યું કે–' મારે ખસે બેસો, અમે બસો

મલ્લ છીએ તે એક એક મલ્લ વીશ વીશ મનુષ્યને થેડ મારીશું અને તમને કશી જ ઈજા આવવા દઈશું નહિ.' એમ જબરી હિમત્ય આપીને, મહારાજને પોતાને ઘેર લઈ જતા હતા, એટલાકમાં જગજીવનનાં ઘરનાંએ આ પતિકૃત ઉપાધિ જાણીને મહારાજ માટે તુરત રથ મોકલ્યો. તેમાં બેસીને તેની હવેલી આગળ થઈને 'ગંગારામને ઘેર ક્ષેમકુશળ પધાર્યા. એ રથને જોઈને ઉપાધિખોર જગજીવને ઘરનાંને પૂછ્યું કે–'આપણો રથ ક્યાં ગયો ?' ત્યારે તેની બ્હેને સત્ય કહ્યું કે–'સ્વા. ના. ભગવાન્ ગંગારામને ઘેર પધારે છે તેમને મૂકવા માટે મોકલ્યો છે' એવું સાંભળીને, 'ઘર ફુટે ત્યાં ધણી શું કરે ?' એ કહેવતે બન્ને ભક્તાણી ભાર્યા–ભગિનીને કશુંજ વિષમ નહિ કહેતાં, ગંગારામ ઉપર કોપાવિષ્ટ થઈને, તેમનાં ઘરાં લુંટવા હલ્લાંને મોકલી અને કહેવરાવ્યું કે–'જો સ્વા. ના. ને ઘેરથી નહિ કાઢી મુકો તો તમારાં ઘરાં લુંટશે'. આ અસહ્ય વાત સાભળીને શૂરવીર ગંગારામ, ઢાલ તરવાર બાંધીને સામા લડવા તૈયાર થઈને મહારાજને છેલ્લા પગે લાગીને બોલ્યા કે–'હવે વહેલા તેડવા આવજ્યો' એમ કહીને હલ્લાંને નિર્ભયપણે કહ્યું કે–'તમારે ઘરાં લુંટવા આવવું હોય તો ભલે આવો. અમો તમારી સામા જાતિના મદોન્મત મલ્લો છીએ' એમ આકરું કહીને, પોતાના ભાઈ કે જે રાજાના કારભારી ફતેહમંદ પાસે બેઠા હતા તેમને મનુષ્ય મોકલીને કહેવરાવ્યું કે–'તમારા ભાઈનાં ઘરો લુંટે છે, ' તમે કેમ બેસી રહ્યા છો ' આ અસહ્ય વાતને સાંભળીને તે તત્ક્ષણ ઉઠ્યા. ત્યારે તેમના પ્રત્યે **ફતેહમંદ** બોલ્યા કે–' કેમ એકદમ ઉઠ્યા ?' ત્યારે તેમણે કહ્યું કે–"તમને રાઈધણજીએ ઝેર પાયેલી તરવારનો ઝટકો માર્યો હતો, તેનો ઘા બહુ ઉપાયો કરતાં પણ રૂઝાતો ન હતો, તે રામાનંદ સ્વામીએ ઓષધ કરીને રૂઝાવ્યો હતો. ( સ્વામી વૈદ્યું

પણ કરતા જણાય છે ) તે ઉપકારકર્તા સ્વામીના શિષ્ય ગાદીપતિ સ્વા. ના. અમારે ઘેર આવ્યા છે, તે ખુદા કહેવાય છે, તેમની ઉપરના દ્વેષને લીધે કારભારી જગજીવને નિરપરાધિ અમારાં ઘરો લુંટાવે છે, માટે ભાઈની મદદે ઘેર જઉં છું" આવી ઉદ્ધતાઇ સાંભળીને ફતેહમંદ બોલ્યા કે–'કેના હુકમથી ઘરો લુંટે છે? એમ બોલીને, બે અશ્વારોને મોકલીને 'હુકમ વિના ઘરાં નહિ લુંટાય' એમ કહેવરાવ્યું. ત્યારે જગજીવને ન છૂટકે ઘરાં લુંટવાનું બંધ રાખ્યું. એમ આ ઉપાધિ મહારાજની અનુકંપાથી બંધ પડી અને ગંગારામ મલ્લ ફતેહમંદ થયા.

આ ઉપાધિ મટી જતાં, મહારાજશ્રીએ સુંદરજીને ઘેર જઇને કહ્યું કે–'હવે તમે સાધુ થાવ' ત્યારે તેમણે વિચારીને કહ્યું કે–'જેને ગામમાં રહેવાનું ઘર ન હોય અને જેને સીમમાં ખેડવાનું ખેતર ન હોય અને ખાવાનું અન્ન ન મળતું હોય તે '**असमर्थो भवेत्साधुः**' એ કહેવતે સાધુ થાય. અમે તો રાજાના કારભારી હોઇને સર્વ પ્રકારે સમૃદ્ધ સુખી હોવાથી શા માટે સાધુ થઇએ?' આ અયોગ્ય વચન ઉપર મહારાજે **ધમકડા** જઇને નામનિર્દેશ સાથે કાગળ લખાવ્યો કે-'ગામ કારીયાણીના માંચાખાચરનું નામ **અચ્યુતાનંદ**, ગામ ઝીંઝાવદરના અલૈયા ખાચરનું નામ **નિષ્કામાનંદ**, ગામ સીયાણીના લાધા શેઠનું **યોગેશ્વરાનંદ**, ગામ મેથાણના અજાપટેલનું નામ **પૂર્ણાનંદ**, ગામ બંધીયાના રાજા મૂળુભાઈનું નામ **ત્યાગાનંદ**, ગામ બોટાદના માતરા ધાધલનું નામ **નિર્માનાનંદ**, ઇત્યાદિ કર્મયોગી કે સાંખ્યયોગી હરિજનો જેનાથી નીકળાય તે ખુશીથી ગૃહત્યાગ કરીને નિકળજ્યો, અમારૂ ઘણું ગમતું છે, રાજાનો કુંવર હોય એને તો એમ કહેવું કે–'તમે તો ઘેર રહો' છતાં નિકળે તો એની કાંઈ ઉપાધિ થશે તો અમે ભોગવીશું. અને સાધુ થઇને કાશીની

યાત્રાએ જજ્યો.' (આ અસલ કાગળ ઉપલબ્ધ નથી. એની વાતો વિવિધ રીતે વિસ્તરી દેખાય છે) એવો કાગળ લખીને કોઈ માણસ દ્વારા કાકીયાવાડમાં મોકલાવ્યો અને પોતે ભુજનગર પધાર્યા ૨૯

ભુજ પધારેલા મહારાજે 'તેરે ઘેર ધામા' એ કહેવત પ્રમાણે આ ફેરે તો જગજીવનની વાડીમાં જ ઉતારો કર્યો અને એને જ ઘેર ખબર મોકલાવી કે–'સ્વા. ના. આવ્યા છે અને તે ભુખ્યા છે' એટલે એનાં ઘરનાં બાઈ અને બ્હેન બન્ને મળીને થાળ બનાવીને ચાલ્યાં, તેમને જોઈને જગજીવને ઘણાં રોકયાં પણ નહિ રોકાઈને મહારાજ પાસે જઈને થાળ જમાડયો. જમી રહ્યા પછી મહારાજે તેમને કહ્યું કે–'હવે તમે ઘેર જાઓ.' ત્યારે તેમણે કહ્યું કે–'ઘેર તો તોડી ફોડીને આવ્યાં છીએ.' ત્યારે મહારાજે કહ્યું કે–'નાડી પ્રાણ કેના હાથમાં છે?' પછી તેણીઓ બહુ રાજી થઈને પોતાને ઘેર ગઈ઼ઓ, પણ સ્ત્રીવશ જગજીવન કશું બોલી શકયો નહિ, 'જેમ કૃષ્ણાવતારમાં ભક્ત ઋષિપત્નીઓ થાળ લઈને જઈને શ્રીકૃષ્ણને જમાડીને પાછી આવીઓ, તો પણ ઋષિઓ કશું બોલી શકયા નહિ એમ. (જે સ્થળે થાળ જમ્યા હતા તે સ્થળે હાલ બેઠક છે) પછી મહારાજ એકાકી ચાલ્યા તે ગઢડા આવ્યા અને ઘેલા નદીને કાંઠે ઉભા રહીને, દાદા-ખાચરની બ્હેનોને ખબર કરી કે–'જે બાવા તમને કારીયાણી મળ્યા હતા તે આવ્યા છે' આ વહાલી વાતને સાંભળીને, ચારેય બ્હેનોએ મળીને એક વિચાર કર્યો કે–'એમને દરબારમાં તેડી લાવીએ' પછી પાણી ભરવા ચાલીઓ, તે મહારાજ પાસે આવીને પોતાના જેવાં વસ્ત્રો પહેરાવીને દરબારમાં તેડી લાવીઓ. આ બાબત બ્રહ્માનંદ-મુનિએ કીર્તનમાં સંક્ષેપથી 'ત્યારે શ્વેત વસ્ત્ર ઉતાર્યાં રે, ગોપી બનીયા ગિરિધારી, વહાલે લાલ વસ્ત્ર તન ધાર્યાં રે, ગોપી બનીયા

ગિરધારી, પહેર્યો ઘાઘરડો ઘેરાવો રે, ગોપી બનીયા ગિરધારી" આ રીતે આણી છે. પછી તેણીઓએ મહારાજને દરબારમાં રાખ્યા અને મહારાજે દિવ્ય વાતો કરીને પોતાના પરસ્વરૂપનો પાકો નિશ્ચય કરાવ્યો. પછી એમના આગ્રહથી દોઢ માસ સુધી છાના રહ્યા. એક દિવસ પિતા એભલ ખાચરને એવી ખબર મળી કે, 'દરબારમાં કોઈ પુરુષ રહે છે?' પછી જીવુબાને બોલાવીને પૂછ્યું કે–'આપણા દરબારમાં કોઈ પુરુષ છે?' ત્યારે જીવુબાએ કહ્યું કે–'બાપાજી! કોઈ પુરુષ નથી' એમ કહીને પછી મહારાજને આથમણી બાજુએ રામજી મંદિરમાં બેસારીને, પાછાં આવીને, બાપાને જીવુબાએ પોતાની સાથે તેડી જઈને આખા દરબારમાં ફેરવ્યા અને કહ્યું કે–જુવો બાપા! કોઈ પુરુષ નથી, તમોને કોઈએ ખોટું ભરવ્યું હશે? એમ કહેતાં બાપાજી ચાલ્યા ગયા. પછી મહારાજને દરબારમાં પાછા લાવ્યાં. પછી મહારાજે પોતાની પાસેથી પૂજવાના લાલજી જીવુબાને આપ્યા. તેમની પૂજા નિત્ય જીવુબા ભક્તિભાવથી કરતાં. તેને જોઈને એભલ ખાચરે હેતથી કહ્યું કે–'હે બહેન! 'તમે બાળપણામાં આ શું ટીખળ લઈ બેઠાં છો? તેને મુકી દ્યો, મોટાં થાઓ ત્યારે પૂજજ્યો' આ અશક્ય વાતને સાંભળીને જીવુબાએ કહ્યું કે–'બાપાજી! આ મૂર્તિ તો મુકી દેવા જેવી નથી, એતો અતિ ચમત્કારી છે' ત્યારે વળી બાપાએ કહ્યું કે–'એમાં એવો શો ચમત્કાર છે? કે જેથી મેલ્યા જેવી નથી એમ કહો છો?' એવી વાતને સાંભળીને જીવુબાએ બાપાજીના દેખતાં જ દુધ સાકરનો કટોરો લાલજી આગળ ધર્યો. તેને લાલજી પાન કરી ગયા. તેને પ્રત્યક્ષ જોઈને બાપાશ્રી બોલ્યા કે–'ધન્ય છે તમારી ભક્તિને? તમે મનુષ્ય નહિ પણ કોઈક દેવ છો!' પછી રાજી થઈને બાપાજી ડેલીએ જઈ બેઠા. આવો દિવ્ય ચમત્કાર લાલજી [illegible]મહારાજે દર્શાવ્યો. (આ દુધસાકર પાન કરી જનારા લાલજી

હાલ ગઢડામાં છે) આવો ચિત્ર ચમત્કાર જણાવીને મહારાજશ્રી ત્યાંથી એકલા ચાલી નિકળ્યા (૩૦)

ગઢડાથી ચાલેલા મહારાજ કારીયાણી આવી રહ્યા છે. તે સમયે ગામ ખાંણ્યના રહેવાસી લાડુ બારોટ (બ્રહ્માનંદ સ્વામી) ફરતા ફરતા ભાવનગર આવ્યા. ત્યાંના રાજા વજેસિંહનું પ્રશંસાપર કવિત કરીને સ્વમુખે બોલ્યા. તેને સાંભળીને બહુ રાજી થએલા દરબારે **प्रशंसितः किं न करोति कार्यं**' એ કહેવતે ૧૮૦૦ અઢારસો રૂપીયા રોકડા અને બીજો કેટલોક રાજેશ્રી સામાન આપ્યો. તેને લઈને આવતાં રસ્તામાં વિચાર થયો કે–'આ રોકડાને સાચવવાની બહુ મહેનત અને દુઃખ છે, એનાં કરતાં કોઈ સારો દાગીનો ઘડનારો મળે તો દાગીનો કરાવીને આપણા દેશમાં લઈ જઇએ' આ મોહને લીધે જે જે ગામ જાય ત્યાં એની એજ વાત પૂછ્યા કરતા. એમ પૂછતા થકા ગામ કુંડળમાં અમરા પટનગરના દરબારમાં એ જ વાત પૂછી. ત્યારે તેમણે કહ્યું કે–'ભુજમાં સ્વા. ના. ના શિષ્ય સુંદરજી હીરજી છે તે સારો સાચો દાગીનો ઘડે છે, પણ જો તે સ્વા. ના. ની ભલામણ હોય તોજ ઘડી આપે છે. આ વાત સાંભળીને લાડુએ પૂછ્યું કે–એ સ્વા. ના. ક્યાં છે? ત્યારે અમરાએ કહ્યું કે–'એ તો સમીપમાં કારીયાણી રહે છે' તેને સાંભળીને સારા દાગીનાની લગ્નિવશ બારોટ કારીયાણી આવ્યા અને મહારાજને મળ્યા અને વાત કરી કે–'અમારે એક સારો દાગીનો ઘડાવવો છે, તો તમારા શિષ્ય સુંદરજી ઉપર ભલામણ પત્ર લખી આપો' ત્યારે મહારાજે લખી આપ્યો અને એમાં એવો મર્મ લખ્યો કે–'તમે કવિ છો અને આ કવિરાજ છે. હાથી ખુંત્યો હોય તો હાથીએ જ કાઢી શકાય, બીજા દુર્બળથી નહિ. માટે છ માસ ઘેર રાખીને અને ઘરના રોટલા દાળ ખવરાવીને પણ એવો સારો ઘાટ ઘડજ્યો કે

ફરીથી ઉત્થાન થાય નહિ.' આવો મર્મ ભરેલો કાગળ લખીને લાડુ બારોટના હાથમાં આપ્યો. આ પત્રને લઇને બીજે કાંઈ નહિ રોકાતાં ભુજ ગયા. અને ત્યાંના રાજાનું પ્રશંસાપર કાવ્ય કહીને સ્વશૈલીથી ગાતાં, પ્રસન્ન રાજાએ ૧૪૦૦, ચૌદશો રૂપીયા રોકડા આપ્યા. તેને લઇને સુંદરજીને સુંદર ઘેર જઇને રહ્યા. સ્વા. ના.ના ગુણ ઐશ્વર્ય વર્ણવીને તત્પરાયણ કરી દીધા. મહારાજશ્રી થોડા દહાડા રહીને કારીયાણીથી નીકળીને ગામ અલૈયા માંડા થઇને ભક્ત ગામોમાં વિચરતા થકા ભુજ પધાર્યા. સુંદરજીને ઘેર લાડુ બારોટ મળ્યા અને દર્શનાદિ કર્યાં, પત્રમાં લખ્યા મુજબ સુંદરજીએ જેમનો સુંદર ઘાટ ઘડીને તૈયાર કરી મુક્યા હતા તે લાડુ બારોટને સાધુ કર્યા અને બ્રહ્મ જે શ્રીહરિ તેના આનંદવાળા હોવાથી **બ્રહ્માનંદ** એવું સાર્થક ભવ્ય નામ પાડયું. આ રીતે મારવાડ દેશ, ખાંણ ગામ, લાડુ બારોટ નામ, ઇત્યાદિ મોહનો ત્યાગ કરાવીને પારલૌકિક બ્રહ્માનંદના રસિક બનાવી દીધા. અને શ્રીહરિપર કાવ્યકર્તા થઇ ગયા. (રોકડા રૂપીયા વિગેરેની શી દશા થઇ હોય તે જાણવામાં નથી.)

કવિવર લાડુ બારોટનો ઘટિત ઘાટ ઘડ્યા પછી, મહારાજે સુંદરજી હીરજીને કહ્યું કે–'તમે તત્ત્વ હિત પુરુષાર્થને સમજાવીને મહાસમર્થ લાડુ બારોટને સાધુ કરાવ્યા, તો હવે તમે સાધુ થાવ' એમ ગળે પડતાં, તેમણે પ્રથમ જવાબ આપ્યો હતો એવી જ રીતે નકાર કહ્યો. એટલે મહારાજે ગર્વપરિહાર માટે કહ્યું કે–'ફક્ત કાગળના જ ઉપદેશમાત્રથી મોટા મોટા ગૃહસ્થો, પરમહંસ થઈને અહીં આવે છે.' જેમની ઉપર પત્ર લખ્યો છે તેઓ મહારાજશ્રીનો પત્ર વાંચીને માથે ચઢાવીને, માંચા ખાચર તથા અજા પટેલ આદિક પરમહંસો થઇને, કાશીએ જવાની આજ્ઞા હોવાથી માર્ગમાં આવતા

જેતલપુર રામદાસભાઇને દર્શને આવ્યા. તેમને જોઇને ભાઈ વિસ્મ-યથી બોલ્યા કે-'આ શું અદ્ભુત કાર્ય કર્યું? મોટા શેઠ સાહુકારો દરબારો, રાજાઓ અને આ કલ્યાણદાસકે જેમણે હજી પરણીને મીંઢળ પણ છોડયું નથી એવાને પણ એકદમ સાધુ કરી દીધા.' આ વાત સાંભળીને સાધુઓએ મહારાજનો પત્ર વંચાવ્યો, વાંચીને સ્વામી બોલ્યા કે-'ધણીનો કોઇ ધણી છે? તે તો ચાહાય તેમ અદ્-ભુત કરે. પરંતુ તમને કાશીની કપરી યાત્રાએ તો નહિ જવા દઉં' ત્યારે સાધુઓએ કહ્યું કે-'અમને કાશીએ જવાની આજ્ઞા હોવાથી જો ન જઇએ તો મહારાજ અમને વઢે. ત્યારે દયાળુ સમર્થ સ્વામી એ કહ્યું કે-'વઢશે તો તે મારી કોટમાં?' એમ આશ્વાસન આપીને સર્વેને સાથે લઇને સ્વામીશ્રી ભુજ તરફ આવ્યા. દશ ગાઉં ભુજ બાકી હતું ત્યારે સર્વજ્ઞ મહારાજે સુંદરજીને કહ્યું કે-'આજ આપણે ૨૦૦ માણસોની શીરાપુરીની સ્વાદુ રસોઇ કરાવજ્યો' ત્યારે તેમણે તે પ્રમાણે રસોઇ કરાવી. પછી મહારાજ સર્વ સંત હરિભક્તોનું સુંદર સામૈયું લઇને વિશાળ ધર્મશાળામાં પધાર્યા, એ જ શુભ સમયે સર્વે નવા પરમહંસો પણ ત્યાં આવી રહ્યા. તેઓને પોતે હેત સહિત મળતા જાય અને નવ્ય નામનિર્દેશ કરતા જાય. પછી એમ કરીને સર્વેને સત્કારભર બેસાર્યા. પછી એમ બોલ્યા કે-'કલ્યાણદાસ આદિક ત્રણ જણનાં નામો કાગળમાં ક્યાં હતાં? કે-એઓ સાધુ થઇને આવ્યા છે? ત્યારે કલ્યાણદાસે કહ્યું કે-આપે કાગળમાં 'કર્મયોગી સાંખ્યયોગી હરિજન સર્વે નિસરજ્યો, અમારૂ ગમતું છે. તો તમારૂ ગમતું મૂકીને અસાર સંસારમાં શું સુખ લેવા રહીએ' આ ઉચિત વાતને સાંભળીને મહારાજ બોલ્યા કે, તેમ હોય તો અમારી આજ્ઞા માથા ઉપર, ભલે આવ્યા, પરંતુ પરણીને આવ્યા હોવાથી તે ઘેર ભિક્ષા માગી લાવો તો રાખીએ, નહિ તો નહિ

રાખીએ. કેમકે યોગી જલંધર તથા રાજા ગોપીચંદ પણ એમની રાણીઓ પાસે ભિક્ષા માગી આવ્યા ત્યારે રાખ્યા હતા.' આ વાત સાંભળીને કલ્યાણદાસે 'ઠીક મહારાજ! તેમ કરીએ તો રાખશોને!' એવું નિઃશંક વચન સાંભળીને કલ્યાણદાસને રાખ્યા અને સાધુ કરીને **અદ્‌ભુતાનંદ** એવું સાર્થક નામ પાડ્યું. અને ઠરાવ મુજબ ઘેર ભિક્ષા માગવા મોકલ્યા. તે પોતાના કુંડુ ગામમાં તથા પરણ્યા હતા તે **મેથાણુ** ગામમાં જઇને ભિક્ષા માગીને આવ્યા. એમ આ નવો અગતરો પૂરો થતાં ઉપરનું દિવ્ય દૃશ્ય દેખીને 'અસમર્થ હોય તે સાધુ થાય' એમ કહેનારા સુંદરજી તો દિઙ્મૂઢ થઈ ગયા અને શરમાઈ ગયા. આ રીતે સુંદરજીના વેણ ઉપરથી આ ઐશ્વર્ય દર્શાવ્યું. પછી મહારાજશ્રી બ્રહ્માનંદ આદિક નવા જુના સંતોને સાથે લઈને ગામ રામપરા પધાર્યા (૩૧)

ત્યાં પધારેલા મહારાજે એવો સદ્વિચાર કર્યો કે–'આપણે માંડવીના ક્ષયા ક્ષત્રિયને સત્સંગ કરાવીએ' પછી સંતોને કહ્યું કે–'અમે તમને તેડાવીએ ત્યારે માંડવી આવજો' પછી સુંદરજી તથા ગંગારામ આદિક આઠ જણને લઇને રામપરાથી ચાલ્યા તે **માંડવી** બંદર આવ્યા. આગલે દિવસે પહોંચેલા સુંદરજીએ ગામના અધિકારી પાસે ધર્મશાળા માગતાં, તેણે પૂછ્યું કે–શો ઉપયોગ કરવાનો છે? ત્યારે સુંદરજીએ સત્ય કહ્યું કે–'અમારા ગુરુ સ્વામિનારાયણ કાલે આવવાના છે તેમના ઉતારા માટે જોઇએ છીએ' ત્યારે તે અધિકારીએ કહ્યુ કે-'જાવ આપી' પછી કુંચી લઇને ધર્મશાળાનું તાળું ઉઘાડતા હતા એજ શુભ શુકને ત્યાં થઇને ક્ષયા ક્ષત્રી જતો હતો તેણે સુંદરજીને પૂછ્યુ કે–'કેમ ધર્મશાળા ઉઘાડો છો? ત્યારે તેમણે સાચુ કહ્યું કે–આવતી કાલે સવારે અમારા ગુરુ સ્વા. ના. આવવાના છે. તેમની સાથે સાધુ વિગેરે બસો માણસો

હોવાથી તેમના ઉતારા માટે ઉઘાડું છુ” એમ સાંભળીને ક્ષયો ક્ષત્રી બગમાં બીભત્સ બોલ્યો કે–ગાંડી ગુજરાતમાં ભગવાન થઈને પૂજાય છે એ કે બીજા? ત્યારે સુંદરજીએ હા કહેતાં, વળી ફરી બોલ્યો કે ‘હજુ સુધી કોઈ સિંગાળા મારા જેવા મળ્યા નથી, ત્યાં સુધી તેનું ચાલશે, પણ મળશે ત્યારે ભગવાનપણું ચુંથાઈ જશે.’ એમ બબડીને વળી ફરી બોલ્યો કે–‘તમારા તે ગુરુ સ્વા. ના. આવે ત્યારે મને ખબર આપજો.’ ઈત્યાદિ ઘણાં ગર્વભર્યાં કટુ વચનો બોલી ગયો પણ ભવિષ્યવેત્તા સુંદરજી કશુંજ બોલ્યા નહિ. પછી મહારાજ વિગેરેએ ઉતારો કર્યો. પછી સાધુઓને તેડાવ્યા હોવાથી તેઓ ગામની ભાગોળે આવી પહોચ્યા. એટલે મહારાજ તથા સુંદરજી તથા ગંગારામ વિગેરે હરિભકતો વાજતે ગાજતે સામા ગયા. ત્યાં પ્રથમથી કરેલા સંકેત મુજબ, દેહે બહુ પુષ્ટ બ્રહ્માનંદ સ્વામીને મોટો હાર પહેરાવીને, ચંદન ચર્ચીને, શણગારેલા ઘોડા ઉપર સ્વા. ના. ભગવાન તરીકે બેસાર્યા. અને ધામધુમથી ધર્મશાળાએ લાવ્યા. અને સ્વામીને બિછાવેલી પાટ ઉપર બેસાર્યા અને મહારાજ પોતે સ્વામીને પડખે શિષ્ય તરીકે નીચે બેઠા. આ અવસરે ક્ષયો ક્ષત્રી, પોતાના કેટલાક શિષ્યોને તથા એક વેદાંતી બાઈને ત્યાં સાથે લઈને આવ્યો. તે બાઈને તો છેટે બેસારીને પોતે સભામાં આવ્યો. બીજો કાંઈપણ વિવેક નહિ કરતાં, તેણે ગર્વવશાત્ જીવ, માયા, ઈશ્વર, બ્રહ્મ, પરંબ્રહ્મ આ પાંચ તત્ત્વના સ્વરૂપ વિષયના અને **‘एकमेवाद्वितीयं ब्रह्म’** **‘तत्त्वमसि’** ઈત્યાદિ શ્રુતિઓના અર્થ વિષયના ઘણા કૂટ પ્રશ્નો પૂછ્યા. તેને મૌનપણે સાંભળીને, પ્રથમથી શિખવાડેલા પ્રૌઢાકૃતિ બ્રહ્માનંદ બોલ્યા કે–‘હું તો જાણતો હતો કે–ક્ષયો ક્ષત્રી બહુ વિવેકી હશે, પણ આ ઉપરથી કશો વિવેક જણાતો નથી, કેમકે આવા હલકા પ્રશ્ના મને મોટાને શું પૂછે છે? આના ઉત્તરો તો આ નીચે બેઠેલા

મારા નાના શિષ્ય છે તે પણ કરશે ? એમ દંભની પરા કાષ્ઠા ગોઠવીને, પછી 'मौनं सर्वार्थसाधनं' એ નીતિએ સ્વામી કશું જ બોલ્યા નહિ. પછી મહારાજ પણ તદનુગુણ બોલ્યા કે 'તમારા પ્રશ્નોમાં શું મહત્ત્વ છે કે જેથી મારા ગુરુને પૂછો છો? એના ઉત્તરો તો એમનો શિષ્ય હું આપું છું" એમ કહીને જે જે પ્રશ્નો પૂછ્યા હતા તેના ઉત્તરો કટકટ યથાશાસ્ત્ર કર્યા. તેને સાંભળીને જ્ઞાતા ક્ષયો ક્ષત્રી આશ્ચર્યને પામીને બોલ્યો કે–'આ કોઈનું છોકરૂં છાનુમાનું પરાણે પકડી આણ્યું છે' ત્યારે મહારાજે કહ્યું કે–'તમે કહો છો તેમ નથી, હું તો વૈરાગ્યે કરીને આવ્યો છૂં', ત્યારે તેણે કહ્યું કે–'છોકરાં વૈરાગ્યમાં શું સમજે?' આમ સંવાદ થઈ રહેતાં મહારાજે કહ્યું કે-'હવે આ ગોપાળાનંદ નાના સાધુને પૂછવું હોય તે પૂછો? પછી તેણે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંબંધી કેટલાક પ્રશ્નો ઉટાંગ પૂછ્યા, તેના ઉત્તરો પણ તે નાના સાધુએ શાસ્ત્ર પ્રમાણથી આપ્યા. વાચાટનો અવધિ ક્યાં સુધી? તો, કોઈ વિપશ્ચિતો ન મળ્યા હોય ત્યાં સુધી, એ ન્યાયે ક્ષયો ક્ષત્રી પાછો પડયો. આ બધી શાસ્ત્ર ચર્ચાને સાંભળીને છેટે બેઠેલી ચકોર બાઈ જોરથી બોલી કે–'હે ક્ષેયા ? એ પાટ ઉપર બણી ઠણીને બેઠા છે એમાં કશુંજ તત્ત્વ નથી અને ગોપાળાનંદમાં કશું મહત્ત્વ નથી. 'आटाटोपो भयंकरः' એવું છે. હીકડો બ્રહ્મ તો એની ગરમાં છે.' આવી ચાલાક બાઈની વાણી સુંણીને ક્ષયો ક્ષત્રી બોલ્યા કે–'માજી બરોબર ઓળખ્યા છે ?' એમ કહીને ગર્વહીન થઈને મહારાજના ચરણમાં નીચું મસ્તક નમાવીને કહેવા મંડયો કે–'તમો ભગવાન્ હોઇને નીચે બેઠા અને આ શિષ્યને પાટે બેસાર્યા, એમ અવળું કેમ કર્યું ? ત્યારે મહારાજે કહ્યું કે–'ગાંડી ગુજરાતમાં ભગવાન બનીને પૂજાય છે, પણ મારા જેવા કોઈ સિંગાળા મળ્યા નથી, મળશે તો ભગવાનપણું ચુંથાઈ જશે' ઈત્યાદિ અવળું તમે પહેલાં

કહ્યું હશે. એટલે અમે એવું અવળું ગોઠવ્યું હતું. પછી ક્ષયો ફરી બોલ્યો કે–'આ તો કુસકા કુટવા જેવું થયું. પરંતુ હવે તમારો જે તત્ત્વસિદ્ધાંત મુમુક્ષુસ્વીકાર્ય હોય તે કહો?' ત્યારે મહારાજે શાસ્ત્રીય સત્સિદ્ધાંત સંક્ષેપમાં કહ્યો. તેને સાંભળીને બધી અવળાઈ છોડી દઈને, મહારાજનો આશ્રિત થઈને મહારાજનું પ્રગટ ભગવાનપણે ભજન કરવા લાગ્યો. પછી શિષ્યોને પણ કહ્યું કે–'સ્વા. ના. નું ભજન કરો અને નરકમાં જાવતો મારી કોટમાં? નહિ તો તમારાં કર્મો તમે ભોગવો' ઈત્યાદિ પ્રકારની બહુ વાતો ઉત્સાહથી કરીને, બીજા ઘણાને શ્રીજી આશ્રિત કર્યા. આ રીતે પોતાનું જ્ઞાનૈશ્વર્ય દેખાડીને, જ્ઞાનના ગર્વવાળા ક્ષયા ક્ષત્રીને અનન્ય આશ્રિત કરીને, માંડવીથી ચાલ્યા તે ગામ **કાળાતળાવ** (કચ્છ) પધાર્યા. ત્યાંથી સર્વ સંતોને ઉપદેશાર્થે દેશો દેશમાં વિભાગથી મોકલ્યા. (૩૨)

એ ગામમાં ભુજના **પ્રાગજી** નામના પુરાણી રાજાના કુંવરને ભણાવવા રહ્યા હતા. તેમને ઘેર મહારાજ રહ્યા. ઘરની ગરીબ સ્થિતિ જાણીને મહારાજે કહ્યું કે–'તમે જે કાયમ જમતા હો એજ રસોઈ અમને જમાડજ્યો અને મિષ્ટાન્નનો થાળ તો કોઈ સાધુઓ આવશે ત્યારે જમીશું' પછી પુરાણીએ તથાસ્તુ કહ્યું. પછી મહારાજ સુખેથી રહ્યા. એ સમયે **અદ્‌ભુતાનંદ સ્વામી** તથા **કાનુડાનંદ સ્વામી** બન્ને ફરતા ફરતા ગામ **ધ્રુફી** આવ્યા અને બીજા અલગ ઉતારાને અભાવે ગરાશીયાને ચોરે રાત રહ્યા. અમને ભુખ્યા જાણીને તે ગરીબ ગરાસીયાએ બાજરાના રોટલા અને શાકાદિકના અભાવે સીઠું આપ્યું. તેને જમીને બહુ રાજી થયા. પછી ત્યાંથી સવારે ઊઠીને ચાલ્યા તે મહારાજ પાસે આવ્યા. અને મહારાજના દર્શન કરીને શાંતિથી બેઠા. ત્યારે મહારાજે જાણવા છતાં પૂછ્યું કે–'તમે કયે ગામે રાત રહ્યા હતા?' ત્યારે સ્વામીએ કહ્યું કે–'**ધ્રુફી**

ગામે ચોરામાં રાત રહ્યા હતા.' ત્યારે વળી મહારાજે ફરી પૂછયું 'કાંઇ ખાવાનું મળ્યું હતું ?' ત્યારે સ્વામીએ કહ્યું કે–'ત્યાંના ગરીબ ગરાસીયાએ બાજરાના રોટલા અને મીઠું આપ્યું હતું !' ત્યારે મહારાજે 'એક તો ભૂખ્યા અને વળી ભિક્ષુકને અન્ન આપવાથી એને બહુ પુણ્ય થશે' એમ કહ્યું. પછી આ આશીર્વાદથી તેનાં છ ગામો ભુજના રાજાએ દબાવ્યાં હતાં તે છુટી ગયાં. એટલે તે સારા સત્સંગી થઇને મહારાજનું ભજન કરવા લાગ્યા. પછી મહારાજે વૃત્તાંત પૂછતાં સ્વામીએ સમગ્ર કહી સંભળાવ્યુ. તે સમયે મુકુંદ બ્રહ્મ-ચારીને પૂછીને પ્રાગજીનાં ઘરનાએ પાકો થાળ કરી લાવીને છેટે (ભાં રહીને કહેવરાવ્યું કે-જમવાનો થાળ તૈયાર થઈ આવ્યો છે! ત્યારે ઘરની સ્થિતિને જાણતા મહારાજ બોલ્યા કે–'કેને પૂછીને થાળ કર્યો છે ?' ત્યારે સેવક બ્રહ્મચારીએ કહ્યું કે– તમેજ પહેલાં 'સાધુ આવશે ત્યારે થાળ જમીશું' એમ કહેલું હોવાથી સાધુ આવ્યા જાણીને બાઇએ થાળ કર્યો હશે, એમાં બિચારી બાઇનો શો વાંક છે ? હવે તો કહ્યા પ્રમાણે જમવું પડશે ?' ત્યારે વળી મહારાજ મર્મમાં બોલ્યા કે–'બન્ને જણે મળીને કેવો સંકેત કર્યો છે ?' એમ કહીને મંદ મંદ હસતા થકા થાળ મંગાવ્યો અને સર્વેનો બહુ ભાવ જાણીને બહુ જમ્યા. (ઘણા દહાડા કોરૂં જમ્યા હતા) પછી બાકી રહેલો પ્રસાદભૂત થાળ બન્ને સ્વામીને આપ્યો. તેઓ જમીને તૃપ્ત થઇને સાંજના તળાવે ન્હાવા ગયા. ત્યાં કોઇ દ્વેષીઓએ સ્વામીનાં ભગવાં લુગડાં પણ ખેંચી લીધાં અને તુંબડાં ફોડી નાંખ્યાં અને વધારામાં માર પણ માર્યો. 'किं न दुःसहं साधूनां' એ ન્યાયે સહન કર્યું. આ દુઃખદ વાત સાધુરક્ષક મહારાજે જાણતાં, કોઇ સાથે અંગરક્ષક નહિ હોવાથી જાતે દરબારમાં જઇને, ઉગ્ર ઉપદ્રવ-ની વાત કરીને, તે ઉદ્ધત લોકોને ઠપકો દેવરાવ્યો. પછી મહારાજ-

ને તેરામાં સમૈયો કરવાની ઈચ્છા હતી પણ પ્રિય સાધુને માર્યા હોવાથી ત્યાં પડી મૂકીને કાળાતલાવે કર્યો (૩૩)

ગામ તેરાના લવજીભાઈના ભાઈ **રવજી** નામનો હરિભક્ત હતા. તે સમાધિનિષ્ઠ હોઇને સામાના અંતરમાં પ્રવેશ કરવાની શક્તિ ધરાવતા હતા. તે વખતે તે સાંખ્યયોગી હતા. તેમને મહારાજે આગળથી સૂચવેલું કે-'તમારે કોઈના અંતરમાં પ્રવેશ કરવો નહિ, કેમકે કોઈના અંતરમાં ભૂંડા પણ ઘાટ થતા હોય.' આ આજ્ઞાને ઉલ્લંઘીને એક ઢુંઢીયાના ગોબરા અંતરમાં પ્રવેશ કરવાથી સમાધિ તૂટી ગઇ. પછી કર્મયોગી થયા. એકતો મહારાજની આજ્ઞા લોપી અને સાંખ્ય યોગી મટીને કર્મયોગી થયા. આ કારણે લજ્જાને લીધે એક મહિના સુધી મહારાજને દર્શને પણ આવ્યા નહિ. એક દિવસ લવજીભાઈના ઘરમાં દેવતા લેવા આવ્યાં તેને જોઇને મહારાજે લવજીને પૂછ્યું કે-' આ દેવતા લેવા આવ્યાં છે તે કોણ છે ?' ત્યારે લવજીએ કહ્યું કે-' એ તો રવજીનાં ઘરનાં છે.' ત્યારે મહારાજે કહ્યું કે-' એને તો બે વાર ચોરાશી અને બે જમપુરી ફરવાની થઈ. કેમકે અમારા ભક્તને સાંખ્યયોગથી પાડીને કર્મયોગી કર્યા છે' ત્યારે બાઈ બોલ્યાં કે-'જમપુરી શી ? અને લખચોરાશી શી ? હું કંઇ જાણતી નથી' ત્યારે મહારાજે જમપુરીનું વર્ણન કર્યું અને તે ભેળીજ સમાધિ કરાવીને જમપુરીનું દુરંત દુઃખ દેખાડ્યું. તેને દેખીનેજ ભય પામેલી બાઇએ પૂછ્યું કે-'આ અસહ્ય દુઃખ શો ઉપાય કરવાથી મટે? ત્યારે [illegible]જે કહ્યું કે-' અમે કહીએ તેમ કરો તો જ એ દુઃખ ટળે' ત્યારે ભયભીત બાઇએ હા કહી. ત્યારે મહારાજે લૌકિક સહેલો ઉપાય બતાવ્યો કે-તમારો ધણી ઊનું માગે તો ટાઢું અને ટાઢું માગે તો ઊનું આપવું. અને તમારાં લુગડાં પણ ધણી પાસે ધોવરાવવાં. અને નિત્ય નવી ગાળો ભાંડ્યા કરવી. પછી બાઇએ તો

જમપુરીનું દુઃસહ દુઃખ મટાડવા માટે મહારાજના કહ્યા મુજબ કરવા માંડ્યું. મહારાજ તો સમૈયો કરીને ભુજ પધાર્યા, પછી બાઈએ રવજીને બહુ કનડવાથી કંટાળીને બન્ને જણ ભુજ ચાલી આવ્યાં અને મહારાજનાં દર્શન કર્યાં. પછી સુખસમાચાર પૂછતાં દુઃખી રવજીએ કહ્યું કે–'આ તમારી સત્સંગિની બહુજ કનડે છે ?' ત્યારે મહારાજે કહ્યું કે–'અમારી સત્સંગિનીએ જો ન પજવ્યા હોત તો તમે અહીં ક્યાં આવનાર હતા ?' એમ કહીને, વૈરાગ્ય પામેલા રવજીને સાધુ કર્યા અને **'રામદાસજી** એવું નામ પાડ્યું' આ રીતે પંચ વિષયોની દુસ્ત્યજ આસક્તિનો ત્યાગ કરાવીને સુખી કર્યા. શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને ત્યાગની બહુ વાતો કરી, ત્યારે **'त्यागोऽयं दुष्करो भूमन्'** એમ વિષય ત્યાગની દુષ્કરતા કહી. અને ભક્તોને માટે તો સુકરતા કહી. પછી બાઈ સાંખ્યયોગી થઈ રહ્યાં. એમ બન્નેનાં કલ્યાણ કર્યાં. પછી મહારાજ ભુજથી ચાલ્યા તે માર્ગમાં આવતાં ગામોમાં હરિભક્તોને દર્શન દેતા થકા ગઢપુર પધાર્યા. (૩૪)

ગઢપુરમાં પધારેલા મહારાજ એભલ ખાચરના દરબારમાં રહીને, ધર્મ જ્ઞાન આદિકની વાતો કરતા અને પોતાનો દિવ્ય ઐશ્વર્ય પ્રતાપ પ્રદર્શાવતા, એમ કરીને પોતાનો ભગવાનપણાનો નિશ્ચય કરાવીને પ્રગટ પોતાનું ભજન કરાવતા. એજ ગામમાં જીવા ખાચરના દરબારમાં થોડા દિવસો રહ્યા હતા. તે વખતે મહારાજ માંદા થતાં, તેમને માટે ઓરડમાં જ સંડાસ નવો કરાવ્યો. અને હળનાં લાકડાં ચીરીને ચેતાવીને મહારાજને તપાડતા. એમ સઘળી સેવા સર્વોત્તમ કરતા. એ સમયે હુતાશનીનો સમૈયો આવતાં, રંગ તથા ગુલાલ ઘણો મંગાવ્યો. મહારાજશ્રી તો ઉગમણા દરબારની ઓસરી ઉપર બિરાજ્યા. અને સર્વે સંતો નીચે હતા. પછી સર્વે

રંગ રમવા મંડ્યા. બહુ વખત પરસ્પર રમતાં રંગનું પાણી ઉન્મત્તગંગામાં પહોંચ્યું ત્યાં સુધી રમ્યા. પરંતુ કોઈ હાર્યા કે થાક્યા નહિ. ત્યારે નિત્યાનંદ સ્વામી થાંભલો ઝાલીને ઓસરી ઉપર ચઢવા ગયા. ત્યારે સુરાખાચરે પગની એક ઠોકર મારવાથી નિ. સ્વામીનો હાથ ખસી ગયો. ત્યારે નિ. સ્વામીએ બીજે હાથે સુરાખાચરનો પગ પકડ્યો. ત્યારે સુરાખાચરને બીક લાગી કે–'હું પડી જઈશ' એથી એમણે ઓશરીનું મોંતીયું પકડ્યું, તેવું જ મોંતીયું અને સુરાખાચર બંને ધબ લઈને હેઠા પડ્યા. આ તાસીરો જોઈને સર્વે ખડખડાટ હસવા મંડ્યા. નિ. સ્વામીએ તો ઊઠીને મહારાજને ઝાલી લીધા. આ રંગરમત જોવા આવેલા દેવતાઓએ ચંદન પુષ્પની વૃષ્ટિ કરી. આ રીતે રંગક્રીડા કરીને સર્વે ઉન્મત્તગંગામાં ન્હાવા ગયા. અને તેમાં રંગ ભરેલા સર્વે ન્હાયા. તેથી ગંગાનું નિર્મળ પાણી લાલ પીળા વર્ણવાળું વિચિત્ર થઈ ગયું. મહારાજે પોતે બહુવાર જળક્રીડા કરીને, શ્વેત વસ્ત્રોને પહેરીને, ઘોડા ઉપર સ્વાર થઈને વાજતે ગાજતે પુરમાં પધાર્યા. પછી પોતે થાળ જમીને સર્વ સંત પાર્ષદોને જમાડ્યા. આ રીતે દરબારમાં રંગઉત્સવ કરીને ઘણા દિવસ સુખેથી રહ્યા. એવો પ્રથમ ઘણો મહિમા હતો, પણ લોક વ્યવહાર કારણે પાછળથી ઓછો થતો ગયો. એવો ને એવો રહ્યો. માયાનું મહાબળ કેવું છે એ જાણવા માટે આ વાત લખી છે. માટે એક વખત જે નિશ્ચય થયો તે પછી ક્યારેય ફરે નહિ. નિરુત્થાન કરવો જોઈએ એ સિદ્ધાંત વાત છે. (૩૫)

એભલખાચરના દરબારમાં બિરાજમાન મહારાજ, ગાયો કબૂતર, ચકલાં આદિક પશુપક્ષીઓને તથા મુમુક્ષુ મનુષ્યોને સહજ સમાધિ કરાવતા. કોઈ સમયે અક્ષર ઓરડીમાં બેઠા હોય ત્યારે સૂર્યનાં પ્રત્યક્ષ દર્શન કરાવે અને કોઈ સમયે તો અનેક બ્રહ્મા શિવ

વિષ્ણુ તથા અક્ષરાદિ સર્વ ધામોના મુક્ત, પોતાની પૂજા કરવા આવે અને પાછા જાય અને તેમને તેજે કરીને દરબાર પણ દેખાય નહિ. એવો અદ્‌ભુત દિવ્ય ચમત્કાર જોઈને એભલખાચર તથા દાદાખાચર તથા તેમનાં બીજા ઘરના સર્વને મહારાજનો અડગ નિશ્ચય થઇ ગયો. એક વખત એભલખાચર માંદા થતાં મહારાજનું કાંડુ પકડીને ઘોડશાળમાં દાટેલો ખજાનો બતાવવા લઈ ગયા. અને તેમાં સાઠ હજાર રૂપીયા રોકડા દાટ્યા હતા તે પોતાનાં ઘરનાં કોઇ માણસોને નહિ બતાવતાં ફકત મહારાજને બતાવ્યા. અને પુત્ર દાદાખાચર આદિક ની સોંપણી કરીને, નિશ્ચિંત થઇને ધામમાં ગયા. ત્યાર પછી મહારાજે પોતાના ઘરની પેઠે સર્વેની મમત્વથી ખબર રાખવા માંડી અને ઘરનાં સર્વ કોઇ શ્રીજીના વચનમાં નિઃશંક વર્તવા વાગ્યાં.

તે સમયે **મોટાભાઈ** (સચ્ચિદાનંદ નામથી સાધુ થયા તે) ઘરનો ત્યાગ કરીને સાધુ થવાના વેગથી ઘેરથી ચાલી નિકળ્યા તે **ખોડીયાદ** ગામમાં હંસરાજને ત્યાં રાત રહ્યા. અને કહ્યું કે –'તમે અમને ફક્ત પેટીયા ચાકર તરીકે રાખશો તો પણ રહીશું. અને કહેશો તે કામ કરીશું અને તમે કહેશો ત્યારે અહીંથી જતા રહીશું.' ત્યારે હંસરાજે હા કહેતાં ત્યાં સુખેથી રહ્યા. એજ દિવસે એમનાં ઘરનાં માણસે ઘરનાં સર્વ માણસો માટે રસોઈ કરી હતી તે બધી જ એકલા જમી ગયા. એમ ત્રણ દિવસ સુધી લાગટ એમને એમ જ કર્યું. ત્યારે ખુબ કંટાળેલાં આધારાનંદ સ્વામીનાં ઘરનાંએ એમના બાપને છાનું કહ્યું કે–'આ મોટાભાઈ તો આપણે ઘેર નહિ પલવાય. પેટ માટે પણ બહુ ભારે પડી જાય.' આ વાત સાંભળી જતાં, મોટાભાઇ વચમાં બોલ્યા કે–'મેં તો મુખબોલી કરી છે કે–'તમે કહો ત્યારે જવું' ત્યારે તેમણે કહ્યું કે–'સુખેથી પધારો અમે સર્વે રાજી છીએ' પછી મોટાભાઇ ચાલ્યા તે ગઢડા આવ્યા.

ત્યારે મહારાજે મોટીબાને કહ્યું કે-'આ મોટાભાઇ ભૂખ્યા છે, ભૂખ્યાને જમાડવાનું બહુ પુણ્ય છે, તો એમને ભૂખ મટે ત્યાં સુધી જમાડજ્યો.' ત્યારે મોટીબાએ ત્રણચાર રોટલા મોટા બનાવીને જમવા બેસાર્યા. પછી મોટીબા રોટલા ઘડતાં જાય તેમ તેમ મોટાભાઇ જમી જાય. એ રીતે વીશેક રોટલા ખાઈ ગયા. ત્યારે મોટીબા ખુબ ખીજાઈને બોલ્યાં કે-'આ પીટયો કાળ છે કે શું? એમ રીસમાં બોલીને કથરોટ પછાડી (એનો જડનો શો ગુનો) એટલે મોટાભાઈ બોલ્યા કે -'માજી થાકયાં હોય તો હાલ રહેવા દ્યો. સાંજે વાળુ કરીશું" એમ મોટીબા ઘડતાં થાકયાં પણ મોટાભાઇ ખાતાં થાકયા નહિ. પછી હાથ ધોઇને પાણી પીને ઉઠયા તે મહારાજ પાસે ગયા. ત્યારે મહારાજે પૂછયું કે-'કેમ મોટાભાઇ! બરોબર જમ્યા?' ત્યારે ભાઇએ કહ્યું કે-'જેટલું આપ્યું એટલું જમ્યો અને ફરીથી સાંજે વાળુની વાત કરી છે' આ બધી વાત મોટીબા થકી જાણીને મહારાજે કહ્યું કે-'આટલી બધી ભૂખ કેમ રાખી છે?' પછી મહારાજે પોતાની પ્રસાદીની પૂરી અને શાક આપ્યું તે જમીને તૃપ્ત થઈ ગયા (૩૬)

મહારાજે ગઢપુરમાં ગળવાણાની (ગોળ લોટ પાણી) રસોઇ શરૂ કરી. જમવા માટે બધા સાધુઓને રોકયા. સભામાં નિત્ય શાસ્ત્રીય પ્રશ્નોત્તરો કરાવતા. એમ અખંડ જ્ઞાનાનંદમાં દિવસો વ્યતીત થતા. એક સમયે મહારાજે પૂર્વની વાત કરી કે-'દુર્વાસા ઋષિ સર્વ ગોપીઓના થાળ જમી ગયા' આ વાતને સાંભળીને જીવાખાચર બોલ્યા કે-'એકલા ઋષિ, ઘણી ગોપીઓના થાળ જમી ગયા એ વાત માન્યામાં આવે એવી નથી.' ત્યારે મહારાજ બોલ્યા કે-'કોઈ દહાડે દેખાડીશું?' બીજે જ દિવસે ગળવાણાની બમણી રસોઇ બનાવરાવીને પંડે પીરસવા મંડયા. પ્રભુતાનંદ સ્વામી રોટલીના ખડ-

કલા આપતા જાય અને પ્રભૂત્ આનંદમાં બોલે કે-'લક્ષ્મીકા ભંડાર ખુબ ભર્યા હે' ત્યારે મહારાજે કહ્યું કે–'તમારી લક્ષ્મી અહીં ટક્કર ઝીલી શકે એમ નથી' એમ કહીને પરાણે પીરસવા માંડયું તે બધીજ રસોઇ ખુટાડી દીધી. પછીથી કોરી રસોઈઓ લાડુની ચાલુ કરી. એ રીતે દશેક દિવસો સાધુઓને જમવા રાખીને પછી તેમને ફરવા જવાની આજ્ઞા આપી. સાધુઓ જવાના જાણીને જીવાખાચરે વિનંતિ કરી કે–'બે રસોઈઓ થાય એટલાં મોતિયા જલેબી તૈયાર કરાવી છે' આ વાતને સાંભળીને મહારાજે કહ્યું કે-'આ મોટાભાઇને હાજરી કરવા તેડી જાવ, પછીથી સાધુઓ દાળભાત શાક આદિક કરવા આવશે' ત્યારે તે પોતે તે સ્વામીને હાજરી કરવા તેડી ગયા. અને પકવાન્નની પાસે બેસાર્યા. સ્વામી તો બે રસોઈની સામગ્રી થોડી-વારમાં જમી ગયા. કશુંજ અવશેષ પ્રસાદ પૂરતું પણ રાખ્યું નહિ. પછી નચિંત થઈને સભામાં આવી બેઠા. આ આશ્ચર્યકારી વાતને જોઈને જીવાખાચરે મહારાજને જણાવ્યું કે-સ્વામી તો બધી રસોઈ જમી ગયા છે. હવે સાધુઓને દાળભાત કરવા મોકલશો નહિ.' ત્યારે મહારાજે મર્મમાં કહ્યું કે-'દુર્વાસા ઋષિ એકલા બધી ગોપી-ઓના થાળ જમી ગયા એ શાસ્ત્રમાં લખેલી વાત સાચી કે ખોટી?' ત્યારે તેમણે કબૂલ કર્યું કે, એ વાત સાવ સાચી. (આ વાત વચ. પ્ર. માં શ્રીમુખે કહી છે) એમ રમુજ કરીને સર્વેને રા જી કર્યા. આ રમુજમાં બીજા સંતોને તો કશુંજ જમવાનું મળ્યું નહિ.

ગઢડાથી મહારાજ સંતોને સાથે લઇને ચાલ્યા તે ફરતા ફરતા સર્વ હરિજનોને દર્શન દેતા દેતા માંગરોલ થઇને આખા પિપલાણા ગામે પધાર્યા. ત્યાં ઓઝત ગંગાને કાંઠે વિષ્ણુયાગ કરાવ્યો. ત્યાંથી ચાલ્યા તે મેઘપુર આવીને છ માસ સુધી ચોરાશી જમાડી. ત્યાંથી

હિંડયા તે ગામ ફણેણી આવ્યા, ત્યાં સર્વ સંતો પ્રત્યે એમ બોલ્યા કે, 'તમે સર્વે અમારા ગુરુ મુક્તાનંદ સ્વામીની આજ્ઞામાં રહો' ત્યારે ઘણા સંતોએ હા કહી. પરંતુ જે હિંદુસ્તાની ત્રિવિક્રમાનંદ સ્વામી વિગેરે હતા તેમણે કહ્યું કે–'તુમ જેસા કહેગા તેસા કરેગા' તુમ કહો તો અન્નબી નહિ ખાંવેગા અને એક ટંગ ખડે રહેગા, મટકાબી નહિ મારેગા, મુક્તાનંદ સ્વામીકા કહ્યા નહિ માનેગા' આ વિષમ વાતને સાંભળીને મહારાજ બોલ્યા કે–'સ્વર્ગદ્વારીએ જાવેગા' ત્યારે તેમણે કહ્યું કે–'જાવેગા' પછી મહારાજે એક ઓરડીમાં ખાંટલો નંખાવ્યો અને એમાં એવો ચમત્કાર મૂક્યો કે તેમાં જે સુવે તે ધામમાં જાય, એમ એક જ દિવસમાં સાઠ સાધુ-ઓને અક્ષરધામમાં મોકલ્યા. (સ્વતંત્રતાના મોહવાળાઓ પરની આજ્ઞામાં રહી શકે નહિ) આ રીતની લીલામાં પણ અદ્‌ભુત અતર્ક્ય ઐશ્વર્ય દર્શાવ્યું. (૩૭)

પછીથી મહારાજે દોઢસો સાધુઓને અમદાવાદ જવાનો આદેશ આપ્યો. પોતે તો માણાવદર ધોરાજી થઈને ભુજ પધાર્યા. સાધુઓ ત્યાંથી હાલ્યા તે **અમદાવાદ** આવીને ઉત્તર દિશામાં ઉજડ દરીયાખાનના જીર્ણ ઘુમટમાં ઉતર્યા (કોઈ મોટા દરીયાખાન નામના યવનની એ મોટી ઘોર હતી) રાત્રિએ 'સ્વામિનારાયણ' નામથી જોરથી ભજન કરવા એક સાથે મંડ્યા. તે સમયે તેમાં વર્ષોથી રહેતાં હજારો ભૂત આવ્યાં અને કરગરીને બોલ્યાં કે–'અમારે રહેવાનું એકાંત ઘર હતું તે તમોએ લઈ લીધું. હવે અનાધાર અમે ક્યાં જઈએ?' એમ કહીને એક સાથે રડવા મંડ્યાં. તેનો કરુણ સાદ સાંભળીને દયાળું આનંદસ્વામીએ તુંબડામાંથી પાણી લઈને સર્વની ઉપર છાંટયું અને આશીષ આપી કે–'તમે બધાં બદરીકાશ્ર-મમાં જઈને સુખેથી રહો' સ્વામીના આવા વચનથી સર્વે ભૂતો બહુ

રાજી થઈને બદરીકાશ્રમમાં ગયાં. આ સ્વામી કયા ? તો અયોધ્યામાં **રામગલોલદાસ**ની મોટી જગ્યા છે, જેમાં એમના નામથી જય બોલાય છે તે રામગલોલદાસ જમાતે સહિત અયોધ્યાથી નીકળીને ફરતાં ફરતાં દ્વારકાની યાત્રા કરીને ગિરનાર આવતાં, માણાવદરમાં મહારાજ ભેગા થયા. ત્યાં રહેતાં મહારાજનો અનેકવિધ પ્રતાપ જોયો અને મહારાજે સમાધિ કરાવતાં, 'સર્વકારણકારણ સર્વાવતારાવતારી પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ છે' એવો શ્રીજીનો અડગ નિશ્ચય કર્યો. પછી જમાતને છોડી દઈને મહારાજ પાસે રહ્યા. પછી મહારાજે સાધુ કરીને **'આનંદાનંદ'** એવું સાર્થક નામ પાડયું. જે સ્વામીના આશીર્વચનમાત્રથી વર્ષોથી દુઃખ દસામાં રીબાતાં ભૂતો બદરીકાશ્રમમાં ગયાં, એવાં અદ્ભુત ઐશ્વર્યો તો જેમના સાધુઓમાં છે, તો તેમના સ્વામિનારાયણમાં હોય એમાં શું કહેવું ? ત્યાર પછી એ વિશાળ ઘુમટમાં સર્વ સાધુઓ નિશ્ચિંત રહ્યા. રહેવાનું સ્થાન નિર્જન મળ્યું. શહેરમાં ભિક્ષા માગવા જાય ત્યારે કોઈ ઝોળીમાં રાંધેલું જેતે અન્ન નાંખે, તો કોઈ દ્વેષી કાંકરા પણ નાંખે અને કોઈ તો અભક્ષ્ય વસ્તુને પણ નાંખે, **भिक्षा माधुकरी चैव पवित्राणि युगे युगे'** એમ માનીને તેને સાબરમતી નદીએ લઈ જઈને શુદ્ધ કરતાં જે નવટાંક કે પાશેર વહેંચાતું મળે તે જમતા અને પાણી પીને પાછા આવીને દરીયાખાનમાં મહારાજનું અખંડ ભજન કરતા. **'शरीरमाद्यं खलु धर्मसाधनं'** એમ સમજીને આ રીતે દરરોજ શહેરમાં ઝોળી માગતાં, એક દિવસે સાધુઓ પગે બહુ દાઝયા, તેથી ભુજમાં રહેલા મહારાજના કોમળ ચરણે ફોલ્લા થયા. આ રીતે સાધુઓ અને શ્રીજીની એકતા જણાવી. સાધુઓ ત્યાં દોઢ માસ દુઃખ દશામાં રહ્યા. તેમાં કોઈ દહાડે નવટાંક, તો કોઈ દહાડે પાશેર મળે, એમાં પણ અભક્ષ્ય ચીજનો

સ્પર્શ આવે, આવા **'नास्ति क्षुधासमं दुःखं'** એ ન્યાયે દરરોજના દુઃખથી કંટાળેલા સાધુઓએ બીલકુલ અન્ન મૂકી દેવાનો કાગળ મહારાજ ઉપર ભુજ લખ્યો. તેને વાંચીને મહારાજે ઉત્તર એવો લખ્યો કે–'પૂર્વે અનેક જન્મને વિષે અભક્ષ્ય વસ્તુઓ જાણેઅજાણે જમવામાં આવી હશે, તે દોષને ટાળવા જે સમર્થ થયા છે તે આ દોષને પણ બાળી દેશે, માટે હે મહાપુરુષો ! અન્નને મૂકશો નહિ, કેમકે તમારા વડે મોક્ષોપયોગી બહુ કામો કરવાનાં છે, દુઃખ સદાય રહેતું નથી' એવો ધીરજ ધરવાનો ઉત્તર વાંચીને સર્વ સાધુઓ બહુ હર્ષ પામ્યા. અને પૂર્વવત્ દેહનિર્વાહ ભિક્ષાથી કરવા લાગ્યા.

એક દિવસ શહેરમાં કોઈ મોટો શાહુકાર દેહ મૂકી ગએલો. તેના અગ્નિ સંસ્કાર માટે હજારેક સારા માણસો નિકળેલા, તેમાં થોડાક સ્મશાન ભૂમિએ બાળવા આવ્યા અને બીજા ઘણાક તો સાધુ પાસે આવીને બેઠા. અને નવરાશનો લાભ લેવા માટે સાધુઓને પ્રશ્નો પૂછવા લાગ્યા. તેમાં કોઈએ બ્રહ્મ સંબંધી પ્રશ્ન પૂછ્યો, તેનો ઉત્તર મુક્તાનંદ સ્વામીએ શાસ્ત્રાધારથી આપ્યો. તેને સાંભળીને તે બોલ્યા કે–'તમે તો ખોટા બ્રહ્મ છો. અને **'अहं ब्रह्मास्मि'** ખરા બ્રહ્મ તો અમે છીએ' એમ પરસ્પર પ્રશ્નોત્તરો ચાલતા હતા. એજ સમયે દૈવયોગે સભામાં મોટી આંબલી ઉપરથી એક મોટો સર્પ પડ્યો. તેને દેખીને જ બીકના માર્યા સાચા બ્રહ્મ તો એકદમ એકબીજા ઉપર પડતા આખડતા નાઠા તે છેક છેટે જઈને ઉભા રહ્યા. તે પડેલા સર્પને કળ વળતાં ત્યાંથી ધીરે ધીરે ચાલીને જ્યાં સાધુઓ બેઠા હતા ત્યાં નિર્ભયપણે આવ્યો. તે વખતે શ્રીજીની આજ્ઞા એવી આકરી હતી કે–' સર્પ કે વીંછી કે વાઘ કે એવું બીજુ કોઈ પશુ આવે તો ત્યાંથી ખાસ મળ મૂત્રાદિ પ્રયોજન વિના ઉઠવું નહિ ' અદ્ભુતાનંદ સ્વામી અદ્ભુત કહે છે કે–સાધુ પાસે આવેલો

કોઈ દૈવી સર્પ, મારી પલાંઠી ઉપર થઈને, કોઈના હાથ ઉપર, તો કોઈના પગ ઉપર, તો કોઈની સાથળ ઉપર, એમ દોઢસો સાધુઓ ઉપર મરજી મુજબ ફરીને છેવટે સચ્ચિદાનંદ સ્વામીને ગળે આંટો દઈને માથા ઉપર છત્રને આકારે ફેંણ કરી સ્થિર થયો. તે વખતે નિર્ભય સ્વામી તો **સ્વામિનારાયણ** એવી ધૂન્ય 'જેમ મુરલી વાગે એમ' ટંકારરવ કરતા જાણીને 'જાણે વાંસળી વાગે છે' એવો મધુર શબ્દ સાંભળીને ઘણીવાર એમતેમ ડોલીને, ત્યાંથી પોતેજ વછુટીને, આબલી ઉપર ચઢી ગયો. આવી સંતોની અપૂર્વ મહા ધીરજ પ્રત્યક્ષ જોઈને, જે ઘણા ગૃહસ્થો છેટા તમાસો જોવા ઉભા રહ્યા હતા અને અમેજ ખરા બ્રહ્મ છીએ એમ બકતા હતા તેઓ સાધુઓને સવિનય પગે લાગીને કહેવા લાગ્યા કે **'તમેજ સાચા બ્રહ્મ છો અને અમે તો ખોટા છીએ'** પછી સાધુઓ વિષે સદ્દભાવના આવતાં 'ભૂખ્યા અને વળી સાધુઓને અન્ન આપવા જેવું કોઈ પૂણ્ય નથી' એમ માનીને, અમારૂ અન્ન જે કોઈ પ્રકારે તમારા ઉપયોગમાં આવે એવો ઉપાય બતાવો.' એવું વિનય વચન સાંભળીને મુ. સ્વામીએ કહ્યું કે 'જે વહેલી રસોઈ લાવશે તેની લઈશું.' આ પ્રત્યક્ષ પરચો જોઈને ઘણા ખરા મુમુક્ષુ લોકો સત્સંગી થયા અને વહેલી રસોઈ કરાવીને અંધારામાં લાવીને સંતોને જમાડવા મંડ્યા. આ રીતે આંબલીઓમાં દોઢ માસ સુધી રહ્યા. તેમાં પંદર દિવસ જ ધરાઈને જમવાનું મળ્યું. (ભિક્ષુઓની આવી ભૂંડી દશા દેખીતી છે) પછી સર્વે સંતો યજ્ઞ ઉપર જેતલપુર આવ્યા. દોઢસો પૈકી બેજ સાધુઓ શ્રીજીની આજ્ઞા નહિ પળવાથી જતા રહ્યા (આવું કષ્ટ હોય તો એક પણ ઉભો રહે નહિ) અને અમે (અદ્દભુતાનંદ સ્વામી) આદિકે યથોક્ત આજ્ઞા માનવાથી સત્સંગમાં રહ્યા. (૩૮)

મહારાજશ્રી ભુજથી ચાલ્યા તે યજ્ઞ ઉપર જેતલપુર પધાર્યા. ત્યાં વિષ્ણુયાગનો આરંભ થયો. તેમાં હજારો બ્રાહ્મણો દેશદેશના ભેગા થયા. અને વિષ્ણુ, બ્રહ્માદિ દેવોને વેદોક્ત આહુતિઓ અપાતી હતી. જમવાને સમયે હજારો બ્રાહ્મણોની મોટી પંક્તિઓ બેસતી હતી. એ યજ્ઞમાં અનેક પ્રકારના વેદના મંત્રોનો ઉચ્ચાર ઉદ્‌ઘોષથી થતો હતો અને નિત્ય મહાસભા થતી અને તેમાં ધર્મ જ્ઞાન સંબંધી અનેક પ્રશ્નોત્તરો થતા હતા. કશી ખામી ન હતી. આ સભામાં ગામ મહેમદાવાદનો રહેવાશી, શક્તિઉપાસક '**વંશીધર**' નામનો એક બ્રાહ્મણ આવીને બેઠો. તેણે મહારાજને અનેક પ્રશ્નો પૂછ્યા. અને તેમાં શક્તિને સર્વોપરી ઠરાવી અને પોતાના પંથને બહુ વખાણ્યો. તેને સાંભળીને મહારાજે સર્વ વિદ્વાન બ્રાહ્મણોમાંથી સારા વિદ્વાન અને પ્રામાણિક એવા આઠ બ્રાહ્મણોને ચૂંટી કાઢ્યા. તેમના નામો–અમદાવાદના નરભેરામ અને નથુરામ તથા નડીયાદના આશારામ તથા વિશનગરના દુર્ગાશંકર તથા સુરતના નારાયણરામ અને દામોદર અને બે કાશીના કૃષ્ણારામ અને હરિપ્રસાદ આ આઠ. આ વિદ્વાન વિપ્રો પ્રત્યે સભામાં મહારાજે પ્રશ્ન પૂછ્યો કે–'જે બ્રાહ્મણ હોય તેણે શક્તિની પૂજા શેણે કરીને કરવી? આનો પ્રત્યુત્તર સર્વેને સાંભળતાં સભામાં જ કર્યો કે–'જે બ્રાહ્મણ થઈને શક્તિની પૂજાને દારૂ માંસથી કરે છે તેને મ્લેચ્છ જાણવો' આ ઉત્તર સાંભળીને મહારાજ પાટ ઉપર ઉભા થઈને તાલી પાડીને સભાસદોને સંબોધીને બોલ્યા કે–કોઈ અમને કહેશે કે–'સ્વામિનારાયણે અમને મ્લેચ્છ કહ્યા.' પણ અમે કહેતા નથી. પણ આ આઠ આગેવાન બ્રહ્માણો કહે છે. આ વિરુદ્ધ વાતને સાંભળીને વંશીધરનું મોઢું કાળુમશ થઈ ગયું અને સભામાંથી તત્કાળ ચાલી નીકળ્યો. એમ દરરોજ પ્રશ્નોત્તરો કરીને વેદધર્મનું સ્થાપન કરતા હતા.

એક દિવસે પટલે **વાંસજીભાઇએ** પાસે આવીને મહારાજને કહ્યું કે–'રસોઈમાં ઘી ખુટી ગયું છે જેથી આપણી લાજ જશે.' એ વાત સાંભળીને મહારાજ બોલ્યા કે–'લાજ તો લક્ષ્મીજીની જાય. આપણી ન જાય' એમ કહીને હાથમાં સોટી લઇને ઉઠયા તે જ્યાં પાકશાળા હતી ત્યાં આવીને જેટલા કુલ્લાં ખાલી હતાં તેને સોટી અડાડીને કહ્યું કે–' આ કુલ્લામાં ઘી ભરેલું છે' એમ કહીને વળી કુલ્લાંને સોટી મારી વળ્યા. એટલામાં તો સર્વે ખાલી કુલ્લાં ઘીથી ભરાઈ ગયાં. આવો અપૂર્વ પરચો જોઇને બધા બ્રાહ્મણો બોલ્યા કે–'સ્વા. ના. તો ધૂળની ખાંડ કરે અને લોટ પણ ધૂળનો કરે છે અને પાણીનું ઘી કરે છે.' માટે કોઇએ ખુંટવાની આશા રાખવી નહિ. આ પરચો તથા બીજો પ્રતાપ ઐશ્વર્ય જોઇને ઘોડાસર ગામના કેટલાક બ્રાહ્મણો વિગેરે ભાઈ બાઇઓ કહેવા લાગ્યા કે, આ સ્વા. ના. તો પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન છે' 'એવો નિશ્ચય કરીને સત્સંગી થઇને પ્રગટ સ્વા. ના. નું ભજન કરવા લાગ્યા. એ રીતે જેતલપુરમાં અઢાર દિવસનો યજ્ઞરૂપી મોટો ઉત્સવ કરીને હરિજનોને બહુ આનંદ પમાડીને ત્યાંથી ચાલ્યા તે ગામ **અડાળજ** આવ્યા. ત્યાં એક જબરી જુની જોવા લાયક વાવ્ય જોઇને તેમાં મહારાજે પાંચસો પરમહંસો સાથે સ્નાન કર્યું. તે વાવ્ય કરાવનારે તેની ઉપર શિલાલેખ કોતરાવ્યો છે. તેમાં એમ લખ્યું છે કે–'આ વાવ્ય કાંઈ માન મોટયપ માટે મેં કરાવી નથી પણ આમા કોઈ મોટા પુરુષ ન્હાશે તથા પાણી પીશે, તો મારો મોક્ષ થાય, એટલાસારૂ કરાવી છે' આવો લેખ વાંચીને સર્વે સંતો પાર્ષદો ન્હાયા. ત્યારે શ્રીજી મહારાજ એમ બોલ્યા કે–' આ વાવ્યના કરાવનારાં ધરમપુરવાસી બાઈ **કુશળ કુંવર** રાણી છે. એમ કહીને ત્યાંથી ચાલ્યા તે વડનગર –વિશનગર થઇને કારીયાણી પધાર્યા (૩૯)

તે સમયે અમદાવાદમાં **પેશ્વા** સરકારનું રાજ્ય હતું. એ શહેરનો કારભારી શક્તિઉપાસક હતો. એણે નરસેરામ તથા નથુરામને બોલાવીને કહ્યું કે–'તમે જેતલપુરમાં સ્વા. ના. ની સભામાં એમ કહ્યું કે–"બ્રાહ્મણ થઈને જે દારૂ માંસે કરીને શક્તિની પૂજા કરે તે મ્લેચ્છ કહેવાય' તે આ વાત શાસ્ત્રમાં છે કે સ્વામિનારાયણે તમને ધન આપવાથી તેમની મોબતથી એમ કહ્યું ?" ત્યારે તેમણે કહ્યું કે–'અમે સ્વા. ના. ની મોબતથી લેવાયા હતા,' પણ હવે જો સ્વા. ના. અહીં આવે તો એમની વાત છે' એવો મળીને ઠરાવ કર્યો. એ સમયે શ્રીજી તો કારીયાણીમાં રહ્યા થકા **રુદ્રી** કરાવીને બહુ બ્રાહ્મણોને જમાડતા હતા. તે સભામાં શ્રીજી એમ બોલ્યા કે-'આપણે જેતલપુરમાં મહાયજ્ઞ કરીએ.' એમ કહીને **ગોવિંદસ્વામીને** પ્રથમથી યજ્ઞ સામગ્રીની તૈયારી કરવા જેતલપુર ઝટ મોકલ્યા. મોકલેલ સ્વામીએ ત્યાં જઈને જલ્દી યજ્ઞ સામગ્રી તૈયાર કરી અને મહારાજને એ ખબર મોકલી. તેને સાંભળીને જ મહારાજ સંત મંડળને લઈને ચાલ્યા તે ગામ ભેંશજાળમાં આવીને રહ્યા. ત્યાંથી ચાલ્યા તે કંથારીએ થઈને નળકંઠામાં ફરતા ફરતા **જેતલપુર** આવ્યા. આ ખબર જાણીને અમદાવાદના બ્રાહ્મણોએ એક કપટ ગોઠવીને, એને એમ કહ્યું કે–"પહેલા યજ્ઞમાં તમારો બાપો મરી ગયો અને આ યજ્ઞમાં તમારો જ વારો આવ્યો છે" માટે તમો જો સ્વા. ના. ને અહીં બોલાવો તો આપણે પહેલાં વિચાર કર્યો છે તે પ્રમાણે તેમને પ્રશ્ન પૂછીએ.' એમ બ્રાહ્મણોએ અધિકારીને અવળું ભરવવાથી તેણે યજ્ઞ બંધ રખાવવાના ઈરાદાથી સ્વા. ના. ને તેડવા માટે જેતલપુર માણસ મોકલ્યો, તેણે આવીને બધી ખબર કહી, તેને સાંભળીને, મહારાજે કહ્યું કે–'હવે આપણને અહીં યજ્ઞ કરવા નહિ દે. પછી યજ્ઞની વાત બંધ રખાવીને તૈયાર કરેલી સામગ્રી ડભાણ

મોકલી દીધી. તે સમયે અમદાવાદમાં **લોલંગર** બાવાની જમાત આવી હતી. તેને પેશ્વાના દિવાને કહ્યું કે 'તમે સ્વા. ના. ને અહીં ઝાલી લાવો.' પછી તે જમાત અમદાવાદથી જેતલપુર આવતાં તેને રસ્તામાં ગામ **કરજીસણ**ના બ્રાહ્મણ **નાનાભાઈ** મળ્યા. તેમણે તે જમાતને પ્રિય હિત કહ્યું કે–' તમારે દ્વારકાની યાત્રા કરવા જવું છે, પણ તે દેશમાં રહેનારા જે કાઠી લોકો છે તે તેમના શિષ્ય છે, તે તમને સુખેથી યાત્રા કરવા દેશે નહિ અને બહુ કનડશે, માટે શા સારૂ સ્વા. ના. સાથે વૈર બાંધો છો. વગર કારણે બીજા માટે વૈર કરવું યોગ્ય નથી. મને તો એમ જણાય છે કે–' એમની સાથે મેળાપ રાખો તો વધુ સારૂં.' આ વાતને સાંભળીને સ્વાર્થી લોલંગર બાવે જમાતને રોકીને, નાનાભાઇ પ્રત્યે એમ કહ્યું કે–' સ્વા. ના. સાથે મેળાપ કરાવો તો ઘણું સારૂં.' આ વાતને સાંભળીને હિતેચ્છુ નાનાભાઈ મહારાજ પાસે આવ્યા અને બધી વાત કરી. મહારાજે નાનાભાઈને કહ્યું કે–'જાઓ જમાતને બોલાવી લાવો, આપણે અહીં કોટમાં જમાડીશું' ત્યારે નાનાભાઇએ ત્યાંથી જઇને લોલંગરને કહ્યું કે, 'જમાતને જમવા મોકલો.' એટલે તેણે જમાતને જમવા મોકલી. તેને મહારાજે બહુ હેતથી જમાડીને પાછી મોકલી. ત્યારે જમાતે લોલંગરને વાત કરી કે 'અમને સ્વા. ના. મહારાજે બહુ હેતે કરીને ખૂબ જમાડયા.' તે સાંભળીને બાવો લોલંગર બહુ રાજી થયો અને નાનાભાઇ પ્રત્યે બોલ્યો કે–'તમે બહુ સારૂ કર્યું.' (એમ અર્થવશાત્ બાવે બાવા સમજી ગયા) હવે સ્વા. ના. ને કહેશો કે–'અમો પટો ખેલતા ખેલતા આવીએ અને સ્વા. ના. અમારી રમત જોઈને રાજી થાય અને આ બાબતમાં તેમની રજા લઈને આવો.' આ વાત નાનાભાઇએ આવીને મહારાજને પૂછતાં, હા પાડી અને કહ્યું કે–' અમો મહોલ ઉપર બેસીશું' અને

તમારી રમત જોઇશું.' આ વાત નાનાભાઇએ લોલંગર બાવાને કહી, એટલે લોલંગરની આજ્ઞાથી જમાતના બધા બાવાઓ પચરંગી નિશાન ચઢાવીને, પટો ખેલતા ખેલતા તળાવને સામે કાંઠે આવીને નિશાન રોપીને બહુવાર પટો ખેલ્યા. તેને જોઇને મહારાજ બહુ રાજી થયા અને દાદાખાચર આદિક હરિજનોને કહ્યું કે-'જાઓ એમના નિશાનની આ પાંચ રૂપીયા તથા નાળીયેર તથા પુષ્પે કરીને પૂજા કરો. ત્યારે તેમણે તે પ્રમાણે પૂજા કરી. તેને જોઇને બાવાજી બોલ્યા કે-'અમારે પણ સ્વા. ના. ની પૂજા કરવા આવવું છે.' પછી પૂજાની સામગ્રી લઈને મહોલ ઉપર આવીને શ્રીજીની પૂજા કરી તથા ત્યાં પંચમુખી મહાદેવ પધરાવેલા છે તેમની પણ પૂજા કરી અને પછી મહારાજ પાસે બહુવાર બેસી, દર્શન કરી, વાતો ચિતો સાંભળીને ઐશ્વર્ય-પ્રતાપ જોઇને આતો સ્વયં ભગવાન છે' એમ જાણીને, પછી દ્વારકાની યાત્રા કરવા ગયા. તે વખતે મહારાજ મહોલ ઉપર બેઠા હતા અને સાધુઓ તળાવથી આથમણી બાજુએ એક વાડી હતી તેમાં સભા કરીને બેઠા હતા. તે સમયે વિષ્ણુ, બ્રહ્મા, શિવ આ ત્રણ દેવો આથમણી દિશાએથી પોતપોતાના વિમાનમાં બેસીને સાધુઓનાં દર્શન કરવા આવ્યા, તે સમયે તેજ બહુ વ્યાપી ગયું હતું. આવેલા ત્રણ દેવોએ સાધુસભામાં દેવદુર્લભ દર્શન કરીને, પોતપોતાનાં વિમાનોમાં બેસીને સ્વસ્થાને ગયા. તે વખતે બહુ તેજને લીધે કોઈને એમની ઓળખાણ પણ પડી નહિ. તેથી સાધુઓએ મહારાજને પૂછ્યું કે-એ ત્રણ કોણ દેવ હતા ? ત્યારે મહારાજે કહ્યું કે-એતો વિષ્ણુ, બ્રહ્મા અને શિવ તમારે સાધૂનાં **દર્શનં પુણ્યં** એમ માનીને દેવદુર્લભ દર્શને આવ્યા હતા. એ રીતે મહારાજ જેતલપુરમાં રહ્યા થકા અનેક પ્રકારના અલૌકિક ચિત્ર ચમત્કાર જણાવતા હતા. અને એમ કરીને સંત હરિભક્તોને પો-

તાંના દિવ્ય સ્વરૂપનું જ્ઞાન તથા પોતાની મૂર્તિનું મહાસુખ આપતા હતા. (૪૦)

મહારાજશ્રી તો જેતલપુરમાં વિરાજમાન હતા. તે અવસરે અમદાવાદથી મહારાજને તેડવા માટે તે દ્વેષી અધિકારીએ ફરીથી એક માણસ મોકલ્યો. તેણે આવીને કહ્યું કે–'સ્વા. ના. તમને સુબા સાહેબ ભદ્રમાં તેડાવે છે.' તેને મહારાજે કહ્યું કે–'અમો આવીશું.' એટલે તે માણસે જઈને ખબર કરી. પછીથી મહારાજ સંતમંડળ તથા પાર્ષદો તથા કાઠીના સ્વારો સાથે અમદાવાદ પધાર્યા. સંકેત મુજબ કચેરીવાળાએ 'સ્વા. ના. આવે છે' એમ જાણીને, ભદ્રમાં એક તેલનું ટાંકું હતું તેના ઉપર નીચે શેરીયાનાં ગોઠવીને ઉપર ગાદી તકીયો મૂકીને સુંદર આસન બનાવી રાખ્યું હતું. ટાંકામાં હથીયાર ઉભાં મુકી રાખ્યાં હતાં. આની ઉપર સ્વા. ના. ને બેસારવા એટલે એની મેળે ટાંકામાં પડશે અને મરી જશે. એવું કૂટ કપટ જાળ ગોઠવીને પછી સુબાને કહ્યું કે–'તમને તો તે મોહિની મંત્ર નાંખશે, માટે તમો સંતાઈને બેસો? ત્યારે તે કાળો કામળો ઓઢીને છેટે બેઠો. પછી બધા બ્રાહ્મણો બેઠા. મહારાજ તો બજારમાં થઈ ધીરે ધીરે ચાલતા થકા ભદ્ર આગળ આવ્યા અને કાઠી તથા સર્વ સંતમંડળને ત્યાં ઉભા રાખીને, ડાંગરવાના ડુંગરજી, દેવાનંદ સ્વામી અને મહારાજ આ ત્રણ જણા જ કચેરીમાં આવીને ઉભા રહ્યા. ત્યારે તે બધા કપટીએ કહ્યું કે–'બીછાવેલા આ આસન ઉપર બેસો.' ત્યારે સર્વજ્ઞ મહારાજે કહ્યું કે–'અમને શું કરવા તેડાવ્યા છે?' એમ કહીને આસનને પગની ઠોકર મારવાથી ગાદી તકીયો ટાંકામાં પડી ગયો. પછી મહારાજશ્રી વીરાસને વિરાજીને બોલ્યા કે –'શા સારૂ તેડાવ્યા છે' ત્યારે બધા બ્રાહ્મણો બોલ્યા કે–'તમને યજ્ઞો કરવાનો અધિકાર નથી' તેને સાંભળીને મહારાજે કહ્યું કે–'અયો-

ધ્યાની પાસે ત્રવાડીના **છપૈયા** એ અમારૂ મૂળ ગામ છે. અને અમો **શરવરીયા** બ્રાહ્મણ છીએ. અને અમે જો બ્રાહ્મણ ના હોઇએ તો દશ યજ્ઞો અમો કરીએ, નહિ તો તમો દશ યજ્ઞ કરો' આવું મહારાજનું સત્ય વચન સાંભળીને કંઇક આડું બોલવા મંડયા. ત્યારે મહારાજે કહ્યું કે–'કોઇક ભગવાન્ છે તે આવાં પાપો નહિ ખમી શકે' એમ કહીને જમણો હાથ પૃથ્વી ઉપર પછાડયો. તેણે કરીને તે પૃથ્વી કંપી અને કેટલાંક ટાંકાં તુટયાં. અને કચેરી વચ્ચે એક ગોખ હતો તે તુટી પડયો. તે વખતે સમર્થ **દેવાનંદસ્વામી** તો હાથમાં પાણી લઇને શાપ આપીને અમદાવાદને સાવ ઉંધુ નાંખવા તૈયાર થઇ ગયા. તેને જોઇને મહારાજે મોઢે હાથ દીધો અને તેમ કરવાની ના પાડી. ત્યારે ડુંગરજી તરવારનું મીણીયું કાઢી નાંખીને તરવારથી મારવા તૈયાર થઇ ગયા. તેમને પણ મહારાજે હાકલ કરીને તરવારને મ્યાનમાં કરાવી, ક્ષમા વ્રતની પરા કાષ્ઠા વાપરી. સમર્થ છતાં ક્ષમા કરવી એ બહુ કઠણ છે. તે સમે તે પૃથ્વી બહુ કંપી ઉઠી. આવો મહારાજનો ચિત્ર ચમત્કાર જોઇને તે નિર્દય સૂબો તથા કચેરીમાં બેઠેલા સર્વે માણસો ત્રાસ પામી ગયા અને વળી બોલ્યાં કે–'હે સ્વામિનારાયણ! તમને અહીં કોણે તેડાવ્યા છે.' એમ કહીને વળી કહ્યું કે–'અમારૂ રાજ્ય હોય ત્યાં સુધી તમારે અમદાવાદમાં આવવું નહિ.' ત્યારે મહારાજે કહ્યું કે–'તમારૂ રાજ્ય ન હોય ત્યારે આવીએ?' એમ ત્રણવાર કહીને ત્યાંથી ચાલી નીકળ્યા, તે ઘોડેસ્વર થઇને શહેરથી બહાર નીકળીને મુક્તાનંદસ્વામીને કહ્યું કે–'આજ તો અમારે ભગવાનપણું વાપરવું પડયું અને અમને તેલના ટાંકામાં હથીયાર મૂકયાં હતાં તે ઉપર બેસારીને માંરી નાખવા હતા. પણ અમે બેઠા નહિ.' આ અસહ્ય વાતને સાંભળીને આંખોમાં આંસુ આવ્યાં. તેને જોઇને મહારાજ બોલ્યા કે–'હે સ્વામી! 'તમો સાધુઓની અને અમારી

રક્ષાના કરનારા હવે આવે છે.' તે વાતને સાંભળીને બ્રહ્માનંદસ્વામી-એ કહ્યું કે-'**અન્યોઽપિ ધર્મરક્ષાર્થે**' એ શ્લોકમાં એમ કહ્યું છે કે-'ધર્મની રક્ષા કરવા હું પ્રગટ થઈશ' તે દહાડાના પાંચ હજાર વર્ષે પ્રગટ થયા. અને અમારાં હાડકાં રઝળશે ત્યારે રક્ષાનો કરનારો આવશે, તે શા કામનો?' ત્યારે મહારાજે કહ્યું કે-આ આવ્યા, તમો અમો દેખીશું?, ત્યારે વળી બ્રહ્માનંદે ફરી કહ્યું કે-'જેમ હનુમાનજી-નું પૂંછડું વધ્યું તેમ તમારૂ મોટાઓનું મોડું,' ત્યારે વળી મહારાજે ત્રણવાર ચપટી વજાડીને કહ્યું કે-આ રક્ષા કરનારા આવ્યા, એમ કહીને ખોખરા મહેમદાવાદ નિર્વિઘ્ન પધાર્યા. 'થોડાકને પાપે ઘણાને અનર્થ થાય એ યોગ્ય નહિ' એમ જાણીને મહારાજે કશું જ કર્યું નહિ, તેમ કરવા પણ દીધુ નહિ (૪૧)

મહારાજ ખોખરા પધાર્યા, તે સમયે **કાંકરીયા** સરોવર ઉપર ચાર જબર જમાતો આવીને ઉતરી હતી. તે સહજ **વૈરી** વેરાગીઓને શહેરના સુબાએ ઉશ્કેર્યા અને કહ્યું કે-' સ્વા. ના. ને પકડી લ્યો.' એ વાતને સાંભળીને તે વેરાગીઓની પાછળ સાધુઓ આવતા હતા તેમને પકડીને લઈ ગયા અને પોતાને ઉતારે જઈને મારવા મંડયા. અને જાણે ધર્મરાજાના ઘરના જેમ બોલે તેમ બિભત્સ બોલવા લાગ્યા. તેમાં કોઈ કહે કે-નાક કાપો, કોઈ કહે કે-હાથ કાપો, કોઈ કહે કે-માથુ કાપો અને કોઈ કહે કે કાન કાપો. એ રીતે બધા વેરાગીઓ એફામ બોલ્યા. તેમાંથી એક દ-યાળુ એમ બોલ્યા કે-'આ તો ગઉભેખ અને નિરપરાધી હોવાથી તેમને છોડી મૂકો.' એમ કહેવાથી સાધુઓને છોડી મૂક્યા. પછી તેઓ મહારાજ પાસે આવીને આ બધી ખબર કહી. તેને સાંભળી-ને શ્રીજી બહુ કોપાયમાન થઇ ગયા. અને ૪૦૦ સાધુઓને **સુરત** જવાની આજ્ઞા કરી. પછી પોતાના શૂરવીર પાર્ષદ આગળ વાત કરી કે

આપણું તો કાંઈ પણ ચાલ્યું નહિ, ત્યારે જ સાધુઓને સુરત મોક-લવા પડયા.' એ વિષમ વાત સાંભળીને શૂરવીર પાર્ષદો બોલ્યા કે –'હે મહારાજ ! ગામ સારૂ કે ગરાસ સારૂ કે બાયડી છોકરાં સારૂ માથું કપાવે છે, તો આતો ભગવાન્ સારૂ છે અને જે અવસરને હેવો માગે છે તે અવસર અમોને પ્રાપ્ત થયો છે. 'કામ પડે પૂઠ ફેરવે ધિક્‌ધિક્ તેની જનિતા ભારે મુઇ" જો તમારી રજા હોય તો અત્યારેજ જઇને એક એકનાં માથાં કાપી નાંખીએ. એમ વાતને સાંભળીને મહારાજે કહ્યું કે–'સવારે વાત !' એમ કહીને રાત્રિએ સુઈ ગયા. સવારે ઉઠીને બધી તૈયારી કરીને સર્વે ચાલ્યા તે કાંક-રીયા તળાવ જઇને સર્વે નાહ્યા અને ત્યાં હજારો ભડાકા કર્યા. તો પણ બીકણુ કોઈ સામું આવ્યું નહિ. ત્યારે દાદાખાચર વિગેરે પા-ર્ષદો પાછા વળી ખોખરા આવ્યા. મહારાજ વૈદ્યના મેડા ઉપર જમવા બેઠા હતા. તે સમયે કાંકરીયા ઉપર વેરાગીને ખબર થઈ કે 'જીવનમુક્તા ન્હાઇને ગયા. તેને સાંભળીને બધી જમાતો લડાઇ કરવા ખોખરા આવી. તેમને સમજુ લોકોએ બહુ વાર્યા પણ પાછા વળ્યા નહિ, અને મહારાજ સામે ચાર મહંતો આવ્યા. ત્યાં પાર્ષદો હથીયાર બાંધીને તૈયાર જ હતા. તેમને મહારાજે રજા આપી કે, 'તમારાથી થાય તે કરો,, ત્યારે તેમણે કોપાઈમાન થઈને ચાર મ-હંતોનેજ પહેલા માર્યા અને બીજા જે આગળ આવ્યા હતા તેમને મારતા મારતા કાંકરીયા સુધી લઈ ગયા. એ અવસરે મહારાજે એવો દિવ્ય ચમત્કાર દેખાડ્યો કે, 'જાણે સત્તાવીશ સત્તાવીશ વહેંત ઉંચા હજારો મારતા આવે છે' પછી પાર્ષદો કાંકરીયામાં સૂતક સ્નાન કરીને, લુગડાં તથા હથીયારોને ધોઇને મહારાજની પાસે આવ્યા. તે વેરાગીઓમાં કોઇનું માથું, તો કોઇના પગ, કોઇનો હાથ, તો કોઈનો કાન કપાઈ ગયો. એ રીતે શૂરવીર પાર્ષદો કચ્ચ-

રઘાણુ ઉડાડીને પાછા આવ્યા અને વેરાગીઓ રાનોરાન પાનોપાન થઇ ગયા. પછી મહારાજ પાર્ષદો સાથે ત્યાંથી ચાલ્યા તે **જેતલ-પુર** ક્ષેમકુશળ આવ્યા (૪૨)

ત્યાંથી ચાલ્યા તે ગામ **વેંલાલ** આવીને ભક્તવર્ય **જેશંગ-ભાઈ**ને ઘેર રાત્રિ રહ્યા. ત્યાં મહારાજે કહ્યું કે–'સવારે અમારે ચાલવું છે? તે સમયે તેમણે કહ્યું કે–'સર્વેના થાળ જમીને જજો.' ત્યારે મહારાજે કહ્યું કે–'સર્વેને આ ખબર આપજ્યો કે સર્વેનો એક એક લાડુ જમીશું.' પછી જેસંગભાઈએ સર્વેને ઘેર જઇને કહ્યું કે–એક એક લાડુ જમવાની મહારાજે હા પાડી છે, તે બશેર બશેરનો લાડુ બનાવજો. પછી મહારાજ પોઢી ગયા. સવારે ઉઠી ન્હાઈને બેઠા, તે સમયે સર્વે હરિજનોએ થાળ લાવીને મહારાજ પાસે મેલ્યો. તેને જોઈને મહારાજે જેસંગભાઇને કહ્યું કે–'આ તમારા લાડુ તો બહુ મોટા છે? ત્યારે તેમણે કહ્યું કે–'અમે પાટી-દાર જાડા, અમારી બુદ્ધિ પણ જાડી અને અમારા લાડુ પણ જાડા.' એમ રમુજ કરીને મહારાજને રાજી કર્યા. પછી સર્વેના થાળ જમી-ને, સંત પાર્ષદોને જમાડીને, ત્યાંથી ચાલ્યા તે ફરતા ફરતા **ગઢપુર** પધાર્યા (૪૩)

ત્યાં રહેલા મહારાજે એક સમયે **અઢીસો** સાધુઓને જામ-નગર મોકલ્યા. તે સાધુઓ શહેરથી ઉત્તરાદિ બાજુએ આવેલા **લખોટા** તળાવ ઉપર ઉતર્યા. તેઓ ગામમાં ભિક્ષા માગવા જાય ત્યારે કોઈ જારનો લોટ, કોઈ રોટલા, તો કોઈ ખીચડી નાંખે. એ રીતે ભિક્ષા કરીને ઉતારે આવીને સર્વે મળીને નદી ઉપર જઇને શુદ્ધ કરીને, તેના સરખા ગોળા વાળીને ભાગે પડતું આવે તેને જમતા. તે કોઇ દિવસ નવટાંક તો કોઈ દિવસ પાશેર મળતું. તેને જમીને ઉતારે "સ્વામિનારાયણ" એમ ભજન કરતા. તે સમયે

શહેરમાંથી કેટલાક વણિકજનો ભેગા થઈને ત્યાં આવીને સ્વરૂપાનંદ સ્વામીને પ્રશ્ન પૂછયો કે– તમારામાં કોઈ કૃષ્ણ જેસા હે'. ત્યારે સ્વામી બોલ્યા કે–'દેખ, એ સબ કૃષ્ણ જેસા હે'. એમ કહ્યું એજ સમયે અઢીસો સંતો કૃષ્ણ જેવા રુપે દેખાયા. આવો ચમત્કાર જેમના સંતોના વચનમાં છે, ત્યારે તેમના નિયંતા સહજાનંદસ્વામિને વિષે તો અનંત પ્રકારનાં ઐશ્વર્ય હોય એમાં શું કહેવું ? એ તો હોય જ. પછી સંત મંડળે મહારાજ ઉપર કાગળ લખ્યો કે–અહીં તો નવટાંક અન્ન કોઈ દિવસે મળે છે અને કોઈ દિવસે તો મળતું પણ નથી. કોરા કડાકા થાય છે. આ કાગળ વાંચીને મહારાજે ઉત્તર લખ્યો કે–

એક કુગ્રામમાં એક સદ્ગુરુ આવીને રહ્યા. તેમને એક ભાવિક વાણીયો દરરોજ એક શેર ચોખા આપતો. તેને જમીને ત્યાં રહેતા તે સમયે એક મુમુક્ષુ, સદ્ગુરુને શોધતો થકો ત્યાં આવતાંજ વિકરાળ કાળની મૂર્તિ દેખાતી હતી તે દૂર થઈ ગઈ, તેથી તેણે વિચાર કર્યો કે–'આ ગામમાં કોઈ સદ્ગુરુ હોવા જોઈએ.' પછી શોધતો શોધતો તે સદ્ગુરુ પાસે આવ્યો અને કહ્યું કે–'તમારી પાસે મારે રહેવું છે.' ત્યારે વૃત્તિહીન ગુરુએ કહ્યું કે–'અહીં કશું ખાવાનું મળતું નથી.' ત્યારે મુમુક્ષુએ પૂછયું કે–'તમો નિત્ય શું જમો છો? ત્યારે તેમણે કહ્યું કે–અમને એક વાણીઓ શેર ચોખા આપે છે તેને જમું છું.' ત્યારે તે મુમુક્ષુએ કહ્યું કે–'હું તે હાંલ્લીનું ધોવરામણ પીઈને રહીશ; પણ તમને મેલીને હવે જઈશ નહિ.' તે પછી બીજો મુમુક્ષુ આવ્યો તે તેમના ચોખાનું ધોવરામણ પીઈને રહ્યો. વળી ત્રીજો મુમુક્ષુ આવ્યો તે તો સદ્ગુરુના જમવાના પાત્રના ધોવરામણને પીઈને રહ્યો. એમ મુમુક્ષુઓ મોક્ષ માટે નિરાહાર રહ્યા હતા. અને તમોને તો તેમના કરતાં વધારે નવટાંક પાશેર અન્ન મળે છે' આવો

ઉત્તર સંતો ઉપર લખી મોકલ્યો.

આ પત્રને સર્વ સંતો ભેળા થઇને વાંચીને બહુ હર્ષ પામ્યા. સંતોમાં તૈલંગ દેશના **ગોપાળાનંદ** વિગેરે પાંચ સાત નાના સાધુ હતા તેમણે ભુખ ન સહન થવાથી સ્વરૂપાનંદસ્વામીને પૂછ્યું કે–'આ નદીમાં ધોએલા મૂળાનાં પાકાં પાંદડાં પડ્યાં રહે છે, તેને તમે કહો તો ગોળામાં નાંખીએ, 'ભુખને તુલ્ય બીજું કોઈ દુઃખ નથી.' ત્યારે સ્વામીએ તેને જમવાની હા કહી.' પછી અદ્‌ભુતાનંદે સ્વરૂપાનંદને પૂછ્યું કે–'આ તળાવની ખરવટ ખારી ચાટીએ' '**बुभुक्षितं न प्रतिभाति किंञ्चित**' ત્યારે તે સ્વામીએ કહ્યું કે જાવ ચાટો. ત્યારે આ સ્વામિ કહે છે કે–'અમે ચાર દિવસ ખરવટ ચાટીને પાંચમે દિવસે બપોરે ગોળા જમીને પાણીને પીઇને નદીને કાંઠે બેઠા અને ત્યાં બહુવાર પ્રશ્નોત્તરો કરતાં ત્રીજો પહોર થયો. તે સમયે **જામસાહેબ** ઘોડાવહેલમાં બેસીને હનુમાનજીનાં દર્શન કરીને ત્યાં થઈને જતાં, અમને દેખીને બોલ્યા કે–'આ કેના સાધુઓ છે?' ત્યારે જાસુસે કહ્યું કે–'આ તો સ્વા. ના. ના સાધુઓ છે.' એટલે દયાળુ રાજાએ પૂછ્યું કે–'આટલા બધા ક્યાં જમે છે? ત્યારે જાસુસે કહ્યું કે–'શહેરમાં ભિક્ષા કરે છે' ત્યારે વળી રાજાએ પૂછ્યું કે–' આટલા બધા સાધુઓનું ભિક્ષાથી કેમ પૂરુ થાય? એમ પૂછીને કહ્યું કે–'સવારે આપણી રસોઇ છે, એમ કહો ત્યારે તે જાસુસે આવીને સ્વરૂપાનંદને કહ્યું કે–'સવારે રાજાની રસોઈ છે.' તેને સાંભળીને સ્વામીએ કહ્યું કે–'અમારા ગુરુની આજ્ઞા નથી.' ત્યારે વળી જાસુસે કહ્યું કે–'રાજાની રસોઇ તો જરૂરથી લેવી પડશે.' ત્યારે સ્વામીએ કહ્યું કે–'તમારૂ ગામ પડયું રહ્યું, અને બીજે ગામ જઇશું, એમ સાંભળીને જાસુસે આવીને રાજાને કહ્યું. ત્યારે રાજાએ કહ્યું કે–' એમને કુરાજી ન કરવા. એમને જઈ ને એમ કહો કે–'અમો તમારી વાતમાં

કંઈપણ જાણુતા નથી. પરંતુ અમારૂ અન્ન કોઇ રીતે તમારા મુખ-માં આવે એવો ઉપાય અમને બતાવો.' પછી જાસુસે રાજાનું વિનય વચન કહી સંભળાવ્યું, એટલે સ્વામીએ કહ્યું કે-'ગામમાં ઝોળી માગવા સારૂ આવે ત્યારે ઝોળીમાં અન્ન નંખાવશો, તેને સાધુઓ જમશે.. આ વાત જાસુસે રાજા પાસે આવીને કહી, એટલે રાજાએ ભિક્ષુકને અન્ન આપવામાં બહુ પુણ્ય છે એમ માનીને નવી બાજરી દળાવીને મોદીખાને લોટ તૈયાર રખાવ્યો. અને ગોળ તથા ઘી પણ તૈયાર કરાવ્યું. પછી પ્રત્યેક દરવાજે મનુષ્યો ઉભાં રાખ્યા હતાં તેને કહ્યું કે-' સાધુઓ ગામમાં માગવા આવે ત્યારે તેમને મોદી-ખાને તેડી લાવીને લોટ, ગોળ, ઘી આપી ગાંસડી બંધાવીને ઉતારે મોકલવા. એ રીતે ભિક્ષા માગવા ગએલા સાધુઓને લોટ, ગોળ, ઘીની ગાંસડી બંધાવીને ઉતારે મોકલ્યા. ગાંસડી બાંધી લાવેલા સાધુંઓને સ્વામીએ પૂછ્યું કે-'આ ક્યાંથી લાવ્યા. ત્યારે તેમણે કહ્યું કે-રાજાએ દરવાજે મનુષ્યો ઉભાં રાખ્યાં છે તે મોદીખાને લઇ જઇ ને આપે છે, તે અમો લાવ્યા છીએ, પરાણે લાવ્યા નથી, ત્યારે સ્વામીએ કહ્યું કે-'મહાપુરુષો ! ઉઠો. ફુલેર કરીને ઠાકોરજીને ધરા-વીને જમો. આ રીતે છ દિવસ પુણ્યશાળી રાજાએ સાધુંઓને જમાડ્યા. પછી સ્વામી બોલ્યા કે-'ગામ ચેત્યું છે માટે હવે અહીં-થી ઉઠો.. ( સન્માન થતું હોય ત્યાં ન રહેવું ) ડભાણમાં મહારાજ યજ્ઞ કરવાના છે ત્યાં ચાલો. પછી ત્યાંથી ચાલ્યા તે ફરતા ફરતા કારીયાણી આવ્યા. માર્ગમાં આવતાં **નિત્યાનંદસ્વાંમી** બહુ ભૂ-ખ્યા થવાથી એક ખેતરમાંથી ગવારનાં પાનાં ખાધાં. ભૂખ્યા હોય તે ગમે તે હલકું પણ ખાય. પછી કારીયાણી આવ્યા. મહારાજ પણ ગઢડાથી ચાલ્યા તે બોટાદ સારંગપુર થઇ **કારીયાણી** આવી સર્વ સંતોને મળીને તે દિવસ ત્યાં રહ્યા. બીજે દિવસ રસોઇ કરા-

વીને સર્વ સંતોને જમાડીને સભા કરીને બેઠા અને સંતોને સુખ દુઃખની વાતો પૂછવા લાગ્યા. (૪૪)

મહારાજશ્રી વનમાં ફરતા હતા તે વખતે ઝાડીમાં એક ગામ આવ્યું. તેમાં એક **જેરામ** અને તેની મા **સમાજસી** બન્ને રહેતાં. જેરામ ઘર મુકીને મહારાજ પાછળ ચાલી નિકળ્યા તે દ્વારકા થઈને મહારાજને ખોળતો થકો **કારીયાણી** આવ્યો. તેણે મહારાજને સભામાં બેઠેલા જોયા પણ યથાર્થ રીતે ઓળખ્યા નહિ હોવાથી છેટે ઉભો રહ્યો. રાંકની પેઠે બીચારો તેને જોઈને મહારાજ બોલ્યા કે 'આવ્યા જેરામ! એટલો શબ્દ સાંભળતાં તેણે દોટ મુકી તે કોઈના પગ ઉપર તો કોઈના હાથ ઉપર પગ મુકતો થકો મહારાજ પાસે ગયો અને બાળમિત્ર મહારાજના ચરણમાં પડીને અતિશય રડવા મંડ્યો. તેને જોઈને સુરાખાચર આદિક કાઠીઓ પ્રકૃતિ પ્રમાણે બોલ્યા કે—"ગધીના વાઘરા ભાગું જા ભાગું જા, અભડાઈ માર્યા, આ બિભત્સ શબ્દ સાંભળીને મહારાજે કાઠીઓને કહ્યું કે–કોઈ બોલશો નહિ. એટલે કાઠીએ જાણ્યું કે–કોઈ મુક્ત આવ્યા હશે? પછી બ્રહ્માનંદ સ્વામીએ પૂછયું કે—આ કોણ છે! ત્યારે મહારાજે કહ્યું કે—'આ તો અમારા ભાઈબંધ છે.' તેને સાંભળીને સ્વામી બોલ્યા કે–'તમને તો આવાને આવાજ ભાઈબંધ ઠીક મળે છે? કૃષ્ણાવતારમાં સુદામા દરિદ્ર મળ્યા. અને આ અવતારમાં આ મળ્યા' એમ રમુજ કરીને મહારાજને રાજી કર્યા. પછી મહારાજે જેરામને પૂછયું કે—'તમારી આંખ્ય શાથી ગઈ?' એટલે તેણે કહ્યું કે—'ભવાની નિકળવાથી આંખ્ય ગઈ છે.' પછી જેરામે કહ્યું કે—'હે ઘનશ્યામ! તુંમકું ઢુંઢ ઢુંઢ મેરા પાવ દુઃખ ગયા ત્યારે તમારી ભેટ હુંઈ,' એમ પરસ્પર વાત કરીને મહારાજે સાધુ કરીને **જિજ્ઞાસાનંદ** નામ પડયું. (૪૫)

મથુરામાં **લક્ષ્મીદાસ** નામના એક ભારે શાહુકાર હતા. તેણે વૃંદાવનમાં દેવના મંદિરમાં સોનાનો સ્તંભ કરાવ્યો હતો. તેમના બે મુનીમોને સ્વા. ના. નો ચમત્કાર પ્રતાપ સાંભળીને નિશ્ચય થયો કે 'આ સ્વયં ભગવાન્ છે'. પછી વૈરાગ્ય પામીને ત્યાંથી ચાલવા તૈયાર થયા. ત્યારે તે શેઠે કહ્યું કે–'તમો અહીંથી જશો નહિ, અમે તમને બે ત્રણ ઘણો પગાર આપીશું.' તે સાંભળીને તેમણે શેઠને કહ્યું કે–'અમને તમારી બધી મીલકત આપી દ્યો તો પણ અમો અહીં રહીશું નહિ.' એ વાતને સાંભળીને શેઠે કહ્યું કે–'મારે શરીરે એવો રોગ છે કે–'શેર જાડા ચોખા મીઠા વિનાના પચે છે, બીજું કશુંજ પચતું નથી, તે તમો જાણો છો. તે માટે તમો મારી એક અત્તરની શીશી રૂ. ૩૦૦ રૂપીયાની છે તે સાથે લઇ જાઓ. અને તે શીશી સ્વા. ના. ને આપીને કહેશો કે–' મારૂ સારૂ થાય ? એમ કહીને પછી પોતાના બન્ને મુનીમોને રજા આપીને વિદાય કર્યા. તેઓ ફરતા ફરતા તે દિવસે કારીયાણીમાં આવીને મહારાજના હાથમાં અત્તરની શીશી ભેટ તરીકે આપીને કહ્યું કે–' અમારા શેઠે કહ્યું છે કે–' અમારૂં સારૂ થાય તેમ કરજો ? એ વાત સાંભળીને શીશીમાંથી અત્તર કાઢીને પોતાની હથેળીમાં લઇને સર્વ સંતોની નાસિકાએ ચરચ્યું. અને તે વિરક્ત બન્નેને સાધુ કરીને **રામાનુજાનંદ** તથા **બાળમુકુંદાનંદ** એવાં નામ પાડ્યાં. એ સમયે સાધુઓની નાસિકાએ અત્તર ચરચ્યું તે ઘડીને આરંભીને બહુ દૂર મથુરામાં રહેલા પણ લક્ષ્મીદાસ શેઠને અઢારેય રસાળ પચવા લાગી. એવો પ્રબળ પ્રતાપ જોઇને લક્ષ્મીદાસે નિશ્ચય કર્યો કે–'આ સ્વા. ના. તો સ્વયં ભગવાન છે' એમ નિશ્ચય કર્યા પછી બે ત્રણવાર સારો ભારે પોષાક મોકલીને સ્વા. ના. નું ભજન કરવા લાગ્યા. (૪૬)

મહારાજશ્રી કારીયાણીથી સંતોને સાથે લઈને ચાલ્યા તે ગામ **પોલારપુર** અને **ખરડ** ગામ આવ્યા. ત્યાંથી **ગાંફ** થઇ **કમીયાળે** ગયા. ત્યાંથી નાની **બોરૂ** થઈને ગામ **સીંજીવાડે** આવીને **જગુ બારોટ**ને ઘેર રાત રહીને, ત્યાંથી ચાલ્યા તે ગામ **મેળાવ** થઈને **ડભાણ** પધાર્યા. ત્યાં સભા ભરીને સર્વ સંતો પાર્ષદો કાઠીઓને બેસારીને યજ્ઞનો સામાન લાવવાનો આરંભ કર્યો. તે લેવા માટે ખંભાતે ૬૦, ગાડાં મોકલ્યાં. તે ગાડાવાળાઓ જે શેઠના નામની ચીઠ્ઠી હતી તે ભુલી ગયા, તેથી ગાડાં શહેર બહાર મેદાનમાં છોડીને પરસ્પર પૂછી વળ્યા. પણ ચીઠ્ઠી ભુલી ગયા હોવાથી વિચારમાં પડી ગયા. તે સમયે મહારાજ પોતે શેઠનો વેષ લઇને બે-ચાર વાણોતરને સાથે લઈને ત્યાં આવ્યા. તેમણે તે ગાડાંવાળાને પૂછ્યું કે–'આ કેનાં ગાડાં છે? ત્યારે તેમણે જવાબ આપ્યો કે–'સ્વા. ના. નાં છે' પછી શેઠે કહ્યું કે–'અહીં કેમ બહાર છોડયાં છે?' ત્યારે તેમણે સાચું કહ્યું કે–'ચીઠ્ઠી લાવનાની ભુલી ગયા છીએ.' એટલે શેઠે કહ્યું કે–'અમારે અને સ્વા. ના. ને ઘણો મેળાપ છે; તેથી ગાડાં અમારી દુકાને રોકો અને જે સામાન જોઈએ તે લઈ જાઓ.' એમ કહીને ગાડાં મંગાવીને પોતાની મોટી દુકાનેથી સામાન ભરાવીને વિદાય કર્યા. એટલે તેમણે કહ્યું કે–'તેના હિસાબનો આંકડો આપો.' ત્યારે શેઠે કહ્યું કે–'અમો અને સ્વા. ના. સમજશું. તમારે તેનું કોઇ પ્રયોજન નથી.' એમ કહીને પોતે ગાડાં હંકાવીને પોતે તો રહી ગયા. આ રીતે ડભાણના યજ્ઞકર્તા હરિજનોને અપૂર્વ પરચો પૂર્યો. તેવામાં સુરતના ભાવિક હરિજનો બરફીની માટલી લાવ્યા હતા તેને લઈને મહારાજ તથા મુકુંદ બ્રહ્મચારી બન્ને, સર્વ સંતમંડળ તથા કાઠી મંડળને મેલીને છાનામાના ત્યાંથી ચાલ્યા તે ગામ **ઘોડાસર** આવ્યા. ત્યાંના ઠાકોર **જાલમખાંટ** હતા. તેમનાં માજી રામચંદ્રજીની મૂર્તિ

પૂજતાં હતાં. જેતલપુરના યજ્ઞમાં મહારાજનો પ્રતાપ જોઈને સત્સંગી થએલાં અંબા બાઈએ તેમને વાતો કરીને મહારાજની મૂર્તિનું વર્ણન કરી બતાવ્યું હતું. તેવી જ મૂર્તિએ રાતે ઠાકોરની માને સ્વપ્નામાં દર્શન દીધાં અને પૂજ્ય રામચંદ્રની મૂર્તિએ પણ કહ્યું કે- 'કલ્યાણ જોઈએ તો સ્વા. ના. નાં આશ્રિત થાઓ.' એ બે વાતને જોઈને ઠાકોરની માએ **અંબા** બાઈને કહ્યું કે–'તમે સ્વા. ના. ની મૂર્તિનું જેવું વર્ણન કર્યું હતું તેવા જ મને સ્વા. ના. ભગવાને દર્શન દીધાં છે. માટે અમને સ્વા. ના. ના આશ્રિત કરો.' એટલે એ બાઈએ તેમને સત્સંગ કરાવ્યો. તે ઠાકોરની માએ પોતાના પુત્ર જાલમખાંટને સત્સંગ કરાવીને કહેલું કે-'આપણે સ્વા. ના.ને અહીં તેડાવો.' ત્યારે તેમણે કહેલું કે–'બહુ સારૂ માજી! જ્યારે તેઓ આ દેશમાં આવશે ત્યારે તેમને તેડાવીશું. આવો એમનો રૂઢ સંકલ્પ જાણીને મહારાજ ત્યાં પધાર્યા. એ ઠાકોર મહારાજને 'બાપો' કહેતા અને સાધુ આવે ત્યારે 'બાપાના સાધુ' એમ કહેતા. ઠાકોરને તેડવાનો સંકલ્પ જાણીને મહારાજશ્રી વર્ણીને કેડે રાખીને બરફીની માટલી પોતે લઈને જાલમખાંટને ઘેર એકલા પધાર્યા. અને તેમના આગળ બરફીની માટલી મૂકીને કહ્યું કે–'બાપા'એ આ પ્રસાદ મોકલ્યો છે.' ત્યારે તેમણે કહ્યું કે–'બાપો' કેવા છે?' ત્યારે મહારાજે કહ્યું કે–'હું જેવા અને મારા જેટલા ઉંચા છે અને મારા જેવો જ આકાર છે' ત્યારે વળી ઠાકોરે પૂછ્યું કે–'બાપો મને દર્શન દેશે? ત્યારે મહારાજે કહ્યું કે–'બાપો દર્શન દે છે અને કેડે આવે છે. એમ કહેતાં, ઠાકોર ઉઠયા તે ગામની આથમણી તરફ બે ખેતર દૂર ગયા. પછી બ્રહ્મચારીને દરબારમાં લાવ્યા. તેને જોઈને કહે કે–બાપો આવ્યા. તેને સૂંણીને બ્રહ્મચારી બોલ્યા કે–બાપો તો તમને પ્રસાદી આપીને ગયા એજ છે. અને હું તો બ્રહ્મચારી છું. તે સાંભળીને ઠાકોર બોલ્યા

કે–'હું તો આ મર્મ ભાષામાં કાંઈ જ સમજ્યો નહિ.' એમ કહીને ઉતાવળા ઘોડી ઉપર સ્વાર થઈને પાછળ જઈને મહારાજને પકડી પાડ્યા. પછી તેમને કહ્યું કે–'હું તો કંઈ સમજ્યો નહિ અને તમો તો તત્કાળ ચાલી નિકળ્યા.' પછી મહારાજને કહ્યું કે–'તમો આ ઘોડી ઉપર બેસો.' ત્યારે મહારાજે કહ્યું કે–'અમને તો ઘોડી ઉપર બેસતાં આવડતું નથી' ત્યારે વળી દરબારે કહ્યું કે–'હું ઘોડીને દોરીશ અને તે ઘોડી પાડે એવી નથી.' તો પણ મહારાજ બેઠા નહિ. પછીથી ગામમાંથી સુખપાલ, વાજીંત્ર, નિશાન, એ આદિક સામૈઆનો સામાન મંગાવ્યો. મહારાજને પાલખીમાં બેસારીને દરબારે પોતે પાલખી ઉપાડી, ત્યારે મહારાજે કહ્યું કે 'તમે રહેવા દ્યો' ત્યારે દરબારે કહ્યું કે–'ભોઈનો અવતાર આવ્યો હોત તો જેની તેની પાલખી ઉપાડવી પડત. અને આતો બાપાની પાલખી ઉપાડવી એ-તો મહાભાગ્યે મળે પણ અલ્પ પુણ્યે મળે નહિ,' એમ કહીને મહા-રાજને રાજી કર્યા. પછી ગામની ભાગોળ સુધી દરબારે પાલખી ઉપાડી. પછી મહારાજે કહ્યું કે–'હવે તમે રહેવા દ્યો અને ઘોડે-સ્વાર થાવ.' ત્યારે તેમણે તેમ કર્યું અને વાજતે ગાજતે ગામમાં ફરતા ફરતા દરબારમાં પધરાવ્યા. બ્રહ્મચારીએ મહારાજ માટે દુધ-પાક, પુરી, લાડુ, ભજીયાં, વડાં, શાક, રાઈતાં વિગેરે સર્વ વસ્તુનો થાળ બનાવ્યો હતો તે પીરસીને મહારાજને બાજટ ઉપર જમવા બેસાર્યા.

મહારાજ જમતી વખતે જમણા પગને ઉભો રાખીને ડાબા પગની પલાંઠી વાળીને ઉગમણે મુખારવિંદે બેઠા. દરબારનો અને તેમની માનો બહુ પ્રેમ જોઈને ધીરે ધીરે બહુજ વાર જમ્યા. પછી ચળુ કરીને હાથને રુમાલથી લુંછીને, પાનબીડીનો મુખવાસ લઈને સભામાં વિરાજમાન થયા. તે સમયે મહારાજનાં દર્શન કરીને હજા-

રો મનુષ્યને સમાધિ થઈ ગઈ. તેને જોઇ જાણીને દરબાર તો બહુજ આશ્ચર્ય પામ્યા અને એમ જાણ્યું કે–'આતો પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છે અને સર્વકર્તા છે' એવો પાકો નિશ્ચય કરીને મહારાજને કહ્યું કે–'તમો ભગવાન છો, માટે હવે અહીંજ રહો.' એવું સાંભળીને મહારાજે કહ્યું કે–'અમે તો ડભાણમાં યજ્ઞ કરવા આવ્યા છીએ, એ યજ્ઞમાં કેટલાક લોકો વિઘ્ન કરવા ઈચ્છે છે, તેમાં સહાય કરો' એવું વચન સૂણીને જાલમખાંટ બોલ્યા કે–'તમો કહો તો લાખ કામડી સાથે લઇને આવું. થોડા કહો તો થોડા લઉં, જરાપણ મારા અંતરમાં કોઇનો પણ ભાર તમારા પ્રતાપથી નથી' 'ત્યારે મહારાજે કહ્યું કે–'અમારી સાથે થોડાક શૂરવીર કાઠીઓ તો છે, માટે થોડાક મનુષ્યો લ્યો.' આ વાતને સાંભળીને દરબારે સંકેત કરવાથી બહુ મનુષ્યો ભેગા થઇ ગયા. સીતેર મણનો શીરો અને તે પ્રમાણે અફીણ ઉડી ગયું. એટલાં માણસોને જોઇને મહારાજે કહ્યું કે–'આટલાં બધાં મનુષ્યોની જરૂર નથી, હજાર પંદરશો માણસો લ્યો. તેને સાંભળીને તેટલાં માણસોને લઇને તૈયાર થયા. પછી મહારાજ પણ તૈયાર થઇને ચાલ્યા. તે વખતે દરબારનાં માતુશ્રીએ કહ્યું કે–'દયા કરીને પધારજ્યો.' ત્યારે મહારાજે કહ્યું કે–'તમારો સંકલ્પ જાણીને આવ્યા અને તે પૂરો કર્યો. અને ફરી તેડાવશો ત્યારે આવીશું. એમ કહીને પાલખીમાં બેસીને જાલમખાંટને સાથે લઇને વાજતે ગાજતે રસ્તામાં આગળ ચાલતાં આવેલા ગામ **હાથરોલી**ની ભાગોળે આવ્યા. ત્યારે ત્યાંના દરબારે મહારાજને વાજતે ગાજતે પોતાને ઘેર પધરાવીને પૂજા કરીને પાછા વળાવ્યા. તે સમયે ડભાણુથી કાઠીયો તથા સુરતના હરિભક્તો સામા આવ્યા. તેમાં સુરતના ભક્તોએ ભારે ભારે વસ્ત્રો આપ્યાં અને એક ૧૮૦૦,રૂપીયાનું મંડીલ મહારાજને મસ્તકે બંધાવ્યું અને વેઢ વીંટીઓ કડાં સાંકળાં બાજુ-

બંધ પહોંચી ઈત્યાદિ દાગીના તથા વસ્ત્રો આપ્યાં, એ સર્વ મળીને દશ હજારનો પોષાક થાય. તે મહારાજના સર્વ અંગો ઉપર ધારણ કરાવ્યો. અને પીળુ છત્ર તથા અબદાગીરી તથા બે ચામર તથા ઘોડીનું ચોકઠુ તથા કોટીયું તથા ડુમરી, ઈત્યાદિ સર્વ કીંમતી વસ્તુઓ તથા ફળ ફુલ બરફી પેંડા આદિકની ભેટ મહારાજના મુખ આગળ મૂકીને, પછીથી મહારાજની મોટી આરતી ઉતારીને મહારાજને પગે પડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. એમ ગામ **ઘોડાસરનો** મોટો ઉત્સવ પૂરો થયો.

પછીથી મહારાજશ્રી પાલખીમાંથી ઉતરીને ઘોડેસ્વાર થઈને સર્વેને દર્શન દેતા દેતા ચાલ્યા તે સમયે અમદાવાદના હરિભક્તો અઢાર જોડ ત્રાંસાં લઈને સામા આવ્યા અને તેમણે મહારાજના દર્શન કરીને જોરથી વાજાં વગાડવા માંડયાં. તે સમયની અદ્‌ભૂત અપૂર્વ શોભાને જોવા માટે બ્રહ્માદિ દેવો પોત પોતાના વિમાનમાં બેસીને આકાશ માર્ગે ત્યાં આવીને ઊભા રહ્યા. અને અતિ હર્ષથી મહારાજની ઉપર પુષ્પ ચંદનનો વર્ષાદ કરવા લાગ્યા. તે સમયે સમીપે રહેલા અદ્‌ભુતાનંદસ્વામી કહે છે કે—તે સમયે મહારાજનું મુખારવિંદ, છત્રની છાયાથી પીળા વર્ણવાળું અને ભાલની કાંતિથી શ્વેત વર્ણવાળા અને મહારાજ પોતે ગૌરવર્ણવાળા છે. એ રીતે ત્રણ વર્ણવાળા મહારાજનાં દર્શન થતાં હતાં. તે સમયની શોભા વર્ણન કરી શકાય નહિ એવી અદ્‌ભુત હતી. આવી શોભાને ધારણ કરતા થકા, સવારના પહોરમાં ધીરે ધીરે ચાલતાં **ડભાણના** સીમાડામાં આવ્યા.

તે સમયે ગામ ખેડાથી **ચાર સાહેબો** પોતાના ઘોડા ઉપર સ્વાર થઈને ત્યાં આવ્યા. અને ઘોડાને છેટે રાખીને પગપાળા ચાલીને બેજણ મહારાજના જમણા ચરણારવિંદને અને બેજણ ડાબા ચર -

B|03



ણારવિંદને પગે લાગ્યા. અને અતિ હેતે કરીને આંખમાં હર્ષનાં આંસુ બહુ લાવવાથી મહારાજની મોજડીઓ પલળી ગઇ. તેને જોઇને મહારાજ બોલ્યા કે–'જેવું મુક્તાનંદસ્વામીને અમારા ઉપર હેત છે તેવું આ ચાર સાહેબોને છે' એમ બોલીને પછી સાહેબને કહ્યું કે –'અમે તમારી વિલાયતમાં આવ્યા હતા' ત્યારે એરણ તથા લોંગ સાહેબ બોલ્યા કે–'અમારાં ઘરાં કયા દ્વારનાં છે?' 'તમારાં ઘરો ઉગમણા દ્વારનાં છે અને ફલાણા ફલાણા સગા છે.' એમ તેમનાં નામ દીધાં. તેને સાંભળીને બન્ને સાહેબો વિગેરે બહુ આશ્ચર્ય પામ્યા અને મહારાજને કહેવા લાગ્યા કે–'તમે તો સર્વ જગતના કર્તા છો અને જેમ હથેળીમાં આંમળું દેખે તેમ સર્વ જગતને પ્રત્યક્ષ દેખો છો. તેથી તમો અમારા સ્વામી છો. અને અમો સેવકો છીએ, માટે અમને જે કાંઈ આજ્ઞા કરશો તે અમો કરીશું' ત્યારે મહારાજે કહ્યું કે–'અમે ડભાણમાં યજ્ઞ કરીએ છીએ, તેમાં કોઇ ઇર્ષ્યાવાળા લોકો વિઘ્ન કરવા ઇચ્છે છે, તેમાં તમારે રક્ષા કરવી.' ત્યારે સાહેબે કહ્યું કે –'હજાર સોલજર લઇને આવીએ, ત્યારે મહારાજે કહ્યું કે–'એટલા બધાનું કામ નથી. થોડાકને લઇને આવજો.' એમ કહીને એમને પ્રસાદ આપીને જવાની રજા આપી, ત્યારે તેઓ પગે લાગી વિનતિ કરીને ચાલ્યા ગયા. મહારાજ ત્યાંથી ચાલ્યા તે ધીમે ધીમે હરિભક્તોને દર્શન દેતા દેતા ઉતારામાં આવીને સભા કરીને બેઠા. તે સમયે દેવતાઓએ મહારાજ તથા સંતોની ચંદન પુષ્પાદિવડે પૂજા કરી અને પોતાને સ્થાને ચાલ્યા ગયા. અને મહારાજશ્રી થાળ જમવા પધાર્યા. તે સારી રીતે જમીને ચળુ કરીને મુખવાસ લઇને ઉતારે આવીને બે ઘડી પોઢી ગયા. પછી સંતોની પંક્તિ થઇ, તેઓ જમીને સભા કરીને બેઠા. તે સમયે મહારાજ સભામાં આવીને વિરાજ્યા.

ગામથી આથમણી બાજુએ યજ્ઞશાળામાં બાંધેલાં પડનાળાંમાંથી

ચારે તરફથી પુષ્કળ ઘી હોમાતું હતું. અને હજારો વેદીયા બ્રાહ્મણો આહુતીઓ આપતા હતા, તેનો મોટો સાદ દશેય દિશામાં વ્યાપતો હતો અને બ્રાહ્મણોની પાકશાળા તો ઉગમણી તરફ તળાવ ઉપર હતી. અને સભા બેસવા માટે અઢાર વાંધાં મોટો માંડવો બાંધ્યો હતો. તેના મધ્યમાં મહારાજને બેસવા મંચ બાંધ્યો હતો, તેની ઉપર વિરાજમાન થતા અને દરરોજ પ્રશ્નોત્તરો થતા. બ્રાહ્મણો રસોઈ કરવા ઉઠે નહિ અને સંતાઈ જાય. ત્યારે મહારાજે કાઠીઓને કહ્યું કે–'જેને ડાબે ખભે જનોઈ હોય તેને તલાવમાં નવરાવીને પાકશાળામાં ઘાલી દ્યો.' પછી તેમણે તેમ કર્યું. એમ રસોઈ પરાણે નિત્ય કરાવતા. એમ નિત્ય પાકી રસોઈ જમાડતા. એક દિવસે બ્રાહ્મણોને કુબુદ્ધિ આવવાથી ઉપાધિ કરવા માંડી. કેવી તો? ઘીનાં કુલ્લાના દાટા કાઢી નાંખીને ઘીને તમાણુમાં રેડે અને લાકડાં સળગાવે, વાસણો થોડાં જોઈએ એ માટે વીશ મણુ લાડુ માય એવી ચાર ચાર પૈડાની ગાડીઓ પંગતમાં ફરે એવી મોટી બનાવી હતી. તેમાં લાડુ ભરીને પંગતમાં પીરસતા. છતાં 'લાડુ ખુટી ગયા' એવી બૂમો પાડે, વળી ખુટાડવાના ઈરાદે લાડવાને તલાવમાં નાંખે, ઈત્યાદિ ઘણી ઉપાધિ કરવા મંડયા. આ ઉદ્ધતાઈ જોઈને, મુકુન્દ બ્રહ્મચારી તો મહારાજને કહી આવ્યા. તેને જાણી તે બ્રાહ્મણોએ બ્રહ્મચારીને કહ્યું કે–'અમો તમને મારીશુ.' ત્યારે તેમણે કહ્યું કે–'મારી પાછળ કોઈ રાંડનારી નથી, છેડો વાળનારી નથી' પણ તમો સો બસો જણા ચુડા ભગાવીને ચોટલા ઉતરાવી મને મારવા આવજ્યો.' એટલાને તો હુ એકલો પૂરો પડીશ.' એટલાકમાં મહારાજે આ વાત જાણતાં કાઠીને કહ્યું કે–'તમે સર્વે ઘોડેસ્વાર થઈને બંધુકોને ગોળીવિનાની ભરીને પાકશાળા આગળ આવો' એટલે તેઓ તે પ્રમાણે તૈયાર થઈને આવ્યા અને મહારાજ પણ આવ્યા. અને બંધુકો છોડી, તેના ભડા-

કાથી સોળ કોડીઓ દાળ ભરેલી ફાટી ગઇ, તેને જોઇને બ્રાહ્મણો બહુ બીઈ ગયા. અને મહારાજ પાસે આવીને કહ્યું કે–'તમે જેમ કહેશો તેમ કરીશું.' ત્યારે મહારાજે કહ્યું કે–'સુખેથી જમો અને જમાડો.' ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે–'કોડીયો ફુટવાથી દાળ બધી ખુટી ગઈ છે. ફક્ત એક જ કોડી ભરેલી છે.' ત્યારે મહારાજે કહ્યું કે –'એટલી દાળ તો પૂગશે, ખુટશે નહિ.' એમ કહીને સભામાં બેઠા અને એક કોડી દાળ લાખ મનુષ્યોને પૂગી, એવા અનેક ચમત્કારને દેખાડતા અને યજ્ઞને કરતા હતા. (૪૮)

એજ દિવસે ગામ વરતાલના વાસી **જોબન** વરતાલો વિગેરે અઢાર ચોરો કાઠીની કીંમતી ઘોડીઓ ચોરવા આવ્યા હતા. તેઓ ત્રણ દિવસ રાત દહાદો ઘોડીએ ફરતા અને જે ઘોડી પાસે જાય તે ઘોડીએ ઘોડીએ મહારાજને દેખતા. એક પણ ઘોડી મહારાજ વિનાની નવરી ન દીઠી. ત્યારે ચોથે દિવસે સવારમાં સભા ભરાઈને બેઠી હતી તેમાં મહારાજશ્રી પણ ધડકી (ગોદડી) ઓઢીને બેઠા હતા. તે સમયે તે અઢાર ચોરો મહારાજની સન્મુખ આવીને ઉભા રહ્યા. તેમને જોઇને મહારાજે બ્રહ્મચારીને કહ્યુ કે–'આમને સાકરનાં સીધાં આપો, કેમકે એમણે ત્રણ દિવસ રાત્રિ ઉજાગરો બહુ વેઠ્યો છે.' એવું સાંભળતાંજ તેઓ મહારાજને પગે લાગીને બોલ્યા કે–'તમે તો સાક્ષાત્ ભગવાન છો, તમે અમને સત્સંગી કરો.' ત્યારે વળી મહારાજે કહ્યું કે–અમને તમોએ શાથી ભગવાન જાણ્યા અને અમે ચોરોને સત્સંગી કરતા નથી' એવાં વચન સાંભળીને જોબન પગી બોલ્યા કે–'અમે ત્રણ દિવસથી ઘોડીઓ લેવા માટે ફરીએ છીએ, પણ દરેક ઘોડીએ તમને દેખીએ છીએ, પણ તમારા વિના નવરી એક પણ ઘોડી દેખતા નથી, આ હેતુથી તમને ભગવાન્ કહીએ છીએ. આજથી ચોરી આદિક કુકર્મને મુકી દઈએ તો અમને

સત્સંગી કરશો ?' એવાં વચન સાંભળીને તેમને મુમુક્ષુ જાણીને સત્સંગી કર્યા.

એજ દિવસે ગામ **ઢીકરીયાના** પ્રભાતગર નામે ભારે મુમુક્ષુ હતા તે ભગવાનને ખોળતા અને અનેક તીર્થોમાં ફરતા થકા વાકળ દેશમાં ગામ **રણું** આવ્યા. ત્યાં તલાવ ખોદાવતા હતા. તે સમયે એજ ગામના પટેલ **તળસીભાઈ** તથા **લલ્લુભાઈ** ડમણીયું લઇને યજ્ઞ ઉપર ડભાણ આવવા તૈયાર થએલા. તેમને જોઈને પ્રભાતગરે પૂછ્યું કે–'સ્વા. ના. ડભાણમાં યજ્ઞ કરે છે તે ઉપર દર્શને જઈએ છીએ, તમારે આવવું છે ? ત્યારે બાવે કહ્યું કે–'મારી પાસે ભાતાનો સામાન કરેલો નથી' ત્યારે પટેલોએ કહ્યું કે–'અમારી પાસે ભાતુ છે માટે ચાલો અમારી સાથે.' ત્યારે તે ડભાણ આવ્યા. તેમની સાથે એક મૌનવ્રતધારી, જટાધારી, મુનિબાવો પણ આવ્યા હતા. જે સમયે જોબન પગીને વર્તમાન ધરાવ્યાં તેજ સમયે પ્રભાતગરના મનમાં સંકલ્પ થયો કે–'જો આ સ્વા. ના. હોય તો એમણે ઓઢેલી ધડકી મને આપે, એમને તો બીજા કોઈ આપનારા સેવક મળી રહેશે.' એવો સંકલ્પ અંતર્યામિપણે જાણતાં જ મહારાજે 'લ્યો બાવાજી આ ધડકી' એમ કહીને તેમના ખોળામાં નાંખી. એટલે બાવાજીએ કહ્યું કે–'મહારાજ તમો રાખો.' ત્યારે મહારાજે કહ્યું કે –'અમને તો કોઈ આપશે' આ રીતે બાવાનો સંકલ્પ સિદ્ધ થવાથી મહારાજને 'સર્વકર્તા સર્વોપરી સર્વાવતારી પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છે' એવો નિશ્ચય કરીને તેમને હાથે વ્રતમાન ધરાવીને સત્સંગી થયા. પછી તે બાવાજી તથા બીજાઓ પોતપોતાને ઘેર ગયા. આ રીતે ડભાણના યજ્ઞમાં મહારાજે અનેક પરચાઓ પૂર્યા હતા (મહારાજે આપેલી પ્રસાદીની ધડકી હાલ રણુ ગામમાં દર્શન દે છે) આ રીતે મહારાજશ્રી ડભાણમાં મહાવિષ્ણુયાગને નિર્વિઘ્ન કરીને દક્ષિણાદાન-

થી બ્રાહ્મણોને રાજી કરીને, પોતે કાઠી સંતમંડળ સાથે કાઠીયાવાડમાં **ગઢપુર** પધાર્યા (૪૯)

આ સમયમાં એક માયાતીતાનંદ સ્વામીએ ધરમપુરમાં જઈને **કુશળ કુંવરબા** રાણીને સત્સંગ કરાવેલો. તે બાઈએ મહારાજને તેડવા માટે એક કાગળ ગઢપુર લખ્યો હતો. તેને વાંચીને સર્વે સંતોને ખબર કહી. ત્યારે સર્વે સંતોએ કહ્યું કે-'એ બાઈની બહુ તાંણ છે, તો આપણે ત્યાં અવશ્ય જવું પડશે.' એવાં સંતોનાં વચન સાંભળીને મહારાજે કહ્યું કે-'તમો સર્વે સંતો અહીંથી ફરતા ફરતા **ભરૂચ**માં ભેળા થઈ રહેજો. અને અમે પણ અહીંથી નીકળીને કારીયાણી ધોલેરા વરતાલ થઈને ભરૂચ તમારી ભેગા થઈશું.' એ રીતે સર્વેને આજ્ઞા કરીને એક માસ ગઢડા રહીને પછી ખાચર દાદા સુરા, સોમલા આદિકને સાથે લઈને ગઢપુરથી ચાલ્યા તે કારીયાણી પોલારપુર થઈને ધોલેરા આવ્યા. ત્યાંથી કમીઆળા નાનીબોરુ થઈ સીંજીવાડા આવ્યા અને ત્યાંથી ચાલ્યા તે **વરતાલે** આવ્યા. ત્યાં પાંચ દિવસ રહીને, જોબન પગી, તખા પગી, જુસાજી પગી વિગેરે સર્વે હરિભક્તોને સાથે લઈને મહી નદી ઉતરીને, કારેલીથી જતાં વીરપુર થઈને ઢાઢર નદી ઉતરી સામે કાંઠે ગયા. તે સમયે એક **ચીબરી** બોલી. જેના શબ્દને સાંભળીને મહારાજે જોબન પગીને કહ્યું કે-'આ ચીબરી કેવી બોલે છે ?' ત્યારે તેમણે કહ્યું કે-આ તો હાલમાં જ રુધિર દેખાડે એવી ભયંકર બોલે છે. એટલાકમાં કોતરડામાંથી વાઘ નીકળ્યો અને તરાપ મારીને મહારાજની ગાડીના બે બળદ **ગાંડો અને પારેવો** નામના અને ખેડુત **વાંલજી** હતા. તેમાંથી પારેવા બળદ ઉપર વાઘે તરાપ મારી તે સમયે ગાડીમાં બેઠેલા મહારાજે વાઘને તરપ નાંખતાં જોઈને એક હાકલ કરવાથી વાઘ તો પ્રાણ લઈને નાશી ગયો. એવો પ્રતાપ જણાવીને બળદની

રક્ષા કરી. પછી જોબન પગીને કહ્યું કે–'તમે ભગવાનના સામાવાડીયા છો, કેમકે તમે ચીબરીના શબ્દ સાંભળીને કહ્યું હતું તેમજ પ્રત્યક્ષ થયું. તે સાંભળીને પગીએ કહ્યું કે–અમે એવા તો નથી પણ ભગવાનના દાસ છીએ. પરંતુ અમે ચોરી કરવા જઇએ ત્યારે શુકન જોઈને જઈએ. તેથી અમે એવું થોડુ લૌકિક જાણીએ. એ રીતે રમુજ કરતા થકા ગામ દોરા આવ્યા. ત્યાં કાશીરામ વિપ્રને ઘેર જઈ થાળ જમ્યા. અને પાર્ષદોને જમાડ્યા. ત્યાં એ રાત રહીને સવારે હાલ્યા તે ગામ ભરૂચ આવ્યા અને ત્યાં પ્રથમના સંકેત મુજબ સર્વ સંતો મહારાજની ભેગા થયા (૫૦)

પછી ત્યાંથી ચાલ્યા તે નર્મદામાં બળદ ઘોડા ગાડીઓ વિગેરેને ઉતારીને, વહાણમાં ગોઠવીને પાર્ષદો બેઠા. અને મહારાજને નાવિકે વહાણમાં બેસારીને ધીમે ધીમે ચલાવ્યું. તે વહાણ નદી વચ્ચે આવ્યું ત્યારે મહારાજે માંછીને ચારે બાજુ તેજ તેજ દેખાડયું, તે તેજથી આંખ્યો પણ અંજાઈ ગઈ, જેથી વહાણને કઇ દિશાએ હાંકવું તે દિશાજ સૂજે નહિ. એ રીતે અર્ધો કલાક સુધી તેજ દેખાડયું. તેને જોઈને એના મનમાં એમ થયું કે–'આતો ભગવાન છે.' એવો નિશ્ચય કરીને સામે કાંઠે વહાણને હાંકી ગયો. પછી મહારાજને વહાણમાંથી ધીમેથી ઉતારીને સમગ્ર સરસામાનને ઉતારીને તેણે કહ્યું કે –'તમો ભગવાન છો, માટે મારો મોક્ષ થાય તેમ કરો' ત્યારે મહારાજે તેને વર્તમાન ધરાવીને સમજાવીને કહ્યું કે–'હવે દારૂ ચોરી માટી અવેરી આ ચારને કરશો નહિ. અને સ્વા. ના. નામથી ભજન કરજ્યો. તો તમારા જીવનો મોક્ષ થશે' એમ કહીને તેને પોતાના પ્રસાદભૂત કીંમતી શેલુ આપ્યું. તેથી તે બહુ રાજી થયો. તે દિવસથી આરંભીને ખારવાની નાતમાં સુરત ખંભાત વિગેરે ગામમાં સત્સંગ પ્રવર્ત્યો છે. એ રીતે ચમત્કાર જણાવી સત્સંગ કરાવીને

ત્યાંથી ચાલ્યા તે **અંકલેશ્વર** આવીને રાત રહ્યા. તે ગામના અધિપતિએ સન્માન સહિત પધરાવીને સારી રીતે પૂજા કરીને મહારાજ તથા સંત પાર્ષદોને ખીચડી અને ઘી જમાડીને પોતાના જીવનું શ્રેય કરી લીધું. સવાર થતાં ચાલ્યા તે ગામ **પરવટ** આવીને રાત રહ્યા. ત્યાંના હરિભક્તોએ મહારાજને પોતાને ઘેર પધરાવ્યા અને સારી પૂજા કરી અને રસોઇ કરાવીને સર્વેને જમાડયા. એ રીતે એ નાના ગામમાં એક રાત રહીને ચાલ્યા તે ગામ **સુરત** પાસે **ઉધના** આવ્યા. ત્યાં એક માતાનું મંદિર હતું તેમાં ઘણો પંકાતો **ઓટલો** હતો તે ઉપર ઉતારો કર્યો. તે સમયે ગામના લોકો દર્શને આવ્યા. તેમણે મહારાજને પૂછ્યું કે–'તમો કોણ છો?' એટલે મહારાજે પૂછ્યું કે–'આ મંદિર કેનું છે?' ત્યારે લોકોએ કહ્યું કે–'આ મંદિર માતાનું છે.' એટલે વળી મહારાજે પૂછ્યું કે–'માતા પરણેલી છે કે કુંવારી છે?' ત્યારે લોકોએ કહ્યું કે-'આતો પરણેલી છે' એટલે મહારાજે કહ્યું કે–'અમે તો આ માતાના વર છીએ. તો આ ખબર ગામમાં જઇને સર્વેને કહો. એટલે તેમણે ગામમાં જઇને કહ્યું કે–'માતાના વર આવ્યા છે, તો જેમને દર્શન કરવાં હોય તે ઝટ જાઓ.' એવું સાંભળતાં જ બહુ લોકો મહારાજને દર્શને ઉતાવળા આવ્યા. તેમને મુમુક્ષુ જાણીને, મહારાજે તેજોમય ચતુર્ભુજ શંખ ચક્ર ગદા અને પદ્મ આ ચાર દિવ્ય આયુધો સહ દર્શન દીધાં તેથી સર્વેએ કહ્યું કે-'આતો માતાના વર સાચા સાચા.' એમ કહીને પછી સર્વેએ મહારાજની સારી ચાકરી કરી. એજ સમયે **સુરત**ના સત્સંગીઓને સમાચાર મળ્યા કે–'મહારાજ **ઉધને** પધાર્યા છે. એટલે અતિ હર્ષ પામીને બરફી, પેંડા, સાકર, કેળાં, દાડમ, સકરજંન, દ્રાક્ષ, કેરી, નાળીયેર, ફુલહાર વિગેરે જેને જે મળ્યું તે લઇને, જેમ ચંદ્રને ઉગતો જોઇને સમુદ્ર હર્ષ પામે તેમ અતિશય હર્ષથી મહારાજ પાસે

આવ્યા. અને તેઓશ્રીના મુખ આગળ બધી ભેટ સામગ્રીઓ મેલીને પગે લાગી પૂર્ણ પ્રેમથી મહારાજનાં દર્શન કર્યાં. પછી તે વખતે જે જ્યાં બેઠા હતા તે ત્યાંજ બેઠા રહ્યા અને જે જ્યાં ઉભા હતા તે ત્યાંજ ઉભા રહ્યા. જેમ ચિત્રામણમાં ચિતરેલાં હોય ને શું? એમ સર્વે બાઇ ભાઇઓ સ્તબ્ધ થઈ ગયાં. એ રીતે એકાગ્ર મને મહારાજનાં દિવ્ય દર્શન કર્યાં. પછી સર્વેને મહારાજે આજ્ઞા કરતાં સર્વે સરખી રીતે સભામાં બેઠા. આ રીતે પોતાંની અલૌકિક તેજોમય મૂર્તિનાં સર્વેને દર્શન દઈને અત્યાનંદ આપ્યો. પછી તેમને મહારાજે ઘેર જવાની આજ્ઞા કરતાં તેમણે સર્વેએ કહ્યું કે—'કૃપા કરીને સુરત શહેરમાં પધારો' ત્યારે મહારાજે કહ્યું કે 'હમણાં અમારાથી નહિ અવાય. પછીથી નિરાંતે આવીશું, કારણ કે હમણાં તો અમારે ધર્મપુર જવું છે; માટે તમો પણ ત્યાં અવશ્ય આવજો.' એવું પ્રિય હિત વચન સાંભળીને પછી સર્વે હરિજનો અતિ આનંદ પામીને પોતાને ઘેર ગયા. પછી મહારાજે કહ્યું કે—'આ બરફી પેંડા ફળ દૂધ વિગેરે છે તે સર્વેને વહેંચી આપો.' એમણે એમ કર્યું. આતો એટલું બધુ હતું કે રસોઈ કરતાં પણ ઘણું થઇ પડયું. અને વળી વધ્યું, તે ગામ લોકોને પ્રસાદ તરીકે આપ્યું. ત્યાં આ રીતે રાત્રિ સુખેથી રહીને ત્યાંથી ચાલ્યા તે સવારે ગામ **માંગરોલ** આવ્યા. ત્યાં તે દિવસ રહીને બીજે દિવસે સવારે **ધર્મપુર** પધાર્યા (૫૧)

મહારાજના ધર્મપુર પધાર્યાના શુભ સમાચાર સાંભળતાં જ **કુશળકુંવર** બાઇ બહુ હર્ષને પામ્યાં અને સારી રીતે સ્વારી શણગારી, તેમાં અંબાડીવાળો મોટો હાથી, પાયગાઓ, વાજીંત્રો, ડંકો નિશાન, મેના પાલખી તથા પાળા, ઈત્યાદિ સામૈયાની સમગ્ર સામગ્રી લઇને, પોતે બાઇ પણ મેનામાં બેસીને કુંવરે સહિત સન્મુખ આવ્યાં. મહારાજશ્રીને પગે લાગીને વિનંતી કરી કે—'આ હાથી

ઉપર વિરાજમાન થાઓ.’ પછી મહારાજને ભારે ભારે ઘરેણાં વેઢ વીંટીઓ કડાં સાંકળાં ઉતરી બાજુબંધ ઝાંઝર કંદોરા વિગેરે અનેક પ્રકારનાં આભૂષણો પહેરાવીને તથા જરીયાની તમામ વસ્ત્રો ધારણ કરાવીને હાથી ઉપર વિરાજમાન કર્યા. તે સમયે વિવિધ વાજીંત્રો તથા બંદુકો આદિકના મંગળ શબ્દો થયા. તેથી દશેય દિશાઓ શબ્દાયમાન થઇ ગઇ. પછી સંતોને મેના પાલખી રથમાં યથાયોગ્ય બેસાર્યા. આવી રાજસ્વારી ચાલતી થવાના સમયે જાણે ‘સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ સર્વ અવતારોના અવતારી સર્વકારણકારણ સર્વનિયંતા એવા આ સહજાનંદ સ્વામી હસ્તી ઉપર વિરાજમાન થયા છે” આ દિવ્ય સમયનાં દર્શન કરવાની ઇચ્છાથી વિષ્ણુ બ્રહ્મા શિવ, નારદજી સમગ્ર મુનિઓ, ઇન્દ્રાદિ બધા દેવો પોતપોતાનાં વાજીંત્રો તથા વીણાઓ લઇને, ગાંધર્વ તથા અપસરાઓ તથા દેવતાઓની નારીઓ પોતપોતાના વિમાનમાં બેસીને આકાશમાર્ગે ત્યાં આવીને મહારાજશ્રી ઉપર પુષ્પ ચંદનનો પુષ્કળ વર્ષાદ હર્ષાતિશયથી કરીને વાજીંત્રો સહિત મહારાજનાં યશોગાન કરવા લાગ્યા. આ દેવોનાં વાજીંત્રોનો શબ્દ અને પૃથ્વી ઉપરનાં વાજીંત્રોનો મંગળ શબ્દ, સર્વ દિશામાં છવાઈ ગયો. વળી મહારાજ પધાર્યાના સમાચાર સાંભળતાંજ શહેરના બાઈ ભાઈ સર્વે કામકાજને મેલીને પ્રત્યેક બજારે મહારાજનાં દર્શન કરવા દેખવા લાગ્યા. જેમ ચમકને દેખીને લોઢું ચલાયમાન થાય તેમ સર્વેનાં ચિત્ત મહારાજમાં તણાઇ ગયાં. અને બજારના મેડાની બારીઓ જાળીઓ છજાં જરૂખા અગાશીઓમાં પણ ખેંચાઇ આવેલા દેખતા હતાં. આ રીતે સર્વે મનુષ્યોના મનને પોતાની દિવ્ય મૂર્તિઓમાં તાણી લેતા થકા ધીમેધીમે અનેક જનોને પોતાનું અદ્‌ભુત દિવ્ય દર્શન આપીને, તેમનાં અનેક જન્મનાં પાપોને નિવારતા થકા ધીમેધીમે બહુવારે દરબાર-

માં પોતાને ઉતારે પધાર્યા. પછી નિત્યવિધિ કરીને તે બાઈએ બ્રાહ્મણ પાસે કરાવેલો થાળ જમીને મુખવાસ લઈને પોતાના ઉતારામાં જઈને સુખેથી પોઢી ગયા. પછી ભૂખ્યા સર્વ સંતો તથા પાર્ષદોની પંક્તિ થતાં તેમને બાઈએ સારી રીતે જમાડયા. ચાર ઘડી પછી મહારાજશ્રી ઉઠયા અને સેવકે આબખોરામાં પાણી આપતાં તેને હસ્ત કમળમાં લઇને કોગળા કરીને મુખમંજન રૂમાલ વતી મુખારવિંદને લૂંછીને પાણી પીધું. પછી સભામાં આવીને વિરાજમાન થતાં સર્વે સંતો આવીને સભામાં બેઠા. તે સમયે ચારે તરફથી હજારો માણસો તે સભામાં આવીને બેઠાં હતાં. તેમને મહારાજે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંબંધી ઘણી વાર્તાઓ કરી. પછી સંધ્યા સમય થતાં આરતી ધૂન્ય કરીને સભા કરીને વિરાજમાન થયા. પછી ગવૈયા સંતો વિગેરેએ દશ અગીયાર વાગ્યા સુધી વિવિધ કીર્તનો ગાયાં. તેને સાંભળીને પછી મહારાજ ઉતારે આવીને પોઢી ગયા અને સર્વે સંતો પણ પોતાને ઉતારે જઈને સૂઈ ગયા. આ રીતે પ્રથમ દિવસે દિવ્યલીલા બહુ દર્શનીય પ્રશંસનીય બની (૫૨)

બીજે દિને મહારાજ પ્રાતઃકાળે ઉઠીને સ્નાનવિધિ કરીને પોતાનો નિત્યવિધિ કરીને સભામાં આવીને વિરાજમાન થયા. સંતો પણ સ્નાનાદિ નિત્યવિધિ કરીને સભામાં બેઠા. આ સમયે શહેરમાંથી કેટલાક શાસ્ત્રીઓ પુરાણીઓ જ્યોતિષો તથા બીજા કેટલાક પ્રશ્નોત્તર કરવા તથા સાંભળવા સભામાં આવીને બેઠા. આવી મહાસભામાં બ્રાહ્મણોએ મહારાજને અનેક પ્રકારના પ્રશ્ન પૂછ્યા. તેના યથાર્થ ઉત્તરો સાંભળીને તેઓ બહુ આશ્ચર્ય પામ્યા. અને મનમાં વિચાર કરવા લાગ્યા કે-'આ કોઈ મનુષ્ય તો નથીજ, પરંતુ સાક્ષાત્‌ પુરુષોત્તમ નારાયણ ભગવાન છે.' એમ અમારા મનમાં પાકી ખાત્રી થાય છે, જેથી અમારે હવે બીજું કાંઈ પૂછવું નથી. અને

જાણવું નથી 'અમારે સર્વેને તમો સમાધિ કરાવો છો. તેને જોવાની ઈચ્છા છે' એવું વિપ્રાનું વચન સાંભળીને તે સમયે કેટલાક સંતો તથા બીજા કેટલાક મનુષ્યોને સદ્ય સમાધિ કરાવી. તેને જોઇને પંડિત વિગેરે બ્રાહ્મણો બહુ આશ્ચર્ય પામ્યા. અને મહારાજનો ભગવાનપણે નિશ્ચય કરીને તેમના આશ્રિત થયા. અને પ્રગટ પ્રમાણ સ્વા. ના. નું ભજન કરવા લાગ્યા. આ રીતે સભામાં ઘણા આવે અને પૂછે તેના તેના ઉત્તરો કહીને તથા દિવ્ય ચમત્કાર દેખાડીને પોતાનો નિશ્ચય કરાવતા થકા ઘણા દિવસો ધર્મપુરમાં રહ્યા. રાણી કુશળ કુંવરબાઇ પોતાના દરબારમાં સંતો સાથે મહારાજ પધારવાથી ઉત્સાહે સહિત રસોયા બ્રાહ્મણો પાસે પોતાની દેખરેખથી નિત્ય નવી રસોઇઓ સ્વાદિષ્ટ કરાવે અને મહારાજ પાસે સંતોની પંક્તિમાં પરાણે પિરસાવે. એ રીતે નિત્ય નવા રસોઇઓ કરાવીને સંતોને ખુબ જમાડીને બહુ રાજી કર્યા (૫૩)

વળી એક દિને બાઇએ જાતે મહારાજ માટે અતિશય સ્નેહથી બહુ સામગ્રીવાળો થાળ કર્યો. અને આમંત્રણ આપવાથી પધાર્યા. બાજોઠ ઉપર ઉત્તરમુખે જમવા વિરાજમાન થયા. બાઇએ પ્રથમ મહારાજનાં ચરણારવિંદ ધોઇને ચંદન પુષ્પાદિ સોળ ઉપચારો વડે પૂજા કરી. અને ચરણનું પ્રસાદી જળ પોતાને મસ્તકે ચઢાવ્યું. તેમજ પોતાના પરિવારના પણ મસ્તકે ચઢાવરાવ્યું. આ સમયે મહારાજે અંગ ઉપર ફક્ત એક જ શ્વેત વસ્ત્ર પહેર્યું હતું. આવી નિરાવરણ મૂર્તિનાં દર્શન કરીને બાઈ તો પ્રેમાતુર બની ગયાં અને થાળની સમગ્ર સામગ્રી લાવીને મહારાજના મુખ આગળ લાવીને, ચાંદીના મોટા થાળમાં પૃથક્‌પૃથક્‌ ચાર પ્રકારનું અન્ન થાળમાં પીરસેલું જોઇને બાઇના પ્રેમવશાત્‌ ધીમે ધીમે જમવા મંડ્યા. આ વખતે બાઇએ પણ એમ જાણ્યું કે—'હવે આ મૂર્તિનાં દર્શન મહાદુર્લભ છે, તેથી અંગો

અંગને નિરખીને દર્શન કરીને એ મૂર્તિને અંતરમાં ઉતારવા લાગ્યાં. આ બાબત મહારાજે સારંગપુરના બીજા વચનામૃતમાં શ્રીમુખે કહી હોવાથી શંકાને સ્થાન નથી. મહારાજશ્રી બાઈના પરમ પ્રેમને વશ થઈને ઘણીવાર ધીમે ધીમે જમતા જાય અને જળપાન કરતા જાય. તે સમયે બાઈએ મહારાજને કહ્યું કે–'આ જે અમારૂં રાજ્ય છે તે તમામ તમારૂં છે અને અમો તો તમારાં દાસદાસી થઈને રહેશું.' માટે હવે તમો રાજ્ય કરો.' આવાં બાઈનાં વચન સાંભળીને મહારાજે કહ્યું કે–'અમે કાંઈ રાજ્ય કરવા આવ્યા નથી. અમે તો અનેક મુમુક્ષુ જીવોનાં કલ્યાણ કરવા આવ્યા છીએ. તમોને રાજ્ય આપનારા કોણ છે ? અમારે જોઈતું હોય તો સર્વોને રાજ્ય આપનારા અમો ભગવાન્ હોવાથી અમારે માટે ન રાખીએ ? અમારે જોઈએ નહિ.' અહીંના લોકો રાજાને સુખી સમજે છે પણ તેના જેવું દુઃખ કોઈને પણ નથી. માટે તે તો તમો જ નિષ્કામ ભાવથી કરો, કરવાનું તો એ છે કે–ઉપાધિ ટાળીને અમારી મૂર્તિને અંતરમાં સદા ધરજ્યો.' પછી બાઈએ 'મારા અંતરમાં આવાને આવાજ સદાકાળ રહેજ્યો' એવી પ્રાર્થના કરતાં મહારાજે તથાસ્તુ કહ્યું. આ રીતનો કુશળ કૂંવરબાઈ અને મહારાજનો સ્નેહસંબંધ ઘણા સમય સુધી થયો. પછી મહારાજ તૃપ્ત થઈને ચળુ કરીને જળપાન કરી, પછી બાઈએ આપેલો મુખવાસ જમવા લાગ્યા. તે સમયે બાઈએ જાણે ચિત્રમાં ચિત્રી લે તેમ મહારાજની મૂર્તિ અંતરમાં ધરી લીધી. તે અવસરે મહારાજશ્રી હાથ લુછવા સારૂ રૂમાલને ખોળતા હતા. એને જાણીને તે વખતે ત્યાં બેઠેલાં બાઈનાં કુંવરનાં ઘરનાં મનુષ્યે ભારે અમૂલ્ય સાડી પહેરી હતી તેનો છેડો કાઢીને હાથ લુછવા માટે આપ્યો. ત્યારે મહારાજે કહ્યું કે–'આતો ભારે અમૂલ્ય વસ્ત્ર છે, તેનાથી હાથ ન લુછાય.' ત્યારે કુંવરની બાઈએ કહ્યું કે–તમે અનંત

કોટિ બ્રહ્માંડના અધિપતિ ભગવાન છો, તો તમારાથી શું અધિક છે.' એવું પ્રેમવચન સાંભળીને મહારાજે હાથ લૂછ્યા. તે સમયે મુમુક્ષુ બાઈએ કહ્યું કે–'આ છેડો ઝાલ્યો તે હવે છોડશો નહિ.' ત્યારે મહારાજે કહ્યું કે–'ભૂત હોય તે પણ મેલતું નથી, તો અમો કેમ મેલશું?' એવું અભય વરદાન આપ્યું. એમ બન્ને બાઈઓને પોતાની વાતો અને મૂર્તિનાં દર્શન આપીને, પછી પોતાને ઉતારે આવીને પોઢી ગયા.

વળી ત્રિજા પહોરે આવીને સભામાં વિરાજમાન થતાં, સર્વે સંતો વિગેરે પણ આવીને બેઠા. તે સમયે અનેક પ્રકારના પ્રશ્નોત્તરો થયા. તેમાં ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંબંધી ઘણી વાર્તાઓ કરી. આ રીતે કુશળ કુંવરબાઈ તથા તેમના સંબંધીઓને ઘણો આનંદ પમાડતા થકા ત્યાં સુખેથી રહ્યા. એટલાકમાં વસંતપંચમીનો મહોત્સવ આવ્યો જાણીને, બાઈએ પૂછાવ્યું કે 'આપ આજ્ઞા આપો તો સામગ્રી તૈયાર કરાવું.' તેને સાંભળીને પ્રેમવશ મહારાજે આવશ્યક જાણીને હર્ષથી હા પાડી. પછી બાઈએ બહુ ઉત્સાહથી ગુલાલ, પતંગ, કેસુડાં વિગેરે સામગ્રી મંગાવીને તૈયાર કરી મૂકી રાખી. તેવામાં વસંત પહેલાં સુરતના હરિજનોનો સંઘ આવ્યો, તેને સાંભળીને બાઈએ બહુ ઉત્સાહથી ઉતારો અપાવ્યો અને બોલાવીને ખૂબ જમાડ્યો. બીજેજ દિવસ ઉત્સવ હોવાથી રંગ કઢાવીને મોટા હોઝ અને વાસણો ભરાવી મૂક્યાં અને ગુલાલનાં ગાડાં ભરાવી મંગાવીને ત્યાં છોડ્યાં અને ઘણીક પિચાકારીઓ કરાવીને ત્યાં લાવ્યાં. એમ પંચમીએ પ્રાતઃકાળે સમગ્ર સામગ્રી તૈયાર કરી રાખી. મહારાજશ્રી પ્રાતઃકાળે ઉઠીને નિત્યવિધિ કરીને સભામાં આવીને વિરાજમાન થયા. તે સમયે બાઈએ વિવિધ વાજીંત્રો વગડાવ્યા. રંગ રમવાનો સમય થતાં મહારાજ સંતો સહિત બહુ ઉત્સાહથી બાઈના

પ્રેમને વશ થઈને રંગ રમવાના સ્થળ ઉપર આવ્યા. મહારાજે પ્રથમ પોતાના પ્રસાદભૂત રંગ સર્વ સંત-ભક્તો ઉપર નાંખ્યો. તેથી રમવાની છુટ થઈ જાણીને સર્વ સંતો પાર્ષદો હરિભક્તો અને મહારાજ રંગની પીચકારીઓ અને ગુલાલની ઝોળીઓ એક બીજા ઉપર સામસામે નાંખવા મંડ્યા. આ અવસરે આકાશમાં મહારાજ અને સંતોની રંગલીલાને જોવા માટે સર્વે દેવતાઓ પોતપોતાના વિમાનમાં બેસીને આકાશમાં ઉભા રહ્યા. અને બહુ ઉત્સાહથી દુંદભિ વિગેરે વાજીંત્રોને જોરથી વગાડવા મંડ્યા અને આ લીલાને જોઇને પ્રેમાતુર થઇ ગયા. સાથે આવેલી કેટલીક દેવસ્ત્રીઓ આ અપૂર્વ રંગલીલાને જોઈને મૂર્છા પામી ગઈ. અને ગાંધર્વો વિગેરે ઉત્સાહથી ગાયન કરવા લાગ્યા. આ રીતની આ અદ્દભુત અપૂર્વ અલૌકિક શોભા કેવી થઈ તો, જેમ અષાઢ માસમાં મેઘ ઘટા કરી આવ્યો હોય અને તેમાં વિજળીના ચમકાર થતા હોય અને વર્ષાદ વર્ષતો હોય. આવી રંગની ઝડી પરસ્પર થઈ અને મહારાજે શરીર ઉપર ધારણ કરેલાં સુવર્ણનાં ઘરેણાંના ચમકારા વિજળીના ચમકારા જેવા ઝબકઝબક થતા હતા અને અનેક પ્રકારનાં વાજીંત્રોનો ઘોષ વિચિત્ર વિવિધ થતો હતો. આ સમયે વાર્તાકર્તા **અદ્દભુતાનંદ સ્વામી** કહે છે કે—હું પણ ભેળો હતો. અને મારી પાસે પિચકારી હતી ને મેં પણ મહારાજ ઉપર પાંચ સાત પિચકારીઓ ભરીને નાંખી અને ગુલાલની પાંચસાત મુઠ્ઠીઓ નાંખી હતી. આ સમયની શોભા તથા બાઈનો પ્રેમ તથા સંત પાર્ષદ હરિભક્તોનો પરસ્પર પ્રેમ અને મહારાજશ્રીની દયા અને તેમની મૂર્તિની શોભા અપૂર્વ અદ્દભુત અલૌકિક હોઇને કોટિ કવિએ પણ વર્ણન કરી શકાય નહિ એવી થઈ હતી. તે સમયે પૃથ્વી ઉપર રંગ તથા ગુલાલનો કીચડ થઈ ગયો. આકાશ તો લાલવર્ણવાળો થઈ ગયો. દેવોના વિમાનો પણ પ્રસાદી-

ના ગુલાલથી રાતાં દેખાતાં હતા. તે વખતે સૂર્ય પણ આવા મહારાજ અને આવી લીલાને જોવા માટે સ્થિર સ્થિતિવાળો થઇ ગયો. આ રીતે રમતાં ત્રિજો પહોર થઈ ગયો. પછી મહારાજે તાલી વગાડીને સર્વને રમવાની બંધી કરી. પછી સર્વને કહ્યું કે–' ચાલો હવે આપણે સર્વે સ્નાન કરવા જઈએ.' એમ કહીને પોતે દરબારમાં પધાર્યા. રંગ ભરેલાં વસ્ત્રો હતાં તે પ્રસાદ તરીકે કુશળકુંવરબાઈ ને આપ્યાં. અને પોતે શ્વેત વસ્ત્ર પહેરીને સ્નાન કર્યું. પછી પીતાંબર પહેરીને ચાખડીએ ચડીને દરબારમાં જમવા પધાર્યા. ત્યાં બાજોઠ ઉપર ઉત્તર મુખે બેસીને થાળ જમીને મુખવાસ લઇને પાછા ઉતારા ઉપર આવ્યા. અને સર્વ સંત હરિભક્તો પણ સ્નાન કરીને વસ્ત્ર પહેરીને જમવા આવ્યા. મોતીયા જલેબી વિગેરે પકવાનો તૈયાર હતાં તેને પીરસવા મહારાજ પધાર્યા, સર્વ સંતોને બહુ હેતથી વારંવાર પંગતમાં ફરીફરીને પીરસ્યું. આ રીતે પંક્તિમાં બહુવાર પીરસતાં સિંહનાદ કરાવતા થકા મુખમાં જલેબી લાડુ આપે. એમ બહુ પીરસી જમાડીને, પછી હરિભક્તોને પણ બહુ હેતથી પીરસી જમાડી, હાથ ધોઇને ઉતારા ઉપર આવ્યા. પછી સભામાં પધારતાં સર્વે સંતો પણ સભામાં આવી પહોચ્યા. તે વખતે પ્રથમથી જ બાઈએ સ્નેહાતિશયથી મહારાજની પૂજા માટે ઘણી સામગ્રી તૈયાર કરી રાખી હતી તે સભામાં લાવ્યાં. દરેક જાતના દાગીના–વેઢ વીંટી એ કડાં સાંકળાં ઉતરી બાજુબંધ મોહનમાળા કુંડળ જરીયાની જામો સુરવાળ શેલુ મંડીલ તોરા હાર વિગેરે ઘણી સામગ્રીથી મહારાજની મહાપૂજા કરી. પછી મુખ આગળ રૂપીયા ભરેલા થાળ લાવીને મૂકયા. અને કેળાં, સફરજંન, દાડમ, મોસંબી, નારંગી, લીલી દ્રાક્ષ વિગેરે ફળોના થાળ ભરીને મૂક્યા. એમ સમગ્ર સામગ્રી ભેટ તરીકે મૂકીને પછી બાઈના કુંવરે આરતી ઉતારી. પછી સંતોની

ચંદન પુષ્પ વસ્ત્રો વડે પૂજા કરી. પછી દંડવત્ પ્રણામ કરીને પગે લાગ્યા. તે સમયે મહારાજે તથા સંતોએ બાઇ તથા તેમના કુંવરને આશીર્વાદ આપ્યા. આ રીતે વસંતપંચમીનો ઉત્સવ ધર્મપુરમાં કુશળકુંવારબાઈએ બહું પ્રેમ ઉત્સાહથી કરાવ્યો અને કુંવરે મહારાજની તથા સંતોની અભૂતપૂર્વ પૂજા કરીને બેઠા. પછી સુરતનાં સત્સંગીઓ મળીને જરીયાની સુરવાળ જરકશીઓ જામો શેલાં વિગેરે વેઢ વીટીઓ ઉતરી કુંડળ કડાં બાજુબંધ તથા મુગટ વિગેરે પૂજા સામગ્રી લઈને સભામાં આવ્યા. પછી ચંદન પુષ્પાદિવડે પૂજા કરીને સર્વ વસ્ત્રો તથા ઘરેણાં પહેરાવીને, મસ્તકે ભારે મોટો મુગટ ધરાવીને, પછી મોટી સવાંસો દીવાની આરતી લઇને ઉતારી. પછી દંડવત્ પ્રણામ સ્તુતિ પ્રાર્થના કરીને સભામાં બેઠા. પછી મહારાજશ્રી સર્વ સંત હરિભક્તોને પોતાની આવી મૂર્તિનાં દર્શન આપીને ઐશ્વર્ય ચમત્કાર જણાવતા થકા સર્વેને સ્વાનંદ આપતા થકા ત્યાં બહુવાર સુધી વિરાજમાન રહ્યા. ( મહારાજશ્રીએ મસ્તકે ધારેલો આ મુગટ અને ઉતારેલી આરતી બન્ને પ્રસાદી વસ્તુઓ હાલમાં હરિમંડપમાં પ્રત્યક્ષ દર્શન દે છે ) (૫૪)

પછી કુંવરે મહારાજની મહા પ્રાર્થના કરી કે–'અમોને તો બહુ દયા કરી કૃતાર્થ કરી જન્મમરણે રહિત કર્યા, પણ આવાંને અવાં જ અદ્દભુત દર્શન અમારી સર્વ પ્રજાને આપીને કૃતાર્થ કરો. આપશ્રી આજ્ઞા આપો તો હાથી વિગેરે સ્વારીને તૈયારી કરી મંગાવું.' આ રીતનાં કુંવરનાં વિનયવચનો સાંભળીને દયાસાગર શ્રીહરિએ હકાર કહેતાં સ્વારીને સત્વર તૈયારી કરી મંગાવી. મહારાજ માટે સુવર્ણની અંબાડી તથા મોરચા તથા સર્વ ઘરેણાંથી શણગારીને હાથીને ત્યાં લાવ્યા. બીજા મેના પાલખી રથ માફા વિગેરેને શણગારીને લાવ્યા. તથા સ્વારીનાં નિશાન ડંકા વિગેરે વિવિધ વિચિત્ર

વાજીંત્રો લાવ્યા. તથા બરકમદારની પાયગાઓ લાવ્યા. એમ બધી જ સવારી તૈયાર કરેલી શ્રીજીની સમીપે લાવીને ઊભી રાખી. પછીથી કુંવરે મહારાજ પાસે આવીને સવિનય કહ્યું કે–'આ શણગારેલા હાથી ઉપર આપ વિરાજો.' એવું વિનય વચન સાંભળીને મહારાજ ઊભા થયા. તે સમયે કૂએરસિંહજી છડીદાર તથા બીજા રાજાના છડીદારો તથા છત્તર ચમરવાળા પાળા સર્વે સજ્જ થઈ ને ત્યાંથી ચાલ્યા. તે સમયે છડીદારો 'જય જય મહારાજાધિરાજ' એવા દીર્ઘ શબ્દને કરવા લાગ્યા. અને બન્ને બાજુએ ચમરવાળાઓ ચમરને ઢોળતા અને છત્રવાળા છત્તર મહારાજ ઉપર ધરતા થકા ઊભા રહ્યા. આવી અલૌકિક અપૂર્વ શોભાને ધારણ કરતા થકા અને અનેક જીવોને દર્શન દેતા થકા ત્યાંથી ધીરે ધીરે ચાલીને શણગારેલા મોટા હાથી પાસે આવ્યા. તે સમયે મહાવતે હસ્તીને બેસાર્યો. એટલે મહારાજશ્રી પોતે અંબાડી ઉપર બેઠા. અને બન્ને બાજુએ બે ચમરવાળા બેઠા. આ સમયે મહારાજ મસ્તકે રત્નજડિત ભારે મુગટ ધર્યો હતો. તેનાં સર્વ કોઈને દર્શન થાય એને માટે રાજકુમારે મસાલો ઊંચી ઝલાવી હસ્તિની બન્ને બાજુ રખાવી હતી. આ સમયની આવી શોભાથી મહારાજશ્રી બહુ જ શોભતા હતા. એને પ્રત્યક્ષ જોઈને સર્વે સંતો બ્રહ્મચારીઓ પાર્ષદો હરિભક્તો નિરતિશય હર્ષ પામીને રોમાંચિત ગાત્રવાળા અને ગદગદકંઠવાળા થઈ ગયા અને કેટલાક તો દેહના ભાનને પણ ભૂલી ગયા. કારણ કે-આ પહેલાં અજાણ્યા લોકો મહારાજને તથા સંતોને ગામમાં જ પેસવા દેતા નહિ અને પેસે તો ધૂળ નાંખે અને મહુડી મહુડી કરતા અને ખાવાનું પણ આપતા નહિ. એમ અનેક પ્રકારે અપાર અપમાનને કરતા હતા. આ વખતે તો મહારાજશ્રી ગજેન્દ્ર ઉપર રાજાધિરાજપણે વિરાજે છે તેને જોઈને બહુજ હર્ષને પામ્યા. આ સમયે અનેક

પ્રકારનાં વાજીંત્રોનો દીર્ઘ નાદ તથા સંતોએ ઉચ્ચ સ્વરે ગવાતાં કીર્તનોનો શબ્દ તથા બંધૂકો વિગેરેના ભારે ભડાકાના શબ્દો તે દશેય દિશાઓમાં વ્યાપી ગયા હતા. તેને સાંભળીને વિષ્ણુ બ્રહ્મા શિવ ઇન્દ્ર આદિક મહાદેવતાઓ તથા નારદાદિ મહામુનિઓ તથા ગાંધર્વો અપસરાઓ વિગેરે સર્વ આશ્ચર્યચકિત થઈને એકદમ પોતપોતાનાં વિમાનોમાં બેસીને આકાશમાર્ગે આવીને અતિહર્ષથી પુષ્પ ચંદન આદિક વડે મહારાજની મહાપૂજા કરવા લાગ્યા. અને મહારાજનાં અલૌકિક દર્શન કરીને બહુ હર્ષથી દુંદુભિ વિગેરે વાજીંત્રો વેગથી વગાડવા મંડ્યા અને મહારાજના યશને ઘણા આનંદથી ગાવા લાગ્યા અને અપસરાઓ તો ઘણાં હર્ષથી નૃત્યને કરવા લાગી અને દેવોની સ્ત્રીઓ પણ મહારાજનાં આવાં અભૂતપૂર્વ દર્શન કરીને પોતાના વિમાનમાં સ્તબ્ધ–સ્થિર થઇ ગઈ. મહારાજની રાજસવારી ત્યાંથી ધીમે ધીમે ચાલીને ભરબજારે આવતાં અનેક માણસોની ભારે ભીડ થઇ ગઈ અને કેટલીક બાઈઓ મહારાજ પધાર્યાના સમાચાર સાંભળતાં ઘરનાં કામ તત્ક્ષણ મૂકીને પોતપોતાનાં ઘરની અગાશીએ કઠારા જરૂખામાં આવીને સ્થિર ઉભી રહી અને મહારાજનાં દિવ્ય દર્શન કરીને, જેનાં નાડી પ્રાણ ખેંચાઈ ગયાં છે એવી થકી મહારાજની મૂર્તિમાં જેમ ચિત્રમાં ચિતરી હોય ને શું? એમ તદાકાર થઇ ગઈ. આ રીતે શહેરનાં સ્ત્રી પુરુષો બાળકો વિગેરે સર્વેનાં મનને પોતાની દિવ્યમૂર્તિમાં તાણી લેતા થકા, ધીરેધીરે શહેરમાં સર્વેને દર્શન દેતા થકા પ્રત્યેક બજારે સવારી ફરતાં ફરતા સર્વેને દર્શન દઇને સર્વેનાં પાપોને પણ નિવારણ કરતા થકા રાત્રિના બાર વાગે ઉતારા પાસે આવી. એ સમયે મહાવતે હસ્તી બેસાર્યો. એટલે મહારાજ ઉતરીને મુગટે સહિત સભામાં વિરાજમાન થતાં **કુશળ કુંવરબાઈ** તથા એમના **કુંવર** વિગેરે બહુ હર્ષને પામીને

બોલ્યા કે-'હે કૃપાનાથ શરણાગતપાલક, ભક્તવત્સલ, પતિતપાવન! આપે અમો રાંક ઉપર ઘણી દયા કરીને કૃતાર્થ કર્યા. તમારો અને અમારો મેળાપ તો કુંજર કીડીના જેવો સુદુર્લભ છે. અમારાથી આપની સેવા કંઈપણ થઈ શકી નથી. આતો હસ્તી અને શશલાની ભાઈબંધી જેવું અભૂતપૂર્વ થયું છે. માટે હે દયાસિંધો, હે દીનબંધો! આપશ્રીને જે આ વધુ પડતી તસ્તી આપી તેને માફ કરશો.' આ રીતે ઘણી સ્તુતિ કરી પગે લાગીને કુંવર પોતાને સ્થાને ગયા. અને આજ્ઞા આપવાથી સર્વે દેવો પણ સ્વસ્વ સ્થાને ગયા અને સંતો, પાર્ષદો હરિભક્તો પોતપોતાને ઉતારે ગયા અને મહારાજશ્રી સમગ્ર ઘરેણાં વસ્ત્રો તથા મુગટને ઉતારીને જળપાન કરીને, સુખ શય્યામાં પાર્ષદોએ સેવા કર્યા થકા પોઢી ગયા અને યોગનિદ્રામાં નિમગ્ન થયા. (૫૫)

બીજે દિવસે મહારાજ પ્રાતઃકાળે ઉઠીને સ્નાનાદિ નિત્યવિધિ કરીને સભામાં સંરાજમાન થતાં, સર્વે સંતો હરિભક્તો પણ સભામાં આવીને યથાયોગ્ય બેસી ગયા. પછી મહારાજે નિજેચ્છાથી પોતાના સ્વરૂપનો સર્વકારણકારણ સર્વાવતારી સર્વોપરી મહિમા તથા સર્વોપરી અક્ષર ધામનો મહિમા તથા પોતાના ઐશ્વર્ય પ્રતાપ સંબંધી ઘણી વાતો તથા ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ આદિક સંબંધી બહુ વાર્તાઓ કરી. આ ચમત્કારી વાર્તામાંથીજ પોતાનાં અદ્દભુત ઐશ્વર્યો તથા પોતાનું દિવ્ય અક્ષરધામ તથા સર્વ ધામોનાં ઐશ્વર્યો ભોગ તથા અક્ષર ધામાધિપતિ પોતાની દિવ્ય મૂર્તિ અને તેનું યથાર્થ જ્ઞાન, ઈત્યાદિ સમાધિ વિનાજ પ્રત્યક્ષ દેખાય એવી દિવ્યદ્દષ્ટિ સર્વેને આપી. પછી પોતાની ઈચ્છાથી જેવા પૂર્વે હતા એવા થઈ ગયા. આ રીતે સર્વ હરિજનોને પોતાના સ્વરુપનો દ્દઢ નિશ્ચય કરાવીને ઘણી વાતો કરીને મહાસુખને આપતા થકા વિરાજમાન રહ્યા.

આ સમયે રાજાના કુંવરે સભામાં આવીને બેસીને મહારાજને વિનયથી કહ્યું કે–'અમારા ગવૈયા છે તે તમો કહો તો ગાયન કરવા બોલાવીએ.' ત્યારે મહારાજે કહ્યું કે 'અમારી સાથે પણ ગવૈયા સંતો છે' ત્યારે કુંવરે કહ્યું કે–'અમારા ગવૈયા તો રાજાના સારા કહેવાય.' ત્યારે મહારાજે હા પાડી. પછી પ્રેમાનંદસ્વામી અને યોગાનંસ્વામીને કહ્યું કે–'તમો વાજીંત્રોને ઉતારા ઉપરજ તાળ મેળ કરીને અહિ આવો.' ત્યારે તેઓ તત્કાળ ઉઠીને ઉતારા ઉપર ગયા. તેટલાકમાં રાજાના ગવૈયા સભામાં આવીને બેઠા અને ગાયન કરવા લાગ્યા. અને એક પદો ગાયાં, એટલાકમાં મહારાજના ગવૈયા વાજીંત્રો લઇને બેઠા અને મહારાજના સંબંધવાળાં કીર્તનો એવા સુસ્વરે ગાવાં માંડયાં કે જેથી રાજાના ગવૈયાઓની કામડીજ ચાલવા દીધી નહિ અને ઘણું મધુર ગાયન અપૂર્વ કર્યું. તેને સાંભળીને તે નાનાં-સંતો ઉપર મહારાજશ્રી પારાવાર પ્રસન્ન થયા. અને પ્રસન્નતાના ફળરૂપે પોતે ખંભે નાંખેલું ભારે શેલુ હતું તે લઇને એ ત્રણેય ગવૈયા સંતોના મસ્તક ઉપર ઉતારીને કહ્યુ કે 'રાજી તો અમે આ ત્રણ સંતો ઉપર થયા છીએ તેમને આ શેલું નહિ ખપતું હોવાથી આ રાજાના ગવૈયાને પ્રસાદિ તરીકે આપીએ છીએ' એમ કહીને તેઓને આપ્યું. આ રીતે આ મધુર ગાયનોત્સવ પૂર્ણ થયો અને સર્વ સભા બહુ ખૂશ થઈ (૫૬)

અને વળી તે સમયે કુશળકુંવરબાઇએ સ્વયં થાળ કર્યો અને જમવા બોલાવવા માણસને મોકલ્યો. તેની સાથે મહારાજ ચાખડિયે ચઢીને દરબારમાં પધાર્યા અને બાજોઠ ઉપર ઉત્તર મુખારવિંદે જમવા બેઠા. એટલે બાઈએ થાળ લાવીને મુખઆગળ મેલ્યો. બા-ઈનો બહુ પ્રેમ જોઈને થાળમાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, ચોષ્ય આ ચાર પ્રકારનાં ભોજ્યાન્નને બહુ ભાવથી મહારાજશ્રી ધીમે ધીમે ઘણીવાર

સુધી જમ્યા. પછી તૃપ્ત થઇને ચળુ કરી જળપાન કરી મુખવાસ લઇને, બાઈ પ્રત્યે બોલ્યા કે–'હવે અમારે ચાલવુ છે, અહીં રહ્યાં દોઢ માસ વીતિ ગયો છે, તમારા પ્રેમને વશ થઇને ઘણું રહ્યા, હવે અમને રાજી થઇને રજા આપો.' એવાં વચન સાંભળીને બાઈ તો બહુ દીલગીર થયાં અને મૂર્છા આવવાથી પૃથ્વી ઉપર ઢળી પડયાં, તેને જોઇને મહારાજ પણ એમની ઉપર બહુ પ્રસન્ન થઇને પોતે ઉઠાડીને, પોતાના સ્વરૂપ સંબંધી જ્ઞાનની તથા ધીરજતાની ઘણી વાતો કહી. ત્યારે કંઈક ધીરજ પામીને મહારાજ પ્રત્યે બોલ્યાં કે–'મને નિત્ય પૂજવા માટે આપનાં ચરણારવિંદ પાડીને આપો અને અનન્ય ભક્ત મારા થકી દૂર રહેશો નહિ અને હું જે સમયે સંભારૂ તે સમે તત્કાળ આવાંને આવાં દર્શન મને થાય. આવો વર મારી ઉપર દયા લાવીને આપો.' આ વાતને સાંભળીને મહારાજે વર આપીને તથા પૂજવા માટે ચરણારવિંદ પાડી આપીને બાઈની છેલ્લી રજા માગીને દરબારમાંથી ઉતારા ઉપર આવ્યા. તે વખતે સંતોની પંક્તિ જમવા બેઠી હતી તે પણ છેવટનું મિષ્ટાન મનમાન્યું જમીને તૈયાર થઇ ગયા. અને પ્રથમના જેવી જ સવારી લઇને કુંવરજી વળાવવા આવ્યા. મહારાજશ્રીને શણગારેલા હાથી ઉપર વિરાજમાન કરીને સ્વારીએ સહિત પોતે કુંવર તથા ભક્તરાજ **કુશળકુંવર** રાણી પણ મેનામાં બેસીને મહારાજને વળાવવા માટે પછવાડે આવ્યાં અને તમામ કારભારીઓ વિગેરે પણ ઘણા હાથી ઉપરથી હેઠે ઉતરીને રાજકુંવરને તથા રાણી કુશળ કુંવર બાઇને પોતાની પ્રસાદીના હાર તથા વસ્ત્ર આદિક આપીને બહુ શાંતિ પમાડીને બહુ આગ્રહથી પાછા વાળ્યા. અને બીજા જે કારભારી વિગેરે હતા તેમને પણ પ્રસાદીના પુષ્પહારો આપીને પાછા વાળ્યા. સર્વેને પાછા વાળીને પોતે ચાલ્યા તે ગામ **વાંસદે** પધાર્યા (૫૭)

ધર્મપુરથી ચાલીને વાંસદે પધારતા મહારાજના શુભ સમાચાર સાંભળતાં જ ત્યાંના રાજા અનેક પ્રકારનાં વાજીંત્રો ડંકો નિશાન અબદાગીરી આદિક સામૈયાની સામગ્રી લઇને બહુ હર્ષથી સન્મુખ આવ્યા. મહારાજનાં દૂરથી દર્શન કરીને દંડવત્‌પ્રણામ કરીને પાસે આવ્યા અને મહારાજને ચંદન પુષ્પ હારો શ્રીફળ વિગેરેની ભેટ મૂકીને સવિનય પગે લાગીને કહ્યું કે–'સ્વારીએ સહિત શહેરમાં સર્વેને દર્શન દેતા થકા પધારો' તે સાંભળીને મહારાજે તેમ કરવાની હા પાડી. પછી સર્વે જરીયાંની વસ્ત્રો તથા ઘરેણાં ધારીને ઘોડી ઉપર બેસીને છત્ર ચામર અબદાગીરી વિગેરેની શોભા સાથે સર્વેને દર્શન દેતા થકા શહેરમાં થઈને દરબારમાં પધાર્યા. ત્યાં મોટી સભા કરીને વિરાજ્યા અને સર્વે સંતો તથા સત્સંગીઓ આવીને સભામાં બેઠા. તે સમયે શહેરના મતવાદીઓ શાસ્ત્રી પુરાણીઓ વિગેરે પણ આવીને બેઠા. તેમણે અનેક પ્રકારના પ્રશ્નો પૂછ્યા. તેના ઉત્તરો યથાસ્થિત મહારાજે આપીને જીતી લીધા. એટલુંજ નહિ પણ તેમને પોતાનું ઐશ્વર્ય પ્રતાપ પણ દેખાડ્યો, તેને પ્રત્યક્ષ જોઇને તે શહેરના રાજા તથા શાસ્ત્રી પુરાણીઓ વિગેરેએ કહ્યું કે–'આ તો પૂર્ણ પુરુષોત્તમ સ્વયં ભગવાન છે' એવો નિશ્ચય કરાવ્યો. પછી તે સર્વે મહારાજની આજ્ઞા માગીને સૌ સૌને ઘેર ગયા. અને મહારાજ પોતાને ઉતારે પધાર્યા અને સર્વ વસ્ત્રો ઘરેણાંને ઉતારીને, બ્રહ્મચારીએ તૈયાર કરેલા થાળને જમવા પધાર્યા, પ્રથમ સ્નાન કરી પીતાંબર તથા ઉપરણી ઓઢીને ચાખડીઓ પહેરીને આવીને બાજોઠ ઉપર ઉગમણે મુખે વિરાજમાન થતાં, બ્રહ્મચારીએ થાળ લાવીને મહારાજનામુખ આગળ મૂકયો. પછી પોતે ધીમે ધીમે જમતા જાય અને પાણી પીતા જાય. એ રીતે ઘણીવાર જમીને તૃપ્ત થતાં ચળુ કરીને જળપાન કરીને મુખવાસ લઈને ઉતારા ઉપર પધાર્યા. અને

સંતોની રસોઈ તૈયાર થતાં તેઓ પણ જમીને સભામાં આવીને બેઠા. એટલે મહારાજ પણ સભામાં વિરાજમાન થઈને ઘણીવાર સુધી ધર્માદી સંબન્ધી વાર્તા કરી તેને સાંભળીને રાજા તથા ઘણા મનુષ્યો સત્સંગી થયા અને આ પ્રગટ ભગવાન છે' એમ જાણીને, સ્વામિનારાયણ નામનું ભજન કરવા લાગ્યા. વળી ઘણાકને સમાધિ કરાવીને તેમાં ગોલોક આદિક ધામો દેખાડીને પોતાના શ્રીકૃષ્ણ પુરુષોત્તમપણાનો નિશ્ચય કરાવીને, અલૌકિક સુખ આપવા લાગ્યા. આ રીતે શહેરમાં ત્રણ દિવસ રહીને ચોથે દિવસે ચાલવાની તૈયારી કરતા જોઈને, રાજા સવિનય સ્તુતિ કરતા થકા બોલ્યા કે-'હે મહારાજશ્રી અમે તો પામર હતા અને રાજ્ય મદથી અંધ હતા અને ગૃહાન્ધ કૂપમાં પડેલા અને વિષયરુપ ચોરોએ ચોરી લીધેલા હતા. સંસાર સમુદ્રમાં અનાદિથી ડુબકાં ખાતા દુરંત દુઃખી હતા. હે દયાનિધે! શરણાગત ઉપર દયા કરીને કર ગ્રહીને તે તમામ દુઃખોએ રહિત કર્યા. આવીને આવી જ દયા સદાય રાખજો અને જ્યારે અમે સંભારીએ ત્યારે દર્શન દેજ્યો. અને અંતકાળે આપની પાસે તેડી લેજ્યો. એવો વર આપો. અને નિત્ય પૂજવા માટે આપનાં ચરણારવિંદ પાડી આપો.' આવી પ્રાર્થના સાંભળીને વર આપ્યો અને ચરણારવિંદ પાડી આપ્યાં. પછી પોતે થાળ જમીને ઉતારા ઉપર આવ્યા અને સંતો પણ જલદી જમીને તૈયાર થઈને મહારાજ પાસે આવ્યા. આ રીતે વાંસદા ગામમાં ચાર દિવસ રહીને સંતો સાથે ચાલ્યા. તેમને વળાવવા વાસ્તે રાજા તથા બીજા હરિભક્તો આવ્યા. શહેરથી બહુ દૂર વળાવવા આવેલા તેઓને શાંતિનાં વચનો કહીને, પ્રસાદીના પુષ્પહારો આપીને, આગ્રહથી પાછા વળ્યા. (૫૮)

વાંસદાથી ચાલ્યા તે દેવકીતીર્થે આવ્યા. ત્યાંના ઊના ટાઢા કુંડમાં સ્નાન કરીને, થોડુ ટીમણ કરીને સંતો પાર્ષદો સહિત ચાલ્યા

તે રસ્તામાં આવતાં હરિભક્તાનાં ગામોમાં રાત રહીને તેમને સુખ આપતા થકા તાપી નદીને ઉતરીને ગામ **કીમ** ચોકીએ આવ્યા. ત્યાં સ્નાનાદિ નિત્યવિધિ કરીને વિરાજમાન થયા. એ સમયે બ્રહ્મચારીએ કહ્યું કે–'ટીમણ કરો.' ત્યારે મહારાજે કહ્યું કે-વાતો કરવી છે.' ત્યારે મુક્તાનંદાદિ સર્વે સંતો પાસે આવીને બેઠા. પછી મહારાજ બોલ્યા કે, ગોલોક અક્ષર વૈકુંઠ આદિક ધામોમાં જે મુર્તિઓ છે તે મારી જ છે. એ મૂર્તિઓ અને આ અત્યારે પ્રત્યક્ષ મુર્તિમાં કશો ભેદ નથી. એક જ છે. આવી રીતે કહીને પોતાના સ્વરૂપનો માહાત્મ્યજ્ઞાને સહિત દઢ નિશ્ચય કરાવ્યો. તે સમયે મહારાજ પાસે ગામ વાંકીયાના માંચોખાચર માથે લુગડુ ઓઢીને ધ્યાન કરવા બેઠા. તેને જોઇને સુરાખાચરે કહ્યું કે–**"આપે ભુલ્યો ને ઓરકું ભુલાવે, જાન્હવી તીરે કૂપ ખોદાવે"** એમ કહીને માંચાખાચરનું લુગડુ માથેથી તાણી નાખીને કહ્યું કે–'તારા બાપ તો અહી સમીપ પ્રત્યક્ષ બેઠા છે, તેને પડી મૂકીને ઘૂંઘટો વાળીને કેનું ધ્યાન કરે છો?' તે સાંભળીને મહારાજ તથા સર્વે સંતો ખડખડાટ હસવા લાગ્યા. પછી મહારાજ સંત પાર્ષદો ટીપણ કરવા બેઠા. તેને કરીને જળપાન કરીને તૈયાર થઈ ત્યાંથી ચાલી નિકળ્યા. (૫૯)

ત્યાંથી ચાલતાં આગળ માર્ગમાં મોટી નર્મદા નદી આવી તેને વહાણમાં બેસીને ઉતર્યા. ત્યાંથી ચાલીને ગામ **હળદર** આવ્યા. ત્યાંના હરિભક્તોએ મહારાજને તાંણુ કરીને રાખ્યા અને રસોઈ કરાવીને મહારાજ તથા સંત પાર્ષદોને જમાડયા. ત્યાં ભક્તોને દર્શન પૂજનાદિકનો અલભ્ય લાભ આપતા થકા રાત્રિ રહ્યા. બીજે દિને ત્યાંથી મહારાજ ચાલ્યા. અને સંતોને કહ્યું કે–'હવે તમે ધીરે ધીરે ફરતા ફરતા હરિભક્તોને દર્શનાદિ સુખ આપતા થકા વરતાલે ફુલડોળના ઉત્સવ ઉપર આવી રહેજ્યો. એમ કહીને ચાલ્યા તે રસ્તામાં

ગામ ખુવાનો માર્ગ ભુલ્યા તેથી સુરાખાચરે કહ્યું જે–'ભણે મમરાનો માર્ગ કિસે જાશે' ત્યારે મોકાખાચરે કહ્યું કે-'ભણે મમરાનો માર્ગ તો તારા મોંઢામાં જાસે'' આ વાતને સાંભળીને મહારાજ તથા પાર્ષદો ઘણું હસ્યા. એવી રસ્તામાં રમુજ કરતા થકા ચાલ્યા તે ગામ ખુવામાં પટેલ કાનદાસભાઇને ઘેર આવ્યા. મહારાજને આવતા જાણીને સામૈયું લઇને સામા ગયા અને વાજતે ગાજતે પોતાને જ ઘેર પધરાવ્યા. અને ભારે થાળ કરાવીને મહારાજને બહુ ભાવથી જમાડયા અને સંત પાર્ષદોને પણ જમાડયા. પછી મહારાજ સભા કરીને બેઠા. તે સમયે એક દરબાર ત્યાં આવ્યા. તેમની સાથે આવેલા શાસ્ત્રી, મહારાજના નામનો એક શ્લોક બોલ્યા. તેને સાંભળીને મહારાજ બોલ્યા કે–'તમે જેવા કહ્યા એવા જ અમો ભગવાન્ છીએ અને અનેક મુમુક્ષુ જેવોનો મોક્ષ કરવા આ પૃથ્વી ઉપર પધાર્યા છીએ.' વિગેરે ઘણી વાત કરી.

આ વાતને સાંભળીને તે દરબાર તથા શાસ્ત્રી તથા ગામના બીજા બહુ મુમુક્ષુ માણસો મહારાજના આશ્રિત થયા અને પ્રગટ સ્વામિનારાયણ નામનું ભજન કરવા લાગ્યા. વળી એ ગામના હરિજનોને સમાધિ કરાવીને અક્ષર ધામ દેખાડીને, પોતાના સ્વરૂપનો ભગવાનપણે નિશ્ચય કરાવીને સભામાંથી પોઢવા માટે ઉઠયા. તે પોતાને ઉતારે જઇને પલંગ ઉપર પોઢી ગયા. બીજે દિને સવારે ઉઠીને નિત્યવિધિ કરીને ત્યાંથી ચાલ્યા તે ગામ આમોદ આવ્યા. ત્યાંના શેઠ હરજીવનભાઈ તથા ગણપતભાઈ તથા દીનાનાથ ભટ્ટ આદિક ઘણા જનો સામૈયું લઇને સામા આવતાં વાજતેગાજતે બજારે બજારે સ્વારીને ફેરવીને પોતાને ઘેર પધરાવ્યા. પછી મહારાજશ્રીને થાળ કરીને જમાડયા. પછી મહારાજ આવીને સભામાં વિરાજમાન થયા. તે સમયે ઉપરોક્ત નામાંક્તિ વિગેરે હરિભક્તો મહારાજની

પૂજા કરવા આવ્યા. તેમણે શેલુ શિરપાવ વેઢ વીંટી કડાં સાંકળાં વિગેરે ઘરેણાં તથા ચંદન પુષ્પાદિ વડે મહારાજની બહુ પ્રેમથી પૂજા કરીને આરતી ઉતારી. પછી દંડવત્ પ્રણામ સહિત પગે લાગીને "જય જય મહારાજાધિરાજ અખિલ બ્રહ્માંડનાથ" ઈત્યાદિ રીતે મહારાજની સ્તુતિ કરીને પછી બેઠા. તે સમયે મહારાજે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંબંધી ઘણી વાતો શાસ્ત્રાધારવાળી કરી અને સર્વેને બહુ રાજી કર્યા. પછી પોતે ઉતારે આવીને જળપાન કરીને પોઢી ગયા. (૬૦)

બીજે દિવસે ત્યાંથી ચાલ્યા તે રસ્તામાં એક કુગ્રામ આવ્યું. ત્યાં એક મોટો વડ વૃક્ષ જોઈને ત્યાં ઉતારો કર્યો. પછી સ્નાનાદિ નિત્ય વિધિ કર્યો. તે ગામમાં કોઇ ભાવિક ભક્ત નહિ મળવાથી ગામમાંથી વેચાતી **ખીચડી** લાવ્યા અને કુંભારને ત્યાંથી **હાંડલા** લાવ્યા. તેમાં મહારાજે જાતે ખીચડી બનાવીને જમ્યા અને સંત પાર્ષદોને પોતે પીરસીને જમાડ્યા. ત્યાંથી થોડે છેટે બીજો એક વડ વૃક્ષ હતો ત્યાં કોઈક ફોજદાર સૂતેલો. તેની જોડે બીજા ઘણા સીપાઇઓ હતા. તેમાંથી બેચાર સીપાઈઓએ મહારાજ ઉતર્યા હતા ત્યાં આવીને સુરા ખાચરને પૂછ્યું કે-'આ કોણ છે ? ત્યારે સુરાએ કહ્યું કે-'આતો અમારા ફોજદાર છે ?' ત્યારે વળી તેઓએ કહ્યું કે-'તમારા ફોજદાર તો બહુ સારા છે, કેમકે તમને જાતે ખીચડી બનાવીને પીરસીને જમાડ્યા અને અમારા ફોજદાર તો અમને વાતે વાતે તિરસ્કાર કરે છે. તમો કહો તો અમે તમારી પાસે આવતા રહીએ. અમને નોકરીમાં રાખશો ?' ત્યારે સુરાએ કહ્યું કે-'એક મહીને પાઈ અને ખાવાપિવાનું મહીં' આ વાત સાંભળીને તેઓ ભાગી ગયા. પછી મહારાજ તો ખડખડાટ હસ્યા. ઈત્યાદિ રમુજ કરીને ત્યાંથી ચાલ્યા. તે મહીસાગર નદી ઉતરીને **બામણ-**

**ગામ** થઈને વરતાલ પધાર્યા. આ રીતે અનેક જીવોને અભયદાન આપ્યું. (૬૧)

વરતાલે પધારેલા મહારાજે સુતારના ઘર આગળ આવેલી એક ઓરડીમાં મુકામ રાખીને, ગામથી ઉગમણી દિશાએ તલાવને સામે કાંઠે એક મોટી **આંબલી** હતી જ્યાં નિત્ય સભા ભરીને બેસતા અને વિવિધ વાતો કરતા. અને બીજા ગામના પણ હરિભક્તો મહારાજનાં દર્શન કરવા આવતા જતા. એવા સમયમાં બુધેજના દરબાર **હઠીભાઈ** પોતાના બે દિકરા તથા ગામ મોરજના ગોકળ ગઢવી સાથે વરતાલ આવતાં રસ્તામાં એમણે એવો સંકલ્પ કર્યો કે-'જો સ્વા. ના. ભગવાન હોય તો ઉત્તરમુખે પાટ ઉપર બેઠા હોય અને પાટ ઉપર કાળી કામળી પાથરી હોય અને તે ઉપર પુસ્તક મૂક્યું હોય "આ ચાર સંકલ્પો સત્ય થાય તો સ્વા. ના. ભગવાન સાચા" એવું ધારીને વરતાલે મહારાજને ઉત્તર મુખે પાટ ઉપર સભામાં બેઠેલા જોઈને મનમાં એમ ધાર્યું કે-અડધા ભગવાન ખરા, કેમકે અમારા બે સંકલ્પ પૂરા થાય છે. એમ જાણીને મહારાજને સ્નેહથી પગે લાગીને સભામાં બેઠા. ત્યાર પછી મહારાજે બ્રહ્મચારીને કહ્યું કે-પેલી કાળી કામળી લાવો અને પુસ્તક લાવો. એટલે વર્ણિએ તે બન્ને લાવીને આપ્યાં. પછી મહારાજે કાળી કામળી પાટ ઉપર પાથરી અને પુસ્તક પાટ ઉપર મુકીને પોતે પુસ્તકને છોડીને ચાર પાનાં હાથમાં લઈને મુક્તાનંદ સ્વામી પ્રત્યે બોલ્યા કે-આ પુસ્તકના અક્ષરો બહુ સારા છે તેને તમો જુવો. ત્યારે સ્વામી જોઈને બોલ્યા કે-'આના અક્ષરો બહુ સારા છે' આ દૃશ્યને પ્રત્યક્ષ જોઈને બુધેજના દરબાર હઠીભાઈ ફરીથી ઉઠીને મહારાજને પગે લાગ્યા. ત્યારે મહારાજે કહ્યું કે-'દરબાર! તમે પ્રથમ પગે લાગ્યા હતા, તો ફરીને કેમ પગે લાગ્યા? ત્યારે તેમણે કહ્યું કે-' અમે રસ્તામાં

આવતા ચાર સંકલ્પો કરેલા. તેમાં પ્રથમ બે સંકલ્પો સિદ્ધ થયા અને બે સિદ્ધ થયા ન હતા. તે હમણાં સિદ્ધ થયા. પ્રથમ અડધા ભગવાન જાણીને પગે લાગ્યો હતો અને હવે આખા ભગવાન જાણીને ફરીથી પગે લાગ્યો.' ત્યારે મહારાજ બોલ્યા કે–'ભગવાનના કાંઇ ભાગલા હશે કે શું ? એમ રમુજમાં બોલ્યા. ત્યારે વળી દરબારે કહ્યું કે–'એમ નહિ, મેં જે પ્રથમ ચાર સંકલ્પો કર્યા હતા તે સિદ્ધ થવાથી મેં જાણ્યું કે 'આ ભગવાન્ ખરા છે,' એમ દૃઢ નિશ્ચય કરીને પગે લાગ્યો છું. હવે મને તમારો સત્સંગી કરો. પછી મહારાજે વર્તમાન ધરાવીને દૃઢ સત્સંગી કર્યા. પછી મહારાજે કહ્યું કે–આવા સંકલ્પો કરવા નહિ, કેમ કે–ભગવાન તો અલમસ્ત છે તે કોઇ સમયે સંકલ્પો પૂરા કરે અને કોઇ સમયે પૂરા ન પણ કરે. આતો અમે અંતર્યામિપણે જાણીને તમારા સંકલ્પો સંપૂર્ણ કર્યા. નહિ તો આમા કેનો મોક્ષ બગડત. આ વાતને સાંભળીને દરબાર બોલ્યા કે –'હે કૃપાનાથ ! આપે દયા કરીને મારા સંકલ્પો પૂરા કર્યા ન હોત તો મારો જ મોક્ષ બગડત.' એમ કહીને સભામાં બેઠા. આ રીતે એ ગામમાં ઘણાં મનુષ્યોને ઐશ્વર્ય પ્રતાપ દેખાડીને સત્સંગી કર્યા. (૬૨)

એક સમયે એ જ આંબલે સભા કરીને મહારાજ વિરાજ્યા હતા. તે સમયે જોબન વરતાલે બહુ સ્નેહથી પૂછ્યું કે–'હે મહારાજ! આપશ્રી વારે વારે અહીં રંગ ઉત્સવ કરો છો. તો જો આપ આજ્ઞા આપો તો ચીરાબંધી પાકા હોઝ કરાવું. કારણ કે સમીપમાં ફુલડોળનો ઉત્સવ આવે છે. એ ઉત્સવમાં રમવા માટે ઘણીક પીચકારીઓ તથા ગુલાલ રંગ ઇત્યાદિક સામગ્રી હું તથા નારાયણગર બાવો મળીને તૈયાર કરાવું.' આ અપેક્ષિત વાતને સાંભળીને ઘણું પ્રસન્ન થઇને બોલ્યા કે–'ધનનું ફળ એ જ એક ખરૂં છે કે-'ભગવાન્

અને તેમના સંતોના ઉપયોગમાં આવે અને તેઓ રાજી થાય' એમ કહીને સામગ્રી તૈયાર કરવાની આજ્ઞા આપીને, વળી કહ્યું કે-'સંતો તથા સત્સંગીઓ પ્રત્યે કંકોતરીઓ લખો,' એમાં એમ પણ લખો કે-'વડતાલમાં મહારાજશ્રી ફુલડોલનો ઉત્સવ કરવાના છે તો અવશ્ય પધારશો.' આ પ્રસંગમાં ઉપયોગી આ વાતને સંભાળીને, જોબન પગી તથા નારાયણગિરિ બાવો બંને મળીને કંકોતરીઓ લખી અને ગુલાલ રંગ વિગેરે સામગ્રી મંગાવી અને પિચકારીઓ ચૌકસો તૈયાર કરાવી અને મહારાજ માટે તે પીતળની કરાવીને તેની ઉપર સોનાનો ઢાળ ચઢાવરાવ્યો (જે પીચકારીથી મહારાજ રંગ રમ્યા હતા તે હાલમાં હરિમંડપમાં દર્શન દે છે) (૬૩)

વળી એક દિવસે **આંબલે** મહારાજ સભા ભરીને બેઠા હતા. કંકોતરીઓ લખવાથી ઘણા સંતો તથા હરિભક્તો પણ ત્યાં આવ્યા તેઓએ એક એક ઝાડવે ઉતારો રાખ્યો. અને ત્યાં થાળ કરીને જમવા બોલાવતાં મહારાજશ્રી ત્યાં પધારીને બહુ હેતથી થાળ જમીને પાછા આવીને આંબલા તળે સભા કરીને બેસે. તે સભામાં પોતાના પારમૈશ્વર્ય સંબંધી વાતો કરે. અને હરિજનોને બહુ હેતથી દર્શન દે અને તેમનાં નાડી પ્રાણ પોતાની ચમત્કારી મૂર્તિમાં તાણી લે. તેથી જાણે ચિત્રમાં ચિતર્યા હોય ને શું ? એવા સ્થિર થઈ રહે. અને કેટલાક તો દર્શનના આનંદને લીધે જમવાનું પણ ભૂલી જાય અને કેટલાક તો મહારાજ સભામાંથી ઉઠીને સુતારની ઓરડીએ પોઢવા જમવા જાય એટલા થોડા વખતમાં કોઈક મૂઠી બાજરી પલાળેલી હોય કે મુઠી સાથવો હોય તેને ખાઇને દિન નિર્ગમન કરે અને બહુધા મહારાજના દર્શનાદિ આનંદથી તૃપ્ત થઈ રહેતા.

એક દિવસે ઊમરેઠનો એક બ્રાહ્મણ, સુદામા જેવો દરિદ્ર હતો. બીજા હરિજનો મહારાજની મહાપૂજા કરે અને થાળ જમાડે તેને જોઈને અંતરમાં અતિ પશ્ચાતાપ કરે કે–'મારા જેવો કોઈ અભાગીઓ નહિ, કેમકે આ સર્વે ભગવાન્ પુરુષોત્તમનો થાળ કરે છે અને પૂજા કરે છે, જેથી એમનાં મોટાં ભાગ્ય છે.' એમ સંકલ્પ કર્યા કરે. એક દિવસે આમલાથી ઉત્તર દિશા તરફ આવેલા કૂવા પાસે ગામમાંથી લોટ માગી લાવીને કલાડામાં રોટલો કરીને લાખાલુણીની ભાજી લોટામાં કરીને મહારાજનું સ્મરણ કરતો હતો. એના સંકલ્પને જાણીને મહારાજ મધ્યાન્હે સુતારની ઓરડીએ પોઢ્યા હતા તે એકદમ ઉઠીને બ્રહ્મચારીને કહ્યું કે–'આપણો લોટો લાવો મારે ન્હાવા જવું છે,' ત્યારે બ્રહ્મચારીએ કહ્યું કે 'અહીંજ ન્હાવ' અત્યારે કવખતે બહાર જવાની શી જરૂર?' ત્યારે મહારાજે આગ્રહથી કહ્યું કે–'બહાર જ જવું છે.' એમ કહીને સત્વરે ઉઠીને મોજડીઓ પહેરીને ચાલ્યા. એટલે બ્રહ્મચારી પણ લોટો લઈને પાછળ ચાલ્યા. તે જ્યાં એ બ્રાહ્મણ રોટલો કરીને ભાજી ઉતારીને ખાવા બેસે છે તેજ વખતે જઈને ઉભા રહીને કહ્યું કે, 'ભૂમિદેવ! અમને ભૂખ લાગી છે તો જમવાનું જે તૈયાર હોય તે આપો, તે વાતને સાંભળીને બ્રાહ્મણે બહુ હર્ષથી કહ્યું કે–'આ તો પંચકણીનો રોટલો અને લુણીની ભાજી છે તે તમોને મારાથી કેમ અપાય? અને તમારાથી કેમ જમાય? ત્યારે વળી મહારાજે કહ્યું કે–એ તો બહુ સારી છે.' એમ કહીને પોતે જમવા બેસતાં બ્રાહ્મણે બહુ હેતથી રોટલો અને ભાજી આપી અને કહ્યું કે–'હે મહારાજ! આતો વિદુરજીની ભાજી તથા સુદામાના તાંદુલ તથા સબરીનાં બોર એના જેવું સાવ લુખ્ખું નિરસ જમણ છે, પછી રોટલો અને ભાજીને જમીને ચળુ કરીને જળપાન કર્યું. તે સમયે બ્રાહ્મણે કહ્યું કે–'મારો ઘણા દહાડા-

નો રુઢ સંકલ્પ હતો તે સર્વજ્ઞ ભક્તમનોરથપૂરક આપે આજ પૂરો કર્યો.' એમ સવિનય કહીને મહારાજના ચરણારવિંદમાં પડીને રોમાંચિતશરીર, ગદ્‌ગદકંઠ થઈને આંખ્યમાં પ્રેમનાં આંસુ લાવીને ચરણારવિંદને અભિષેક કરતો થકો ઉભો રહ્યો અને વિનયસર સ્તુતિ કરતાં બોલ્યો કે-'આપનું 'જે ભક્તમનોરથપૂરક' નામ છે તે આજ સત્ય કર્યું. એમ કહીને મહારાજને પગે લાગીને ત્યાં જ બેઠો. અને મહારાજ તો ત્યાંથી ચાલીને ઓરડીએ આવીને પોઢી ગયા. ત્યારે બ્રહ્મચારીએ કહ્યું કે-'ન્હાવું હતું ને? આ શું કર્યું ?' ત્યારે મહારાજે કહ્યું કે 'એજ ન્હાયા.' એમ રમુજ કરીને પોઢી ગયા. (૬૪)

આ રીતે ભક્તના મનોરથોને પૂરતા થકા અને વિચિત્ર વાતો ચિતો કરીને ભક્તોને સુખ આપતા થકા ફુલડોળના ઉત્સવ સુધી વરતાલમાં રહ્યા. આ ઉત્સવ ઉપર ઉત્સાહથી દરરોજ આવતા સર્વ સંતો તથા હરિભક્તોને મળતા અને છાતીમાં ચરણારવિંદ આપતા અને સુખ સમાચારને પૂછતા હતા, જેથી સંતો તથા હરિભક્તો બહુ રાજી રહેતા. એટલું જ નહિ પણ આમલા તળે સભા ભરીને પરસ્પર સંતો પાસે સામસામા પ્રશ્નોત્તરો કરાવતા. તેમ કોઈ કઠિન પ્રશ્ન હોય તેનો પોતે ઉત્તર કરતા અને સંતોને હરિજનો રસોઈ આપે ત્યારે પોતે પ્રેમથી પંગતમાં બહુવાર ફરીને પીરસીને બહુ જમાડે. એમ આનંદ ઉત્સવમાં હુતાશની પતી ગઈ. બીજે દિવસે ફુલડોળનો ઉત્વસ આવતાં, જોબનપગીએ બે બેડીયાં ગુલાલ આગવો મંગાવ્યો હતો અને નારાયણગિરિ બાવાએ પણ તેટલોજ મંગાવ્યો હતો અને બીજા હરિભક્તોએ પણ ધનશકિતને અનુસારે મંગાવ્યો હતો. અને જોબનપગીએ રંગના બે મોટા હોઝ અને કેટલાંક વાસણો પણ ભરાવ્યાં હતાં. અને પાણીની પૂર્તિ માટે એવી તજવીજ કરેલી કે-

આમલાથી ઉત્તર તરફ એક કૂવો હતો તેનું પાણી હોઝમાં આવે, એ રીતે કૂવે ટાટના કોષ જોડાવ્યા હતા. વળી ઉત્સાહ ઉપજાવવા માટે બાવળનો એક મોટો વૃક્ષ હતો તેની ઉપર બારમણની મોટી નોબત ચઢાવી હતી અને વધારામાં અમદાવાદના હરિભક્તો ફુલ-ડોળનો મહોત્સવ જાણીને ૧૮ જોડ ત્રાંસાં લઈને આવ્યા હતા. આ પ્રકારે ફુલદોળની સમગ્ર સામગ્રી પડવાને દિવસે તૈયાર હતી. મહા-રાજ પણ તે દિવસે તો વહેલા ઉઠીને નિત્યવિધિ કરીને સર્વ શ્વેત વસ્ત્રોને ધારીને, ફુલના હાર બાજુબંધ ગજરાને ધારીને, ચાખડીએ ચઢીને આંબલે પધાર્યા. ત્યાં મહારાજને બેસવા માટે મોટો મંચ કરીને તેની ઉપર ઢોલીયો ઢાળ્યો હતો તેની ઉપર ચઢીને બેઠા. તે વખતે સર્વ સંતો પાર્ષદો હરિજનોને બહુ ઉત્સાહથી રંગ રમવા માટે તૈયાર થઈ રહેલા જાણીને મહારાજ પણ તૈયાર થઈ મંચ ઉપરથી હેઠે ઉતરીને સંતો પ્રત્યે બોલ્યા કે–'અડધો અડધ બે તડાં કરો તોજ અમે રંગ રમીએ, નહિ તો નહિ.' આ વાતને સાંભળીને મુક્તાનંદ નિત્યાનંદ બ્રહ્માનંદ અદ્દભુતા-નંદ આદિક સમસ્ત સંતોએ કહ્યું કે-'તમો જેમ કહો છો તેમ કરીએ.' પછી એક તરફ સંતો અને બીજી તરફ પાર્ષદો અને મહારાજ રહ્યા. એમ વિકિત કરીને ઉગમણી તરફની જે રંગ ભરેલો હોઝ તથા ગુલાલનો અડધો ઢગલો હતો તે સંતોને આપ્યો અને આથમણી તરફનો રંગ ભરેલો હોઝ તથા તેટલો ગુલાલ પોતે મહારાજે રાખ્યો. એમ જુદી જુદી વિકિત કરીને, શ્રીજી મહારાજે સોનાની પીચકારી રંગભરેલી લઈને પોતાને હાથે સર્વ સંતો તથા હરિજનો ઉપર પ્રસાદભૂત રંગ છાંટ્યો. એટલે હવે રમવાની છૂટી થઈ. એ સમયે આકાશમાં બ્રહ્માદિ દેવો અને ગોલોક વૈકુંઠ અક્ષર આદિક ધામો-ના પાર્ષદો પણ મહારાજ અને સંતોની પરસ્પર રંગલીલાને જોવા માટે ઉત્સાહથી આવ્યા. તેની ભારે ભીડ આકાશમાં થઈ ગઈ અને સૂર્ય

પણ આ રંગલીલાને જોવા માટે આકાશમાં સ્થિર થઈ ગયો. તે વખતે સંતો અને મહારાજની પરસ્પર રંગભરેલી પીચકારીઓ અને ગુલાલની મુઠીઓ એવી વેગથી છૂટે કે જેથી આકાશ રક્તવર્ણવાળો થઈ ગયો અને દેવોનાં વિમાનો અને આડવાં પણ રક્તવર્ણવાળાં થઈ ગયાં. એમ બહુવાર અન્યોન્ય રમવા છતાં કોઈ પણ હાર્યા નહિ. તે સમયે સુરાખાચરે રંગભરેલો ઘડો નિત્યાનંદ સ્વામી ઉપર આખો રેડ્યો. ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ રંગભરેલો ઘડો સુરાખાચર ઉપર રેડ્યો. અને ગુલાલની મૂઠીઓ એમની આંખ્ય ઉપર નાંખી. જેથી આંખ્યે કશું દેખાય નહિ. ત્યારે સુરા-સોમલાખાચર એકદમ ઉઠ્યા તે રંગભરેલો ઘડો બ્રહ્માનંદ સ્વામી ઉપર રેડયો. તેને જોઈને નિત્યાનંદ સ્વામી ઉપડયા તે રંગભરેલો ઘડો લઈને સોમલા ખાચર ઉપર રેડીને વધુમાં ગુલાલની મૂઠી ભરી આંખ્ય ઉપર નાંખી. તેથી આંખ્યમાં ગુલાલ ભરાઈ ગયો. આંખ્યે દેખાતું બંધ થઇ ગયું. એમ બહુ રમુજી રંગરમત થઈ. પછી બધાય સાધુઓ મહારાજને કેડે જઈ પૂગ્યા. અને મહારાજ ઉપર રંગભરેલી પીચકારીઓ અને ગુલાલની મૂઠીઓ ફેંકવા માંડી. તેથી મહારાજ તો અકળાઇને ઉંચા મંચ ઉપર ચઢી ગયા અને આડી ઢાલ ધરી દીધી. તો પણ ચારે બાજુથી સાધુંઓ પીચકારીઓ મારે અને મૂઠીઓ ભરીને ગુલાલ નાંખે આ સમયે હાજર રહેલા અદ્‌ભુતાનંદ સ્વામી કહે છે કે–મેં પણ મહારાજ ઉપર દશપંદર પીચકારીઓ મારી હતી અને ગુલાલ પણ દશેક મૂઠીઓ નાંખી હતી. આ રીતે ચારે બાજુથી સંતો, મહારાજ ઉપર રંગ તથા ગુલાલ નાંખતા. મંચ ઉપર ઢોલીયો હતો તેની ઉપર મહારાજ ચઢી ગયા, તો પણ સંતોએ રંગ ગુલાલ નાંખીને મહારાજને બહુ અકળાઈ નાંખ્યા, તેથી આ ઈશ ઉપરથી બીજી ઈશ ઉપર જતાં ઢોલીયો પણ ભાંગી ગયો. આ રીતે રંગ ગુલાલથી અત્યંત

અકળાઈ ગયેલા મહારાજે નાંનખાચરને કહ્યું કે-'અમારી ઘોડી જલદી લાવો.' ત્યારે તે ઘોડી લઈને આવ્યા. તેને જોઇને નિત્યાનંદ સ્વામીએ જાણ્યું કે-'હવે મહારાજ ઘોડીએ બેસીને અહીંથી જતા રહેશે' તેથી તે સ્વામીએ ઘોડીની આંખ્યમાં રંગભરેલી પીચકારી મારી. તે ઘોડી ગભરાઈને ભાગી ગઈ. ત્યારે મહારાજે ફરીથી તે ભક્તને 'ઘોડી લાવો ઘોડી લાવો' એમ બુમ મારી. ત્યારે ઘોડીને લઈને આવ્યા. તે વખતે અદ્‌ભુતાનંદ સ્વામીએ રંગભરેલી પીચકારી ઘોડીના નાકમાં નાંખી, એથી ઘોડી અકળાઈને ફરીથી નાશી ગઈ. વળી ફરીથી મહારાજે ઘોડી લાવવાનું કહેતાં તે નાંનખાચરે કહ્યું કે -'હે મહારાજ! બરછીની બુરીઓમાં પણ ઘોડી સામી આવે એવી છે પણ રંગની પીચકારીઓમાં ઘોડી આવતી નથી.' એમ કહીને ઘોડીને પાછે પગલે ઉપર લુગડું નાંખીને ન દેખે એ રીતે લાવ્યા. એટલે મહારાજ સ્વાર થઈને બોલ્યા કે-'આ રંગ ક્રીડોત્સવમાં સાધુઓ જીત્યા, સાધુઓ જીત્યા, હવે રમવાનું બંધ રાખો.' એટલે રમત બંધ રાખી. આ રીતે બહુ રંગ ક્રીડા કરતાં નીચે પૃથ્વી કાદવ મય થઈ ગઈ અને ગુલાલથી રાતી થઈ ગઈ. એ રીતે ત્રીજા પહોર સુધી અપૂર્વ અદ્‌ભુત રંગક્રીડા કરીને ભક્તજનોને અત્યાનંદ આપતા હતા. (૬૫)

રંગ ક્રીડા પતી ગયા પછી મહારાજ સંતો પાર્ષદો હરિજનો સાથે આગળ અઢાર જોડ ત્રાંસા વાગતે થકે પોતે **ઘનાંતલાવે** સ્નાન કરવા પધાર્યા. ત્યાં રંગભીનાં વસ્ત્રો ઉતારીને જોબનપગીને આપ્યાં અને શ્વેત વસ્ત્રને પહેરીને તલાવમાં ન્હાવા સારૂં પ્રવેશ કર્યો. સ્નાન કરતાં સુરાખાચરને કહ્યું કે-'તમો ક્ષત્રિયોને આ સાધુ-ઓએ હરાવ્યા, માટે હવે ઢાંકણીમાં પાણી ભરીને બૂડી મરો.' આવાં વિષમ વચનો સાંભળીને સુરાખાચર બોલ્યા કે-'હે મહારાજ!

અમને એ બાવાઓ કાણુ હરાવે ? જો હું અને આ બ્રહ્માનંદ તલાવમાં એક સાથે ડુબકી મારીએ અને જે પહેલો નીકળે તે હાર્યો કહેવાય." એવો સંકેત કરીને, સુરાખાચરે ડુબકી મારી અને પછી બ્રહ્માનંદે ડુબકી મારી. સુરાખાચર તો થોડીવાર પાણીમાં રહીને બહાર નિકળ્યા. અને બ્રહ્માનંદ સ્વામી નિકળવાના થયા તેટલાકમાં સુરાખાચર ફરીથી ડુબકી મારી ગયા. બ્રહ્માનંદજી બહાર નીકળીને જોવા ગયા ત્યારે સુરાખાચર બહાર નિકળેલા નહિ. ત્યારપછી નિકળ્યા અને મહારાજને કહ્યું કે–'બ્રહ્માનંદ સ્વામી હાર્યા. એમ બેત્રણ વાર બોલ્યા. એ વાતને સાંભળીને બ્રહ્માનંદજીએ કહ્યું કે–'ભગવાન થઇને તમો પણ કપટ કરો છો ?' ત્યારે મહારાજે કહ્યું કે–'અમારૂં કપટ નથી પણ સુરાખાચરનું છે' આ રીતે બહુ રમુજ કરતા થકા ઘના તળાવમાં બહુવાર સ્નાન કર્યું. પછી બહાર નીકળીને શ્વેત વસ્ત્રો ધાર્યાં. એ સમયે તળાવડીનું પાણી મહારાજ સંતો પાર્ષદો હરિભક્તો સહસ્નાન કરવાથી રંગરંગ થઈ ગયું. ત્યાંથી ચાલ્યા તે કોઠીના વૃક્ષ નીચે ક્ષણ ઉભા રહ્યા. તે સમયે જ કોઠી ઉપરથી મોટું કોઠું પડયું. તેને જોઇને મહારાજ બોલ્યા કે–'આ વૃક્ષ નીચે કોઇ હોય તો તેનું માથું ફુટી જાય એવા છે.' એમ બોલતા થકા ત્યાંથી ચાલવાના વિચાર પર આવ્યા. સંતો પાર્ષદો હરિજનો સ્નાન કરીને વસ્ત્રો પહેરીને તૈયાર થએલા જોઇને મહારાજ જેવા ઘોડી ઉપર બેસવા જાય છે તે સમયે એક **ઠાકોરપગી**એ આવીને મહારાજને કહ્યું કે–' તમે ભગવાન્ કહેવાતા હોવાથી સર્વેના અંતરની વાત જાણી શકો; તો તમે કહો કે–'મારા ખેતરમાં શું છે ?' ત્યારે સર્વજ્ઞ મહારાજે કહ્યું કે–' તમે ત્રણ ખડબુચા જમીનમાં દાટ્યાં છે. તેમાં એક તમારા મામાને આપવા દાટ્યું હતું તે સડી ગયું છે અને તમારા માટે દાટ્યું હતું તેને શિયાળ ખોતરી ખાઇ ગઈ છે અને જે

અમારા માટે દાટયું હતું તે સારૂં છે તેને લઈ આવો.' ત્યારે તે ઠાકોર મહારાજનું વચન સાંભળીને ખેતરમાં જઈને જોતાં મહારાના કહેવા પ્રમાણેજ દીઠું. પછી મહારાજ માટેનું ખડબુચ લઈને પાસે આવીને ભેટ મૂક્યું. અને કહ્યું કે–'હવે તમે ભગવાન સાચા' આ રીતે તેને ભગવાનપણાનો નિશ્ચય કરાવતાં, તે પગે લાગીને ચાલ્યા ગયા. અને મહારાજ ઘોડી ઉપર સ્વાર થઈને વાજતેગાજતે પાછા આંબલે આવીને સભા સજીને બેઠા. તે સમયે બ્રહ્મચારીએ થાળ તૈયાર કર્યો છે એવા સમાચાર સાંભળીને જમવા માટે ઓરડીએ પધાર્યા અને ઉગમણે મુખે બાજોઠ ઉપર જમવા બેઠા. એટલે બ્રહ્મચારીએ થાળ લાવીને મુખ આગળ મુકયો. થાળમાંથી પરસુલીની સુંદર સેવો રોટલી કંસાર શાકાં પાપડ પાપડી અથાણાં રાઈતાં ભજીયાં ચટણીઓ કમોદનો ભાત દાળ વિગેરેમાંથી યથેચ્છ જમીને તૃપ્ત થઈને ચળુ કરીને મુખવાસ લઈને ફરીથી આમલે આવીને સભા ભરીને સર્વ સંતો હરિભક્તોને દર્શન દેતા થકા વિરાજમાન થયા. (૬૭)

અમદાવાદના સોની ગંગારામભાઈ સંતો સારૂં પરશુલીની સેવોનાં ગાડાં તથા શ્રી સાકરનાં ગાડાં ભરાવીને લાવ્યા હતા. તે દિવસે આમલાથી ઉગમણી બાજુ જ્યાં હાલમાં બોરસડીનો વૃક્ષ છે ત્યાં પહેલા આંબાના વૃક્ષો હતા. તે જગ્યાએ સેવોની સ્વાદુ રસોઈ તથા તેની સાથે શાક ભજીયાં દાળ ભાત તૈયાર કરાવ્યાં હતાં. એટલે સંતોને બોલાવવા સભામાં આવીને કહ્યું કે–'હે મહારાજ ! સંતોની રસોઈ તૈયાર છે તો જમવા સારૂ આવે અને હે મહારાજ ! તમો પીરસવા પધારો.' આ વાત સાંભળીને મહારાજે સંતોને પંક્તિ કરવાની કહેતાં તેઓ ઉઠ્યા. જ્યાં અત્યારે બેઠક છે ત્યાંથી ઉગમણે પાસાએ પંગત કરી અને પોતે મહારાજ પીરસવા ઉઠ્યા. પ્રથમ

સેવો પીરસી અને પછી સાકર પોસે પોસે પીરસીઓ, પછી ઘી પીરસ્યું. એમ ખૂબ પીરસીને હાથ પગ ધોઈને પોતે ઉત્તરાદિ બાજુ પાટ ઉપર વિરાજ્યા. રંગ રમવાને સમયે મહારાજ અને સંતોની રંગક્રીડાને જોવાને માટે આકાશમાં આવીને રહેલા દેવાદિકોએ ચંદન પુષ્પોની વૃષ્ટિ કરી. તેને જોઇને સંતો તથા હરિભક્તો મહારાજને પૂછવા લાગ્યા કે–આ ચંદન પુષ્પો ક્યાંથી પડે છે? ત્યારે મહારાજે કહ્યું કે–'અમારી અને તમારી રંગક્રીડાનો મહોત્સવ જાણીને મુક્તો તથા દેવો વિગેરે દર્શન માટે આવ્યા હતા તેઓ હવે દર્શન પૂજન કરીને પોતપોતાને સ્થાને જાય છે. આ અદ્ભુત વાર્તાને સાંભળીને સર્વ સંતો તથા હરિભક્તો બહુ આશ્ચર્ય પામ્યા. અને મહારાજને સર્વના કારણ જાણીને દૃઢ નિશ્ચયવાળા થયા. અને મહારાજ સંતો જમી રહ્યા ત્યાં સુધી પોઢ્યા અને પંક્તિ ઉઠતાં વળી સભામાં સંરાજમાન થયા. અને સંતો પણ સભામાં આવીને બેઠાં. એજ દિને વરતાલના સુતાર વાસણદાસ અને નિષ્કુલાનંદમુનિ આ બન્ને મળીને 'મહારાજ ફુલડોળનો ઉત્સવ અહીં કરવાના છે' એમ જાણીને પ્રથમથી જ બાર બારીઓવાળો અને પાંચ શિખરવાળો હિંડોળો કરી રાખ્યો હતો. તે હિંડોળો આમલાથી દક્ષિણ દિશા તરફ બે આંબાની વચ્ચે ગોઠવી મુકયો હતો. ત્યાં એ આંબા નીચે મહારાજ અને સંતોની સભા ભરાઈને બેઠી હતી. એ અવસરે જોબન પગી તથા નારાયણગિરિ બાવો તથા વાસણ સુતાર આવીને, મહારાજની પ્રાર્થના કરી કે–'આપ શ્રી આ હિંડોળામાં વિરાજો.' આવી ભક્તોની વિનંતિ સાંભળતાંજ મહારાજશ્રી સભામાંથી ઉઠીને હિંડોળામાં વિરાજ્યા. તે સમયે જે મુગટ સુરતના હરિભક્તોએ ધર્મપુરમાં ધારણ કરાવ્યો હતો તે મુગટ મહારાજને મસ્તકે ધરાવ્યો. અને વેઢ વીંટીઓ કડાં ઉતરી બાજુબંધ કુંડલ તથા જરીયાની વસ્ત્રો

ધારણ કરાવ્યાં અને ચંદન પુષ્પથી પૂજા કરીને પુષ્પોના મોટા હાર પહેરાવ્યા. પછીથી મોટી સવાસો દીવાની આરતી ઉતારીને મહારાજને સવિનય પગે લાગીને બેસાર્યા. જે સમયે મહારાજે મુગટ ધાર્યો ત્યારે મહારાજનાં દર્શન કરવા સારૂ હજારો મનુષ્યની ભારે ભીડ થઈ કે-કોઈથી મહારાજને હાર પહેરાવા પણ પાસે જઈ શકાય નહિ. જે જ્યાં ઉભા હતા ત્યાંજ તે રહ્યા. આવી ભારે ભીડ ભાળીને, ભગવાન્ પરમ દયાળુ હોવાથી ભક્તો ઉપર બહુ દયા કરીને, પોતે બાર રૂપે થઈને બાર બારીઓએ બાર મુગટે સહિત પોતાનું દિવ્ય દર્શન ભક્તોને આપતા થયા. અને છેટે હાર લઈને ઉભા રહેલા હરિભક્તોને એવો ચમત્કાર દેખાડ્યો કે-'જાણે આપણા હાર હાથોહાથ મહારાજ લે છે.' અને કેટલાક ભક્તોના હારને છડીએ કરીને લે છે, એમ સમીપમાં રહેલા કે દૂર રહેલા હરિભક્તોના મનોરથોને પૂરતા થકા ઘણીવાર સુધી હિંડોળે ઝુલ્યા. તે વખતે સંતો મૃદંગ ઝાંઝ લઈને મહારાજનાં ગુણ ચરિત્રાનુબન્ધી પદોને એવા ગાવા મંડ્યા કે-જાણે કેફે કરીને ગાંડા થઈ ગયા હોય ને શું? વળી હર્ષભેરથી કીર્તનો ગાતા જાય અને ડોલતા જાય. આવો સંતો તથા હરિજનોનો પ્રેમાતિશય જોઈને મહારાજ પણ ઘણીવાર હિંડોળે મુગટ સહિત ઝુલ્યા. અને તેની સાથે ભક્તોને પોતાનો દિવ્ય ચમત્કાર પણ જણાવ્યો. આ હિંડોળાનું એક શિખર હાલમાં રામપ્રતાપજીના બંગલામાં સજ્યાના ઢોળીયા ઉપર છે) ૬૯

આ ઉત્સવ થઈ રહેતાં મહારાજ હિંડોળેથી ઉતરીને સભામાં આવીને વિરાજ્યા. અને મસ્તકેથી મુગટને ઉતારી મુકયો. તે વખતે સુરતના હરિભક્તોએ પોતાના દેશની પાઘડી મહારાજને ધારણ કરાવીને, ફરીથી પૂજા કરીને પગે લાગીને સભામાં બેઠા. મહારાજે

સુરતી પાઘડી સહિત પોતાનાં દર્શન હરિભક્તોને આપીને બહુ સુખી કરી દીધા. પછી પોતે ત્યાંથી ઉઠીને હિંડ્યા તે આવીને સુતારની સાંકડી ઓરડીએ પોઢી ગયા. અને સંતો હરિભક્તો તો ત્યાંના ત્યાંજ સુઈ ગયા.

બીજે દિન પ્રાતઃકાળ થતાં મહારાજ ઉઠીને નિત્યવિધિ કરીને ચાખડીએ ચઢીને આંબલે આવીને સભા ભરીને બેઠા. અને સંતો તથા હરિભક્તો પણ પરવારીને સભામાં આવીને બેઠા, તે સમયે મહારાજે સર્વ સંતોને કહ્યું કે–'ગઇકાલે રંગ રમતાં અમોને તમોએ બહુ આકુળવ્યાકુળ કર્યો અને અમે મંચ ઉપર ચઢી ગયા અને ઢોલીયા ઉપર ચઢી ગયા અને આડી ઢાલ ધરી તો પણ તમોએ બહુ રંગભરી પિચકારીઓ અને ગુલાલ નાંખીને અમને બહુજ અકળાવી નાંખ્યા. તેથી ઢોલીયો પણ ભાંગી ગયો. વળી કહ્યું કે–આ અદ્‌ભુતાનંદ સ્વામીએ તો દશેક પીચકારીઓ મારી તથા ગુલાલની મુઠીઓ અમારી ઉપર નાંખી." આ વાતને સાંભળીને બ્રહ્માનંદ સ્વામી બોલ્યા કે–'લાગ આવે ત્યારે કોઈ કોઈને છોડે નહિ પુરૂં કરે.' એમ સંતો સાથે મહારાજ રમુજ કરે છે ત્યાં તો જોબનપગી પોતાને ઘેર રંગ તથા ગુલાલ તૈયાર કરીને મહારાજને તેડવા આવ્યા અને કહ્યું કે–'મારે ઘેર રંગ રમવા સંતો સાથે પધારો ? આવાં જોબનપગીનાં વચન સાંભળીને મહારાજ સંત હરિજન સાથે ઘેર પધાર્યા. એમના ઘરને કરે મેડા ઉપર ઉત્તર તરફ બારી છે તેની ઉપર બેસીને સર્વ સંતો તથા હરિભક્તો ઉપર રંગ તથા ગુલાલ સ્વહસ્તે નાંખ્યો. એ રીતે ઘણીવાર સુધી રંગ ઉત્સવ કરીને પછી ઘોડીએ બેસીને સંતો સાથે ગામથી ઉત્તર દિશાએ **સુંદરપગી**નો કુવો છે ત્યાં તેનું થાળું ભરાવીને તેમાં ન્હાયા અને તે પ્રસાદમય પાણી કુવામાં પોતાને હાથે નાંખીને પછી પોતે બહાર નિકળીને જે જગ્યા-

એ અત્યારે ઓટો છે ત્યાં ઉભા રહીને શ્વેત વસ્ત્રને પહેરીને પરમ-હંસો સાથે આંબલે પધાર્યા. તે દિવસે ઉમરેઠના હરિભક્તોની સંતો માટે રસોઇ કરાવી હતી તેને જમવા માટે તેઓ ગયા અને મહારાજ માટે આંબલાથી ઉગમણી તરફ મોટો આંબાનો વૃક્ષ હતો ત્યાં ઉમરેઠના હરિભક્તોનો ઉતારો હતો. ત્યાં તેમણે કરેલો થાળ જમવા પધાર્યા. તેમનો અપાર પ્રેમ જોઇને સારી રીતે જમીને તૃપ્ત થઈને જળપાન મુખવાસ કરીને પાછા આવીને સભામાં વિરાજ્યા સંતો પણ જમીને સભામાં આવી બેઠા. તે સમયે જોબનપગી તથા નારાયણગિરિ બાવો પૂજાની સામગ્રી લઇને સભામાં આવ્યા. ચંદન પુષ્પહાર વસ્ત્ર ઘરેણાં વિગેરે વડે પૂજા કરીને આગળ રૂપીયા ભરેલો થાળ તથા બીજી ભેટો મુકીને આરતી ઉતારી. પછી મહારાજને પગે લાગીને ચરણારવિંદને છાતીમાં તથા મસ્તકે લઈને સભામાં બેઠા. (૭૦

તે પછી અમદાવાદ બુરાનપુર ઉમરેઠ વિગેરે સર્વ ગામોના હરિભક્તો શકિત મુજબ ચંદન પુષ્પો વસ્ત્ર ઘરેણાં વિગેરેથી મહારાજની પૂજા અને અનેક પ્રકારની ભેટો મુકીને આરતી ઉતારીને પગે લાગીને સભામાં બેઠા. આ રીતે પૂજા કરતાં સંધ્યા સમય થઈ ગયો. એટલે સર્વે ઉભા થઇને આરતી ધૂન્ય અષ્ટક સ્તુતિ કરીને મહારાજને દંડવત્ પ્રણામ કરીને સભામાં બેઠા. તે વખતે સદ્‌ગુરુઓ પાસે વારાફરતી જ્ઞાન વાર્તા કરાવતાં મધ્ય રાત્રિ થઈ ગઈ. પછી પોતે મહારાજ ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ તથા પોતાના સ્વરૂપ સબન્ધી વાતો કરવા લાગ્યા. એમાં બહુ સંતો હરિભક્તો ઉંઘને લીધે ત્યાંને ત્યાં જ સુઇ ગયા. અદ્‌ભુતાનંદ સ્વામી કહે હું ને દશવીશ સંતો એટલા જ અમે જાગતા રહ્યા. તેને જોઇને મહારાજે મુક્તાનંદ મુનિને કહ્યું કે–'હે સ્વામિન્ !' અમારા દર્શનમાં તથા વાતોમાં માલ છે ?

કે ઉંઘમાં માલ છે? તેને સાંભળીને સ્વામી બોલ્યા કે–તમારાં દર્શન માટે તો ઘણા યોગિઓ અષ્ટાંગ યોગ સાધીને થાકી જાય છે અને તપસ્વીઓ ઉગ્ર તપ કરીને થાકી જાય છે અને રાજાઓ રાજ્ય મુકીને વનમાં જાય છે. તથા બ્રહ્માદિ દેવો પણ ઉપાસના કરે છે તેઓને પણ સર્વકારણ અવતારના અવતારી અક્ષરપતિ આપનાં દર્શન બહુ દુર્લભ છે અને તમારી વિજ્ઞાન વાતો તો તેથી પણ દુર્લભ છે. પરંતુ પાપણી ઉંઘ છે તે સંતોને તથા હરિભક્તોને બહુ કનડે છે (૭૧)

આવાં મુક્તમુનિનાં વચન સુણીને તેમને મહારાજે ફરી કહ્યું કે –'સંતોની એ ઉંઘ કેમ કરીએ તો ટળે.' તેને સાંભળીને, બ્રહ્માનંદ મુનિના મનમાં એવો સંકલ્પ થએલો કે–'મહારાજે સંતોને રંગ-રમાડીને તથા બહુ જમાડીને ઘણું સુખ આપ્યું પણ મળ્યા નથી. આ સંકલ્પ પ્રમાણે બ્રહ્માનંદ મુનિએ મહારાજને કહ્યું કે–'જેટલા સંતો જાગે છે તેટલાને તમો મળો તો સવારે આ બીજા સંતો પણ ઉઠે. અને 'જાગતા સંતોને મહારાજ મળ્યા' એમ જાણતાં પશ્ચાતાપ પામતાં ફરી ઉંઘે નહિ. એ ઉંઘ ટાળવાનો સારો ઉપાય છે' ત્યારે મહારાજે હા કહીને, ઉભા થઇને મુક્તાનંદ, બ્રહ્માનંદ, નિત્યાનંદ, ગોપાળાનંદ, અદ્‌ભુતાનંદ, ગુણાતીતાનંદ, જગન્નિવાસાનંદ આ સ્વામીઓને મળ્યા. પ્રેમાનંદ સ્વામી મળવા આવ્યા પણ પોતે નીચે ખાંભે હતા અને મહારાજ પાટ ઉપર હોવાથી મહારાજની નાભિ અને સ્વામીનું મુખ બરોબર આવી રહ્યું. એવો સંયોગ આવવાથી સ્વામીએ બહુ પ્રેમથી મહારાજની નાભિમાં બચી કરી. તેને જોઇ જાણીને મહારાજ ખડખડાટ હસ્યા અને બોલ્યા કે-'ઓઇ પ્રેમ સખી બરોબર ભાવ ભજવી ગઇ.' એમ કહીને બ્રહ્માનંદ સ્વામીને કહ્યું કે-'આ પ્રેમ સખી તો આજ ભારે ભાવ એવી ભજવી ગઈ કે–અમારી નાભિમાં બચી કરી ગઈ.' આ વાતને સાંભળીને સ્વામી બોલ્યા કે–'ગાંડી છે કે–લાગ આવે

ત્યારે મેલે? ભાવ ભજવે જ.' એવાં વચનો સાંભળીને મહારાજ તથા સંતો ઘણું હસ્યા. તે સમયે જીજ્ઞાસાનંદ મહારાજને મળીને એકદમ ત્યાંથી ઉઠીને જ્યાં સંતો સુઈ ગયા હતા તેમને કહ્યું કે-'તમારો બાપ મળતા છે' એમ બેત્રણ વાર કહીને સર્વ સંતોને જગાડ્યા. તે સંતો આંખ્યો ચોળતા થકા મહારાજને મળવા માટે ઉતાવળા આવ્યા. તેને જોઈને મહારાજે બ્રહ્મમુનિને કહ્યું કે-'આપણે તો થોડાક હતા અને આ સંતો ક્યાંથી આવ્યા?' એમ કહીને પોતે જ બોલ્યા કે-"જરૂર પેલા જીજ્ઞાસાનંદનું આ કામ હશે!' એમ કહીને તેમને બોલાવા માંડ્યા પણ તેમણે સાંભળ્યું જ નહિ. એ રીતે બીજા સંતોને મળતાં મળતાં સવાર થઇ ગયું. પછી બ્રહ્મમુનિ બોલ્યા કે આતો સવાર થઈ ગયા. આ વાતને સાંભળીને અદ્દભુતાનંદ સ્વામીએ કહ્યું કે-'આપણે તો ઉંઘ ઉડાડવી હતી તે ઉડી ગઈ' આ રીતે સંતો સાથે રમુજ કરતા થકા તેમને સારી રીતે બહુવિધ સુખ આપીને, મહારાજ સ્નાન કરવા સુતારની ઓરડીએ ગયા અને સંતો પણ સ્નાન કરવા ગયા (૭૨)

મહારાજ સ્નાનાદિ વિધિ કરીને વળી સભામાં આવીને બેઠા. તે સમયે મહારાજે સાધુઓનાં લક્ષણ તથા બ્રહ્મચર્ય વ્રત તથા ગૃહસ્થ બાઇ ભાઈઓનો ધર્મની વ્યક્તિએ સહિત ઘણી વાતો કરી અને તે સાથે હરિભક્તોના અંતરમાં અખંડ ઉત્સાહ રહેવા માટે પોતાના સ્વરૂપનો માહાત્મ્યજ્ઞાને સહિત દૃઢ નિશ્ચય કરાવીને પોતાનું બહુ સુખ આપતા થકા ૧૭ સત્તર દિવસ સુધી સમીપે રાખીને બહુજ લાડ લડાવ્યા. અને પ્રસાદીના હાર, વસ્ત્ર, થાળ આદિક આપીને રાજીરાજી કરીને પોતપોતાના ગામે જવાની આજ્ઞા આપી. એટલે કેટલાક હરિભક્તો વિનયસર પગે લાગીને છાતીમાં ચરણારવિંદ લઇને, મૂર્તિનું તથા રંગ ઉત્સવનું ચિંતવન કરતા થકા પોતપોતાને

ગામે ગયા. અને મહારાજ તો ત્યાં રહ્યા અને કેટલાક હરિભક્તો રહ્યા. એ રીતે એ દિવસે સર્વને સુખ આપતાં બપોર થઈ ગયા. એટલે મહારાજ વર્ણિકૃત થાળને જમવા પધાર્યા અને સંતો માટેની રસોઇ તો નારાયણગર બાવાએ પોતાના મઠની કેડેની ધર્મશાળામાં કરાવી હતી ત્યાં જમવા ગયા. ત્યાં જમીને પાછા આંબલે આવીને બેઠા. અને મહારાજ તો થાળ જમીને નારાયણ બાવાને ઘેર મેડા ઉપર પોઢી ગયા. થોડીવાર પોઢીને વળી ઉઠીને જળપાન કરીને જોબનપગીના ઘર આગળ ઉગમણી તરફના ચોકમાં જોબનપગીના બે દીકરીઓ પરણેલા ધણીનો ત્યાગ કરીને સાંખ્યયોગ પાળતી હતી તેના પ્રેમને વશ થઈને સભા ભરીને બેઠા. એટલે સંતો પણ ત્યાં આવીને બેઠા. એટલે મહારાજે ધર્મ આત્મજ્ઞાન વૈરાગ્ય ભક્તિ મહાત્મ્યજ્ઞાન વિગેરે મોક્ષોપયોગી ઘણી વાતો કરી (૭૩)

આ સમયે ગામ બામરોલીના **તખોપગી** તથા તેમની બે દીકરીઓ કે જે પરણેલા ધણીનો ત્યાગ કરીને સાંખ્યયોગને પાળતી થકી મહારાજનું ભજન કરતી હતી તેને સાથે લઈને ત્યાં આવ્યા. મહારાજને વિનયસર પગે લાગીને પ્રાર્થના કરી કે–'મારે ગામ સંતો સાથે પધારો. મારાથી બનતી સેવા કરીશ.' આ વાતને સાંભળીને મહારાજે કહ્યું કે–'સવારે અમો તમારે ત્યાં સંતો સાથે આવીશું. તમો હાલ જાઓ.' એવું સાંભળીને તખોપગી અને એમની બે દીકરીઓ પોતાને ગામે આવીને સમગ્ર સામગ્રી તૈયાર કરી રાખી. બીજે દિવસે મહારાજ તથા સંતો સવારમાં ઉઠી નિત્યવિધિ કરીને તૈયાર થઈ ગયા. મહારાજ તો ઘોડીએ બેસીને ચાલ્યા તે ગામ **બામરોલી** પહોંચી ગયા. મહારાજ પધાર્યાના સમાચાર સાંભળતાં બધા ઠાકોરભાઇઓ વાજીંત્રો સાથે સામા આવીને પગે લાગીને વાજતેગાજતે જ્યાં એક મોટો **રાણનો વૃક્ષ** હતો તેની નીચે

ઢાળેલા ઢોલીયા ઉપર વિરાજમાન કર્યા. એજ ટાંણે મહારાજને ઝુલવા માટે પ્રથમથીજ બાંધેલા હીંડોળા ઉપર વિરાજમાન કર્યા, અને તખાપગીની દીકરીઓએ બહુ પ્રેમથી સોના રૂપાના ફુલે કરીને વધાવ્યા અને પછી પગે લાગીને પોતાને ઘેર ગયાં. એ સમયે સંતો ઝાંઝ મૃદંગ લઈને મહારાજની મૂર્તિના વર્ણનવાળા પદો બોલીને ઉત્સવ કરવા લાગ્યા અને રંગ ગુલાલ ઉડાવવા મંડ્યા. આ રીતે મહારાજ બપોર સુધી ઝુલ્યા. પછી ઉતરીને વર્ણીએ થાળ કર્યો હતો ત્યાં જઈને જમીને તૃપ્ત થઈને વળી રાણની હેઠે ઢોલીયા ઉપર બેઠા. સંતો, માટે પણ ખાંડના લાડુની રસોઈ બનાવી હતી તેને પીરસવા ઉઠતાં ડાબા ખભે ખેસ નાંખી તેને કેડ સંગાથે તાણી બાંધીને પંગતમાં 'લાડુ લ્યો લાડુ લ્યો' એવા શબ્દો ઉચ્ચારતા થકા પંક્તિમાં પાંચ વાર ફરી સંતોને ખૂબ પિરસી જમાડીને, હાથ પગ ધોઇને ચાખડીએ ચઢીને વળી રાણહેઠે ઢાળેલા ઢોલીઆ ઉપર વિ-રાજ્યા અને સંતો પણ જમીને સભામાં આવી બેઠા. પછી તખા પગી વિગેરે સર્વે ઠાકોરભાઈઓ પણ પ્રસાદી જમીને સભામાં આવીને બેઠા. (૭૪)

તે સમયે તખા પગીએ મહારાજની પધરામણી માટે ઘરમાં પાથરણાં પાથરીને વિગેરે તૈયાર કરાવીને મહારાજની પ્રાર્થના કરી કે–' સંતો સાથે ઘેર પધારો ' એવું એમનું વચન સાંભળીને નાના ખાચરને ઘોડી લાવવાનું કહેતાં તે તૈયાર કરીને લાવ્યા. એટલે તેની ઉપર સ્વાર થયા. તે સમયે છત્ર ચામર અબદાગીરી છડી લઈને પાર્ષદો તૈયાર થઈને આગળ ચાલ્યા. આ સમયે મુક્તાનંદ મુનિ ઘોડીની આગળ ઉભા રહીને પોતાને પગે ઘુઘરા બાંધીને, હાથમાં કડતાળ લઈને મહારાજની મૂર્તિ સામી વૃત્તિ રાખીને, પાછે પગે ચાલે અને પ્રેમવશાત્ ગદગદ કંઠે ગાયન કરવા લાગ્યા. એને લીધે

ઘોડી પણ સ્થિર થઈ ગઈ અને સ્વામી જેટલો પગ ઉપાડે તેટલોજ પગ ઘોડી પણ ઉપાડે અને મહારાજ પણ ઘોડી ઉપર સ્વામીના પ્રેમવશાત્ સ્થિર થઈને ઘોડીની લગામ મૂકી દઈને સ્થિર બેસી રહ્યા. તે સમયે સ્વામીએ એવું ગાયન કર્યું કે–એક તો પગે ઘુઘરાનો શબ્દ બીજો હાથમાં કડતાળાનાં શબ્દ અને પોતાના કંઠનો મધુર શબ્દ, આ સર્વે શબ્દો એકતાલ થઈ જાય.' આ અભૂતપૂર્વ ગાયન સાંભળીને સર્વે સંતો હરિભક્ત બાઈભાઈનાં ચિત્ત તણાઈ ગયાં અને જાણે ચિત્રમાં ચિતર્યા હોય એમ સ્તબ્ધ થઈ ગયા. મહારાજની મૂર્તિમાં પોતાની સમગ્ર ઇન્દ્રિયવૃત્તિને જોડી દઈને પાછે પગલે ગાયન કરતા થકા ધીરે ધીરે ત્રીજે પહોરે સંધ્યા આરતી વખતે તખા પગીને ઘેર પહોચ્યા. એમનું ઘર તો રાંણુ થકી એક ખેતર જેટલું છેટું હતું. આટલામાં આટલી બધી વાર થઈ. (ગાયનમાં એવો મધુર રસ છે) મહારાજ ઘોડીએથી ઉતરીને ઘરમાં પધારીને ઢોલીઆ ઉપર વિરાજમાન થયા એટલે પગીએ ચંદન પુષ્પહારો શેલુશિરપાવ વિગેરે ઉપચારો વડે પૂજા કરીને આરતી ઉતારી. અને સંતોને પુષ્પહારો પહેરાવીને વસ્ત્રો ઓઢાડ્યાં. પછી મહારાજને પ્રેમથી પગે લાગ્યા. આ રીતે પધરામણી કરીને ત્યાંથી ચાલ્યા તે રાણે આવીને સભા કરીને વિરાજ્યા. તે સમયે ઉગમણી તરફના ખેતરમાં ઠાકોર લોકોની સર્વે બાઈઓ ભેળી થઈને ગરબો ગાવા લાગી અને હાથમાં માટલીઓ લઈને મહારાજનાં કીર્તન ઘણા પ્રેમથી ગાવા લાગી. આ રીતે ગાતાં ગાતાં રાતના બાર વાગી ગયા. એ વખતે મહારાજશ્રી બાઈઓના અપાર પ્રેમથી આકર્ષિત થતાં પોતે એકદમ ઉઠીને બાઈઓ ગાતી હતી તેના મધ્યમાં ખુરશી નંખાવીને સાંભળતા થકા બેઠા. ગીતો અપૂર્વ ગાયન જોઈ સાંભળીને બહુ પ્રસન્ન થયેલા મહારાજે પ્રસાદભૂત પતાસાં પુષ્પહારો વિગેરે આપીને બહુરાજી કરીને ગાય-

નને બંધ રખાવીને પોતે ત્યાંથી ઉઠ્યા તે રાણ હેઠે પાથરેલા પલંગ ઉપર પોઢી ગયા. બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠીને, પાસેના કૂવા ઉપર ન્હાઈ ધોઈને, તખા પગીની દીકરીનું ઘર હતું ત્યાં જઈને તેની માટીની કોઠીમાં ભરેલી બાજરી જોઈને કહ્યું કે-'આ કોઠીને મોંઢે માટલું મૂકીને સીડી લ્યો. અને હવે એના સાંણે (બાખે) થઈને જ્યારે જોઇએ ત્યારે બાજરી કાઢજ્યો, ક્યારેય ખુટશે નહિ, અને જો મોંઢેથી ઉઘાડશો તો ખૂટી જાશે.' એમ બાઇને વર આપીને રાણતળે આવીને, ઘોડીએ સ્વાર થઈને સંતો સાથે ચાલ્યા તે વરતાલ આવી પહોચ્યા. (૭૫)

(આ ભાગ્યશાળી રાણનું હજુ વૃક્ષ છે અને ફળે છે)

જેવી રીતે બામરોલીમાં મહારાજ હિંડોળે વિરાજ્યા અને રંગ ઉત્સવ કર્યો તેવીજ રીતે નરસંડા કંજરી વળેટવા વિગેરે ઘણાં ફરતાં ગામોમાં પણ રંગ ઉત્સવ કર્યો હતો. એમ કરતાં રામનવમીનો ઉત્સવ આવ્યો. તે ઉપર મહારાજનાં દર્શન કરવા અનેક ભક્તો આવ્યા. તે દિવસે રાતના દશ વાગે પોતાના જન્મનિમિત્તનો મહોત્સવ કરીને પછીથી સભા ભરીને બેઠા. અને રાત્રિએ ભજન કીર્તન સાથે જાગરણ કરીને સવાર થતાં ઉઠીને મહારાજ તથા સર્વે સંત હરિજનો સ્નાનાદિ નિત્યવિધિ કરવા ગયા. મહારાજ તો સ્નાન આદિક નિત્યવિધિ કરીને, થાળ તૈયાર થયો જાણીને જમવા પધાર્યા તે સુતારની ઓરડીએ ઉગમણે મુખે બાજોઠ ઉપર બેસીને યથેચ્છ જમ્યા. પછી જળપાન મુખવાસ કરીને, હાલમાં આચાર્યશ્રીની હવેલી છે તે જગ્યાએ આંબલી તથા લીમડાના વૃક્ષો હતા તેની શિતળ છાયાએ સભા કરીને બેઠા. એટલે સંતો હરિજનો પણ સભામાં આવીને બેઠા. તે સમયે મહારાજે સર્વે સંતોને સ્વેચ્છાથી કહ્યું કે-'તમો દેશપરદેશમાં જાવ અને સ્ત્રી દ્રવ્ય આદિક માયિક

વસ્તુઓનો યોગ થાય તથાપિ તેમાં બંધાઓ નહિ ત્યારે સાચા સાધુઓ કહેવાઓ. એમ ઉપદેશ આપીને જે કહેવાનું હતું તે પછી કહ્યું કે–'તમે સર્વે સંતો એકાકી દેશપરદેશમાં મુમુક્ષુજનોને ઉપદેશ આપવા જાઓ. આ બાબતને સાંભળતાં જ અશક્ય જાણીને સુરાખાચર બોલ્યા કે–'હે મહારાજ ! પરદેશમાં તો ઘણા શાસ્ત્રી ભણેલા હોમ તે કોઇ અટપટા પ્રશ્નો પૂછે અને જો ઉત્તર ન આવડે તો કપાળમાં પૈસાનો ઊનો લાલચોળ કરીને ડામ દે એવા અને વળી હાથીના પગે બાંધી દે એવા પડ્યા છે. વળી માંદા થાય તો ચાકરી કોણ કરે ?' આ વાતને સાંભળીને મહામાજ બોલ્યા કે–'તમે મને કેવા જાણો છો ?' ત્યારે તે ખાચર બોલ્યા કે–"તમને તો સર્વ જગત્‌કારણ સર્વાન્તર્યામી સર્વકર્તા અક્ષરપતિ સાક્ષાત્‌ પુરુષોત્તમનારાયણ ભગવાન્‌ જાણું છું" ત્યારે વળી મહારાજ બોલ્યા કે–ઊના પૈસાથી ડામ દેનારામાં કોણ રહ્યા છે અને હાથીના પગે બાંધનારામાં કોણ રહ્યા છે ? એમ કહીને વળી સંતો પ્રત્યે બોલ્યા કે–તમો પરદેશમાં જાવ, મારી જે આજ્ઞાને પાળે તેને હું સુનો એકલો નહિ મેલું, તમે જ્યાં જશો ત્યાં એક હું અને એક સંત અને માંદા થશો તો ગમે તેમાં પ્રવેશીને ચાકરી કરાવીશ. આ રીતે રક્ષા કરીશ" આવાં ધૈર્ય વચનો સાંભળીને અદ્‌ભુતાનંદ સ્વામી કહે છે કે અમને સર્વેને બહુજ હિંમત આવી. અમો આઠ સંતો મહારાજની આજ્ઞા લઇને એકાકી પરદેશ ચાલ્યા. (૭૬)

મહારાજ તો રામનવમીનો ઉત્સવ પૂરો થતાં અને સર્વે હરિભક્તો પોતાની શક્તિ પ્રમાણે મહારાજની ચંદન પુષ્પાદિકે કરીને પૂજા કરી રહેતાં સર્વ હરિભક્તો પ્રત્યે બોલ્યા કે હવે તમો સર્વ પોતપોતાને ઘેર જાવ અને અમારી મૂર્તિનું તથા આ રામનવમીના ઉત્સવનું સ્મરણ નિત્ય કરજ્યો અને અમારી આજ્ઞાને યથાર્થ પા-

ળજ્યો. અને અમે આ વરતાલમાં બે માસ રહ્યા અને હવે ગઢપુર જઈશું, આ રીતે આજ્ઞા કરતા સર્વે હરિભક્તો મહારાજનાં દર્શન કરીને ચાલ્યા. અને મહારાજ પણ સભામાંથી ઉઠીને સુતારની ઓરડીએ આવીને પોઢી ગયા. વળી સાંજના ઉઠીને સભામાં પધારતાં હરિજનો તથા પરદેશ ગયા વિનાના બીજા સંતો આવીને સભામાં બેઠા. એમના પ્રત્યે મહારાજે કહ્યું કે–'આપણે સવારે એકાદશીનો ઉત્સવ કરીને બારસનાં પારણાં કરીને ચાલવું છે.' પછી 'વ્રતપુરીના હરિવક્તોને મારા વિયોગનું ઘણું દુઃખ થશે' એમ જાણીને ધીરજતાની ઘણી વાતો કરીને કહ્યું કે–તમારે સર્વેએ અમારી મૂર્તિનું તથા અમોએ બે માસ સુધી ઘણી દિવ્ય લીલાઓ કરી છે તેનું અંતરમાં હમેશાં ચિંતવન કરવું. કેમકે અમારી લીલાનું સ્મરણ એવું છે કે–'પાપી હોય તેને પણ પાપથી છોડાવીને મોક્ષ કરે એવું બળવાન્ છે' આ રીતની ઘણી ધીરજતાની વાતો કરીને સભામાંથી ઉઠીને સુતારની ભાગ્યશાળી ઓરડીએ આવ્યા અને વર્ણિકૃત, પૂરી, દૂધ, સાકર, વૃંતાંક વાલોળનું શાક પાપડ ચટણી આદિક જમીને ચળુ, જળપાન મુખવાસ લઈને સુખેથી પોઢી ગયા. (૭૭)

પરદેશ ગએલા અદ્દભુતાનંદ સ્વામી પ્રસંગાત્ પોતાના વૃત્તાંતને કહે છે–મહારાજની આજ્ઞા લઈને વરતાલથી ચાલ્યો ને ભરૂચ પાસેની નર્મદા નદીને ઉતરીને એકાકી ચાલ્યો. આ વખતે કર એ પાત્ર અને ઉદર એ ઝોળી, એક ખલકો એક કૌપીન અને એક ચોપડી, આટલી વસ્તુ પાસે હતી. બીજું કશું હતું નહિ. એવા વેષથી ચાલ્યો તે ગામ **માંડવી** (શહેર) આવ્યો. ત્યાંથી દક્ષિણ દિશામાં ચાલતાં, એક **કુંજબારી** નામનું મોટું શહેર આવ્યું, અને એ શહેરનો રાજા જાતે બ્રાહ્મણ અને નામે નારસીંગ રાવજી રાવળ હતો.

નદીમાં પોષે પોષે પાણી પીઈને દરવાજાની બહાર એક ઓટલો હતો તેની ઉપર જઈને બેઠો. રાજાએ મને ઓટલા ઉપર બેઠેલો છેટેથી જોઈને પોતાના નોકરને કહ્યું કે-પેલા પરમહંસને કિલ્લાની અંદર શહેરમાં આવવાનું કહો. કેમકે રાત્રિએ કોઈ જનાવર આવે તો ખિવરાવે." એમ કહીને ચાકરને મારી પાસે મોકલ્યો. આવેલા ચાકરે રાજાએ કહેલી બધી વાત મારી પાસે આવીને કરી. તે વાતને સાંભળીને મેં ચાકરને કહ્યું કે-સ્ત્રીની પુતળી કાષ્ઠની પણ જ્યાં હોય ત્યાં રહેવાની આજ્ઞા અમારા ગુરુની નથી' આ વાતને સાંભળીને તે ચાકરે રાજા પાસે જઈને એ વાત કહી. ત્યારે રાજાએ કહ્યું કે-જો એમ હોય તો આપણા ગુરુને નાવાની ધર્મશાળામાં કોઈ સ્ત્રીનો યોગ નથી. ત્યાં બોલાવીને ઉતારો, એટલે તે ચાકર ફરીથી મારી પાસે આવીને રાજાએ કહેલી વાત કહી. તેને સાંભળીને યોગ્ય જાણીને તે ધર્મશાળામાં જઈને ઉતર્યો. તે સમયે રાજાનો ગુરુ કે જે વ્યાકરણ ન્યાય પૂર્વોત્તર મીમાંસા વિગેરે ઘણાં શાસ્ત્રો અને પુરાણોને ભણેલો હતો તે સ્નાન કરવા ત્યાં આવ્યો. તે બહિર્ભૂમિ જઈ ન્હાઈધોઈને મારી પાસે આવીને બેઠો અને પૂછ્યું કે-'તમારું નામ શું છે? અને તમો કોના સાધુ છો? ત્યારે મેં કહ્યું કે-મારું નામ અદ્દભુતાનંદ છે અને હું સ્વામિનારાયણ ભગવાનનો પરમહંસ છું.' આટલી વાત સાંભળીને મારે બગલે મહારાજની વાતોની નાની ચોપડી જોઈને મને પૂછ્યું કે-'આ શેનું પુસ્તક છે અને એમાં શી વાત છે? ત્યારે મેં કહ્યું કે-'એમાં તો છ શાસ્ત્રો તથા અઢાર પુરાણની વાત છે. આ વાતને સાંભળીને એના અંતરમાં મહારાજના પ્રતાપથી ઘણી બીક લાગી અને એમ વિચાર કરવા લાગ્યો કે-"સર્વ શાસ્ત્રો તથા પુરાણોનો સાર આટલી નાની ચોપડીમાં આણ્યો છે, તો આ બહુ મોટા વિદ્વાન હશે." ને મને પ્રશ્ન પૂછશે તો ઉત્તર થશે નહિ,

જો મને અહીંથી ઉડી જવાની આજ્ઞા કરે તો ઉડી જાઉં આ અંત -
રનો સંકલ્પ મહારાજે મને જણાવ્યો તેથી મેં તેને કહ્યું કે-'બાવાજી!
ઉઠવાનો સંકલ્પ કરો છો તો ઉડીને સુખેથી જાવ.' આ વાતને
સાંભળીને તે બાવો ઘણું વિસ્મય પામ્યો અને નમ્રતાથી મને કહ્યું
કે-તમે તો કોઈ ઈશ્વરમૂર્તિ દેવ છો, કેમકે મારા અંતરનો સંકલ્પ
તમે મને કહ્યો. પછી વિનતિ કરીને પગે લાગીને ઉતારે ગયો અને
હું તો ધર્મશાળામાં એકલો રહ્યા (૭૮)

તે ગુરુએ રાજા પાસે જઈને કહ્યું કે-'આ તો કોઈ મોટા ઈશ્વર
અવતાર છે' કેમકે મારા અંતરનો સંકલ્પ એમણે અંતર્યામિપણે
જાણીને મને કહ્યો. શાસ્ત્રમાં એવી વાત છે કે-'કોઇ મોટા સમર્થ
ઇશ્વર હોય તે બીજાને અંતરના સંકલ્પને કહી શકે છે. માટે તમે
સવારે એમને બોલાવીને સારો સત્કાર કરો. કેમકે મોટા ઇશ્વર-
મૂર્તિનો સત્કાર કરવાથી ભગવાન્ આપણી ઉપર બહુ રાજી થાય.
અને તેથી રાજ્યમાં કોઇ વિઘ્ન થાય નહિ, મારા કરતાં એ ઘણા
મોટા છે" આવી ગુરુની ઉપયોગી વાત સાંભળીને ગુરુવશ્ય રાજાએ
કહ્યું કે-'તમે જેમ કહો તેમ કરું.' પછી બીજે દિને સવારે રાજાએ
ચાકર દ્વારા સંદેશો મોકલ્યો કે-'તમો કચેરીમાં પધારો, અહીં સ્ત્રી-
નો યોગ નથી. અને જો તમે કહો તો હું ત્યાં આવુ" આ વાત
સાંભળીને નોકર સાથે હું કચેરીમાં ગયો. ત્યારે રાજાએ ખુરશી
મૂકી અને રાજા તથા સર્વે કચેરી મંડળે ઉભા થઇને સત્કાર કર્યો.
પછી હું ખુરસી ઉપર બેઠો. તે સમયે પાંચસો રૂપીઆ તથા ફળો
સાકર વિગેરે ભેટ તરીકે મુકીને ચંદન પુષ્પ વડે પૂજા કરીને પગે
લાગીને રાજા બેઠા. ત્યારે મેં કહ્યું કે-'**समलोष्टाश्म कांचनः**' એમ
ત્યાગી માટે શાસ્ત્રમાં કહ્યું છે. માટે અમારે આ ધન જોઈએ નહિ.
ત્યારે રાજાએ કહ્યું કે-'ખરચી થાશે અને વાહનમાં કામ લાગશે'

ત્યારે મેં કહ્યું કે-'પગે ચાલીને તીર્થયાત્રા કરવી અને 'ભવતિ ભિક્ષાં દેહિ' એમ માગીને દેહ નિર્વાહ કરવો 'અમે તો સ્વા. ના. ના સાધુ હોવાથી દ્રવ્ય ખપે નહિ, માટે તમો રૂપીઆ લઈ લ્યો' આ વાતને સાંભળીને વિસ્મિત રાજા બોલ્યા કે-'હે સ્વામિન્, ધન ન રાખે અને સ્ત્રીને ન અડે' એવા પરમહંસ તો આજેજ દેખ્યા. આ રૂપીયા તો હવે શિવ નિર્માલ્ય જેવા થયા. એથી અમારે તો ખપેજ નહિ. તમારી મરજી મુજબ કરો. તમારી મરજીમાં આવે તો બ્રાહ્મણોને દક્ષિણામાં આપી દ્યો.' આવું રાજાનું વચન સાંભળીને મેં બ્રાહ્મણો-ને આજ્ઞા કરવાથી કચેરીમાં બેઠેલા બ્રાહ્મણોએ રૂપીયા લઈ લીધા અને જે સાકર તથા ફળફુલ હતાં તે રાજાને તથા તેમના બે કુંવરને પ્રસાદ તરીકે આપ્યાં. ત્યાર પછી રાજાએ કહ્યું કે-હે સ્વામિન્ તમો દરબારમાં પધારો તો સર્વેને દર્શન થાય. ત્યારે મેં કહ્યું કે-જ્યાં કાષ્ઠની પણ સ્ત્રી પુતળી હોય ત્યાં જવાની મારા ગુરુની આજ્ઞા નથી' આ વાતને સાંભળીને રાજા તથા કારભારી મંડળને મારો મહિમા સાથે ઘણો ભાર આવ્યો જેથી રાજાએ મને કહ્યું કે 'જમશો ક્યાં? ત્યારે મેં કહ્યું કે-'જે કોઇ બ્રાહ્મણ જમાડશે તો જમીશું. નહિ તો ભિક્ષા માગીશું.' આ વાતને સાંભળીને જેને રૂપીયા આપ્યા હતા તે બ્રાહ્મણો બોલ્યા કે-'અમારે ઘેર જમશે.' એમ કહીને તે બ્રાહ્મણો મને ઘેર બોલાવી ગયા અને હું જમીને ઉતારા ઉપર આવીને સૂઇ ગયો. (૭૯)

અને વળી એજ રાતે રાજાએ ગુરુને બોલાવીને કહ્યું કે-'આ તો કોઇક ઇશ્વરાવતાર જેવા બહુ મોટા છે, કેમકે સ્ત્રી દ્રવ્ય આદિ-કમાં તો ઇશ્વર વિના બીજો કોઈ ન લોભાય એવો નથી. સર્વ કોઇ લોભાય છે. બ્રહ્મા શિવ ઈન્દ્ર આદિ ઘણા દેવો પણ લોભાયા છે. કથાઓ શાસ્ત્રમાં છે અને સ્વધર્મભ્રષ્ટ થયા છે. આ વાતને સાંભળી-

ને ગુરુએ કહ્યું કે-તમારા પાંચસો રૂપીયા એ કોરા છે તે શું લોભાય? એની તો અમને ગણતરી ન હોય માટે તમો જો તમારી આ દિકરી છે તે એમને પરણાવો અને આ જે રાજગાદી છે તે એમને સોંપી દ્યો અને ગાદી ઉપર અભિષેક કરી દ્યો. તો એ અહીં રહેશે. અને આપણે સર્વે એમના દાસપણે વર્તીશું. આવી ગુરુની વાત સાંભળીને ગુરુવશ્ય રાજાએ કહ્યું કે-'તમો જેમ કહેશો તેમ મારે કરવું છે.' ત્યારે ગુરુએ કહ્યું કે-તમે જ્યોતિષને બોલાવીને મુહુર્ત જોવરાવો.' ત્યારે રાજાએ જ્યોતિષીને બોલાવીને પૂછયું ત્યારે તેણે કહ્યું આજથી દશમે દિવસે કન્યાદાનનું અને રાજ્યાભિષેકનું શુભમુહુર્ત આવે છે' આ વાત સાંભળીને વળી ગુરુએ રાજાને કહ્યું કે-'જો આ વાત જાણશે તો તે જતા રહેશે, માટે છાની ચોકી મૂકી દ્યો અને આ વિચાર ગુપ્ત રાખો.' એમ કહીને ગુરુ ગયા અને ગુરુના કહ્યા મુજબ રાજાએ એજ વખતે જ્યાં સ્વામી ઉતર્યા છે એ ધર્મશાળામાં ચોકી મૂકી દીધી. સ્વામી કહે છે કે-હું સ્નાન કરવા કે જમવા જાઉં ત્યાં મારી કેડે સીપાઇઓ ફર્યા કરે એમ કરતાં પાંચ દિવસ ગયા. છઠે દિવસે ત્રિજે પહોરે રાજાના બે કુંવરો મારી પાસે આવીને બેઠા. તેમને મેં પૂછયું કે-'તમારા બાપા અને ગુરુ કાંઈ વાતો કરે છે?' ત્યારે તે ભોળા બાળકો બોલ્યા કે-હે મહારાજ! તમને અમારાં બ્હેન પરણાવાનો અને રાજ્યગાદી સોંપી દેવાનો અને અમો સર્વે તમારા દાસ થઈને રહેવાનો વિચાર, અમારા પિતા અને ગુરુએ કર્યો છે. અને તમો જતા ન રહો એને માટે ચોકી મૂકી છે. હવે ચાર જ દિવસ બાકી છે અને પાંચમે દિવસે એનું મુહૂર્ત છે.'' આ વિષમ વાતને સાંભળીને મેં મનમાં વિચાર કર્યો કે-'ઘરનું અભેદ્ય બંધન તોડીને સાધુ થયો અને પરણ્યા સમયનું મીંઢળ તો મહારાજે છોડયું હતું. અને આ તો બીજુ બંધન આવ્યું હવે કેમ કરવું' પછીથી

નિશ્ચય કર્યો છે કે-એકાદ દિવસ અહીં રહીને લાગ આવતાં ચાલી નિકળીએ તો સીપાઇઓ રોકી પાડે. બીજે દિવસે રાત્રિના ત્રણ વાગે ઉઠીને સીપાઈઓને સૂતા મૂકીને ચાલી નિકળ્યો. અને નદીના એક કોતરમાં કોઈ ન દેખે એમ સંતાઈ ગયો. સવાર થયાં જાહેર થયું કે-'પરમહંસ ભાગી ગયા' આ વાતને સાંભળીને રાજાએ હુકમ કર્યો કે-'જેટલા જવાના રસ્તા છે તે દરેક રસ્તે સવાર દોડાવીને જ્યાં હોય ત્યાંથી બોલાવી લાવો.' આવો રાજાએ હુકમ કરતાં ઘોડેસવારો પ્રત્યેક રસ્તે દોડ્યા. કોઇ એક તો કોઇ બે તો કોઇ ચાર ગાઉ જઇ-ને તે પરમહંસ નહિ મળતાં પાછા આવીને રાજાને કહ્યું કે-'બહુ તપાસ કરતાં તે મળ્યા નહિ. લોપ થઇ જાય એમ થઇ ગયા. (૮૦)

સ્વામી કહે છે કે-સવારો પાછા વળી ગયા પછી હું તો નદીના કોતરમાંથી નીકળીને, ખલકો બગલમાં મારીને કોપીનભર ચાલ્યો. તે સંધવા શહેરની પોઠ દાણા નાખવા આવેલી તે પાછી ચાલી તે ભેળો એક ગાઉ ચાલ્યો પછી, તો મહારાજની મૂર્તિને અંતરમાં ધારીને એવો ઉતાવળો ચાલ્યો કે-ત્યાંથી ચાલીશ ગાઉ સંધવા શહેર દુર થાય ત્યાં આવ્યો. એજ સમયે શહેરના દરવાજા બંધ થઇ ગયા. અને ચોકીવાળા દરવાજા ઉપર ભરીબંધુકે બેઠેલા. તેઓ મને જોઇને બોલ્યા કે-એ હેરુ આવ્યો તેને મારો' ત્યારે મેં કહ્યું કે-'અમે કંઈ શત્રુ નથી! અમે તો વટે માર્ગુ છીએ.' એટલે એમણે બંધુકો છાતીએથી નીચે ઉતારી. અને મને તો થાક બહુ લાગેલો અને ભૂખ પણ બહુ લાગેલી અને રહેવાનું સ્થાન પણ નહિ. તેથી દરવાજાની સમીપે એક શિવમંદિર હતું ત્યાં જઇને પગ વળે નહિ તેથી પગને ઓળસીને માંડમાંડ વાળ્યા, અને પછી બેઠો. એજ સમયે ગામમાંથી બે બ્રાહ્મણો દરવાજાની બારી ઉઘાડીને. શિવજીને

દર્શને આવ્યા. તેમણે મને દેખીને કહ્યું કે-'હે પરમહંસ' તમે આજ ક્યાંથી આવો છો ?' ત્યારે મેં કહ્યું કે-'હું તો કંજખારીથી હાલ આવ્યો. ત્યારે તેઓ બોલ્યા કે-'કંજખારીનો રસ્તો તો ચાર દિવસનો છે, તે તમે આજે આવ્યા એમ કહો છો તે કેમ સાચુ મનાય?' પછી બ્રાહ્મણો બોલ્યા કે-અમારી પોઠ આજે ઉપડવાની હતી તે ઉપડી કે નહિ ?' તે સાંભળીને મેં કહ્યું કે-'તમારી પોઠ આજે ઉપડી અને તેની ભેળો હું એક ગાઉ ચાલ્યો અને પછી બહુ ઉતાવળો ચાલ્યો તે અહીં આવ્યો. અને તુરત દરવાજો બંધ થઇ જવાથી અહી બેઠો છું.' આ વાત સાંભળીને તે દયાળુ બ્રાહ્મણે પૂછયું કે-તમે બહુ ચાલ્યા માટે ભૂખ્યા પણ હશોજ.' ત્યારે મેં કહ્યું કે-'ભૂખ્યા અને તરસ્યા બન્ને છીએ' ત્યારે તેમણે કહ્યું કે-બેસો અમે જમવાનું લાવીએ છીએ. પછી બ્રાહ્મણ ઘેર જઇને થાળીમાં ખીચડી તથા લોટામાં પાણી લઈને આવ્યા. પછી મને કહ્યું કે-'તમો જમો ત્યાં સુધી મારાથી અહીં નહિ રહેવાય, કેમકે દરવાજાની બારી બંધ કરી દે છે.' ત્યારે મેં કહ્યું કે-'ખીચડી આ ધોએલા ઓટલા ઉપર મૂકો અને આ તુંબડીમાં પાણી રેડો અને તમે જાવ. પછી હું નિરાંતે જમીશ.' ત્યારે વળી બ્રાહ્મણે બહુ ભાવથી કહ્યું કે-"તમે જમીને અહીં રાત રહેજો. સવારે અમે આવીને શહેરમાં તેડી જઈશું' એમ કહીને તેઓ ગયા. પછી હું જમ્યો અને ત્યાં જઈને સૂઈ રહ્યા. બીજે દિવસે સવારે ઉઠીને ત્યાંથી ચાલી નીકળ્યો. (૮૧)

ત્યાંથી ફરતો ફરતો **માલેગામ** આવ્યો. ત્યાં આથમણી તરફ નદીને કાંઠે શિવનું મંદિર છે તેમાં ત્રણ દિવસ રહ્યા. પછી ત્યાંથી ચાલ્યો તે **ધુળીઆ** ગામની પાસે **મેથી** ગામ છે ત્યાં આવીને બેઠો. તે સમયે એક અતીત (બાવો) તેણે મને જોઈને કહ્યું કે-'મારે ઘેર જમવા આવો' ત્યારે મેં કહ્યું કે 'તમારૂં અમને ખપે

નહિ.' ત્યારે તેણે કહ્યું કે—'મારે ઘેર તો બ્રાહ્મણ રસોયો છે તે હમેશાં રસોઈ કરે છે અને અમે જમીએ છીએ અને ભગવાનનું ભજન સુખેથી કરીએ છીએ.' હું ઘેર જઇને જમવા બેઠો. તે સમયે અતીતને બે દીકરીઓ કુંવારી હતી તેને પરણાવવા માટે મારા ગયા પહેલાં વરને ખોળતો હતો. તેવામાં હું જમવા ગયો. એજ વખતે અતીતે દીકરીઓને છેટેથી દેખાડયો. ત્યારે રૂપગુણસંપન્ન મને જોઇ બહુ રાજી થઇને બાપાને કહ્યું કે-'અમારા લાયક વર છે.' તે વાતને સાંભળીને અતીતે એક કાગળ લાવીને લખાવ્યો. તેમાં એવી વિગત લખી કે—'સાઠ હજાર રૂપીયા બે દીકરીઓને પ્રથમથી આપું છું. અને સાઠ હજાર રૂપીયા જમાઇને આપું છું. અને મારે ઘેર ઘરજમાઈ થઇને રહે અને જ્યારે હું મરું ત્યારે બધી જ મીલકત એમની માલકીની છે." એવો કાગળ લખીને ગામ લોકોની સહીઓ કરાવીને (અદ્‌ભુતાનંદ) આપ્યો. તેને વાંચીને વિચાર કર્યો કે-'રાજ્યનું બંધન મુકીને ચાલી નીકળ્યો ત્યારે આ બીજું બંધન આવ્યું. જો મહારાજને મુકીને આમાં બંધાયા તો ઘોર નરકમાં પડી ચૂકયા.' પછી આ બંધનમાંથી છુટવા અતીતને કહ્યું કે—"આ કાગળ તમારી પાસે હાલ રાખો. હું ઉતારે જઈને આવું છું." પછી હું ત્યાંથી ચાલ્યો તે ફરતો ફરતો **ઉજ્જન** નગરી આવ્યો. ત્યાં **ક્ષીપ્રા** નામની નદી કે જેમાં શ્રીકૃષ્ણ ભગવાને સ્નાન કર્યું હતું, તે જગ્યાએ મેં પણ મહારાજને સંભારતે થકે સ્નાન કર્યું અને બીજી પણ યાત્રા કરી. પછી ગામમાં ભિક્ષાવૃત્તિ કરી જમીને, મનમાં એવો સંકલ્પ થયો કે—'હવે તો મહારાજ પાસે જઇએ તો ઠીક; નહિ તો વળી કંઇક બંધાઈ જવાશે.' પછી ત્યાં બે દિવસ રહીને ત્યાંથી ચાલ્યો. (૮૨)

ત્યાંથી ચાલેલો હું ફરતો ફરતો **બુરાનપુર** આવ્યો. એ શહેરમાં નરોનારાયણાનંદસ્વામી, કૃષ્ણાનંદસ્વામી, પૂર્ણાનંદસ્વામી અને

અને હું એ ચાર જણ દૈવયોગે ભેળા થઇ ગયા. તે સમયે પ્રેમાનંદ સ્વામી મારાથી પહેલા બુરાનપુરમાં તાપીદાસ નામના મોટા વેરાગીના અખાડામાં ગાયન શિખતા થકા છ માસથી રહેલા. તે વેરાગીના હાથી ઉપર બેસીને ત્યાં એક ચોક કહેવાય છે ત્યાં થઈને અખાડામાં જતા હતા. તેમને અમોએ દેખ્યા અને એમણે અમોને દેખ્યા. પછી પ્રેમાનંદસ્વામી તો ઉતારા ઉપર ચાલ્યા ગયા. પછી અમે ચારેય સંતોએ વિચાર કર્યો કે–'આ સ્વામીને આપણી સાથે લઇને ચાલીએ તો ઠીક.' પછી રાત્રિએ તાપીદાસના અખાડામાં જઇને પ્રેમાનંદસ્વામીને બોલાવીને, મને આવેલા બધાં બંધનોની વાત કરી. તેને સાંભળીને પ્રેમાનંદસ્વામી બોલ્યા કે–'મનવશ થઇને હું અહીં રહી જવાના વિચારમાં હતો. પણ હવે તમારી વાત સાંભળીને સુદૃઢ સંકલ્પવાળો થયો છું કે–'આપણે સર્વે હવે તો મહારાજ પાસે જઈએ. એમ એક વિચાર કરીને અમે પાંચેય જણ ત્યાંથી સોએક ગાઉ ભેળા ચાલ્યા. પછી અમે સર્વે એક એક થઇને ચાલ્યા; કેમ કે શ્રીજીની આજ્ઞા ભેળા રહેવાની ન હતી.

ત્યાંથી ચાલેલો હું ફરતો ફરતો ચરોત્તર દેશમાં ગાના ગામના સીમાડામાં આવ્યો. ત્યારે મને છ ઉપવાસ થએલા. ભુખે નહિ રહેવાયાથી કોઠીના તોડા પાડ્યા પણ તદ્દન કાચા હોવાથી ખાધા ગયા નહિ. પછી ત્યાંથી ચાલીને 'ગામમાં ભિક્ષા કરૂં' એવા વિચારથી ગામની ભાગોળે આવ્યો. ત્યાં તો એક પાટીદાર સામો આવી ચડ્યો તે મને જોઇને જ એમ બોલ્યો કે–'અલ્યા આ સ્વામિનારયણનો મૂંડીયો આવ્યો તે આપણું ગામ ખરાબ કરશે' એમ જોરથી બોલીને મને તો ગામમાં જ પેસવા દીધો નહિ. તેથી હું ચાલ્યો તે બારોબાર નડીયાદ આવ્યો. તે આખા ગામમાં માગ્યું, પણ મહાદેવને માથે મૂકે એટલો પણ લોટ કોઇએ સ્વા. ના. નો મૂંડીયો

જાણીને આપ્યો નહિ. પછી ત્યાંથી ચાલીને પાસેજ આવેલા **પીપલગ** ગામમાં ભિક્ષા માગી ત્યારે નવટાંક કોદરાનો લોટ મળ્યા. આટલા લોટને શું કરવું ? એમ વિચારીને ગામથી આથમણી બાજુ કુવાની પાસે સમડાનો વૃક્ષ હતો તેની નીચે વેરી નાંખીને ચાલ્યો તે **ડભાણ** જઈને આઠમે ઉપવાસે ખાધું. ત્યાં બે ત્રણ દિવસ રહીને ચાલ્યો તે ગામ **બુધેજ** આવ્યા ત્યારે ખાવાનું મળ્યું. (તે દિવસે ખાવાનાં ગામો ગણતાં કે-આ ગામમાં ખાવાનું મળશે) બુધેજથી ચાલ્યો તે ગામ કમીઆળા થઈને **ધોલેરા** ગયો અને ત્યાંથી માનસંગ ડોડીયાના ગામ ચોકડીમાં આવ્યો. ત્યાં તેણે ખીચડી અને કઢી જમાડી. ત્યાંથી ચાલેલો હું નાગડકાના સીમાડામાં આવીને રહ્યો. (૮૩) [ હવે મહારાજની વાત ].

મહારાજશ્રી વડતાલથી સંતોને પરદેશ મોકલીને તેમજ હરિભક્તોને પોતપોતાને ગામે મોકલીને, પોતે બારશને દિવસે પ્રાતઃકાળે ઊઠીને સ્નાનાદિ વિધિ કરીને, પારણાં કરીને થોડાક સંતો પાર્ષદો સહ વડતાલથી ચાલ્યા. મહારાજને વળાવવા વાસ્તે હરિભક્તો બહુ દુર સુધી આવ્યા. તેમને મધુર વચનથી પાછા વાળીને, ત્યાંથી ચાલ્યા તે રસ્તામાં ગામ **કોઠાવી**ના સીમાડામાં આવ્યા. તે ગામનાં એક પાટીદારના ઘરનાં બાઈ મઠ બાવટાના રોટલા ઘડતાં હતાં એક રોટલો બહુ સારો ફુલીને થયો તેને જોઈને તે બાઈએ સંકલ્પ કર્યો કે-'આ રોટલો ભગવાન જમે એવો સારો છે' પછીથી બાઈ તો મજુર માટે રોટલા ટોપલામાં ભરીને હાથમાં મઠની દાળની ત્રાંબડી ભરેલી લઈને રસ્તામાં ચાલતાં હતાં. તેબાઈનો સંકલ્પ સિદ્ધ કરવા મહારાજશ્રી કાઠી લોકોને પાછળ મૂકીને પોતાની ઘોડીને બહુ ઉતાવળી ચલાવીને તે બાઈની નજીક આવી ગયા અને બાઈને કહ્યું કે-'આ ટોપલામાં શું છે?' ત્યારે બાઈએ કહ્યું કે-

'મજુરો માટે રોટલા છે તે લઇને ખેતરમાં આપવા જાઉં છું.' આ વાતને સાંભળીને મહારાજે કહ્યું કે–'અમને એક રોટલો આપો.' ત્યારે બાઈએ હા કહીને રાણનો વૃક્ષ હતો તેની નીચે ટોપલો ઉતારીને એક જે બાજરીનો રોટલો હતો તે મોટા માણસ જાણીને આપ્યો અને સાથે ભાજી આપી, ત્યારે મહારાજે કહ્યું કે-'આ રોટલો તો સારો નથી.' ત્યારે બાઇએ બીજો કાઢીને આપ્યો. એમ ત્રણચાર રોટલા બદલીને આપ્યા. ત્યારે મહારાજે કહ્યું કે-'અમારો જે રોટલો છે તે આપો. ત્યારે વળી બાઇએ કહ્યું કે–'તમારો રોટલો શાથી? ત્યારે મહારાજે સ્પષ્ટ કહ્યું કે–'તમે રોટલા ઘડતાં એવો સંકલ્પ કરેલો કે –'આ તો ભગવાન્ જમે એવો સારો છે" આ તમારા સંકલ્પને સિદ્ધ કરવા અમો સ્વયં ભગવાન્ આવ્યા છીએ તો તે જ રોટલો અમોને આપો.' ત્યારે બાઈએ બહુ પ્રેમથી એ જ રોટલો ટોપલામાંથી કાઢીને આપ્યો અને સાથે ભાજી તથા મઠની દાળ પણ આપી. પછી મહારાજ બાઈના પ્રેમને વશ થઈને હાથમાં રોટલાને લઈને મઠની દાળ તથા ભાજી સાથે જમવા મંડ્યા. એટલાકમાં કાઠીઓ જે પાછળ હતા તે આવી પહોંચ્યા. અને જમતા જોઈને બોલ્યા કે –'તમે ભગવાન્ થઇને અમને પાર્ષદોને મેલીને એકલાં કાંણું જમતા છો?' એમ કહીને કાઠીઓ મહારાજના હાથમાંથી રોટલો લઈ લેવા આમતેમ ફરે ત્યારે મહારાજ પણ આમતેમ ફરે. આ રીતની અપૂર્વ લીલા કરતા થકા અડધો રોટલો તો જમી ગયા પછી સુરાખાચરે 'કાંણુ બાવટાનો ચીકણો રોટલો જમતા છો? પેટમાં બહુ દુઃખશે' એમ કહીને, પ્રસાદના મહિમાવશાત્ હાથમાંથી ખુંચવી લઈને ખાઈ ગયા. (રોટલો પુરો થયો) પછીથી મહારાજે હસ્ત પ્રક્ષાલન કરી જળપાન કરીને બાઇને કહ્યું કે-'તમે અમારી પાસે કંઈ પણ માગો.' ત્યારે મોક્ષાર્થી બાઇએ તમારા ચરણારવિંદની અખંડ

સેવામાં રાખો અને અંત સમયે મને વહેલા તેડવા આવો અને હું જ્યારે સ્મરણ કરૂં ત્યારે આવી તમારી મૂર્તિનાં દર્શન થાય અને હાલ પૂજવા માટે આપનાં ચરણારવિંદ પાડેલાં આપો" એટલા વર માગ્યા. પછી તે બાઈને વર આપીને તેમજ ચરણારવિંદ પૂજવા આપીને ત્યાંથી ચાલ્યા. (૮૪)

ત્યાંથી ચાલેલા મહારાજ ગામ **નાર** થઇને **ઊંટવાળે** ગયા, ત્યાંના જોઈતા પગી મહારાજને આવતા જાણીને સન્મુખ ગયા. અને મહારાજનાં દર્શન કરીને ઘણી વિનંતિ કરીને પોતાને ઘેર તેડી જઈને, રસોઈ કરાવીને મહારાજને સારી રીતે જમાડ્યા અને પછી સાથેના સંત પાર્ષદોને જમાડ્યા. પછી મહારાજને ઢાલીઆ ઉપર બેસારીને આરતી ઉતારી અને પગે લાગીને પ્રાર્થના કરી કે -'તમારી કંઈક પ્રસાદી દેવા મહેરબાની કરો. એટલે મહારાજે પોતાની પહેરવાની મોજડીઓ હતી તે જોયતા પગીને આપી. ત્યાં રાત્રિ રહીને બીજે દિવસે સવારમાં ઊઠીને સ્નાનાદિ નિત્ય વિધિ કરીને, ઘોડેસ્વાર થઇને **બુધેજ** પધાર્યા. તે ગામના દરબાર હઠીભાઈ તથા તેમના પુત્ર ખોડાભાઈ તથા તેજાભાઈ તથા ગામના બીજા મનુષ્યો મળીને વાજીંત્રો સાથે મહારાજની સન્મુખ આવ્યા અને મહારાજને પગે લાગીને સવિનય વાજતે ગાજતે પોતાના દરબારમાં પધરાવ્યા અને મોતિયા જલેબીની રસોઈ કરાવીને મહારાજ તથા સંતો પાર્ષદોને જમાડ્યા. પછી એજ દિવસે એમના દરબારમાં લીમડા નીચે સભા કરીને વિરાજમાન થયા. અને ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિના વિષયવાળી ઘણી વાતો રાતના નવ વાગ્યા સુધી કરી. પછી પોતે દરબારમાં જઈને પોઢી ગયા અને સંત પાર્ષદો પણ સૂઈ ગયા. બીજે દિને સવારે ઉઠીને સ્નાનપૂજા આદિ નિત્ય વિધિ કરીને વળી સભામાં વિરાજમાન થયા. વરતાલ આવેલા દરબાર **હઠીભાઈ**

'સ્વા. ના. સ્વયં ભગવાન છે' એવો નિશ્ચય કરીને વ્રતમાનધારી સત્સંગી પાકા થઈને ઘેર આવીને ઘરનાં મનુષ્યને કહ્યું કે–'સ્વા.ના. નાં તમે સત્સંગી થાવ, સ્વા. ના. ભગવાને મને પરચો આપવાથી હું સત્સંગી થયો' આ વાત સાંભળીને ઘરનાં મનુષ્યે કહ્યું કે–'મને પરચો આપે તો હું પણ સત્સંગી થાઉં' ત્યારે હડીભાઈએ કહ્યું કે –'તમે સંકલ્પ કરશો તે સ્વા. ના. પૂર્ણ કરશે' આ વાતને સાંભળી-ને બાઈએ સંકલ્પ કર્યો કે–'મારી ભેંસને અઢીશેર ઘી થાય છે, તે જો સ્વા. ના. ભગવાન્ હોય તો ત્રણ શેર ઘી થાય.' એવો સંકલ્પ કરીને બાઈએ બીજે દિને વલોણું કરતાં ત્રણ શેર ઘી બરોબર થયું. તેમાંથી અર્ધો શેર જુદુ રાખી મેલ્યું. 'આ વાતને પ્રસિદ્ધ કરવા મહારાજે સભામાં બેઠેલા ખોડાભાઈને કહ્યું કે–'અમે નાના હતા ત્યારે અર્ધો શેર ઘી પીતા, તો અર્ધો શેર સારૂં ચોખ્ખું ઘી હોય તો લાવો.' આ વાતને સાંભળીને ખોડાભાઈ પોતાના ઘેરથી ઘી લાવ્યા. તેને જોઈનેજ મહારાજે કહ્યું કે–'આ ઘી તો સારા નથી.' ત્યારે બીજાના ઘેરથી લાવ્યા, તેને જોઈને કહ્યું કે–'આ પણ સારૂં નથી.' આ રીતે ત્રણચાર ઘરથી ઘી લાવ્યા તો પણ એમનું એમ જ કહ્યું. પછીથી પણ ના જ કહી. આ વાત પ્રસિદ્ધ થતાં હડીભાઈના ઘરનાં બાઈ બોલ્યાં કે–'હે મહારાજ ! તમારી થાપણ મેં ઓળવી નથી, શા માટે છોકરાને આંટા ખવરાવો છો. તમારૂ અર્ધો શેર ઘી જુદુ રાખી મૂક્યું છે તે માગી લ્યો ?' આવું બાઈનું વચન સાંભળીને 'એ બાઇ શું કહે છે,' એમ પૂછતાં હડીભાઇએ બાઇના સંકલ્પની બધી બાબત સભામાં કહી. પછી મહારાજ સંતો પ્રત્યે બોલ્યા કે– અમો તો અર્ધો શેર ઘી ના છીએ, જો વધારે ન થયું હોત તો 'અમો ભગવાન્ નહિ' એવી રમુજ કરીને સભાને હસાવી પોતાના ભગવાનપણાના મહિમા પ્રતાપની ઘણી વાતો કરી. તેને સાંભળીને

એ બાઇ અને બીજી બહુ બાઇઓ સત્સંગી થયાં. આ વાતને સાંભળીને ઉત્સાહમાં આવેલા હડીભાઇએ ઢોલકાવાળાને બોલાવીને ઢોલ વગડાવીને સર્વેને ભેળા કરીને કહ્યું કે–'સ્વા. ના. ના સત્સંગી થાવ તો ગામમાં રહો, નહિ તો બીજે ગામ જતા રહો' આવું દરબારનું વચન સાંભળીને સર્વેએ ઉત્સાહથી હા કહી; ત્યારે દરબારે મહારાજને કહ્યું કે–'તમો આ અમારી પ્રજાને વ્રતમાન ધરાવીને સત્સંગી કરો.' આવું વચન સાંભળીને મહારાજે સર્વેને વ્રતમાન ધરાવ્યાં. આ અવશ્ય કામ પત્યા પછી દરબારે પૂરી દુધપાક ખાંડના લાડુ, ભજીયાં વડાં શાક રાઇતું ચટણી પાપડ પાપડી દાળભાત વિગેરેનો થાળ બનાવરાવ્યો હતો તેને જમવા પધાર્યા. ઉત્તર દ્વારની ઓસરીએ ઉગમણે મુખે બાજોઠ ઉપર બેસીને જમ્યા. પછીથી દરબારમાંજ બિરાજ્યા. આ રીતે મહારાજે પોતાનો અદ્‌ભુત પ્રતાપ ઐશ્વર્ય ચમત્કાર બતાવીને ગામ લોકોને સત્સંગી કર્યા અને હડીભાઇના ઘરના માણસોને પરચો આપીને દૃઢ સત્સંગી કર્યા. પછી દરબારમાં વિરાજમાન મહારાજે હડીભાઇને, વનવીચરણ વખતે પોતે એકાકી બુધેજ આવેલા અને જે અપમાનજનક વિષમ વાત બનેલી તે બધી કહી સંભળાવી. (આ વાત ૧૨ મી વાતમાં સવિસ્તર છે.) તેને સાંભળીને સર્વ હરિભક્તો ઘણો અપશોષ કરવા લાગ્યા. તેને સાંભળીને મહારાજે કહ્યું કે–' એ પુણ્યથી જ અમે તમારે ઘેર આવ્યા અને બધાં સારાં વાનાં થયાં. માટે હવે કોઇ શોક કરશો નહિ.' એમ રાજી કરીને પોતે ત્યાંથી ઉઠીને સંત પાર્ષદોની પંક્તિ જમવા બેઠી હતી ત્યાં પધારીને ઢાલીઆ ઉપર બેઠા. પછી સુરાખાચર સોમલાખાચર વિગેરેને કહ્યું કે–'સારી પેઠે જમજ્યો. આજ આપણે ચાલવું નથી' એમ કહીને પોતે ખૂબ જમાડ્યા. જમી રહેતાં જ મહારાજે કહ્યું કે –સર્વે તૈયાર થાવ, આપણે હવે ચાલવું છે.' આ વાત સાંભળીને

સર્વે સંત પાર્ષદો તૈયાર થયા. ત્યારે સુરાખાચર મહારાજ પ્રત્યે બોલ્યા કે-'વગરવાંકે શા માટે મારી નાંખો છો, 'આજ ચાલવું નથી' એમ કહીને ખૂબ જમાડ્યા અને તત્કાળ ચાલવાની તૈયારી કરી. પછી સર્વ સંતો પાર્ષદો સાથે પોતે સવાર થઇને ગામમાંથી નિકળ્યા તે વખતે ગામના બધાજ હરિભક્તો વળાવવા પાછળ આવ્યા. તેમને પરાણે પાછા વાળીને આગળ આવતાં માર્ગમાં સુરાખાચર બોલ્યા કે 'પેટ ફાટી જાય છે અને ડચુક ડચુક થાય છે' આ વાતને સાંભળીને મહારાજ બોલ્યા-'અન્ન પારકું હતું પણ પેટ કાંઇ પારકુ ન હતું, શા માટે વધારે ખાધું?' ત્યારે વળી સુરાખાચર બોલ્યા કે ચાલવું નથી એમ કહીને પછી તમો જૂઠું બોલ્યા. આ રીતની રસ્તામાં રમુજ કરતા થકા બેચાર ગાઉ ગયા ત્યારે સુરાખાચરે મહારાજને કહ્યું કે-'ભણે ભૂખ બહુ લાગી છે, એને લીધે પેટમાં ઉઆળા વળે છે' ત્યારે મહારાજે કહ્યું કે-'જુઓ કાઠી કેવા છે? હમણાં પેટ ફાટી જાય છે એમ કહેતા હતા અને થોડીજ વારમાં ભૂખ લાગ્યાનું કહે છે' એમ રમુજ કરીને બોલ્યા કે 'હવે ધોલેરા સિવાય કોઇ ગામમાં રાત રહેવું નથી, માટે તમારે સર્વેને જે જમવું હોય તેનો સંકલ્પ અત્યારથી કરી રાખો. (૮૫)

શ્રીજીના કહ્યા પ્રમાણે સુરાખાચરે વડાનો સંકલ્પ કર્યો, સોમલાખાચરે ભજીયાંનો કર્યો. એજ રીતે કોઇએ રોટલી, તો કોઇએ દાળભાત, તો કોઇએ કંસાર, તો કોઈએ લાડુ, તો કોઇએ પૂરી, એમ સર્વેએ જુદા જુદા સંકલ્પો કર્યા. મહારાજશ્રીના પ્રતાપથી ધોલેરામાં રહેતાં **અજુબાઈએ** અંતર્યામિપણે સર્વેના સંકલ્પો જાણીને, જુદી જુદી જાતની રસોઈ તૈયાર કરી રાખી હતી. મહારાજ માટે તો પરસુલીની સેવો તૈયાર કરી રાખી હતી. મહારાજશ્રી પાર્ષદો સાથે રાતના દશ વાગે પધાર્યા. અને કહ્યું કે 'દરબાર ઉઘાડો'

આ શ્રીમુખનો શબ્દ સાંભળીને તત્કાળ દરબાર ઉઘાડ્યો અને ચોરામાં મહારાજને ઉતારો આપીને ઘોડાંને બંધાવીને કહ્યું કે-'જમવા પધારો રસોઈ તૈયાર છે.' એટલે મહારાજ પાર્ષદો સાથે જમવા પધાર્યા. મહારાજ તો નાહી ધોઈને ઉગમણે મુખે બાજોઠ ઉપર જમવા બેઠા. તે વખતે મહારાજે કહ્યું કે-'જેણે જેણે જે જે સંકલ્પ કર્યો હોય તે પ્રમાણે તે ભોજન માગી લ્યો.' પાર્ષદો એ સંકલ્પ મુજબ માગતાં તે તે ભોજન તેમને બાઈ પાસે અપાવ્યું. સુરાખાચરે તો વડાનો સંકલ્પ કરેલો હોવાથી તે અપાવ્યાં. એમ યથાસંકલ્પ અપાવીને પોતે જમવા બેસતાં બાઈએ બહુ પ્રેમથી પરસુલીની સેવો (ધોળી) થાળમાં પીરસી. અને તેમાં પ્રેમાતુરતાવશાત્ સાકરને ઠેકાણે દળેલું મીઠું નાંખી દીધું. પછી ઘી પીરસીને કહ્યું કે-'હવે જમો.' ત્યારે મહારાજ તથા પાર્ષદો જમવા મંડ્યા. સુરાખાચર તો વડા જમવા મંડ્યા તે ગળે બાઝ્યાં, ગળે ઉતરે નહિ. એટલે ઓં ઓં કરીને મહારાજને કહ્યું કે-'ભાણું' એકલા એકલા લાંબુ લાંબુ શું જમો છો ? મારા તો પ્રાણ જાય છે. એમાંથી મને થોડુંક આપો.' એમ બે વાર બોલીને મહારાજને ખડખડાટ હસાવ્યા, પછી મહારાજે કહ્યું કે-'માગો છો પણ આ તમારું ખાધું જાય એમ નથી' ત્યારે બાઈએ કહ્યું કે-'વધુ સાકર આપું?' ત્યારે મહારાજે ના કહી. આ રીતે સેવો થોડી જમીને પ્રસાદી માટે થોડી રહેવા દઈને ભાત-દાળ જમીને ચળુ જળપાન કરીને મુખવાસ લઈને ઉતારા ઉપર જઈને પોઢી ગયા. પછી પ્રસાદ જમતાં ખારું લાગવાથી બાઈને ખબર પડી કે-'મેં તો મહારાજને મીઠું અને સેવો જમાડી અને સાકર તો રહી ગઈ.' એમ કહીને બહુ પશ્ચાતાપ આખી રાત્રિ કર્યો. પછીથી આ અપરાધની ક્ષમા કરાવા સવારે ઉઠીને જ્યાં મહારાજ પોઢ્યા હતા ત્યાં જઈને સવિનય પ્રાર્થના કરી કે-'મેં ગઈ રાતે

સેવોમાં મીઠું પીરસવા રુપ અપરાધ કર્યો છે. જેથી હવે મારા અંતરમાં બહુ બળતરા થાય છે. શાંતિ નથી. આવાં પ્રેમાતુર બાઇનાં વિનય વચનો સાંભળીને મહારાજે કહ્યું કે–'હવેથી તમો સો વાર સ્વાદુ જમાડશો તો પણ એવો સ્વાદ આવશે નહિ. આ તો પ્રેમનો સ્વાદ છે. પછી પ્રસન્ન થઇને કહ્યું કે-'જાવ થાળ કરો, અમે આજે જમીશું, આવું શ્રીમુખ વચન સાંભળીને બહુ રાજી થઇને ઘેર આવીને પવિત્ર થઇને સેવો કંસાર રોટલી ભજીયાં વડાં વિગેરેનો ભારે થાળ કરીને મહારાજને બોલાવીને પ્રથમ જે બાજોઠ ઉપર બેસાર્યા હતા તેની ઉપર બેસાડીને થાળ મૂકયો. મહારાજ પણ પ્રેમવશાત્ બહુ જમ્યા અને આગળના દિવસની બળતરા હતી તે શમાવી દીધી. પછી જમીને મુખવાસ લઈને ઉતારે પધાર્યા અને પાર્ષદોને પણ એવી જ રીતે ખુબ જમાડીને ઉતારા ઉપર મોકલ્યા. પછીથી બાઇએ મહારાજના થાળની પ્રસાદી દરબારમાં સર્વેને જમાડી. અને પછી પોતે પણ પ્રસાદ જમ્યાં. જમીને ઉતારે ગયેલા મહારાજ અને પાર્ષદો અવકાશ મળતાં થોડું સૂઈ ગયા. પછી ત્રીજે પહોર થતાં મહારાજ જાગ્યા અને જળપાન કરીને પાર્ષદો તથા હરિભક્તો સાથે તળાવની પાળ ઉપર આવીને ત્યાં બીછાવેલા ઢોલીઆ ઉપર બેઠા. એ અવસરે મહારાજને બહુ પ્રસન્ન જોઇને પુંજાભાઈ તથા બીજા હરિભક્તોએ પ્રાર્થના કરી કે–'ધોલેરામાં મંદિર કરાવીને દેવ પધરાવો તો અમારા ભાલદેશનો સત્સંગ સારો રહે' આવું વચન સાંભળીને પ્રસન્ન મહારાજે કહ્યું કે–'આ અમારો ઢોલીઓ છે એ જ જગ્યાએ સિંહાસન આવે એવું મંદિર કરવું' એમ સાંભળતાં જ નિષ્કુળાનંદમુનિએ એંધાણ રહેવા સારૂં ઢોલીઆના ચાર પાયાની જગ્યાએ ખીલીઓ રોપી દીધી. એ જ સ્થળે અત્યારે કરેલા મંદિરનું સિંહાસન છે. એમ વાતો કરતા તળાવને કાંઠે થોડી વાર હવા ખાઇ

ને ઉઠયા. એ જ વખતે સુરતનો કોન્ટ્રાકટર તળાવ ખોદાવતો હતો તે આવ્યો. તેને કહ્યું કે–'ખોદેલી ધૂળ અહીં નંખાવજો' ત્યારે તેણે ભાવથી કહ્યું કે–'મારે માથે લઈને ધુળ નાંખીશ.' એમ કહેવાથી તેના ઉપર મહારાજ બહુ રાજી થયા. ત્યાંથી મહારાજ આવીને દરબારમાં આવતાં દૂધ પૂરી શાક અથાણું વિગેરે તૈયાર હતું તેને જમીને પોઢી ગયા. બીજે દિને સવાર થતાં ઊઠીને સ્નાન પૂજા વિગેરે વિધિ કરીને થાળ જમીને ત્યાંથી સહપાર્ષદ ચાલ્યા તે ગામ **કારિયાણી** આવ્યા (૮૬)

કારિયાણીથી ચાલેલા મહારાજ બીજે દિવસે ગામ **નાગડકા** આવીને સુરાખાચરના દરબારમાં રહ્યા. અને શ્રીમદ્‌ભાગવતની કથાનો આરંભ કરાવ્યો. આ શુભ સમયે હું (અદ્‌ભુતાનંદ) નાગડકા ગામના સીમાડામાં આવી રહ્યો હતો. મેં સંદેશો મોકલ્યો કે-'તમોએ વરતાલથી પરદેશ મોકલેલો હું (અ.) પરદેશમાં ફરીને અહીં આવ્યો છું આપની મરજી હોય તો દર્શને આવું નહિ તો પરદેશમાં જાઉ' આવું સાંભળીને મને કહેવરાવ્યું કે-'બહુ સારૂ, અહીં આવો.' આ સંદેશો સાંભળતાં જ હું ઘણો હર્ષ પામ્યો. બહુ માસથી મહારાજનાં દર્શન નહિ થયાં હોવાથી બહુ ઉત્સાહથી દરબારમાં આવ્યો. પેસતાં જ મહારાજ મને દેખવાથી તત્કાળ ઢોલીઆ ઉપરથી ઉતરીને મારા સામા આવ્યા અને બહુ સ્નેહથી બાથમાં ઘાલીને મળ્યા અને બાથમાં લઈને દરબારમાં ઓરડાની ઓસરી ઉપર પોતાના ઢોલીઆ પાસે બેસારીને પરદેશની સર્વે હકીકત પૂછી. ત્યારે મેં જે રીતે બંધનો આવેલાં તે બધી વાત કહી સંભળાવી. પોતે અંતર્યામિ હોવાથી બધી બાબતને બરોબર જાણે છે તથાપિ મનુષ્યનાટ્ય ધાર્યું હોવાથી પૂછવાની લૌકિક રીતે પૂછતાં બધી વાત અથેતિ કહી. તેને સાંભળીને બહુ પ્રસન્ન મહારાજે કહ્યું કે–'આ તો બહુ મોટા સાધુ મુક્તાનંદસ્વામી

જેવા છે' એમ કહીને વળી વાત કહી કે-'જે માયાએ બ્રહ્મા શિવ ઈન્દ્ર ચંદ્ર બૃહસ્પતિ આદિકની લાજ લીધી તે દુરત્યય માયાને જીતીને આ આવ્યા છે. એમનો વૈરાગ્ય તો જેમ ધીંગાણું થયું હોય અને છાતીના ઘા લીધા હોય એમ શોભે છે.' એમ કહીને વળી મને ઊભુ થવાનું કહેતાં હું ઊભો થયો. ત્યારે મહારાજે કહ્યું કે-'આ સ્વામીનાં દર્શન કરો. એમના દર્શન તો અમારા દર્શનને તુલ્ય છે.' એમ વખાણીને મને હેઠો બેસાર્યો. પછીથી થાળ તૈયાર થયેલો જાણીને જમવા પધાર્યા. જમીને તૃપ્ત થઇને મને થાળની પ્રસાદી આપી તે હું જમ્યો. આ રીતે નિત્ય નવી લીલા કરતા થકા છ માસ રહ્યા અને પોતાનો અદ્દભુત ચમત્કાર બતાવીને સર્વેને પોતાનો ભગવાનપણાનો નિશ્ચય દૃઢ કરાવીને સાચા સત્સંગી કર્યા (૮૭)

એક દિવસે સુરાખાચરનાં ઘરના **શાંતિબા** નામનાં સવારે વહેલાં ઊઠીને વલોણું પૂરીને, પાણી ભરવા ગયેલી દાસીની વાટ જોઇને ઉભાં રહેલાં. આ વખતે મહારાજ ઓસરીમાં ઢોલીઆ ઉપર પોઢ્યા હતાં, તે ઊઠીને શાંતિબાને કહ્યું કે-' કેમ ઊભાં રહ્યાં છો ?' ત્યારે તે બાઇએ વાત કહી કે-'દાસી પાણી ભરવા ગઈ છે અને વલોણું પૂરી મૂક્યું છે.' આ વાતને સાંભળીને મહારાજે કહ્યું કે-'અમે આવીએ ?' ત્યારે બાઇએ કહ્યું કે-'તમો આવો, તમારે તો પૂર્વનો અભ્યાસ છે.' આ વાતને સાંભળીને તત્કાળ ઊઠીને વલોણું તાણવા લાગ્યા. વલોણું થઈ રહેતાં બાઈએ મહારાજને સાકર અને માંખણ જમાડયું. આ પૂર્વની લીલા કરી તે જ દિવસે મહારાજને બહુ પ્રસન્ન જાણીને બાઇએ કહ્યું કે-'મારે પૂજવા માટે તમારાં ચરણારવિંદ પાડી આપો તો રંગ તૈયાર કરું.' પ્રસન્ન મહારાજે હા કહેતાં રંગ તૈયાર કરીને મહારાજને બોલાવવાથી આવીને થોડી વારમાં ચાલીશ જોડ ચરણારવિંદ પાડી આપ્યાં. વળી એક દિવસે

મહારાજ એમની વાડીએ પધાર્યા અને ઘણો સમય બેઠા. તેથી તરસ્યા થતાં પોતાને પીવા માટે પાણી લાવવા શાંતિબાને ખબર કરી. એટલે એમણે પોતાની દીકરીને ઠંડા મીઠા પાણીનો ઘડો ભરી આપીને વાડીએ મોકલી. તે દીકરીએ પોતાને સાથે ત્રણચાર સરખી અવસ્થાની સખીઓ લઇને જ્યાં મહારાજ પાણીની વાટ જોઇને બેઠા હતા ત્યાં જઈને, કહ્યું કે–'મારી માએ પાણી મોકલ્યું છે તે તમે પીઓ.' ત્યારે મહારાજે કહ્યું કે–તમે **દેદો** (બાલિકાની રમત લીલા) કુટો તો પાણી પીઇએ.' ત્યારે તેણીએ કહ્યું કે–પ્રથમ પાણી પીઓ પછી અમે દેદો કૂટીશું. ત્યારે વળી મહારાજે કહ્યું કે–'પહેલો દેદો કૂટો તો જ પાણી પાન કરીએ.' પછી તે બાલિકાઓ ભેળી થઇને દેદો કૂટવા લાગી. એટલે મહારાજે પાણી પીધું. આ રીતે અલ્પ જીવ ઉપર પણ દયાવશાત્ 'કોઇપણ પ્રકારે મારૂં સ્મરણ થાય તો કલ્યાણ થાય' એવા આશયથી દેદો કૂટાવ્યો. પછી પોતે દરબારમાં પધાર્યા (૮૮)

ગઢડામાં વિરાજમાન મહારાજે 'દાદા ખાચરને ઘેર થનારા જન્માષ્ટમીના ઉત્સવ ઉપર સંતો આવશે' એમ ધારીને તેમને માટે જલેબી મોતીચા સાટા ગાંઠીયા વિગેરે પકવાન તૈયાર કરાવી રાખવાની વાત દાદા ખાચરને કહી. તેને સાંભળીને તેમણે કંદોઈને બોલાવીને કહ્યા મુજબનાં બધાં પકવાન તૈયાર કરાવી મૂકયાં. મહોત્સવ જાણીને સંતો તથા હરિભક્તો ઘણા આવ્યા. જન્માષ્ટમીનો ઉપવાસ કરીને રાત્રિએ સંકીર્તન જાગરણ કરતાં જન્મ સમયે સર્વેને દિવ્ય શ્રીકૃષ્ણ રૂપે પોતાનું દર્શન આપ્યું. પછી સવારે ઉઠીને સંતો સાથે ખળખળીએ નાવા પધાર્યા. ત્યાંથી પાછા આવીને થાળ જમીને, અક્ષર ઓરડીને કેડેની ઓસરીઓમાં સંતોની પંક્તિ બેઠી હતી ત્યાં પીરસવા પધાર્યા. અને પ્રથમથી તૈયાર કરી રાખેલાં પકવાન

પીરસ્યાં. પછી તાજુ દહીં લેવા જે ઓરડામાં વલોણું થતું હતું ત્યાં જઇને દહીં ભરેલું ગોરસું લીધું. તે સમે મોટીબાએ આવીને કહ્યું કે –'હું તમને દહીં આપું છુ" એમ કહીને પોતે દોણું પકડયું. કારણ એ હતું કે–'ઉપરથી તોર ઉતારી લઇને દહી આપુ તો સવારે તે તોરનું ઘી મહારાજને થાળમાં જમાડું." આ તાણાખેંચમાં દોણી ફુટી ગઈ. પછી મહારાજે બીજી દોણી લીધી તે પણ પરસ્પર તાણાખેંચમાં ફુટી ગઈ. તેથી મહારાજ અને મોટીબા બન્નેનાં વસ્ત્રો તથા શરીર દહીંમય થઇ ગયાં, તેથી મહારાજને દહીં લઇને આવતાં વાર લાગી. પછી બ્રહ્માનંદ સ્વામીએ જોયું તો બન્નેનાં વસ્ત્રો દહીંવાળાં દેખ્યાં. પછી તેમણે સંતોને કહ્યું કે–આપણે ચળું કરીને ઉઠીને ઉતારા ઉપર જઈએ. બન્નેની લડાઈમાં આપણું દહીં ખોટું થયું. પછી સર્વ સંતો ઉતારા પર ગયા અને મહારાજ તથા મોટીબા ગંગા જળીયા કૂવા ઉપર આવીને સ્નાન કરીને મહારાજ અક્ષર ઓરડીએ ગયા અને મોટીબા દરબારમાં ગયાં (૮૯)

જમીને ઉતારે ગએલા બ્રહ્માનંદ સ્વામીએ એ અપૂર્વ લીલા ઉપર દાણ લીલાનાં ચોવીસ પદો કર્યા. તેમાં **'એ લડાઇની વાત બ્રહ્માનંદ જાણે રે'** એમ એ વાતનો મર્મ લાવ્યા છે. ત્રિજે પહોરે દરબારમાં ભરાએલી સભામાં બ્રહ્માનંદ મુનિએ એ પદો ગાયાં. તેને સાંભળીને મહારાજે એ સ્વામીને વઢીને કહ્યું કે–'અમે એ કયારે કર્યું છે?' ત્યારે તેમણે કહ્યુ કે–'મેં તો જેવું દેખ્યું એવું ગાયું છે' એમ સાંભળીને મહારાજે મોટીબાને કહ્યું કે 'આ સ્વામીને થાળ આપજ્યો. આપણને ફજેત કરતા મટે' તેને સાંભળીને વળી સ્વામી બોલ્યા કે–'મા આપની ફજેતીમાં થાળ મળતો દેખાય છે.' એવી રમુજ એ દિવસે કરી. (૯૦)

વળી એક દિવસે મહારાજ બહુ જ ઉદાસ થઇને સભામાં બેઠા. તે કોઈને બોલાવે નહિ અને કોઈની સામું પણ જુવે નહિ. તેથી સંતો તથા કાઠીઓ ઉદાસ થઇને બહુ વાર બેસી રહ્યા. આ સમયે બ્રહ્માનંદ સ્વામી તથા સુરાખાચર મહારાજને હસાવવા માટે ઘણાં ટીખળ અને રમુજો કર્યા કરે. પણ મહારાજ જરા પણ હસે નહિ. આ રીતે બહુ વાર ઉદાસીનપણે બેસી રહ્યા જોઇને સ્વામી ત્યાંથી ઉઠીને ઉતારે જઇને વેરાગણનો વેષ લઇને સભા ભણી લાજ કાઢીને મહારાજ સામાં નેત્રો રાખીને, માથે વસ્ત્ર ઓઢીને, બેઠેલી બાઈઓ તરફ ગયા. તેને જોઈને જ મોટીબા, રાજબાઇ આદિક બધી બાઈ-ઓ એકદમ ઊભી થઈ ગઈ અને 'કોણ છે? કોણ છે? એમ બુમો પાડવા મંડયાં. તેથી સ્વામી પાછા વળીને સાધુઓની સભા ભણી આવ્યા. તેને જોઇને તેઓ પણ ઊભા થઇને 'આ કોણ છે? આ કોણ છે? ઉપવાસ પાડશે, એને કાઢી મેલો' એવો શોર બકોર બહુ સાંભ-ળીને, પાછા વળીને બાઇઓ તરફ અને વળી સાધુ તરફ જાય. એમ બે-ત્રણ વાર આવ જાવ કરતાં બહુ બુમરાટ થયો. તેને સાંભળીને મહારાજ જરાક હસ્યા અને સ્વામી સામું જોઇને બોલ્યા કે-'ઠક-રાણી' એકલાં કેમ છો? એવું માર્મિક વાકય સાંભળીને સ્વામી બોલ્યા કે-'ઠાકરડો રીસાઇને બેઠો હોવાથી એકલાં છીએ' આ મર્મભરેલ વચનો સાંભળીને, મહારાજ સંતો, પાર્ષદો, બાઈઓ વિગેરે ખડખડાટ હસી ઉઠ્યા. આ રીતે સંતે મહારાજની ઉદાસી મટાડી દીધી. વળી એ જ દિવસે સ્વામીએ મહારાજને કહ્યું કે-'આ સુરાખાચર એક **કીર્તન** નવીન શીખી લાવ્યા છે તે તમારી આજ્ઞા હોય તો બોલે' ત્યારે મહારાજે હા કહેતાં સુરાખાચર પીર તે વિહાંમણુ રે, પીર તે વિહાંમણુ રે, એની ખુનને રાખું પોતે પર-બ્રહ્મ છે રે' એમ બોલીને મોટો લાંબો રાગડો ચલાવ્યો. તેને સાંભ-

ળીને મહારાજ બોલ્યા કે-'બીજું તો ઠીક પણ એની ધુનને રાખું' એ શું ? ત્યારે તેમણે કહ્યું કે-'મુક્તાનંદ સ્વામી બ્રહ્માનંદ સ્વામી કાવ્યમાં અર્થ વિનાની દોટ મેલે છે તેમ મેં દોટ મેલી છે' એવી રમુજી વાત સાંભળીને મહારાજ બહુ જ રાજી થઈને ખડખડાટ હસી પડયા. (૯૧)

વળી એક દિવસે મહારાજ અક્ષર ઓરડીમાં વૈશાખ માસની રાત્રિએ પોઢ્યા હતા. તે સમયે મુક્તાનંદ, બ્રહ્માનંદ, નિત્યાનંદ, શુકાનંદ, અદ્‌ભુતાનંદ, આદિક સ્વામીઓ આવીને બેઠા હતા. અર્ધ રાત્રિનો સમય થતાં મહારાજે સ્વામીઓને કહ્યું કે-'આ પોષ માસની ટાઢ અમને બહુ વાય છે, માટે હમણાં જ ઘણાં ગોદડાં ઓઢાડો અને સગડી મંગાવો તો તાપીએ તેથી ટાઢ ઊડે.' આ વાતને સાંભળીને વિના શંકાએ ગોદડાં ઓઢાડ્યાં અને સગડી મંગાવીને બહુ તાપ્યા. પછી થોડીક વાર સૂઈને પછી બોલ્યા કે-આ પોષ માસના મધ્યાહ્નનો સૂર્ય બહુ તપ્યો હોવાથી અમને ઘણો ઘામ થાય છે, તો પંખા લઈને વાયરો નાંખો તો તે ઘામ મટે' આ વાત સાંભળીને સંતોએ પંખાવતી વાયરો નાખ્યો, પણ કોઈએ કશી શંકા કરી નહિ. આ જોઈને મહારાજ સંતો પ્રત્યે બોલ્યા કે-'મેં તમને ઉનાળાનો શિયાળો કહ્યો તો પણ 'આ ઉનાળો છે' એમ કહ્યું નહિ. અર્ધરાત્રિને બપોર કહ્યો તો પણ તમે શંકા કરી નહિ. મેં સગડી મંગાવી તો તેને લાવ્યા અને વસ્ત્રો પલાળીને વાયરો નાંખવાનો કહ્યો તે પણ નાખ્યો. પણ કોઈએ કશી શંકા જ કરી નહિ. આવાં શ્રીજીનાં વચન સાંભળીને સર્વ સદ્‌ગુરુઓ બોલ્યા કે-'અમોએ તો રાત્રિ-દિવસ કરનારા અને શિયાળાને ઉનાળો અને ઉનાળાને શિયાળો કરનારા તમારા સિવાય બીજા કોઈને માન્યા નથી. સર્વકર્તા તમને એકને જ જાણતા હોવાથી શંકા શા માટે કરીએ' એવાં સંતો

નાં સમ્યક્ વાક્યો સૂણીને મહારાજ બોલ્યા કે-'તમારે અમારો એવો દૃઢ વિશ્વાસ છે.' ત્યારે સંતોએ હા કહી. આ બાબત મધ્ય પ્રકરણના ૩૫ મા વચનામૃતમાં 'અને તમારે સર્વેને મારે વિષે વિશ્વાસ છે તે હું તમને જેવી રીતે આડી અવળી વાતે ચડાવી દઉં તો જેમ સર્વેને કૂવામાં નાખીને ઉપરથી પાણાની શિલા ઢાંકે ત્યારે તેને નીકળવાની આશા જ નહિ. તેમ તમે પણ મારા વચનને વિશ્વાસે કરીને અવળે માર્ગે ચડી જાઓ તો એમાં અમારૂ શું સારૂં થાય' આવા શબ્દોમાં શ્રીમુખે કહી છે (૯૨)

વળી એક દિવસ મહારાજ અક્ષર ઓરડીમાં પોઢ્યા હતા. તે સમયે સર્વે સદ્‌ગુરુઓ તથા હું (અદ્‌ભુતાનંદ) પણ પાસે બેઠો હતો. તે સમયે મહારાજે કહ્યું કે-'આ અમારો ઢાલીઓ ગાડુ મંગાવીને એની ઉપર મેલો અને આપણે સર્વે વગડે જઈને સૂઈએ તો નિરાંતે ઉંઘ સારી આવે.' એવું વચન સાંભળીને બ્રહ્માનંદે કરીમ ભક્તને ગાડુ લાવવાનું કહેતાં તે ઊઠયા. પછી સ્વામીએ મહારાજને કહ્યું કે -'તમે મુખ ઉપર ચાદર ઓઢી જાવ. ગાડુ આવ્યું અને હવે અમે ઢાલીઓ ઉપાડીને ગાડા ઉપર મૂકીએ' એમ કહીને એક તરફથી નિત્યાનંદે ને બીજી તરફથી બ્રહ્માનંદે ઢાલીઓ ઉપાડયો અને ગાડુ ચાલે તેમ થોડો ઊંચોનીચો કરીને થોડીવાર કરીને હેઠે મૂકીને કહ્યું કે-'આ વગડો આવી ગયો હવે પોઢી જાવ અનેઉંઘી જાવ' એમ કહીને બન્ને સંતો હેઠે બેઠા. પછી મહારાજ તો બે કલાક પોઢીને પછી જાગીને જુએ તો અક્ષર ઓરડી દેખતાં બોલ્યા કે--તમે અમને છેક છેતર્યા.' આવું શ્રીજીનું વચન સાંભળીને બ્રહ્માનંદસ્વામી બોલ્યા કે-'હે બાપા! તમે પણ અમને બહુ વાર છેતર્યા છે' આ રીતે રમુજ કરીને સંતોને પોતાનું એકાંતનું સુખ આપીને, પછીથી કહ્યું કે- 'હવે સર્વે ઉતારા ઉપર જાવ. એમ કહીને પોતે પોઢી ગયા અને

સદ્‌ગુરુઓ ઉતારે ગયા (૯૩)

વળી એક દિવસે ઉદાસ થઇને બેઠેલા મહારાજે કરીમ ભક્તને કહ્યું કે-'અમારા માટે ગાડુ લાવો, આપણે અહીંથી જતું રહેવું છે.' એમ કહેતાં તે ભક્ત તુરત ગાડુ લાવ્યા. તેમાં બેસીને પોતે રીસાઈ ચાલ્યા. ત્યારે દાદાખાચર ગાડાની આગળ જઇને ચીલામાં સૂઈ ગયા. તેમને જોઇને ભક્તે ગાડુ ઊભુ રાખ્યું. ત્યારે મહારાજે ભક્તને કહ્યું કે-'ગાડુ કેમ ઊભુ રાખ્યું ?' ત્યારે તે ભક્તે કહ્યું કે-'દાદા-ખાચર ચિલામાં સૂતા છે.' ત્યારે મહારાજે કહ્યું કે-'પડખે થઈને હાંકો.' ત્યારે વળી દાદાખાચર આગળ જઇને સૂતા. તેને જોઈને ફરીથી ગાડુ ઊભુ રાખ્યું. ત્યારે વળી મહારાજે કહ્યું કે-'એમના ઉપર થઇને ગાડુ હાંકો, એમ નહિ તો પથરા મારો ? એવાં મહા-રાજનાં વિષમ વચનો સાંભળીને દાદાખાચર પોક મૂકીને રડવા મંડ્યા. તેને સાંભળીને મહારાજે કરીમ ભક્તને કહ્યું કે-'ગાડુ પાછુ વાળો, ભૂત વળગ્યું છે તે છાલ નહિ મેલે.' એમ કહેતાં ગાડુ પાછુ વાળીને દાદા ખાચર સહ દરબારમાં આવ્યા. એમ સર્વને લીલા આનંદ આપ્યો (૯૪)

વળી એક દિવસે મહારાજે પરીક્ષા કરવા દાદાખાચરને કહ્યું કે -'તમારો આ સઘળો ગરાસ તમારી બેનોને લખી આપો' તેને સાંભળીને રાજી થકા કહ્યું કે-'બહુ સારૂં લખી આપું' પછી કાગળ મંગાવીને લખી આપ્યો. ત્યારે વળી મહારાજે કહ્યું કે-'એનના રાજ્યમાં ભાઈથી રહેવાય નહિ' ત્યારે કહ્યું કે-'કારીયાણી જઈને વસ્તાખાચરના દરબારમાં ચાકર તરીકે રહીને દેહનિર્વાહ કરીશ' એવું વચન સાંભળીને મહારાજે એક ટારડુ (ઘોડું) આપ્યું તે ઉપર બેસીને રાધાવાવ સુધી ગયા. પછી મહારાજે દાદાખાચરનાં ઘરનાં મનુષ્યને કહ્યું કે-'તમારા ધણી તો કારીયાણી ચાકર તરીકે ગયા.

હવે તમે કેમ કરશો?' ત્યારે બાઈએ કહ્યું કે-'તમે પતિવ્રતા ધર્મ લખી આપ્યો છે કે-'પોતાનો પતિ જ્યાં હોય ત્યાં રહેવું' એથી હું પણ ત્યાં જઈશ.' એવું સાંભળીને મહારાજે કહ્યું કે-'ચાલીને જશો કે કાંઈ વાહન જોઈશે' ત્યારે બાઈએ કહ્યું કે-'વાહન આપો તો ઠીક, નહિ તો ચાલીને જઈશ' એવા બાઈનાં નિધડક વચન સાંભળીને મહારાજે વાહન આપતાં તેમાં બેસીને તે પણ રાધાવાવ સુધી ગયાં. પછી ગરાસદાર બનેલાં મોટીબા તથા લાડુબાને કહ્યું કે-'તમે ગરાસ લઈને તો બેઠાં, પણ ભાવનગરની કચેરીનાં કામો આવશે ત્યારે જવું પડશે, તમારામાંથી કોણ જશે' એવું મહારાજનું વચન સાંભળીને તે બાઈઓ બોલી કે-'આ તો અમારે માથે ઘણી ઉપાધિ આવી પડી' એને માટે એક નોકર રાખવો પડશે. આવું બાઈઓનું વચન સાંભળીને મહારાજે કહ્યું કે-'દાદાખાચર કારીયાણીએ ચાકર તરીકે રહેવા જાય છે તો તમો તેમને બોલાવીને અહીં ચાકર તરીકે રાખો, એવું સાંભળીને બાઈઓએ કહ્યું કે-'બહુ સારૂ, એમને પાછા બોલાવો' એટલે મહારાજે પાછા બોલાવવા એક માણસ મોકલ્યો. તે દ્વારા કહેવરાવ્યું કે-'તમારી બેનોનું કામકાજ કરવા ચાકર થઈને રહો.' આ વાતને સાંભળીને દાદાખાચર તથા તેમનાં ઘરનાં બાઈ રાધાવાવથી પાછા આવ્યાં. આ રીતે મહારાજે આકરી પરીક્ષા લીધી તો પણ દાદાના મનમાં લેશ પણ સંશય થયો નહિ. આ રીતે દાદાને ઘેર અન્નકૂટ જન્માષ્ટમી રામનવમી માણેકઠારી વસંતપંચમી ફુલડોળ આદિક ઉત્સવના દિવસો આવે ત્યારે પ્રથમથી મહારાજ કહે કે-'ગામડાના હરિભક્તો આવશે ત્યારે ક્યાં ઉતરે? એમ કહીને કહે કે તમે તમારૂં ઘર ખાલી કરો અને બીજે ઘેર રહેવા જાવ. ત્યારે વળી દાદા તે ઘર ખાલી કરીને બીજે ઘેર જાય. આ રીતે ઘર બદલતા, એમ ૫૬ વાર વાસ ફેરવાવ્યો. તો પણ તેમણે કોઈ દિવસ

એમ ન કહ્યું કે–'મને એ ઘેર રહેવા દ્યો' મહારાજે જેમ કહ્યું તેમ દાદાખાચર અને એમનાં ઘરનાં બાઈ વર્ત્યાં. પણ મહારાજના વચનમાં લેશ પણ સંશય કર્યો નહિ (૯૫)

વળી એક દિવસે જીવુબા તથા લાડુબા બંને બેનો ગાડી જોડાવીને કરીયાણે ગામે મીણબાઇને મળવા માટે ગયાં. તેમને મળીને વાતચિત કરીને પાછાં આવતાં, ઘેલા નદીને કાંઠે મોટા **અખંડાનંદસ્વામીને** પેટએસણાના રોગ થયો હોવાંથી કાંઠે પડ્યા પડ્યા "સ્વામિનારાયણ" એમ ઉચ્ચ સ્વરે ભજન કરતા હતા. આ ઇષ્ટદેવના નાંમને સાંભળીને બન્ને બેનોએ ગાડીને ઉભી રખાવીને, હાંકનારાને કેહ્યુ કે–'એ કોણ ભજન કરે છે તેની તું તપાસ કરી લાવ.' એટલે તેણે પાસે જઇને તપાસ કરી આવીને કહ્યું કે–'એ તો કોઈ માંદા સાધુ છે.' ત્યારે તેને બન્ને બેનોએ કહ્યું કે–'આ અમારી ગાડીમાં એ સાધુને સુવારીને દરબારમાં લાવો. પછી પોતે અડવાણે પગે ચાલ્યાં અને સ્વામીને ગાડીમાં સુવારીને દરબારમાં લાવીને ઢોલીઆ ઉપર મશરૂના ગાદલા ઉપર સુવાર્યા અને ઉચિત સેવા કરવા લાગ્યાં. બગડેલાં લુગડાં પણ પોતે ધોઈ લાવે. આ રીતે દોઢ માસ સુધી અશક્ય અસંભવિત સેવા કરી. સેવાથી બહુ પ્રસન્ન થયેલા સ્વામીના મનમાં એમ થયા કરે કે–'આમને આપણે શું આપીએ? (આપવાનું કશું જ મળે નહિ) એક દિવસે રાતના બાર વાગે સ્વામીએ મોટીબાને કોઇ દ્વારા કહેવરાવ્યું કે–બાજરીનો રોટલો અને તાંદલજાની ભાજી હોય તો જમીએ (માંદાને ખાવાના સંકલ્પો બહુ થાય) ભૂખ બહુ જ લાગી છે. આ માંદા સાધુની વાત સાંભળીને મોટીબાએ પોતાના ચાકરને બોલાવીને કહ્યું કે–'તું લક્ષ્મીવાડીએ જઈને વાડીવાળાને કહેજે કે–'મહારાજ માટે ભાજી જોઇએ છે.' મોકલેલો ચાકર તાજી ભાજી લઇને આવ્યો. તેને સુધા-

રીને વઘારીને તૈયાર કરીને બાજરાનો રોટલો ઊનો ઊનો કરીને તેને ઘીથી ચોપડીને, તે બન્ને સ્વામીને આપ્યાં. તેને જમીને સ્વામી બહુ જ રાજી થઇને સૂઈ ગયા. સવાર થતાં મહારાજ અક્ષરઓરડીમાંથી ઊઠીને ગંગાજળીઆ કૂવા ઉપર દાતણ કરવા બેઠા. તે સમે મોટીબાએ કહ્યું કે-'આજ તો તમારા વાંકમાં આવી છું" તે સાંભળીને મહારાજે કહ્યું કે-'કયા વાંકમાં આવ્યા છો?' ત્યારે બાએ કહ્યું કે-તમારૂં ખોટું નામ દઇને રાતના બાર વાગે વાડીમાંથી તાંદળજાની તાજી ભાજી મંગાવીને બાજરાનો રોટલો બનાવીને બહુ ભૂખ્યા સ્વામીને મેં જમાડ્યા છે. આ બહુ વહાલી વાતને સાંભળીને મહારાજ પરમ પ્રસન્ન થઈને બોલ્યા કે-'એ જ વાંક કે બીજો કોઈ?' એ તો અમારે કરવાનું હતું ને તમોએ કર્યું. તમે દોઢ માસથી માંદા સ્વામીના બગડેલાં કપડાં પણ ધોવા સુધીની ચાકરી કરી, તેને હું જાણું છું. (માંદાની સેવાનો મહિમા જણાવ્યો) તેથી તમારી ઉપર ઘણો રાજી થયો છું. તો જે માગો તે વર આપું' એવું વચન સાંભળીને નિષ્કામી મોટીબાએ આ 'ગઢડા ગામ તમારૂં ઘરબાર અને બીજો પરદેશ' એ મને વર આપો. ત્યારે મહારાજે બહુ વિચારીને કહ્યું કે-'તમે વર તો બહુ કઠણ માગ્યો.' એમ કહીને 'તથાસ્તુ' એવું વરદાન મોટીબાને આપ્યું. તેથી તેઓ બહુ રાજી થઇ ગયાં (૯૬)

વળી એક સમયે મુક્તાનંદ સ્વામીને સાધુની જગ્યામાં રાતે સ્વપ્નામાં કાળનાં દર્શન થયાં. સ્વામીએ જાગીને જોતાં એ કાળ મહાવિકરાળ ભયંકર રૂપ ધારીને ઉભેલો અને પેટ ઠોક્યા કરે અને 'હું બહુ ભૂખ્યો છું તો મને આહાર આપો' એવાં મૂર્તિમાન કાળનાં ભયાનક વચન સાંભળીને, સ્વામિએ મનમાં વિચાર કર્યો કે, 'જો આ કાળને હું આજ્ઞા આપીશ તો હજારો મનુષ્યો દુ:ખી થશે અને

આ ભૂખ્યો છે તેને પણ ખાવાનું તો આપવું જ પડે !' એમ વિચારીને કાળને સંતોષ થાય એવો શુભ સંકલ્પ કર્યો તે-'આપણે મહારાજશ્રીને થાળ કરીને જમાડીએ અને સંતોને ગળવાણાની રસોઈ આપીએ. અને બ્રહ્મચારીને જમાડીએ અને વધુમાં બ્રાહ્મણને સવા રૂપીયાની ગાય આપીએ, એમ કરવાથી કાળને કાંઈક શાંતિ થશે" એમ વિચારીને સ્વામી સૂઈ ગયા. સવારે ઉઠી સ્નાનવિધિ કરીને પૂજા કરતા હતા તે સમયે મુકુંદ બ્રહ્મચારી આવીને સ્વામીને પગે લાગીને પાસે બેઠા. તે સમયે સ્વામીએ ચંદન પુષ્પહારથી બ્રહ્મચારીની પૂજા કરીને ધોતીયું ઓઢાડીને, પછીથી સાકરનો પડીઓ હાથમાં આપીને કહ્યું કે-'મહારાજને સારો થાળ કરીને જમાડીને પછી તમે જમજો.' એમ કહીને મોકલ્યા. તે સમયે મહારાજ લીંબડા હેઠે સભા ભરીને બેઠા હતા. પૂજાએલા બ્રહ્મચારીને આવતા જોઈને મહારાજ બોલ્યા કે-અત્યારમાં કયાં પૂજાઈ આવ્યા ? ત્યારે તેમણે હસતે મુખે કહ્યું કે- મુ. સ્વામીએ મારી પૂજા કરીને કહ્યું છે કે- 'મહારાજ માટે થાળ કરીને ભેળા જમજો' આ વાતને સાંભળીને મહારાજ બોલ્યા કે-'અમારી ભેગુ જમવાનું કહ્યું છે?' આવું મહારાજનું રમુજી વચન સાંભળીને બ્રહ્મચારીએ કહ્યું કે-'તમે ગમે તેમ આડુઅવળું બોલશો, પણ મેં તો જે સ્વામીએ કહ્યું છે તે તમને કહી સંભળાવ્યું, આ વાતને બેત્રણ વાર ઉલટાવી. એમ રમુજ કરે છે તેટલાકમાં મુ. સ્વામી સભામાં આવીને મહારાજનાં દર્શન કરીને પાસે બેઠા. ત્યારે મહારાજે સ્વામીને પૂછયું કે-'આજે બ્રહ્મચારીની કેમ અપૂર્વ પૂજા કરી.' આ વાતને સાંભળીને સ્વામીએ રાત્રિએ બનેલી બધી હકીકત કહી સંભળાવી. આ હિત વાતને સાંભળીને મહારાજે મોટીબાને કહ્યું કે-'સ્વામી તો અમારા ગુરુ હોવાથી તમારા પણ ગુરુ કહેવાય, માટે એમની રસોઇ હલકી ગળવાણાની ન હોય. એમની

તો મોતીયા જલેબીની ભારે રસોઈ ઘટે. માટે જો ચણાની દાળ તૈયાર હોય તો દળાવો અને લખુ કંદોઇને બોલાવો' આ વાત સાંભળીને મોટીબા બોલ્યાં કે–'દાળ તો તૈયાર છે અને બીજી સામગ્રી પણ તૈયાર છે' એમ કહીને તત્કાળ દાળ દળાવા માંડી અને લખુ કંદો-ઇને બોલાવવાથી એ પણ આવ્યા અને કહ્યું કે–'શી આજ્ઞા છે?' ત્યારે મહારાજે સ્પષ્ટ કહ્યું કે–'કાલે સવારેજ મોતીયા જલેબીની રસોઈ તૈયાર જોઇએ.' ત્યારે તેણે કહ્યું કે–દશ વીશ માણસો મારી સહાયમાં આપો તો સવારે રસોઈ તૈયાર કરી આપું.' એવું કંદોઇનું વચન સાંભળીને મહારાજે સર્વ ભણનારા સંતને આજ્ઞા કરી કે–'લખુ કંદોઈ કહે તેમ કરજ્યો.' પછી સ્વામીને કહ્યું કે–તમારા સંકલ્પ પ્રમાણે આવતી કાલે વિચાર્યા મુજબ રસોઈ તૈયાર થઈ જશે. તે અવસરે સભામાં બેઠેલા ગૃહસ્થ હરિભક્તો સારો અવસર જાણીને ઊઠ્યા ને બજારેથી યથાશ્રદ્ધા કોઈ દશ શેર તો કોઇ અધો મણ તો કોઈ મણ સાકર લાવીને મહારાજના મુખ આગળ લાવીને મેલી અને મહારાજનાં ચરણારવિંદ છાતીમાં લઇને પગે લાગીને સભામાં બેઠા. તે વખતે બોરુ ગામના બે ભાઈ વણિક હતા, તે ગોળની ભીલી લઈ આવ્યા અને મહારાજના મુખ આગળ મેલી અને ચરણારવિંદ લેવા સારૂ આવ્યા. ત્યારે મહારાજે કહ્યું કે–'જે ગોળ લાવે તે બ્રહ્માનંદ સ્વામીને પગે લાગે.' ત્યારે તે વાણીયા બોલ્યા કે–'હે મહારાજ ગોળ કડવો છે? અને એકલી સાકર જ ગળી છે?' એમ કહીને ફરીથી એક મણ સાકર લઈ આવ્યા અને મહારાજના મુખ આગળ મૂકી અને પછીથી ચરણારવિંદ લેવા આવ્યા. ત્યારે વળી મહારાજે ચરણારવિંદ તાણી લીધાં. તેને જોઈને તે વાણીયા બોલ્યા કે 'હે બાપાજી! ગોળ સાકર બન્ને લીધાં તો પણ હવે ચરણારવિંદ કેમ તાણી લ્યો છો? બહુ દાખડો કરીએ ત્યારે પૈસો મળે છે અને

અહીં તો લક્ષ્મીજી પગમાં ઠોકરો ખાય છે.' આવાં વણિકનાં વિનય વચનો સાંભળીને મહારાજે રમુજ કરતા થકા ચરણારવિંદ આપ્યાં. પછી ત્યાંથી ઊઠીને દરબારમાં જઇને થાળ જમીને પોઢી ગયા અને સંતો પણ જમીને ઉતારે ગયા (૯૭)

લખુ કંદોઇએ મોતીયા બનાવ્યા તે રાતના બાર બજે વાળીને તૈયાર થયા. સર્વે ભણનારાઓએ ક્યાં મેલવા? એવો વિચાર કરીને ગોળ બનાવાની કઢાઇઓ હતી તેને લાડુબાના ઓરડામાં ઘોડીયાટે દોરડાં બાંધીને ઉંચે લટકાવીને એમાં લાડુ ગોઠવીને સર્વે ભણનારા અને કંદોઈ ઉંઘી ગયા. તેઓ સવારે ઉઠીને ઉન્મત ગંગામાં સ્નાન કરી આવીને નિત્ય વિધિ કર્યા પછી દાળભાત, ભજીયાં, વડાં, શાક વગેરે રસોઈ કરવા મંડ્યા અને મહારાજશ્રી સવારે ઉઠીને ગંગાજળીયા કૂવા ઉપર સ્નાન કરીને વસ્ત્ર પહેરીને ચાખડીએ ચઢીને સોટી લઈને જ્યાં સાધુઓ રસોઇ કરતા હતા ત્યાં આવીને કહ્યું કે-' લાડુ ક્યાં મૂક્યા છે.' ત્યારે પવિત્રાનંદ સ્વામીએ કહ્યું-'આવો લાડુ મૂકેલા બતાવીએ.' એમ કહીને મહારાજને લાડુબાવાળા ઓરડામાં લઈ જઈને મૂકેલા લાડુ બતાવ્યા. ત્યારે મહારાજ રાજી થકા બોલ્યા કે 'ભણનારા તો બહુ બુદ્ધિવાળા છે, જુવોને કીડી મકોડી વિગેરે ચડી શકે નહિ એવી યુક્તિથી કેવા લાડુ ઊંચા મૂક્યા છે' એમ કહીને ભણનારાને બહુ વખાણ્યા. પછી સભામાં આવીને વિરાજ્યા. પછી થાળ થતાં ઊઠીને જમવા પધાર્યા. સંતોએ બનાવેલા એજ લાડુ, દાળભાત, ભજીયાં, વડાં વિગેરેનો થાળ જમીને તૃપ્ત થઇને જળપાન મુખવાસ કરીને, સંતોને પીરસવા પંક્તિમાં પધાર્યા. પંક્તિમાં ફરતાં 'લાડુ લ્યો લાડુ લ્યો' એમ ઉચ્ચ શબ્દને કરતા થકા પંક્તિમાં બહુ વાર ફર્યા. પોતાને મુક્તાનંદસ્વામી ઉપર બહુ હેત હોવાથી સંતોને બહુ આગ્રહથી જમાડીને, પછી દૂધ, દહીં પંગતમાં ફેરવીને, બ્રહ્મા-

નંદસ્વામી પાસે જઇને બોલ્યા કે-'દહીં લ્યો' ત્યારે સ્વામી બોલ્યા કે -'નહિ જોઈએ, નહિ જોઈએ' આવો સ્વામીનો શબ્દ સાંભળીને મહારાજે એમના માથા ઉપર દહીં ભરેલું તપેલું રેડી દીધું. વધુમાં પોશ ભરીને માથા ઉપર સાકર નાંખી, એમ કરીને ગણપતિ જેવા બનાવી દીધા. આ લીલાનાં પદો બ્રહ્માનંદમુનિએ 'દહીં દૂધના ગાડવારે, માથે ઢોળતા માવ, ખેલે થઈને ગોવાળીઆ રે, ખૂબ પીવે કરી ભાવ.' ઈત્યાદિ કર્યાં છે. પછી સ્વામીને પીરસીને, સંતોને પરાણે દૂધ દહીં સાકર પીરસીને, હાથ ધોઈને સભામાં વિરાજમાન થયા અને સંતો પણ જમીને સભામાં આવીને બેઠા. આ વખતે મુ. સ્વામીને મહારાજે કહ્યું કે-આ '**ગોરહર**' નામની સારી ગાય છે તે તમો બ્રાહ્મણને આપો. પરંતુ આ ગાયનું દૂધ દહીં અમે બહુ જમ્યા છીએ, માટે ઘાસ પાણીથી સુખી થાય એવા વિપ્રને આપજો' એવું હિતવચન સાંભળીને સ્વામીએ 'ધર્મકુળથી બીજો પવિત્ર વિપ્ર કોઈ નથી' એમ વિચારીને સીતારામજીને એ ગાય આપી. આ રીતે કાળની શાંતિ કરીને લોકોને પણ સુખી કર્યા (૯૮)

એક વખતે મહારાજ માંદા થયા ત્યારે જીવાખાચરે પોતાના ઓરડામાં જ સંડાસ કરાવ્યો અને હળનાં લાકડાં ચીરીને મહારાજને તપાડતા. એવો ભારે ભાવ રાખતા હતા એ જ જીવાખાચરે કોઇ પ્રકારના વ્યવહારને કારણે 'મહારાજ તથા દાદાખાચરને પકડવા અને દાદાનો દરબાર લૂંટવો' એવા વિચારથી જેઠો ગોવાળીઓ તથા ભડલીવાળો ભાણખાચર વિગેરે ભેગા થઇને ૨૦૦ માણસો ગામ માંડવધારમાં ભેગા કરીને, ખીચડી ખવરાવી ખુબ અફીણ પાઇને ઠરાવ કર્યો કે-'સવારે દરબાર લૂંટવો અને દાદાખાચર તથા મહારાજને પકડી લેવા.' એમ ખાનગી વિચાર કરીને સૂઈ ગયા. આ બાબત મહારાજે અંતર્યામિપણે જાણતાં, પોતાની પાસે ૨ કેસા

ઘણાં કાઠી ગરાસીયાને કહ્યું કે–'આ દાદાખાચરને થોડો આપત્કાળ આવ્યો છે, તો આપણે કેમ કરવું ?' ત્યારે જે શૂરવીર હતા અને મહારાજના સ્વરૂપના દૃઢ, નિશ્ચયવાળા હતા તે તો એમ બોલ્યા કે –'તમો આજ્ઞા આપો તો અત્યારે જ આપના પ્રતાપથી એમનો ઘાણ કાઢી નાખીએ અને જેને નિશ્ચયમાં કાચપ હતી તે તો એમ બોલ્યા કે–'ગરાસ તો દાદાખાચરના દીકરા ખાશે અને માંથાં તો મહારાજ આપણાં કપાવા માગે છે' આવું વિષમ વચન સાંભળીને મહારાજ બોલ્યા કે–'આપણે સર્વે વાળુ કરીને સુખેથી સૂઇ જાવ, સવારે વાત છે' એમ કહીને સર્વેને સુવાડીને, મહારાજે કરીમ ભક્તને કહ્યું કે–'ગાડુ લાવો, આપણે અહીંથી જતું રહેવું છે' એટલે તે ભક્ત તત્કાળ ગાડુ લાવ્યા. તેમાં બેઠા. તે સમયે નાજો જોગીઓ એકલા ગાડાની પાછળ તલવાર લઇને ચાલ્યા. ગાડુ ગઢડાથી બહાર કાઢીને ઉગમણી તરફ હાંકવા માંડયું. તે વખતે ભક્તને કહ્યું કે– 'માંડવધારને માર્ગે ગાડુ હાંકો, આપણે એ ગામ જવું છે.' માંડવધારને રસ્તે હંકાવ્યું જોઈને નાજો જોગીઓ બોલ્યા કે–'આપણે ફક્ત ત્રણ જણા જ છીએ અને માંડવધારમાં બસો માણસો ભેળાં થયાં છે. વાઘની બોડમાં શા માટે જાઓ છો ?' આવું આ ભક્તનું સચન સાંભળીને, તેમને પણ મહારાજે કહ્યું કે–'તમને બીક લાગતી હોય તો તમો પાછા જાવ. અમે તો માંડવધાર જઈશું' એમ કહીને એજ રસ્તે ગાડુ હંકાવ્યું. ગામ આવતાં બજાર આગળ થઇને, જે જગ્યાએ મનુષ્યો સૂતા હતા ત્યાં જ ગાડુ છોડાવીને, તેનો હડો ઉંચો કરીને ભોંય ઉપર એવો જોરથી પછાડયો કે–જેથી બ્રહ્માંડ ફાટી જાય એવો કડાકો થયો, આ ભયંકર શબ્દને સાંભળીને સૂતેલાં માણસોને બહુ ત્રાસ પડયો અને જાણે હજારો માણસો આવ્યાં છે અને જાણે અનેક તોપોના જેવા ભડાકા થાય છે. આવો ઓચીંતો

ત્રાસ પડવાથી 'મારી નાંખ્યા રે મારી નાંખ્યા રે' એમ બહુ બુમો મારતા થકા એકેએકે ઊઠીઊઠીને ભાગી ગયા. તેમાં કોઈનો જોડો, તો કોઈનું લુગડું, તો કોઈનું હથીઆર પડી રહ્યાં. એમ સર્વેનો રાનોરાન પાનોપાન થઈ ગયા. કોઈપણ ઊભા રહ્યા નહિ. પછી પોતે મહારાજ તલવાર ઉઘાડી લઈને ગામમાં ઘેરઘેર ફરતા થકા બોલ્યા કે–'આ ગામમાં જો સવારે રહેશો તો માથાં કાપી નાખવામાં આવશે' આવો ભારે ભયંકર શબ્દને સાંભળીને, ગામના લોકો પણ ભય પામીને પોતપોતાનાં છોકરાંને લઈને એ જ વખતે નાસી ગયા. આવો અપૂર્વ પ્રતાપ દેખાડીને ગાડામાં બેસીને પાછા ગઢડામાં આવીને પોઢી ગયા. સવારે ઉઠીને સ્નાનાદિ નિત્યવિધિ કરીને સભામાં બિરાજમાન થયા. તે સમયે મહારાજનાં દર્શન કરવા આવ્યા તે પણ દર્શન કરીને સભામાં બેઠા. તેમને મહારાજે કહ્યું કે –માંડવધારમાં માણસો ભેગાં થયાં હતાં તેનું શું થયું? ત્યારે જીવાખાચરે કહ્યું કે–'એ તો અંદરો અંદર બખેડો થવાથી ભાગી ગયાં' ત્યારે મહારાજે કહ્યું કે–'કોઈ ભગવાન છે તે એમ કરે' આ બાબતનો અલ્પ મર્મ પ્રથમ પ્રકરણના ૭૪ વચનામૃતમાં 'આ દાદાખાચરને થોડુંજ આપત્કાળ જેવું આવ્યું હતું તેમાં પણ જેનું અંતઃકરણ જેવું હશે તેવું સૌને જણાયું હશે' આવા શબ્દમાં આણ્યો છે. આપત્કાળ કયો? તો આ વાત કહી એજ. તેને પોતાની લીલાએ કરીને ટાળી નાંખ્યો (૯૯)

આ રીતે ગઢડામાં રહેલા મહારાજે એક દિવસે મુક્તાનંદસ્વામીને કહ્યું કે–'તમો પચાસ સાધુઓ લઈને **વડોદરા** જાવ અને ત્યાંના મુમુક્ષુઓને અમારા સ્વરૂપ સંબંધી તથા ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંબંધી વાર્તા કરજ્યો.' એમ કહીને સ્વામીને પચાસ સાધુઓ સહ મોકલ્યા. પછી નરોનારાયણાનંદ, કૃષ્ણાનંદ, પૂર્ણાનંદ, આ

ત્રણ સંતોને કહ્યું કે–તમે બુરાનપુર તરફ જાવ. ત્યારે તેમણે કહ્યું કે –'અમે કાંઈ ભણ્યા નથી. ત્યાં જઈને શો સમાસ કરી શકીએ.' ત્યારે મહારાજે એક સોટી મંગાવીને, તેનો એક છેડો લાલ કર્યો અને બીજો છેડો પીળો કર્યો. અને કહ્યું કે–'આ સોટીનો લાલ છેડો અડાડશો તો સમાધિ થશે અને પીળો અડાડશો તો સમાધિમાંથી જાગશે' એમ સમજાવીને ચમત્કારી સોટી આપીને તેમને બુરાનપુર મોકલ્યા. તેઓ ફરતા ફરતા **બુરાનપુર** જઈને, તાપી નદીમાં સ્નાન કરીને, આથમણી તરફ રાજઘાટ ઉપર બેસીને મહારાજની તથા જમપુરીની વાતો જોરથી કરવા માંડ્યા. તેને સાંભળીને, પાસે બેઠેલા માણસો બધા બોલી ઉઠ્યા કે–'એ વાત તો તદ્દન ખોટી છે' આવું એ લોકોનું વાકય સાંભળીને, કૃષ્ણાનંદમુનિએ ત્યાં બેઠેલા દસ–વીસ માણસોને સોટીનો લાલ છેડો અડાડીને સંકલ્પ કર્યો કે–'જમપુરી-મા જાવ' એમ સંકલ્પ કરતાં જ તે લોકોને સમાધિ થઇ અને જમપુરીમાં ગયા. ત્યાંનું દુરંત દુઃખ દેખીને, ત્રાહિ માં ત્રાહિ માં એમ બોલવા લાગ્યા. બીજા લોકો સમાધિના અજાણ હોવાથી 'આ તો મરી ગયા' એમ બોલવા મંડ્યા. આવું અવળું સાંભળીને ફરી-થી સોટીનો પીળો છેડો અડાડતાં સમાધિમાંથી બહાર આવીને બોલ્યા કે–'સ્વામીજી ! જમપુરીની બધી જ વાત સાચી છે, એમાં અમો બહુ દુઃખ પામ્યા. હવે એ દુઃખ શું સાધન કરવાથી મટે તે કહો ?' એટલે સ્વામીએ કહ્યું કે–સ્વા. ના. ભગવાનનું ભજન કરો અને અક્ષર ધામને પામો ત્યારે એ મહાદુઃખ ટળે. ત્યારે તે લોકો-એ ફરીથી પૂછ્યું કે–'એ અક્ષરધામ વળી કેવું હશે ? તે અમને દેખાડો.' ત્યારે વળી સંતોએ અક્ષરધામનો સંકલ્પ કરીને સોટીનો લાલ છેડો અડાડતાં સમાધિ થઈ અને અક્ષરધામમાં ગયા. પછીથી સમાધિથી સર્વેને એજ રીતે ઉઠાડ્યા. આ બધુ આશ્ચર્ય જોઇને તેઓ

બોલ્યા કે–' તમે તો ભગવાન છો ' આવું વચન સાંભળીને સંતોએ સત્ય કહ્યું કે–'અમે તો ભગવાન નથી પણ એમના દાસ છીએ. સાક્ષાત્ પુરુષોત્તમનારાયણ સર્વાવતારકારણ ભગવાન્ તો અમારા ગુરુ સહજાનંદસ્વામી છે.' એવું સંતોનું વચન સાંભળીને ઘણા મુમુક્ષુ મનુષ્યો સત્સંગી થયા. એમ ચમત્કારી સોટી દ્વારા સત્સંગ કરાવતા થકા ઘણા દિવસ ત્યાં રહ્યા. (૧૦૦)

બહુ દિવસે બુરાનપુરથી સંતો ચાલવા તૈયાર થયા ત્યારે એક **ભવજી** નામનો બ્રહ્મક્ષત્રી, બીજાઓએ ના કહ્યા છતાં સંતો સાથે પ્રકટ ભગવાનનાં દર્શન કરવા ચાલ્યો. તેઓ સર્વે મળીને ચાલતા બહુ દુઃખે બહુ દિવસે **ગઢડા** આવ્યા. અને મહારાજનાં દર્શન કરવા ગયા. તે વખતે મહારાજ મુંડન કરાવતા હતા. તે કરાવ્યા પછી હાથ, પગ, મસ્તકને પણ ધોયા વિના લાગલા જ તૈયાર થાળને ત્યાં જ મંગાવીને જમવા બેઠા. તે વખતે સંતો તથા **ભવજી** પણ દર્શન કરતા થકા ત્યાં જ બેઠા હતા. હજામત કરાવીને સ્નાન કર્યા વિના જમવા બેઠેલા મહારાજને જોઇને ભવજીભાઇને ઘણો સંશય થયો. અને બહુ મુઝવણ થઇ. કેમકે દક્ષિણ દેશમાં મુંડનમાં બહુ વિધિ કરે છે. પછી સંતોને કહ્યું કે–'તમે મને 'આ ભગવાન છે' એમ છેતરીને અહીં લાવ્યા. ભગવાન હોય તો આવી ક્રિયા ન જ કરે. મને બીજા ના કહેતા હતા તોપણ હું અહીં આવ્યો, હવે શું થશે, દેશ તો બહુ દૂર રહ્યો.' આવી મુઝવણ અને ગૂંચવણ જાણીને સંતોએ આશ્વાસન આપ્યું કે–'તમે કશી ચિંતા કરશો નહિ, અમો તમારી સાથે આવી-દેશમાં પહોંચાડીશું. ભગવાન તો અલમસ્ત જાતિ છે, જુવોને એમણે અમને એક જડ સોટી આપી છે એમાં કેવો ચમત્કાર આરોપ્યો છે તે તમે પ્રત્યક્ષ જોયો છે. તે ચૈતન્યમાં એવો ચમત્કાર મૂકે એમાં શું કહેવું ? ઇત્યાદિ ઘણો મહિમા કહીને સંતોષ પમાડીને, ઉતારા ઉપર

લઈ જઈને જમાડ્યા. એજ દિવસે ત્રિજે પહોરે લીંબડા હેઠે વિરાજમાન મહારાજને જાણીને સંતોએ ભવજીભાઈને કહ્યું કે-'ચાલો આપણે સભામાં જઈએ' ત્યારે તેમણે કહ્યું કે-'હું નહિ આવું' ત્યારે વળી સંતોએ કહ્યું કે-'અહીં બેઠા જ છો તો ત્યાં બેસજો' એમ સમજાવીને સભામાં લાવીને મહારાજ પાસે બેસાર્યા. તે સમયે મહારાજે કૃપાદૃષ્ટિથી ભવજીભાઇ સામુ જોતાંજ તત્કાળ સમાધિ થઈ ગઈ. એમાં મહારાજની મૂર્તિ આગળ અને પાછળ ભવજીભાઇ જણાયા. ત્યાંથી દેવલોક શિવલોક બ્રહ્મલોકમાં ગયા. ત્યાંથી સૂર્યમંડળમાં થઇને વૈકુંઠ ગોલોકમાં જઇને તે મધ્યેના અક્ષરધામમાં ગયા. ત્યાં દિવ્ય સિંહાસન ઉપર વિરાજમાન અને અનંત કોટિ મુક્તોએ સ્તુતિ કરાતા મહારાજને જોયા. આ સ્થિતિમાં ભવજીભાઇને બે કલાક રાખ્યા. પછીથી સમાધિમાંથી બહાર કાઢ્યા. આ સઘળો અદ્‌ભુત અપૂર્વ

તગાત્ર ગદગદકંઠ થઇને સ્તુતિ કરીને બોલ્યા કે-'તમે તો સર્વકારણ અક્ષરાધિપતિ સર્વાવતારધર્તા પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન છો" આવું વચન સાંભળીને મહારાજ બોલ્યા કે-"અમે તો મુંડન કરાવ્યા પછી સ્નાન કર્યા વિના જમ્યા હોવાંથી ભગવાન નહિ' ત્યારે વળી ભવજીભાઇએ કહ્યું કે-"સોવાર મુંડન કરાવીને સ્નાન કર્યા વિના જમો તો પણ તમે ભગવાન ખરા' આ રીતે દૃઢ નિશ્ચય કરાવીને દોઢ માસ સુધી પાસે રાખીને પાછા બુરાનપુર મોકલ્યા. આવો પ્રબળ પ્રત્યક્ષ ચમત્કાર જોઇને તે શહેરના **શિવાશા** વિગેરે ઘણા સત્સંગી થયા અને મહારાજની બહુ સેવા વસ્ત્રો ઘરેણાં વિગેરે વડે કરી. આ રીતે સંતો મહારાજના પ્રતાપથી ઘણા લોકોને વાર્તા કરીને સત્સંગ કરાવતા હતા (૧૦૧)

મહારાજે વડોદરા મોકલેલા મુક્તાનંદ સ્વામીએ ત્યાં જઇને,

ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંબન્ધી તથા સાધુ લક્ષણની તથા ભગવ-ત્સ્વરૂપ સંબન્ધી ઘણી વાતો મુમુક્ષુઓને કરી. તેને સાંભળીને ઘણા લોકો 'આતો ભગવાન્ જેવા સંત છે' એમ કહેવા લાગ્યા. અને નારૂપંત નાના, શિવરામ ગારડી આદિક મોટા લોકો ઘણા સત્સંગી થયા. સ્વામીનો આવો પ્રતાપ જોઇ સાંભળીને, તેને નહિ સહન કરનારા કેટલાક લોકો જવાસાની માફક બળી ઊઠ્યા. તેમાં કેટલાક મતવાદીઓ ભેળા થઈને સયાજીરાવ ગાયકવાડ પાસે જઇને કહ્યું કે –અમારે સ્વા. ના. ના સાધુ સાથે સભા કરવી છે અને વાદવિવાદ કરવો છે.' ત્યારે સરકારે સ્વામીને ખબર કહેવરાવી કે–'બીજા મતવાદીઓ સભા કરવાનું કહે છે તો તમારી શી મરજી છે' આ વાતને સાંભળીને સ્વામીએ હા પાડી. એટલે સભાનો દિવસ નક્કી કર્યો. આ વખતે સ્વામી ભણેલા નહિ હોવાથી ચિંતા કરવા લાગ્યા કે–'શાસ્ત્રી પુરાણીઓ અને મતવાદીઓ ઘણા સભામાં આવશે અને વિવિધ વિચિત્ર પ્રશ્નો પૂછશે. હું તો તેવું કાંઈ ભણેલો નથી' આવી બહુ ચિંતા કરીને, પછી મહારાજની મૂર્તિનું ધ્યાન કરવા બેઠા. તે સમયે મહારાજે સર્વે અંગે જરીઆની વસ્ત્રો ધારણ કરેલાં અને મસ્તક ઉપર ભારે જરીઆની મોળીયું બાંધેલું અને તેમાં છોગુ તથા મોતી–હીરાના તોરા તથા શિરપેચને ધારી રહેલા અને કાન ઉપર મકરાકાર કુંડળો ધારેલાં અને ગળાને વિષે મોહનમાળા ઉતરીઓ ગળચપો અને બીજાં નંગજડિત ઘરેણાં ધારી રહેલા અને હાથમાં નંગજડિત વેઢ, વીંટીઓ, પોંચી, કડાં સાંકળાં, બાજુબંધ વિગેરે ઘરેણાંને ધારી રહેલા અને કેડમાં કંદોરો તથા ચરણમાં ઝાંઝર, સાંકળાં, તોડા આદિક ઘરેણાંને ધારી અંગોઅંગમાં કોટિ સૂર્યના જેવા પ્રકાશને ધારી રહેલા. આવા અદ્દભુત શોભાએ યુક્ત અને અનંત પ્રતાપે યુક્ત એવા મહારાજે સ્વામીને દર્શન આપીને કહ્યું કે

-'તમે કંઈ પણ ચિંતા રાખશો નહિ, હું તમારી સાથે જ સહાયક છું' પછી મહારાજની દિવ્ય મૂર્તિનાં દર્શન કરીને તથા સહાય વચનને સાંભળીને સ્વામીના મનમાં મહા આનંદ જેમ સમુદ્ર ઉલટયો હોય એવો ઊભરાઈ ગયો. આવા આનંદમાં સ્વામી ઘણી વાર એકાગ્રચિત્ત અને ગદ્‌ગદ કંઠવાળા થઈ ગયા અને શરીરનું ભાન પણ ભૂલી ગયા. પછી ઘણીવારે ચેતન થતાં મહારાજની મૂર્તિના દર્શનથી થએલા આનંદને બહાર જણાવતા થકા તત્કાળ સરોદો લઈને આઠ પદો નવાં બનાવીને સરોદમાં ગાવા મંડયા. એ પદો 'વાલા રમઝમ કરતા કાન, મારે ઘેર આવો રે, મારા પુરા કરવા કોડ, હસીને બોલાવો રે' વિગેરે પ્રસિદ્ધ છે, આ પદો ગાઈ રહેતાં મહારાજ અંતર્ધાન થઈ ગયા (૧૦૨)

એના એજ પદોને સ્વામી ફરીથી હર્ષાતિશયથી સરોદામાં ગાય છે એ જ સમયે કચેરીમાંથી જાસૂદ બોલાવવા આવ્યો. તેણે એ પદોને સાંભળીને કહ્યું કે-'આ પદો કેનાં કરેલાં છે' ત્યારે ત્યાં બેઠેલા બીજા બોલ્યા કે-'એ તો કરતા જાય છે અને ગાતા જાય છે' એવું સાંભળીને તે જાસૂદ બોલ્યા કે-'એમને સભમાં જીતે એવો કોણ છે? કોઈ પણ નથી' એમ કહીને પછીથી સ્વામીને કહ્યું કે-'તમો સભામાં પધારો' એમ સાંભળતાં જ ઉઠીને સ્વામી પચાસ સાધુઓને સાથે લઈને સભામાં પધાર્યા. સભામાં બેઠેલા મતવાદીઓએ ઘણા ઘણા પ્રશ્નો વિકટ પૂછ્યા તેના યથાર્થ ઉત્તરો આપ્યા. પછી 'તમારા સ્વા. ના. ને ભગવાન્ શાથી કહો છો' ત્યારે સ્વામીએ શાસ્ત્રાનુસાર ઉત્તર આપ્યો કે-'જે ભગવાન હોય તેના જમણા ચરણમાં નવ અને ડાબા ચરણમાં સાત મળીને સોળ ચિન્હો હોય તેને ભગવાન કહેવાય. વળી જેનામાં ભગશબ્દ વાચ્ય 'सर्वज्ञता तृप्तिरनादिबोधः स्वतन्त्रता नित्यमलुप्तदृष्टि । अनन्तशक्तिश्च विभोर्विभुज्ञाः' આમાં

કહેલાં છ ઐશ્વર્યો હોય અને જેને જોઇને તત્કાળ સમાધિ થઇ જાય તેને ભગવાન કહેવાય. આ સોળ ચિહ્ન અને છ ઐશ્વર્યો સ્વા. ના. વિષે હોવાથી અમો એમને ભગવાન કહીએ છીએ. આ રીતનું પ્રતિપાદન કરતાં સર્વે શાસ્ત્રી પંડિતો વિગેરેએ 'સ્વા. ના. ભગવાન છે' એમ કબુલ કર્યું. આ સમયે સભામાં બેઠેલા શિવરામ ગારડી તથા શાસ્ત્રી પુરાણીઓ વિગેરેએ જાણ્યું કે–'મુક્તાનંદ સ્વામી સભાને જીત્યા.' એના હર્ષથી સર્વે હરિભક્તો 'સહજાનંદ સ્વામીની જય' એમ બોલ્યા. પછી સ્વામી સંતો સહિત સભામાંથી ઊઠીને ઉતારા ઉપર આવ્યા અને વડોદરા શહેરના હરિભક્તો બહુ આનંદને પામ્યા (૧૦૩)

એજ વડોદરામાં સભામાં બેઠેલા નાથભક્ત સ્વા. ના. નું ભગવાનપણું સભામાં પ્રતિપાદન થયું જાણીને બહુ હર્ષમાં આવતાં, તે સભામાંથી ઊઠીને ચાલી નિકળ્યા. તે બેજ રાત્રિ વચ્ચે રહીને ત્રિજે દિવસે સવારમાં ગઢપુર જઇને, વાસુદેવ નારાયણના ઓરડાની ઓસરીએ વિરાજમાન મહારાજને કહ્યું કે–'મુક્તાનંદ સ્વામી વડોદરાની સભા જીત્યા' આ શુભ સમાચારને સાંભળીને, હર્ષાતુર મહારાજે પૂછ્યું કે–'તમે ક્યારે ચાલ્યા હતા' ત્યારે તેમણે કહ્યું કે–પરમ દિવસે સભામાંથી સ્વામી ઉતારે ગયા અને હું પરબારો અહીં આવ્યો, તેને સાંભળીને મહારાજ બોલ્યા કે–તમો બહુ ચાલવાથી થાકી ગયા હશો ? એમ કહીને પછી મોટીબાને કહ્યું કે–આ નાથભક્તને ઊભા ઊભા ગોળ અને ઘાટું ઘી લાવીને ખૂબ ખવરાવો અને ઊના પાણીએ ચોળીને નવરાવો' આ વાતને સાંભળીને મોટીબાએ તે પ્રમાણે કર્યું, પછી મહારાજે મોટીબાને કહ્યું કે–અમારા ગુરુ મુક્તાનંદ સ્વામી સભા જીત્યા અને એમાં 'સ્વા. ના. ભગવાન્ છે' એમ પ્રતિપાદન કર્યું છે, માટે હમણાં જ સાકર વહેંચવી જોઇએ'

આવું વચન સાંભળતાં જ મોટીબાએ સાકર મંગાવી અને દરબારમાં 'આ તો સ્વામી વડોદરાની સભા જીત્યા તેના હર્ષની છે' એમ કહેવા સાથે વહેંચાવી. પછી મહારાજે મહા ઉત્સાહથી ૨૦૦ જોડ ચરણારવિંદ કાગળ ઉપર પાડીને, અદ્‌ભુતાનંદ સ્વામીને કહ્યું કે–'આ ચરણારવિંદ લઇને નાથભક્ત સાથે વડોદરા જાવ અને સ્વામીને આ આપજો. અને કહેજો કે–'તમારી ઉપર મહારાજ બહુ રાજી છે. આ ચરણારવિંદ પાડીને તમને આપવા માટે મને મોકલ્યો છે' આ વાત સાંભળીને વડોદરા ગએલા અ. સ્વામીએ મહારાજના કહેવા પ્રમાણે કહીને મુ. સ્વામીના મુખ આગળ બસો જોડ ચરણારવિંદ મૂક્યાં. તે સમયે પ્રસન્ન મુ. સ્વામીએ અ. સ્વામીને કહ્યું કે-આમાંથી ચાર જોડ તમે લ્યો, એમ કહીને આપ્યાં. બીજાં સાથેના ૫૦ સાધુઓને આપ્યાં અને બીજાં હરિભક્તોને વહેંચીને આપ્યાં આ બધી જ બાબત જોઈ સાંભળીને નિર્વિકલ્પાનંદ સ્વામી બહુ બળી ઉઠ્યા અને વચમાં બોલ્યા કે–'એમાં શી મોટી વાત છે? કે-સાકર વહેંચી. અમને કહ્યું હોત તો અમે વડોદરાની સભા જીતત' એમ ઇર્ષ્યાવશાત્ બોલીને વળી બોલ્યા કે–'આ સ્વામીની વાત તો લુવાણાની કઢીમાં ડુંગળીના ફોતરા જેવી અત્યલ્પ છે, કેમકે એને ઘેર તો મોટા ઘણા ખેરા ભરી મૂકયા હોય. એમ મારા મુખ આગળ તો એમની વાતો એવી ક્ષુદ્ર છે,' આવું મત્સરપૂર્ણ અસહ્ય વચન સાંભળીને, મહારાજ મહા ઉદાસ થઇ ગયા અને બોલ્યા કે–'આ તો મારો પણ ઉત્કર્ષ સહન કરી શકતા નથી. માટે હવે મારે સત્સંગમાં રહેવું નથી, એમ કહીને બહુ ઉદાસીનતા જણાવવા લાગ્યા (૧૦૪)

મહારાજનું વાતમાં અને ક્રિયામાં અત્યંત ઉદાસીનપણું જોઇને દાદા સુરા સોમલા વિગેરે ખાચરો તથા હરજી લાધો વિગેરે ઠક્કરો

તથા મોટીબા લાડુબા રાજબાઈ વિગેરે બાઈઓ પણ બહુ ઉદાસીન-પણું જણાવીને મહારાજને સત્સંગમાં રહેવાની બહુ પ્રાર્થના કરવા લાગ્યાં ત્યારે મહારાજે કહ્યું કે-'આ સત્સંગના કોઈક મોટેરા થાય અને કોઈને સત્સંગમાંથી કાઢવો રાખવો એ બાબતને તેઓ માથે રાખે તો અમે રહીએ, નહિ તો નહિ રહીએ' આવું મહારાજનું અસહ્ય અશક્ય અપૂર્વ વચન સાંભળીને તેઓએ મળીને મહારાજને કહ્યું કે-'સર્વે સંતોને આવતા સુધી અહીં રહો. તેઓ આવશે ત્યારે તેમને આ બધી વાત કહીશું' આવું તેઓનું અવસરોચિત વચન સાંભળીને મહારાજે કહ્યું કે-તમારા કહ્યા મુજબ સાધુઓ આવતા સુધી રહીશું' પછી ત્યાંથી ચાલ્યા તે કારિયાણી થઈને વાગડ ગયા અને ત્યાંથી કાણોતર થઈને **આદ્રજમાં** સમૈયો કરવા પધાર્યા બ્રહ્માનંદસ્વામી વડનગર તરફ ફરવા ગયા હતા તે પણ બીજે દિવસે આદ્રજ આવ્યા. તેમને પૂર્વોક્ત પાર્ષદોએ ઉપરની બધી બાબત કહી સંભળાવી. બીજે દિવસે સવારમાં મહારાજ તથા સંતોની સભા ભરાઈ. તે વખતે બ્ર. સ્વામીએ મહારાજને કહ્યું કે-'ઉચ્ચ ગાદીએ બેસવું અને પ્રથમ પૂજાવું એ કોને કડવું લાગે? સર્વેને સારું લાગે તમે જેને કહેશો તે મોટેરા થશે અને એ કામ તે કરશે અને તમે સત્સંગમાં એક ખૂણે પડ્યા રહેજ્યો. અને તમને 'આ ભગવાન છે એમ કોણ ઓળખે છે? અમે કોઈને એવી અદ્‌ભુત વાતો કરીને કહીએ કે 'આ ભગવાન છે' ત્યારે તમને કોઈક ભગવાનપણે સમજે છે. એમ અમે તમને ભગવાનપણે પ્રસિદ્ધ કર્યા છે અને આટલા સાધુ છે તેમ તમને એક વધારાના સાધુ તરીકે જાણીશું" એક ખૂણે પડ્યા રહેજો.' ઇત્યાદિ મર્મ ભરેલું કહીને વળી કહ્યું કે-'મુનિમુખ્ય મુક્તા-નંદસ્વામીને આવવા દ્યો, પછીથી જેમ કહેશો તેમ કરીશું" આવા હાસ્યપૂર્ણ વચનો સાંભળીને મહારાજશ્રી મનમાં બહુ રાજી થઈ ને

બોલ્યા કે–'તમે સંતો મળીને તેમ કરશો તો અમે સત્સંગમાં સુખે થી રહીશું.' આ રીતે બ્રહ્માનંદસ્વામીએ યુક્તિયુક્ત વચનો કહીને મહારાજનું ઉદાસીપણું ટાળી નાખ્યું. એ દિવસ તો કથા વાર્તા કીર્તન વિગેરે વડે વીતી ગયા અને સાંજે આરતી ધૂન્ય વિગેરે સાયં-વિધિ કરીને, વાળુપાણી કરીને મહારાજશ્રી પોઢી ગયા (૧૦૫)

બીજે દિને સવાર થતાં મહારાજ ઊઠીને, સ્નાનપૂજાદિ નિત્ય-વિધિ કરીને, સભામાં બેઠા અને સંતો પણ સભામાં આવીને બેઠા. એજ દિવસે મુક્તાંનંદસ્વામી પણ અદ્દભુતાનંદ સ્વામી વિગેરે પચાસ સાધુઓ તથા હરિભક્તો સાથે વડોદરાથી ત્યાં આવ્યા અને મહારાજને મળીને દંડવત્ પ્રણામ દર્શન કરીને સભામાં બેઠા, તે વખતે નિત્યાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ સ્વામીએ શ્રીજીના ઉદાસીનપણાની બધી વાત અથેતિ કહી. તેને સાંભળીને સભામાં એજ વખતે હાથ જોડી ઉભા થઈને સવિનય બોલ્યા કે–હે મહારાજ! 'તમે કહેશો તેની આજ્ઞામાં અમો રહીશું. અને તમો સત્સંગમાં રહો' એવું વચન સાંભળીને મહારાજે એક વહેલ પડી હતી તેની ઉપર મુક્તાનંદ, ચૈતન્યાનંદ, નિત્યાનંદ, બ્રહ્માનંદ, આ ચાર સ્વામીઓને બેસારીને એમની પૂજા કરીને આરતી ઉતારી. આ રીતે ચાર મુંનિઓને મોટેરા સદ્દગુરુઓ કરીને પછી બોલ્યા કે–'આ સત્સંગમાંથી કોઈને કાઢવો કે રાખવો તે હવે તમારે માથે છે અને તમે આજથી આ સત્સંગના ધણી છો' પછી બીજા સર્વ સંતોને કહ્યું કે–'તમારે સર્વેએ આ ચાર મોટેરા સદ્દગુરુની આજ્ઞામાં રહેવું.' તે પછી આ શ્રીજીની આજ્ઞા સર્વ સંતોએ સ્વીકારતાં, મહારાજની ઉદાસીનતા ટળી ગઈ. (આ બાબત હરિલીલામૃત કળશ ૭ વિશ્રામ ૭૪ માં કંઈક પ્રકારાંતરે સવિસ્તર છે) (૧૦૬)

અન્નકોટને દિવસે પ્રાતઃકાળે સંતો હરિભક્તો નિત્યવિધિ કરીને સભામાં બેઠા. મહારાજ પણ સભામાં વિરાજ્યા. તે સમયે સર્વ સંતોની ઉપાસનાની દૃઢતા જોવા સંતો પ્રત્યે બોલ્યા કે–'અમે કહીએ તેનું ધ્યાન કરો' એમ એક કલાક સુધી કહ્યા કર્યું. પણ કોઈ સંત બોલ્યા નહિ. એમાં એક સંત બોલ્યા કે–'તમો કહો તેનું હું ધ્યાન કરૂં" ત્યારે મહારાજે તેને કહ્યું કે–આવો મારી પાસે બેસો, એમ કહેતાં તે પાસે બેઠા. પછી વળી સર્વ સંતોને કહ્યું કે–'હું કહું તેનું ધ્યાન કરો' તો પણ કોઈ સંતો બોલ્યા નહિ. પછી એક હિંદુસ્તાની વૃદ્ધ તત્વાનંદસ્વામી હતા તે સભામાં ઉભા થઈને મહારાજ પાસે આવીને, બેસીને મહારાજના મુખારવિંદ સામા હાથ કરીને બગમાં બોલ્યા કે–'બેટી કા બાપ! ધ્યાન તો જેનું થતું હશે તેનુંજ થશે, બીજાનું નહિ થાય' એમ બહુવાર બોલીને, વધુમાં બોલ્યા કે –'તમો કહેશો તેની આજ્ઞામાં રહીશું, પણ ધ્યાન તો તમારા વિના બીજા કોઈનું નહિ કરીએ, આવું નિશ્ચિત વચન સાંભળીને, મહારાજ બહુ પ્રસન્ન થયા અને મનમાં એમ પણ સમજ્યા કે–'આ તો મારા પાડ્યા પણ મારી ઉપાસનામાંથી પડ્યા નહિ, તો બીજાના કહેવાથી નજ પડે એમાં શું કહેવું ?' એમ મનમાં સમજીને, પછી તે સમયે પ્રથમ 'હું કહો તેનું ધ્યાન કરૂં' એમ કહેનારા સંતને પાસે બેસાર્યા હતા તેને કહ્યું કે–'તમે તો અહીંથી ભાગીજ જાવ, સત્સંગી ક્યાં છો ?' આ રીતનું અલૌકિક અપૂર્વ ચરિત્ર કરીને એકાંતિક ભક્તોએ સમજ્યા જેવી વાત કરીને પછી અન્નકૂટોત્સવ કર્યો (૧૦૭

એ ઉત્સવ પત્યા પછી ત્યાંથી ચાલ્યા તે ફરતા ફરતા **વડથળ** ગામ આવ્યા અને ત્યાંથી ગામ **ડહુસર** આવ્યા. તે વખતે ત્યાંના રજપુત ગલુજીની મા દેહ મૂકી ગએલાં. તેમને ગાંસડી બાંધી માળ ઉપર મેલીને ન્હાઈ ધોઈ પવિત્ર થઇને સામૈયું લઈને સામા ગયા

અને વાજતે ગાજતે ગામમાં લાવી, પોતાના ફળીયામાં ઉતારો કરાવીને, તત્કાળ રસોઈ કરાવીને સંતો તથા મહારાજને સારી રીતે જમાડીને, પછી મહારાજની પૂજા આરતી કરીને, ભાગોળ સુધી વળાવીને, પાછા વળતી વખતે અંતર્યામી મહારાજે કહ્યું કે-'હે ગલુજી! હવે તમે જાવ અને તમારી માની દાહાદિ ક્રિયા કરો' પછી મહારાજ ત્યાંથી ચાલ્યા તે **મહુધા** ગામની મધ્યે થઈને ગામ **ઉમરેઠ** પધાર્યા (૧૦૮)

ઉમરેઠ પધારેલા મહારાજ નંદુભાઈને ઘેર ઉતર્યા. તેમણે મહારાજ માટે થાળ અને સંતો માટે તત્કાળ રસોઈ કરાવીને તેમને જમાડ્યા. પછી સાંજના મોટી સભા થઇ. તેમાં મહારાજ સંતો સાથે વિરાજમાન થયા. તે સમયે ગામના બહુ બ્રાહ્મણોએ આવીને મહારાજને પૂછ્યું કે-'શંકર સ્વામીએ પાડાના પૂંછડે વેદ બોલાવ્યા હતા. તમો જો ભગવાન હો તો તેમ કરો.' આવો પ્રશ્ન સાંભળીને મહારાજે કહ્યું કે-'તમને એ પ્રશ્ન પૂછતાં આવડયો નહિ, કેમકે શુદ્ધ વેદને પૂછડે બોલાવે તે અશુદ્ધ થાય, પણ પાડા જેવા કોઇ અજાણ માણસના મુખે બોલાવ્યા હશે.' આ વાતને સાંભળીને કહ્યું કે-'તમે કહો છો એ વાત સાચી છે' પછી મહારાજે કહ્યું કે-'તમારી નજરમાં આવે એવા બ્રાહ્મણને ખોળી લાવો' એવું વચન સાંભળીને ડભાણ ગામનો એક ભિક્ષુક બ્રાહ્મણ કે ક કહો તો ખ કહે એવો ડાહ્યો હતો તેને બોલાવીને મહારાજના મુખ આગળ ઉભો રાખીને પછી મહારાજને કહ્યું કે-'આ બ્રાહ્મણના મુખે વેદ બોલાવો.' ત્યારે વળી મહારાજે કહ્યું કે-'તમો કહો તે વેદ બોલાવું' ત્યારે તેમણે કહ્યું કે-'સામવેદ બોલાવો.' ત્યારે તે અજાણ બ્રાહ્મણ સામવેદનું શુદ્ધ ઉચ્ચારણ કરવા લાગ્યો. આ રીતે સામ આદિક ચારેય વેદો સાત દિવસ સુધી તે બ્રાહ્મણ પાસે બોલાવ્યા. પછી આઠમે દિવસે સમાપ્તિ

કરી. પછી તે બ્રાહ્મણને લોકો પૂછવા લાગ્યા ત્યારે તેણે કહ્યું કે 'મને તો કાળો અક્ષર આવડતો નથી' આ રીતે અલૌકિક ઐશ્વર્ય પ્રત્યક્ષ દેખાડવાથી તે ગામના ઘણા ખેડાવાળ વિપ્રો મહારાજના આશ્રિત થયા અને બોલ્યા કે-'આ તો પૂર્ણ પુરુષોત્તમ પ્રત્યક્ષ ભગવાન સર્વાવતારધારી છે' એમ સમજીને પ્રગટ સ્વા. ના. નું ભજન કરવા લાગ્યા અને ચંદન પુષ્પ વસ્ત્રો ઘરેણાં વિગેરે ઉપચારથી પૂજા કરીને આરતી ઉતારીને સ્તુતિ કરીને પગે લાગીને. વળી પ્રાર્થના કરી કે-'આ ગામમાં બહુ દિવસ રહો.' પછી મહારાજશ્રી ત્યાં રહ્યા. મહારાજ તથા સંતોને ભારે ભારે રસોઇ આપીને જમાડયા અને ઘેર ઘેર પધરામણી કરાવીને ઘણો લાભ લીધો. આ રીતે પોતે મહારાજ ઉમરેઠ ગામના હરિભક્તોના પ્રેમવશ થઇને સાત વખત ઉમરેઠ પધાર્યા છે. વૈશાખ માસમાં કેરીઓ વખતે પોતે હજાર મનુષ્યો સાથે ઉમરેઠ પધાર્યા અને ઘણા દિવસ રાખીને ભક્તોએ રસોઇ જમાડી છે. જે જગ્યાએ વેદ બોલાવ્યા હતા તે પ્રસાદિની છે. આ રીતે ઉમરેઠમાં રહીને ત્યાંથી ચાલ્યા ત્યારે સર્વ હરિભક્તો વળાવવા આવ્યા. તેમને મધુર વચનો વડે શાંતિ પમાડીને પાછા વાળીને પોતે **સામરખા** આવ્યા. પછી ઉમરેઠનાં બાઇ જમુનાં કે, જે મહારાજને જમાડ્યા વિના રહી ગયાં હતાં તે મનમાં બહુ પશ્ચાત્તાપ કરવા લાગ્યાં કે -'મારા જેવી અભાગણી કોઇ નહિ, કેમકે મહારાજે આ ગામમાં સંતો સાથે રહીને અલૌકિક અદ્‌ભુત પરચા આપ્યા. અને સર્વેને ઘેર જમ્યા અને ઘણા દિવસ અહીં રહ્યા. તો હું મહારાજને એક પણ વાર જમાડી શકી નહિ.' ઇત્યાદિ પશ્ચાત્તાપને મહારાજે અંતર્યામિપણે જાણતાં, અપર દિવ્ય રૂપથી પાછા ઉમરેઠ આવીને જમના બાઇને કહ્યું કે-'તમો થાળ કરો, અમો જમીશું' પછી બાઇએ બહુ હેતથી સારો થાળ કર્યો તેને જમીને મહારાજ પધાર્યા. આ રીતે

દિવ્ય રૂપથી થાળ જમીને જમનાબાઈનો સંકલ્પ સંપૂર્ણ કર્યો. (૧૦૯

જે સામરખા ગામે મહારાજ પધાર્યા છે ત્યાં એક પગી હતા. તેમણે ચાર પાંચ ગાડાં કેરીઓ સારી પકવી રાખી હતી. ત્યાં થઈને મહારાજ પધારતા ત્યારે તે પગીએ પાર્ષદોને પૂછ્યું કે–આ કોણ જાય છે? ત્યારે પાર્ષદે કહ્યું કે–'આ તો ભગવાન સ્વામિનારાયણ છે' આ વાક્યને સાંભળીને પગીએ જઈને મહારાજની ઘોડીનું ચોકડું પકડયું અને વિનયથી કહ્યું કે–'તમે આજ અહીં રાત રહો, જેવી બનશે એવી આપની સેવા કરીશ' ત્યારે મહારાજે કહ્યું કે-'અમારી સાથે તો ઘણા માણસો છે તથા ઘણા ઘોડાં છે તેને માટે ચંદી જોઈશે' આવું મહારાજનું વચન સાંભળીને, તે પગીએ કહ્યું કે–હે મહારાજ! 'ધરબલીમાં ધાન છે અને માટલીમાં મઠ છે. બાપાના પ્રતાપથી ઢગ લે ઢગ છે' એમ કહીને મહારાજને રાજી રાજી કર્યા. પછી પોતાના ખેતરમાં ઉતારો કરાવીને રાખ્યા. પછી મહારાજે સર્વ સ્વારોને ભલામણ કરી કે–આ બાજરી ભરેલી નાની કોઠી છે તેને ઉંધી પાડશો નહિ. તેના સાંણેથી કાઢી કાઢીને સર્વેને ચંદી આપો અને માટલીમાં મઠ છે તે પણ કાઢીને આપો" ત્યારે તેમણે મહારાજના કહેવા પ્રમાણે વિવેક કર્યો. એમ બધાં ઘોડાં તથા બળદોને ખાણ આપ્યું. તો પણ એ ધરબલીમાં બાજરી એટલીને એટલી જ રહી અને મઠ પણ એટલાને એટલા જ રહ્યા બિલકુલ ખુટ્યા નહિ. આવો અદ્‌ભુત પ્રતાપ જણાવતા થકા સર્વેને ચાર-ચાર કેરીયો આપી તે પુગી રહી. ખુટી નહિ. અને પોતે પણ પગીના ભલા માટે પાંચ જમ્યા. આ રીતની લીલા કરતા થકા ત્યાં રાત રહીને ત્યાંથી ચાલ્યા.

'સામરખાથી આણંદ થઈને સ્વા. ના. જશે' એમ જાણીને આણંદના થોડા લોકોએ મળીને વિચાર કર્યો કે–'સ્વા. ના. જો

આપણા ગામમા સોંસરા થઈને જાય તો મારવું અને મરવું પણ જવા દેવા નહિ' બીજો વિચાર એ કર્યો કે 'કદાચ સામસામી લડાઈ થાય અને કોઈ મરે તો તેનાં છોકરાંને ચાર વીઘાંનું આઢીયું નામે નું ખેતર આપવું અને ઘાયલ થાય તો તેને વાણીયાની દુકાન સોંપવી આ અસદ્ વિચાર અંતર્યામિપણે મહારાજે આગળથી જાણ્યો હતો. પછી પ્રભાતે ઊઠીને ત્યાંથી ચાલ્યા ત્યારે 'પહેલાં હંમેશાં પોતે તથા કાઠી પાળા આગળ ચાલે અને સંતમંડળ પાછળ ધીમેધીમે ચાલે' એવી રીતિ હતી. આ દિવસે તો ગામલોકોનો વિચાર જાણી જવાથી સર્વ સંતોને આગળ ચલાવ્યા અને પોતે તથા પાર્ષદ-કાઠી અને જોબન વરતાલો વિગેરેને પોતાની સાથે પાછળ રાખીને ધીરે-ધીરે ગામ પાસે આવ્યા. એટલાકમાં તો ગામમાં ઝંઝારનું ઝઘડુ થયું ( તુતુડુ વાગ્યું ), તેનો અવાજ સાંભળીને બ્રહ્માનંદ સ્વામીએ મુક્તાનંદ સ્વામીને કહ્યું કે–'આ કાંઈ સામૈયાનો મધુર શબ્દ નથી. પણ ઝુંઝારનું ઝઘડું છે. (લડાઈસૂચક ભયંકર છે) એટલાકમાં ગામ-માંથી લોકો ઈંટાળા ધુળને ઉછાળતા અને 'મવડી મવડી' (અપમા-નજનક શબ્દ) કરતા થકા સાધુઓ ઉપર ઈંટાળા અને ધુળને નાંખ-તા નાંખતા આવ્યા. આ અસહ્ય અપમાનને જોઈને શૂરવીર જોબન પગી તથા કાઠી પાર્ષદોએ મહારાજને કહ્યું કે–'અમારૂ નામ છેટેથી સાંભળીને છોકરાં પણ છાનાં રહી જાય એવા અમે તમારી સાથે છીએ અને અમારા સાધુઓ ઉપર ધુળ ઈંટાળા છૂટથી નાંખે એ અમારાથી સહન થતું નથી અને અમારી લાજ પોણા રૂપીયા જેવી ઓછી થાય છે.' એવાં વચન સૂંણીને મહારાજ બોલ્યા કે "અમારી લાજતો સવા રૂપીયા જેવી અધિક થાય છે. જો કોઈએ પણ કશુંક અવળું કર્યું તો તેને કાઢી મેલીશ. તમને ગામલોકોને મારવા રાખ્યા નથી." એ રીતે ક્ષમાવ્રત રખાવીને ગામની પરવાડે થઈને

**વડતાલ પધાર્યા (૧૧૦)**

સુખશાંતિથી વડતાલ પધારેલા મહારાજ જ્યાં હાલ ઉગમણી દિશાએ બેઠક છે ત્યાં સભા ભરીને બેઠા. તે સમયે મહારાજે જોબનપગીને કહ્યું કે—કોણ જીત્યું ? ત્યારે તેમણે કહ્યું કે-'એ લોકો જીત્યા અને આપણે ફોસી હાર્યા' ત્યારે વળી મહારાજે કહ્યું કે-'એમ નહિ, આપણે જીત્યા.' કારણ કે—કંઇક સંતાપ હશે તો એ લોકોને હશે, આપણે તો અહીં નિરાંતે બેઠા છીએ અને શાંતિથી ભગવદ્વાર્તા કરીએ છીએ" આવાં મહારાજનાં વચન સાંભળીને જોબનપગી ફરી બોલ્યા કે—'તમે સાધુ લોકો ક્ષમા રાખો પણ પગી કાઠી અમારાથી ક્ષમા રાખી શકાય નહિ." પછી મહારાજે ક્ષમા રાખવા સંબન્ધી ઘણી વાતો ઐતિહાસિક કહીને શાંત કર્યા એટલાકમાં થાળ થયો જાણીને મહારાજ જમવા પધાર્યા અને ભૂખ્યા સંતો પણ જમવા ગયા. એ દિવસ દશમનો હતો. એકાદશીનો ઉત્સવ જાણીને દેશદેશના ઘણા હરિભક્તો આવ્યા હતા. તે સર્વને સભામાં વિરાજમાન થઇને પોતાનાં દર્શન આપ્યાં અને તેમને તે તે દેશના સમાચાર પૂછ્યા અને ઉતારા વિગેરેની ઘણી ખબર રખાવી. એમ કરતાં સંધ્યા સમય થયો. એટલે સંતો સાથે આરતી ધૂન્ય સભામાં કરી. પછી સંત હરિભક્તની મોટી સભા ભરાઇ. તેમાં મહારાજે પોતાના પરમૈશ્વર્ય સંબંધી તથા ધર્મજ્ઞાનાદિ સંબંધી ઘણી વાતો કરતાં પોતાની મૂર્તિનું દર્શન સુખ રાતના બાર વાગ્યા સુધી આપ્યું. પછી મહારાજશ્રી પોઢવા માટે પધાર્યા અને સંતો હરિભક્તો પોતપોતાને ઉતારે સૂવા માટે ગયા (૧૧૧)

બીજે દિવસે એકાદશી હોવાથી પ્રાતઃકાળે ઉઠીને પોતાનો નિત્યવિધિ કરીને, સભામાં આવીને વિરાજમાન થયા. તે સમયે સંત હરિભક્તો પણ સભામાં આવીને મહારાજનાં દર્શન કરીને બેઠા

એમ સભા ભરાતાં મહારાજે એકાદશી વ્રત સંબન્ધી ઘણો મહિમા કહ્યો અને સદ્ગુરુઓ પાસે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંબન્ધી ઘણી વાતો કરાવી. પછી એકાદશીનો મોટો ઉત્સવ તથા રાત્રિએ જાગરણ કરાવ્યું. એમ આખી રાત્રી વીતિ ગઈ. બારસને દિવસે સંતો સહિત ગોમતીજીમાં સ્નાનાદિ નિત્યવિધિ કરીને, જેતલપુરનાં ગંગામાએ થાળ તૈયાર કરી રાખ્યો હતો ત્યાં આમંત્રણ આવતાં જમવા પધાર્યા. જમીને પછી પોતે સુતારની ઓરડીએ આવીને પોઢી ગયા. અને સંતોની રસોઇ તૈયાર થતાં તેઓ પણ જમવા ગયા. અને જમીને પોતપોતાને ઉતારે ગયા. મહારાજ તો ત્રિજે પહોર જાગીને જળપાન કરીને આંબલે આવીને સભા ભરીને બેઠા. તેને સાંભળીને સર્વે સંતો તથા હજારો હરિભક્તો જેમ ચમકને દેખીને લોઢું ઉછળે તેમ વેગથી આવીને મહારાજનાં દર્શન કરીને, ખેંચાઇ ગયાં છે ઇન્દ્રિયો અંતઃકરણ જેનાં એવા થકા સભામાં બેઠા, તે સમયે મહારાજે અપરિમિત તેજે યુક્ત ચતુર્ભુજ દિવ્ય રૂપે દર્શન દીધું અને કોઇને 'અક્ષરધામમાં રહેલી મૂર્તિ અને આ મૂર્તિ એ બન્ને એકજ છે' એવાં દર્શન દીધાં અને કેટલાંકને તો અક્ષર ધામમાં જ બેઠા છે એમ મનાય, પણ આ દેહ ગેહ આદિકની કશી જ સ્મૃતિ રહે નહિ. આ રીતે પોતાનું અલૌકિક અદ્ભુત ઐશ્વર્ય પોતાના અનન્ય ભક્તોને દેખાડતા થકા અને પોતાની મૂર્તિનું મહાસુખ આપતા થકા પંદર દિવસ નિરાંતે રહ્યા (૧૧૨)

સોળમે દિવસે ચાલવાની તૈયારી કરતાં, **નારાયણગિરિ** બાવાએ હાથ જોડીને મહારાજની પ્રાર્થના કરી કે–'મારી મોતીયા જલેબીની રસોઇ જમીને પછીથી પધારો.' આવી બાવાની વિનંતિ સાંભળીને મહારાજ રહ્યા. એ જ દિવસે હાલમાં હનુમાનજીની

પાછળ લીંબડો છે ત્યાં સભા કરીને વિરાજમાન થયા. એ જ મંગળ સમયે **ઉદેપુર** (જોધપુર)ના રાણાનાં બાઈ **ઝમકુ** નામે ત્યાં આવ્યાં. એમની વાત એમ છે કે–મહેમદાવાદના વડાદરા બ્રાહ્મણ ભિક્ષા માંગવા માટે **ઉદેપુર** ગએલા. તે કૂવા ઉપર સ્નાન કરતાં 'સ્વા. ના. સ્વા. ના.' એમ ઊંચે સ્વરે બોલ્યા, તેને સાંભળીને ઝમકુબાઇનો રસોયો કે જે એ જ કૂવે સ્નાન કરવા ગયો તેણે પૂછ્યું કે-'સ્વા. ના. એ કોણ છે? ત્યારે તે બ્રાહ્મણે સર્વ ઐશ્વર્ય પ્રતાપની તથા સમાધિ વિગેરે બધી વાત તેને કહી, તેને સાંભળીને તે રસોયો પરવારીને શહેરમાં થઈને દરબારમાં ગયો, તેણે તે બાઇ પાસે જઇને મહારાજની ઐશ્વયપ્રતાપની તથા સમાધિની વાતો કરી. તેને સાંભળીને તે રાણીના મનમાં બહુ શાંતિ થઇ ગઈ. અને બહુ તેજ પ્રતાપ જણાયા. તેથી મનમાં એમ થઈ ગયું કે–'ક્યારે સ્વા. ના.ને સાક્ષાત્ મળું' પછી રસોયાને કહ્યું કે–'જે બ્રાહ્મણે તમને સ્વા. ના.ની વાત કરી તેને મારી પાસે બોલાવી લાવો' એટલે તે રસોયો શહેરમાં ફરીને તે ભિક્ષુક બ્રાહ્મણને બોલાવી લાવ્યો. આવેલા તે બ્રાહ્મણને રાણીએ પૂછ્યું કે–'સ્વા. ના. એ કોણ છે?' ત્યારે તેણે મહારાજના પ્રતાપની ઘણી વાતો કરી. અને સાધુઓ તથા ત્યાગી બાઇઓની પણ વાત કરી. આ બધી આશ્ચર્યકારી વાતને સાંભળીને રાણીના મનમાં રાજ્યનું સુખ તો ઉલટીના અન્ન જેવું તુચ્છ થઈ ગયું અને દઢ વિચાર ઉપર આવ્યાં કે–'હવે એ ભગવાનને ક્યારે મળીએ.' એવી તીવ્ર ત્વરા થવાથી રાણીએ બ્રાહ્મણને કહ્યું કે–'હું તને વીશ હજાર રૂપીયા આપું, પણ ગમે તેમ કરીને મને સ્વા. ના. પાસે લઇ જા.' પછી તે બ્રાહ્મણને તો રાજાની રાણી હોવાથી બહુ બીક લાગવાથી કહ્યું કે–'મને તો રાજા થેડ મારી નાંખે માટે મારૂ એ કામ નહિ.' એમ કહીને ઊઠયો, ત્યારે બાઇએ બસો ઉપરાંત રૂપિયાની મતા

આપીને કહ્યું કે–'તમે મને ભગવાન્ ઓળખાવ્યા, એ બહુ મોટો ઉપકાર કર્યો છે' એમ કહીને તે બ્રાહ્મણને રજા આપવાથી શહેરમાં ગયો. રાણીને તો મહારાજની કૃપાથી તીવ્ર વૈરાગ્ય ઉદય થતાં મનમાં એમ થયું કે–'આ રાજ્યને મેલીને નીકળું અને મહારાજને મળું" એમ ત્રણેય અવસ્થામાં નિશ્ચય થઈ જવાથી એક દિવસ સંધ્યા-સમયે પુરુષનો વેષ લઈને ગુપ્ત રીતે દરબારમાંથી નીકળીને જ્યાં મરેલાં ઊંટિયાં નાંખતા હતા તે ખાઈમાં સંતાઇને બે દિવસ રહ્યાં. ત્રિજે દિને પુરુષ વેષે ભૂખ્યાં તરસ્યાં ચાલ્યાં તે ચાર પાંચ ગાઉ આવ્યાં. ત્યાં તો થાક અને ભૂખ બહુ લાગવાથી આગળ ચાલી શકાયું નહિ. એટલે એક વૃક્ષની છાયા તળે બેસીને, પેલા બ્રાહ્મણે સ્વા. ના. ભજન શીખવાડેલું તે કરવા મંડયાં. એજ સમયે મહા-રાજશ્રી વિપ્રનો વેષ લઈને દળના લાડુ વિગેરેને ઝોળીમાં લઈને ત્યાં આવ્યાં. અને બાઈને કહ્યું કે–'તમે કોણ છો ? અને ક્યાં જવું છે? તમે પુરુષનો વેષ લીધો છે પણ અમને સ્ત્રીજ જણાઓ છો અને તમે ભૂખ્યાં પણ છો' એમ કહીને પોતા પાસે જમવાનું હતું તે આપ્યું અને પાણી પાયું. પછી પૂછ્યું કે-તમારે ક્યાં જવું છે? ત્યારે બાઈએ સત્ય કહ્યું કે–મારે ગુજરાત દેશમાં સ્વા. ના. છે તેમને દર્શને જવું છું. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે–મારે પણ ગુજરાતમાં જવું છે તો આપણે બન્ને સાથે ચાલીએ. એમ સંગાથ કરીને પોતે ભેળા ચાલ્યા. ટાંણે ટાંણે ખાધા પીધાની ખબર રાખતા થકા થોડા દિવસમાં વર-તાલના સિમાડામાં સોનારકુઈ આગળ તલાવડી આવી ત્યાં બેઠા. પછી બાઇને કહ્યું કે–'આ માર્ગે જતાં આગળ થોડે છેટે વરતાલ ગામ આવે છે, ત્યાં સ્વા. ના. વિરાજે છે. ત્યાં તમે જાવ અને હું પણ ન્હાઇ ધોઈને ત્યાં આવું છું'. એમ કહીને પોતે પાછળ રહી ગયા. બાઇ તો કહ્યા પ્રમાણે ત્યાંથી ચાલીને, મહારાજ જ્યાં સભા

કરીને લીંબડા નીચે બેઠા છે ત્યાં છેટે રહીને દર્શન કર્યાં. દર્શન માત્ર થી નાડી પ્રાણ ખેંચાઈ ગયાં અને સમાધિ થઈ ગઈ અને તેમાં અક્ષરધામ દેખાડયું. તેમાં અનંત દિવ્ય પાર્ષદો હાથ જોડીને વિનતિ આ મૂર્તિની કરે છે અને આ સભા પણ ત્યાંજ બેઠી છે અને પોતે (બાઇ) પણ ત્યાંજ છે એવું અદ્‌ભુત અલૌકિક ઐશ્વર્ય સમાધિમાં એક કલાક રાખ્યાં. પછી સમાધિમાંથી બહાર આવીને માર્ગમાં મળેલા વિપ્રની વાટ જુએ અને ખોળે. પણ તે નહિ આવવાથી પોતે બહુ જ વિચારમાં પડી ગયાં. તે સમયે મહારાજે સભાને ઊઠવાનું કહેતાં સર્વે ઊઠી ગયા. પછી તે બાઇને બોલાવીને એમનુ નામ દેશ ગામ વગેરે પૂછયું. ત્યારે બાઇએ બધી હકીકત કહીને, પોતાનું નામ **ઝમકુબાઇ** પણ કહ્યું. ત્યારે મહારાજે કહ્યું કે--તમે બહુ દુર દેશથી અહીં કેવી રીતે આવી શકયાં ? ત્યારે બાઈએ કહ્યું કે—મારી સાથે એક બ્રાહ્મણ હતો તે રસ્તમાં ખાધે પીધે બરદાસ કરતો અને મને જેમ મેનામાં બેસારીને લાવે તેમ સુખેથી થોડા દિવસમાં આ ગામ ના સીમાડામાં લાવીને, તલાવડીના કાંઠેથી પાછળ રહી ગયો અને મને એકલીને મોકલી. તેણે મને કહેલું કે–હું પાછળ આવું છું, તેને હું ખોળું છું. આ વાતને સાંભળીને મહારાજ બોલ્યા કે–એ બ્રાહ્મણને તમે ઓળખો છો, ત્યારે બાઈએ હા કહી. ત્યારે મહારાજે સ્પષ્ટ કહ્યું કે–એ તો અમે વિપ્રને વેષે હતા. એમ કહીને વાટઘાટનાં સઘળાં એંધાણ આપ્યાં. તે સાંભળીને જ બાઈને ત્રણેય અવસ્થામાં 'આ તો સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ સર્વાવતારધર્તા સર્વકર્તા છે. અને મારી ઉપર પરમકૃપા કરીને પોતાની દાસી જાણીને સંસાર-બંધનમાંથી છોડાવી દીધી." આવો દૃઢ નિશ્ચય થતાં મહારાજ પાસે રહ્યાં. ઉપાધિ થવાને કારણે ઝમકુબાઇ નામ ફેરવીને **'માતાજી'** એવું નામ પાડીને, ભુજવાળાં લાધીબાઇની જોડ કરી આપી. આ

રીતે પોતાનો પ્રતાપ ઐશ્વર્ય દેખાડીને એમને રાખ્યાં અને અનન્ય ભક્તને કર્મબંધનથી છોડાવીને મુક્તતુલ્ય કર્યાં (૧૧૩)

ઉપર પ્રમાણે મહારાજે મોટો સમૈયો વડતાલે કર્યો તેના ઉપર ગામ બોચાસણના પટેલ **કાશીદાસ** આવ્યા હતા. તેમણે ઉત્સવને અંતે વિનય સહ પ્રાર્થના કરી કે-'મારે ગામ પધારો' એથી વડતાલમાં સમૈયો કરીને ચાલ્યા તે **બોચાસણ**માં કાશીદાસને ઘેર ગયા તે વખતે ઘેર નહિ હોવાથી એમનાં માને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે –'સીમમાં ગયા છે તે હમણાં આવશે.' તમો ધર્મશાળામાં ઉતારો કરો' ઢોલીઓ લાવ્યા તે ઉપર બેઠા એટલે ત્યાંજ બધી સભા ભરાઈ તેમાં મહારાજે સુરાખાચરને ઉદ્દેશીને કહ્યું કે-'પાટીદાર કુળમાં **કાશીદાસ** મોટા હરિભક્ત છે' એટલાકમાં તે સીમમાંથી આવ્યા. ગળી વલોવાથી કપડાં અને શરીર કાળુ હતું. તેને જોતાં સુરાખાચર બોલ્યા કે–આવા જ તમારા મોટા ભક્ત? ત્યારે મહારાજે હા કહી. પછી સુરાખાચર બોલ્યા કે–એમનાં કપડાં અને શરીર કાળાં કેમ છે? ત્યારે મહારાજે કહ્યું કે- એ તો ગળી વલોવે છે. ત્યારે સુરાએ કહ્યું કે– તમારા બે મોટા ભક્ત છે. તેમાં એક ધર્મરાજાને ત્યાં જમપુરીના કુંડ છે અને બીજા કાશીદાસ મોટાને ત્યાં ગળીના કુંડ છે. એવું વિષમ સાંભળતાં જ મહારાજ જરા આકળા થઇને બોલ્યા કે-'એમ ખોટું કેમ બોલો છો. ત્યારે વળી ખાચરે કહ્યું કે–હું ખોટું કહેતો નથી. સાચે સાચું કહું છું" એવું સાંભળીને મહારાજે કાશીદાસને કહ્યું કે– 'હમણાં જ ગળીના કુંડને ખોદી નાંખો' એટલે મોટાએ તત્કાળ સીમમાં જઈને કુંડને ખોદી નાંખ્યા પણ લેશ સંશય કર્યો નહિ. (અનન્ય ભક્તની દૃઢતાની વાત વચ.–મધ્ય–૫૯ માં શ્રીમુખે કરી છે) કુંડ ખોદી નંખાવ્યા પછી મહારાજે મોટાને કહ્યું કે–'તમે હવે

ખેતરમાં શેલડી વાવો' ત્યારે મોટાએ કહ્યું કે–'આ જમીનમાં તો મઠ પણ પૂરા પાકતા નથી તો શેલડી કેમ થાશે.' ત્યારે વળી મહારાજે કહ્યું કે–'ઘણું ખાતર નાંખો, ઘણી ખેડ કરો એટલે શેલડી સારી થશે' આવું મહારાજનું વચન માનીને તેમના કહ્યા પ્રમાણે કરીને શેલડી વવરાવી. મહારાજને ચારેક દિવસ રાખીને રસોઈ કરાવીને મહારાજ સંતો પાર્ષદો ખૂબ જમાડીને પૂજા કરી. પછી માફામાં બેસારીને પોતાના જેટલા સગા હતા તેમને ઘેરઘેર ફેરવ્યા મહારાજના વચનવિશ્વાસથી શેરડી કરી તે એક એક સાંઠો (રાડું) તોલતાં સોળ શેરનો થયો એવી મોટી થઈ. તેને જ્યારે કોળુમાં ગોળ માટે પીસવા માંડી તે સમયે આગ્રહભર્યા આમંત્રણથી મહારાજ, સુરાખાચર વિગેરે કાઠીઓ તથા સંતો સાથે **બોચાસણ** પધાર્યા અને કાશીદાસનાં માને પૂછયું, ત્યારે તેમણે કહ્યું કે–એતો 'શેલડીને કોલે ગયા છે.' એમને હું હાલ બોલાવું છું. એટલાકમાં મોટા આવ્યા અને કહ્યું કે –'કોલે પધારો.' એમ કહીને કોલે લઇ ગયા. ત્યાં કૂવાની પાસે ઝાડની છાયાએ ઢોલીયા ઉપર બેસાર્યા. અને સારી પાકી શેલડી લાવીને મૂકી. અને મહારાજ સંતો સુરાખાચર વિગેરે પાર્ષદો જમવા મંડયા. તે વખતે મહારાજે સુરાને કહ્યું કે–શેલડી બહુ સારી થઈ છે. ત્યારે તે બોલ્યા કે–'મફત થઇ છે ?' એ વાતને સાંભળીને મહારાજ બોલ્યા કે–હવે કાઠી ફર્યો. એ રીતે રમુજ કરતા જાય અને શેલડી જમતા જાય. તે સમયે આનંદાનંદસ્વામી આદિક સાઠ સાધુઓ માટે કાસીદાસે રસોઇ કરાવી અને મહારાજ તથા સંતો પાર્ષદો જમવા બેઠા. તે સમયે આકાશમાંથી હજારો વિમાનો ઉતર્યાં. કોઈમાંથી દશ તો કોઈમાંથી પન્દર તો કોઇમાંથી વીશ સંતો અચાનક નીકળ્યા. અને તેઓ પણ જમવા બેસી ગયા. તે વિમાનોથી અઢાર વિંઘાનું ખેતર હતું તે ભરાઇ ગયું. હજારો સંતો-

ને કાશીદાસના પિતા કાનદાસ તથા ગામના બધા લોકો પણ વિમાન અને સંતોને દેખે. પણ એકલા કાશીદાસ ન દેખે. તેને જોઈને કાનદાસે કાશીદાસને કહ્યું કે–તમે કેટલા માણસની રસોઇ કરાવી છે? ત્યારે તેમણે કહ્યું કે–હતા એટલા સાઠ માણસની રસોઈ કરાવી છે. ત્યાર પછી કાનદાસે કહ્યું કે–આ તો અનેક સાધુઓ છે તે શું જમશે? આપણી લાજ જશે. માટે લોટ ઘી વિગેરે વધારે સામાન લાવો. ત્યારે કાશીદાસે કહ્યું કે–કાંઇ ફીકર રાખશો નહિ. બધાય સંતોને આટલી રસોઇ પહોંચી શકશે. ત્યારે કાનદાસે કહ્યું કે–ત્યારે તો ઠીક. પછી સર્વે સંતો જમ્યા અને પ્રસાદ તો વધ્યો. તેને તપેલામાં ભરીને ગામમાં લઈ જઇ આખા ગામમાં પ્રસાદ વહેંચ્યો. તો પણ એટલોને એટલોજ રહ્યો. આવો અલૌકિક પરચો જોઇને કાનદાસ તથા ગામના લોકો મહારાજને ભગવાન્ તરીકે માનતા ન હતા તે પણ બોલ્યા કે–આતો પૂર્ણ પુરુષોત્તમ સર્વાવતારધર્તા ભગવાન છે' એમ એવો નિશ્ચય કરીને સ્વા. ના. નું ભજન કરતા થયા. આવો અલૌકિક પ્રતાપ મહારાજે બોચાસણ ગામમાં દેખાડયો અને લીલા કરી છે. જે જગ્યાએ હાલ બેઠક છે તે ખેતરનું તથા કુવાનું નામ અદ્યાપિ 'વિમાનીઓ' એમ કહેવાય છે. આ રીતે બોચાસણમાં વધુ લીલા કરી છે (અત્યારે આ આખું ગામ બોચાસણ-બંડમાં દાખલ થયું છે. વડતાલ ગાદીનું નામનિશાન લેશ રહ્યું નથી) પછી કાશીદાસ પટેલે પોતાનાં બધાં સગાંવહાલાંને ઘેર પધરામણી કરાવીને તે સર્વેને દર્શન કરાવીને, મહારાજને બુધેજ ગામ વળાવ્યા (૧૧૪)

બુધેજમાં પધારેલા મહારાજે મોટો વસંતપંચમીનો ઉત્સવ કર્યો. ત્યાં રંગ રમીને હરિજનોને બહુ આનંદ આપતા થકા થોડા દિવસ રહીને ત્યાંથી ગામ ઉંટવાડે ગયા. ત્યાંના જોઇતા પગીને

ઘેર રાત રહીને ત્યાંથી ચાલ્યા તે સંઘ સાથે **સિંજીવાડે** ગયા. ગામ મધ્યે થઈને જતાં હરિભક્તોને ખબર પડી કે–'મહારાજ અહીં રહીને જાય છે.' પછી સમગ્ર હરિભક્તો મહારાજનાં દર્શન કરવા દોડી આવ્યા. અને વિનંતિ કરી કે–'છાસો પીઇને જાવ.' પરંતુ મહારાજે માન્યું નહિ. ત્યારે હરિભકતોએ **જગરૂપ** બારોટનાં ઘરનાં બાઇને કહ્યું કે–'મહારાજ આપણા ગામમાંથી ભૂખ્યા જાય છે. છાસો પીઈને જવાનું કહ્યું પણ માન્યું નહિ.' એટલે તે બાઇ તત્ક્ષણ ઊઠીને ભાગોળે જઈને આગળ ફરી વળીને, મહારાજની ઘોડીનું ચોકડું પકડીને પાછા વાળ્યા. ત્યારે મહારાજ બોલ્યા કે–'કોણ છે? અમને ઉપવાસ પાડશે' ત્યારે તે બાઈ બોલ્યાં કે–ચાલો ઉપવાસવાળા. ઘર મૂકીને ચાલ્યા, એમ નહિ જવાય, એમ કહીને ઘોડીનું ચોકડુ પકડીને જાતે પોતાને ઘેર લઇ ગયાં. અને ખાંડના લાડુ બનાવરાવી સર્વ સંત પાર્ષદોને મહારાજ પાસે પીરસાવીને જમાડીને, મહારાજ માટે પૃથક દૂધપાક માલપુવા ભજીઆં શાક દાળભાત વિગેરેનો થાળ બનાવરાવીને, બહુ પ્રેમથી જમાડ્યા. જમી રહ્યા પછી પ્રસન્ન મહારાજે બાઇને કહ્યું કે–'જે કાંઈ ઈચ્છા હોય તે માંગો' ત્યારે બાઇએ એક બાળકની ઇચ્છા જણાવી. ત્યારે મહારાજે દીકરો થવાનું વરદાન આપ્યું, તે બાળકનું **'પ્રભુદાસ'** નામ પ્રખ્યાત છે. વધુમાં બાઈને પૂજવા માટે ચરણારવિંદ પાડીને આપ્યાં. પછી રાત્રિએ પોઢી ગયા. (૧૧૫)

બીજે દિવસે બાઈને ત્યાં જમીને ચાલ્યા તે ગામ **ગળીઆણે** સાબરમતી નદીને ઉતરીને સામે કાંઠે ગયા, ત્યારે ચાર ઘડી દિવસ રહ્યો ત્યારે મહારાજ એમ બોલ્યા કે–'જો રીંગણા મળે તો શાક કરીએ.' આ વચન સાંભળીને ગામ ઝીંઝરના ગરાસીઆ **બેચરભાઈ** તથા કાઠી માતરો ધાધલ બન્ને પાછા નદી ઉતરીને આ કાંઠે

આવીને એક વૃંતાકની વાડી હતી ત્યાં આવ્યા. આ બન્નેને જોતાંજ એકદમ વાડીનો ધણી 'મને પકડી જશે' એમ માનીને વાડીથી બહાર નીકળીને નાઠો. ત્યારે ખોડાભાઇએ બૂમ મારી કે અલ્યા ઉભો રહે, તો પણ તે મારવાની બીકે ઉભો રહ્યો નહિ. ત્યારે આ બન્નેએ ઘોડાં બહુ વેગથી હાંકયાં અને તેને પકડીને કહ્યું કે–'તને અમારે પકડીને મારવો નથી. તું વાડીમાં પાછો ચાલ્ય અને અમને એક રીંગણું આપ્ય.' ત્યારે તે બોલ્યો કે-'તારો બાપ આવે તો પણ રીંગણું ન આપું.' ત્યારે વળી ખોડાભાઇએ પોતાના ગજવામાંથી અર્ધો રૂપીયો હાથમાં લઈ ને કહ્યું કે–'ભાઈ તું અર્ધો લે ને એક રીંગણુ આપ્ય.' આ વખતે એક રૂપીયામાં સાત મણ વૃતાંક વેચાતાં હોવાથી અર્ધા રૂપીયાના લોભથી વાડીમાં આવીને બે રીંગણુ તોડી લાવ્યો. તેમાંથી એક રીંગણુ માગણી મુજબ ખોડાભાઈના હાથમાં આપ્યું, ત્યારે તેમણે તેને અર્ધો રૂપીયો આપ્યો, જે એક સંતાડી રાખ્યું હતું તે માતરા ધાધલે દીઠેલું હોવાથી તેને કહ્યું કે–'ગધીના ! માગણના ! પેલું રીંગણુ લાવ્ય. કાંઈ ભગવાનનો જરા ડર તો રાખ્ય.' એવું જરા આકરૂં સાંભળ્યું ત્યારે તેણે બીજું રીંગણુ આપ્યું. તેને લઈને તે બન્ને ચાલ્યા તે ગામ **વાયણા**ની ભાગોળે, સંઘ સહિત ઉતરેલા મહારાજ પોતે ઘઉંના લોટની બાટીઓ બનાવીને છાણાના ધીમા તાપમાં શેકી ઘીમાં બોળતા હતા તે વખતે ખોડાભાઇએ બે રીંગણુ મહારાજના મુખ આગળ મૂકયાં. તેને લઇને મહારાજે મોટીબાને કહ્યું કે–'શાક કરવું છે માટે તપેલી લાવો.' એટલે તેમણે તપેલી લાવીને આપી. પછી મહારાજે હાથે રીંગણુ સુધારીને વઘારીને શાક તૈયાર કરીને જમવા બેઠા. તેમાં શાકનાં વારેવારે વધુ વખાણ કર્યા કરે તેને સાંભળીને મુક્તાનંદ બ્રહ્માનંદ અદ્‌ભુતાનંદ તથા દાદા સુરા ખાચર એ સર્વે બહુ વિચારમાં પડી ગયા કે–'મહારાજ બહુ વર્ષો

થી શાક તો જમે છે પણ આજ તો બહુ વખાણે છે તેનું કંઈ પણ કારણ હોવું જોઇએ ?' એમ પરસ્પર વાત કરે છે એટલામાં માતરો ધાંધલ આવ્યા, તેમણે કહ્યું તે-'શાક કુંઈ અમથું સ્વાદુ થયું છે ? ખોડાભાઈએ એક રીંગણનો અર્ધો રૂપીયો આપ્યો છે ત્યારે સ્વાદુ થયું છે અને બીજું તો હું ડરકાવીને લાવ્યો છું તેથી સ્વાદુ થયું છે ? આ વાતને સાંભળીને દાદાખાચર તથા બોટાદના ભગા શેઠ વિગેરે શાહુકાર બહુ આશ્ચર્યને પામ્યા અને બોલ્યા કે-'આ ખોડાભાઈએ સેવાનો સમય સારો સાચવી લીધો.' આ રીતે રમુજ કરતા થકા જમીને ત્યાં ભક્ત સંઘ સાથે પોઢી ગયા. (૧૧૬)

બીજે દિવસે પ્રભાતમાં ઊઠીને ઘોડેસ્વાર થઈને ચાલ્યા તે ગામ **બોરૂ** થઈ ને **કમીયાળા** આવ્યા. ત્યાંના **દાદા** વણાર તથા **હઠી** વણાર વિગેરે હરિભક્તોએ મહારાજને બહુ તાણ કરીને રાખ્યા અને જાજરીયાની (ઘઉંના પોંકનું પકવાન્ન) રસોઈ કરાવીને મહારાજ, સંતો પાર્ષદો, હરિજનોને સારી રીતે જમાડ્યા અને તલાવને કાંઠે હાલમાં હનુમાનજી પધરાવ્યા છે તે સ્થળે સાંજના સભા ભરીને વિરાજ્યા. તે સમયે દેવીપુત્ર **નથુભાઇ** તથા **મોડજીભાઇએ** મળીને મહારાજ આગળ મધુર સ્વરે કીર્તનો ગાઇને બહુ રાજી કર્યા. આ રીતે સર્વ હરિભક્તોને પોતાનાં દુર્લભ દર્શન ઘણીવાર આપીને, ત્યાંથી ગામમાં આવીને ગઢવીના ફળીયામાં જ્યાં અત્યારે ઓટો છે તે સ્થળે ઢોલીઆ ઉપર પોઢી ગયા. સવાર થતાં ઊઠીને હિંડ્યા તે ગાંફ આવ્યા. કમીયાળાથી હાલ્યા તે પહેલાં ગાંફના હરિભક્તો ને એવી ખબર અપાવેલી કે-પ્રત્યેક ઘેર રોટલા કરીને દહી દૂધ ગોળ લઈને ભાગોળે આવજ્યો. અને અમો ત્યાં આવી રહીશું અને જમીશું' આ ખબરને આધારે સર્વે હરિજનો કહ્યા પ્રમાણે લઇને તૈયાર ઊભા હતા. એટલાકમાં મહારાજશ્રી

પણ આવ્યા. ત્યાં ન્હાઈ ધોઈને મહારાજ સર્વ સંતો પાર્ષદોની પંક્તિ થતાં ત્યાંના હરિભક્તોએ લાવ્યા હતા તે તેઓને જમાડ્યા. પછી સભા કરીને બેઠા છે તેટલાકમાં એ ગામના રહેવાસી **પુંજો** રાવળ નામના હરિજને મનમાં એવો વિચાર કરેલો કે–' આપણે રોટલા વિગેરે લઈ જઈશું તે તો જમી જશે. પણ પ્રસાદ આપણને નહિ મળે.' એમ વિચારીને **સુખડી** શેકાવીને કથરોટમાં ભરીને મહારાજના મુખ આગળ લાવીને મૂકી અને પગે લાગ્યા. ત્યારે તો મહારાજ તથા સંતો વિગેરે જમીને બેઠા હતા. તે બોલ્યા કે–અમે તો જમીને પરવારી ગયા છીએ. હવે આ સુખડી અમારા ગાડીત લોક છે તેમને આપી દ્યો' એમ કહીને અપાવી દીધી. ત્યારે પૂંજો રાવળ બોલ્યા કે-'આપશ્રી જમીને પ્રસાદી આપશો' એવા વિચારથી સુખડી લાવ્યા હતા પણ તમોએ તો બારોબાર અપાવી દીધી. ત્યારે મહારાજે કહ્યું કે–તમારો સંકલ્પ જાણીને જ અમોએ એ કામ ચેતવણી માટે કર્યું છે. એમ કહીને સર્વ સભાને હસાવતા થકા તેમને પોતાની મૂર્તિનાં દર્શન સુખ આપતા થકા રહ્યા. (૧૧૭)

વળી શ્રીજીમહારાજ એક વખત ગઢડાથી **ગાંફ** પધાર્યા, કારણ કે રાજા ખરેખરા હરિભક્ત હતા અને તેમના કુંવર પરણેલા હોવાથી તેમને **ચાંલ્લો** કરવાનો વિચાર હતો. પોતા પાસે રકમ નહિ હોવાથી, બીજા હરિભક્તોને વ્યવહારે સાધારણ જાણીને તેમને નહિ કહેતાં કહેતાં સદ્‌ગૃહસ્થ તરીકે ગણતા **પૂંજા** રાવળને કહ્યું કે–' સો રૂપિયા લાવો, અમારે દરબારના કુંવરને ચાંલ્લો કરવા જવું છે.' એમ ત્રણ વાર કહ્યું ત્યારે તે બોલ્યા કે–'તમારે રૂપિયાની ક્યાં ખોટ છે, લક્ષ્મી હાથ જોડીને હજુર બેઠી છે' એમ કહીને લોભ પ્રકૃતિવશાત્ રૂપિયા આપ્યા નહિ. (લોભનું લક્ષણ) ત્યારે મહારાજ બોલ્યા

કે-'આ તો લોભીઓ છે તે નહિ જ આપે' પછી બીજા કણબી હરિભક્તો પાસે બેઠા હતા તેઓને કહ્યું કે-'તમો આ ગામમાંથી સો રૂપિયા મળે તો લઇ આવો.' એટલે એક ભક્તે સો રૂપિયા લાવીને મહારાજને આપ્યા. (રૂપિયા બહુ મોંઘા હતા) આ રૂપિયા લઇને મહારાજ દરબારમાં રાજા પધારતાં રાજાએ મહારાજનો ઘણો સત્કાર કરીને ગાદી ઉપર બેસાર્યા, અને કુંવરને પગે લગાડ્યા. તે સમયે મહારાજે ચાંલ્લો કરીને સો રૂપિયા હાથમાં જ આપ્યા. તેને જોઇને બહુ રાજી થયેલા પિતા રાજાએ કહ્યું કે-'આ પુત્રનાં મોટાં ભાગ્ય કે જેથી તમારાં દર્શન થયાં. આ રૂપિયા અમારે જોઇએ નહિ.' ત્યારે વળી મહારાજે કહ્યું કે-'આ તો પ્રસાદ તરીકે હોવાથી લેવાય.' ત્યારે દરબારે તેમાંથી પ્રસાદભૂત જાણીને ફક્ત ચાર રૂપિયા લીધા. અને બીજા પચીશ ઉમેરીને મહારાજને પાછા આપ્યા. તે રૂપિયા મહારાજે લઈને જેણે સો રૂપિયા આપ્યા હતા તે હરિભક્તને આપ્યા. અને કહ્યું કે-'તમો જ્યાંથી લાવ્યા હોય તેને આપી આવો અને પચીશ રૂપિયા તમારે ઘેર રાખજો.' (૨૫ નો લાભ રહ્યો) આ બધી બાબતને જોઈ જાણીને પૂંજા રાવળ બોલ્યા કે-જો આપણે મહારાજને સો રૂપિયા આપ્યા હોત તો પચીશ વધારે આવત. (લોભનું લક્ષણ) આ હરિભક્ત સારા હતા. પણ લોભીઆ હોવાથી મહારાજની બન્ને વખત મરજી સાચવી શક્યા નહિ. 'लोभमूलानि पापानि' એવું શાસ્ત્ર છે. ગાંફ ગામમાં સપાર્ષદ જમીને સર્વ હરિભક્તોને દર્શન દઈને ત્યાંથી ચાલ્યા ને ગામ **ખરડ** આવ્યા અને તળાવ ઉપર ઉતર્યા (૧૧૮)

આ ગામમાં સંતો પાસે ખીચડી કરાવી. તેને જોઇને જ મહારાજે કહ્યું કે-'ખીચીડી થોડી પડશે. જો એમાં ઘી ખૂબ હોય તો ખીચડી પહોંચી રહે.' એમ કહીને પોતે ઘોડેસ્વાર થઈને ગામમાં

પધારીને લોકોને કહ્યું કે–'જેને ઘી વેચવાનું હોય તે અમને આપો.' એવું સાંભળીને લોકો બોલ્યા કે–'કાનડો ઘી લેવા આવ્યા છે તો આપણે સર્વેએ આપવું.' એટલે લોકો ઘીના માણીઆ લઈને ઉઘડ કહે કે–'આ તો પંદર શેરનો છે, આ તો અર્ધો મણનો છે, આ તો એક મણનો છે, જે જેટલું કહે તે પ્રમાણે વગર જોખે પૈસા આપીને ઘી લઈને ઉતારા ઉપર આવ્યા. સંતોની પંક્તિ તો ઉપર થઈ, જમવાનાં પાત્ર નહિ હોવાથી કુંભારને ઘેરથી સાવ સોંઘાં **રામ-પત્તર** મંગાવીને સંતોને આપ્યાં અને સંતોએ પીરસી. પછીથી મહારાજે ઘી પીરસવા માંડયું તે ખીચડી ઉપર છલકાઈ જાય અને બહાર રેલો આવે. આ વખતે અદ્‌ભુતાનંદ સ્વામીના ભાઈ **ચૈતન્યા-નંદ** સ્વામી મહારાજ સામું જોઈ રહ્યા. તેથી મહારાજે કહ્યું કે-'આ એકલા 'ખીચડીમાં ખાડો કરતા નથી' અને મારી સામું શું જોયા કરો છો.' એમ કહીને પોતે ખીચડીમાં ખાડો કરીને ધારાથી એટલું બધું ઘી રેડયું કે ખીચડી તણાવા લાગી. આ રીતે પરાણે સર્વ સંતોને ઘી રેડવાથી નીચેની પૃથ્વી પણ પલળી ગઈ. આ રીતે ખી-ચડી થોડી હતી પણ ઘી પુષ્કળ પીરસવાથી વધી પડી. આ અપૂર્વ લીલા તળાવના કાંઠા ઉપર કરીને પોતે પણ ઘી ખીચડી અને દહીં જમ્યા. પછી સભા કરીને વિરાજ્યા અને રાત રહ્યા. એ જગ્યોએ હાલમાં **છત્રી** કરી છે, બીજે દિવસે સંતો સાથે ચાલ્યા તે સાળંગ-પુર પધાર્યા. ત્યાંના જીવા ખાચરના દરબારમાં ઉતારો કર્યો. તે દર-બારે સંતો માટે રસોઈ કરાવી અને મહારાજ માટે થાળ કરાવ્યો તે મહારાજ સંતો પાર્ષદો જમ્યા. ત્યાં રાત રહીને સવારે ચાલ્યા તે **ગઢપુર** પધાર્યા (૧૧૯)

ગઢપુરમાં વિરાજમાન મહારાજે એક દિવસ એવી વાત સાંભ-ળી કે–'મચ્છુ નદીને કાંઠે એક આંધળો ગરાસીયો છે તે સ્વા. ના.

ભગવાન કહેવાય છે પણ મારા જો સો પ્રશ્નોના ઉત્તરો એક સાથે આપે તો તે ભગવાન સાચા. નહિ તો કોઈ વખતે ભેગા થઈ જાય તો પકડીને બંધીખાને નાંખવાં' આ વાયડ વાત સાંભળતાં મહારાજ એકલા બ્રહ્મચારીને સાથે લઈને ચાલી નીકળ્યા. રસ્તામાં બ્રહ્મચારી- એ કહ્યું કે–'મને ભૂખ બહુ લાગી છે.' ત્યારે મહારાજે કહ્યું કે–'અમે તમને ખાવાનું સારું આપીશું. તમે ધીમે ધીમે મારી પાછળ આવો' એમ કહીને મહારાજ તો આગળ ઉતાવળા ચાલ્યા. ત્યાં એક ભર- વાડનુ ગામ આવ્યું ત્યારે પોતે વેરાગણનો વેષ લઈને બાઈઓ કૂવે પાણી કાઢતી હતી તેને કહ્યું કે–'મારે જવું નથી પણ પેલો બ્રહ્મ- ચારી મને પરાણે લઈ જાય છે, તે જો મુકાવો તો સારું.' એટલે બાઈઓએ ઘેર જઈને ભરવાડોને કહ્યું કે–'પેલી બાઈને જવું નથી પણ પેલો બ્રહ્મચારી પરાણે લઈ જાય છે તેને મૂકાવો.' ત્યારે તેલોકો લાકડીઓ લઈને ગામ બહાર બ્રહ્મચારીને મારવા આવ્યા. ત્યારે મહારાજે જાણ્યું કે 'મેં ખૂબ ટીખળ કર્યું પણ બ્રહ્મચારીને જરૂર મારશે' એટલે જેવા પ્રથમ હતા તેવા પુરુષ વેષમાં થઈને ઉભા રહ્યા. એટલે ભરવાડો આ તરકટ જોઇને ભોંઠા પડ્યા અને પાછા ગયા. તે વખતે બ્રહ્મચારીએ મહારાજને કહ્યું કે–'આવું હાડકાં ભાગી નાંખવાનું ખાવાનું માગ્યું હશે ? આ લોકો હમણાં જ મારાં હાડકાં ભાગી નાખત.' ત્યારે મહારાજે કહ્યું કે–'ચાલો હવે સાચેસાચું સારૂ ખાવાનું આપીએ' એમ રમુજ કરીને ત્યાંથી બ્રહ્મચારીને પાછળ મૂકીને આગળ ઉતાવળા ચાલ્યા. ત્યાં ગાયો ચારીને દશવીશ ભર- વાડો ગામમાં આવતા હતા, તેમને કહ્યું કે–'હું તમારો સગો છું'. ત્યારે તેમણે કહ્યું કે–'તમારે અને અમારે શી સગાઈ છે ? ત્યારે મહારાજે કહ્યું કે–"આ તમારી ગાયોને તમે રોકો તો રોકાય કે નહિ ? ત્યારે તેમણે કહ્યું કે–અમને મૂકીને ગાયો ક્યાંય પણ જાય

નહિ. ત્યારે મહારાજે કહ્યું કે-'તમે સારી રીતે રોકજ્યો' પછી મહારાજે બે ખેતર જેટલું છેટે જઈને 'ધોર હેર મોકડે' એવા સાંકેત શબ્દથી ગાયોને બોલાવી. એટલે ગાયો ગોવાળોને નહિ ગણીને, ઊંચા પૂંછડાં કરીને દોડીને એકદમ મહારાજની ચારેપાસ હિંલોળા કરતી વીંટાઈ વળી. તેને જોઈને બધા ભરવાડો કહે કે-'આ જરૂર કૃષ્ણ ભગવાન છે. તે આપણા સગા ખરેખર છે' એમ કહીને પછી મહારાજને પોતાને ઘેર તેડી ગયા અને દૂધપાક પુરીની રસોઇ કરાવી. તેટલાકમાં બ્રહ્મચારી આવ્યા. એટલે બન્ને સાથે જમવા બેઠા. જમતાં મહારાજે બ્રહ્મચારીને કહ્યું કે-'જમવાનું પેલું સારૂં કે આ? ત્યારે તે બોલ્યા કે આ સારૂં કહેવાય. આવું ને આવું સારૂં જમવાનું દરરોજ આપ જમો. આ રીતે રમુજ કરતા થકા જમીને એ ગામમાં રાત રહ્યા. (એ ગામમાં હાલ પણ એ લોકોને સત્સંગ છે) ત્યાંથી બીજે દિવસે ચાલ્યા તે રસ્તામાં આવેલા એક ગામની ભાગોળે કુવો હતો તેની પાસે એક વૃક્ષ હતો તેની નીચે બ્રહ્મચારીના ખોળામાં માથું મુકીને થોડી વાર પોઢી ગયા. તે વખતે તે કૂવા ઉપર પાણી ભરવા બાઇઓ આવેલી તે જોઇને બોલીકે-'આ બાવો બાવીને વિષે કેવો બંધાઈ ગયો છે કે-જેથી ખોળામાં સુવારી છે' આ જુઠી વાતને સાંભળતાંજ બોલ્યા કે-'એ બાઈઓ શું કહે છે? ત્યારે બ્રહ્મચારીએ કહ્યું કે-કંઇ કહેતી નથી. એટલે મહારાજ ઉઠ્યા ત્યારે બાઈઓ ભોઠી પડી ગઇ. પછી મહારાજે બાઈઓ સામુ જોઈને સમાધિ કરાવવાથી હાથમાં ઘડા કાઢવાનાં દોરડાં હતાં તે સજ્જડ થઇ ગયાં અને જાણે ચિત્રમાં ચિતરી હોયને શું? એમ સ્તબ્ધ થઇ ગઈ. એમ ઘણીવાર સમાધિમાં રાખીને બહાર કાઢતાં તે બોલી કે-'આ તો ભગવાન છે' એમ બોલીને ચોતરફ વીંટાઈ વળી અને મહારાજને ગામમાં લઈ જઇને સારી રસોઇ કરીને જમાડીને રાત્રિ

રાખીને, મહારાજનો સત્સંગ સ્વીકારીને, પ્રકટ સ્વા. ના. નું ભજન કરતી થઈ. આ રીતે બાઈઓને પોતાના સ્વરૂપનો અડગ નિશ્ચય કરાવીને પોતે ચાલી નિકળ્યા (૧૨૦)

ત્યાંથી ચાલેલા મહારાજ સાંઢવાળા ગામે આવ્યા. એ ગામમાં એક કણબી જે આવે તેને પાકું સદાવ્રત આપે અને રસોઇ કરાવીને જમાડે અને ઓટલા ઉપર સુવારીને તેના પગ જુએ. કારણ કે-એણે શાસ્ત્રમાંથી એવી વાત સાંભળેલી કે-'જેના ચરણમાં સોળ ચિહ્નો હોય તે ભગવાન હોય.' મહારાજને જમાડીને ખાટલામાં સુવારીને તેમના ચરણારવિંદ જોવા માટે ધણીધણીયાણી બન્ને ખાટલાની કેડે ફર્યા કરે પણ મહારાજે તો ટુંટિયું વાળીને ઘણી વાટ જોવરાવી. પછીથી ચરણારવિંદ લાંબાં કરતાં તે બન્નેએ ચરણારવિંદને ઝાલીને કહ્યું કે-'તમે ભગવાન છો, માટે અમને તમારા શિષ્ય કરો.' ત્યારે મહારાજે કહ્યું કે-'અમે ભગવાન નથી' ત્યારે તે બન્નેએ કહ્યું કે-'તમારા ચરણમાં સોળ ચિહ્નો હોવાથી તમો સાચા ભગવાન છો' એમ અમારા અંતરમાં ખાત્રી થઈ છે એવું વચન સાંભળીને મહારાજે પોતાના સ્વરૂપનું જ્ઞાન આપીને પ્રગટ પોતાનું ભજન કરાવ્યું ત્યાં ત્રણ દિવસ પૂરા રહીને ત્યાંથી ચાલ્યા (૧૨૧)

સાંઢવાળાથી ચાલેલા મહારાજ, જે ગરાસીઓ મહારાજને બંધીખાને નાખવાની બડાસ મારતો હતો તેના ગામ દેવળીયાને રસ્તે ચાલ્યા. ત્યારે લોકો કહેવા મંડયા કે-'જો તમે દેવળીયાના દેવીસંગને ત્યાં જશો તો તે તમને બંધીખાને નાખશે માટે જશો નહિ, ત્યારે બીકણ બ્રહ્મચારી બોલ્યા કે-'આપણે અહીથી પાછા વળી જઈએ. ત્યારે મહારાજ બોલ્યા કે-'તમને બહુ બીક લાગતી હોય તો આવશો નહિ અમે તો એકલા જઈશું' એમ કહીને પોતે ઉતાવળા ચાલીને તે ગામ ગયા અને દરબારમાં જઈને 'દરબાર કયાં

છે? એમ પૂછ્યું. ત્યારે કોઇએ કહ્યું કે–'એ તો કચેરીમાં છે! એટલે મહારાજ કચેરીમાં જઇને ઊભા રહ્યા. ત્યારે દેવીસિંહે પૂછ્યું કે–'તમે કોણ છો?' ત્યારે મહારાજે કહ્યું કે–'અમે તો સ્વા. ના. ભગવાન છીએ' પરંતુ તમારૂ શું નામ છે? ત્યારે તે બળથી બોલ્યો કે–'હું તો સચ્ચિદાનંદ બ્રહ્મ છું' ત્યારે મહારાજે કહ્યું કે–'ચિત્ શબ્દ તો પ્રકાશ વાચક છે. તે તમે તમારા અંગમાંથી દેખાડો, નહિ તો અમે દેખાડીએ' એમ કહીને તત્કાળ અતિ પ્રકાશ દેખાડયો તેથી બધો દરબાર તેજ તેજ થઈ ગયો અને તે આંધળો હતો પણ દેખતો થઈ ગયો. એમ થોડી વાર પ્રકાશ દેખાડીને મહારાજે કહ્યું કે–'આ પ્રકાશને હવે સંકેલી લ્યો,' ત્યારે તેણે કહ્યું કે–'મારાથી સંકેલાશે નહિ, તમે સંકેલી લ્યો.' ત્યારે મહારાજે તે તેજ ક્ષણમાં સંકેલી લીધું. પછી દેવીસિંહ બોલ્યા કે-'આ સ્વા. ના. ને બંગલામાં ઉતારો આપો અને સાકરનાં સીધાં આપો.' સીધાને તૈયાર કરાવે છે એટલાકમાં બ્રહ્મચારી આવી ગયા. એટલે બન્ને ગુરુ શિષ્ય બંગલામાં ઉતર્યા. બ્રહ્મચારીએ રસોઇ તૈયાર કરતાં બન્ને જમવા બેઠા. તે વખતે મહારાજે બ્રહ્મચારીને કહ્યું કે–તમે તો બંધીખાને નાખશાનું કહેતા હતા, પણ આ તો સાકરનાં સીધાં મળ્યાં, તે આપણે જમ્યા. ત્યારે તે બોલ્યા કે–તમે તેને 'કાંઇક ચમત્કાર દેખાડયો હશે ત્યારે તેણે સીધાં આપ્યાં હશે.' એમ વાતો કરતા થકા ત્યાં રાત્રિ રહ્યા. આ રીતે એ ગરાસીઆને તેજ દેખાડયું તો પણ ભગવાનપણાનો બરાબર નિશ્ચય થયો નહિ. તેથી તેણે સો જણને જુદા જુદા પ્રશ્નો શિખવાડીને તૈયાર કરીને મહારાજને બોલાવવા માટે માણસને મોકલ્યો. ત્યારે મહારાજે કહેરાવ્યું કે-'તમારે જેટલા પ્રશ્નો પૂછવા હોય તેટલા તૈયાર કરી રાખજો અમે આવતી કાલે સભામાં આવીશું' પછી બીજે દિવસે મહારાજ સભામાં પધાર્યા ત્યારે સો

પ્રશ્નો સો જણાએ એક સાથે પૂછયા. તે સમયે મહારાજે પોતાની શક્તિથી સો સ્વરૂપે થઈને સર્વેના પ્રશ્નોના ઉત્તરો એક-સાથે આપ્યા. આ આશ્ચર્યને જોઇને, તે સર્વેને દૃઢ નિશ્ચય થયો કે –'આ સ્વયં ભગવાન્ પુરુષોત્તમ છે' પછી એમનો દૃઢ આશ્રય કરીને પ્રગટ મહારાજનું ભજન કરતા થયા. આ રીતે ગામમાં પોતાનું અલૌકિક અદ્ભુત ઐશ્વર્ય દેખાડીને ત્યાં ત્રણ દિવસ રહીને ચાલ્યા તે ગામ **ભાદરા** થઇ ખોડીયાદ થઈને **માણાવદર** પધાર્યા (૨૨૨)

માણાવદર પધારીને તુરત પર્વત ભાઇને કહ્યું કે–'અમારે માંદા થવાનો વિચાર છે તે થઈએ ? ત્યારે તેમણે ના કહી. વધુમાં કહ્યું કે- 'સર્વ ભક્તોને દર્શન આપો અને સારી ઉપદેશની વાતચિત કરો. 'અને સર્વેને સુખ આપો' એવું સાંભળીને ફક્ત બે જ દિવસ રહી-ને ચાલ્યા તે ગામ **પંચાલા** આવ્યા અને તત્કાળ જીણાભાઈને કહ્યું કે–અમારે માંદા થવું છે તે અહીં માંદા થઇએ. ત્યારે તેમણે પણ ઉપર પ્રમાણે કહ્યું. પછી ત્યાં એક જ રાત રહીને, આખા પિપલાણે પધા-ર્યા. ત્યાના નરસી મહેતાને ઉપર પ્રમાણે કહેતાં તેમણે પણ તે જ પ્રકારે કહ્યું. પછી તે બન્ને ગામમાં એક જ દિવસ રહીને ત્યાંથી ચાલ્યા તે ગામ ગણોદ થઈને **જાળીયા** ગામે આવ્યા. ત્યાંના હીરા-ભાઈનાં માને બીજી કશી વાત નહિ કરતાં માંદા થવાની વાત કરી. ત્યારે તે ભોળી બાઈ એ 'આપની મરજી હોય એમ કરો' એમ કહેતાં માંદા થઈ ગયા. અને ઋષભદેવની દશા ગ્રહણ કરીને, ખાવું પીવું સર્વે મૂકી દીધું. બાઈને મહારાજ ઉપર ઘણો સ્નેહ હોવાથી વારેવારે 'કંઈક જમશો ? એમ પૂછ્યા કરે. ત્યારે બાઇને ત્યાં કે ગામમાં જે વસ્તુ ન જ હોય તેને માગે. ત્યારે બાઈ કહે કે–એ વસ્તુ અહીં મળતી નથી. ત્યારે તે બાઇ ઉપર આકરા થઈને મારવા ઉઠે અને કહે કે–હું જે વસ્તુ માંગુ છું તે તું આપતી નથી.' આ રીતે

અગીયાર દિવસ લાગટ મંદવાડ રાખ્યો. બારમે દિવસે રાત્તે બાઇને કહ્યું કે–' મને બહુ ભૂખ લાગી છે માટે જે કાંઇ ખાવાનું આપો ' ત્યારે બાઇએ સમયોચિત મગ બાફીને જમાડ્યા. સવાર થતાં મહારાજે હીરાભાઇને કહ્યું કે–'આ વેણું નદીમાં પાણી પહોંચે એટલા પાણીએ અમને નવરાવો તો અમે સાવ સાજા થઇએ.' એવું વચન સાંભળતાંજ સર્વે બાઈ ભાઇઓ નદીમાંથી પાણીનાં બેડાં લઇ આવ્યા અને મહારાજને પત્થરની છાટ ઉપર બેસારીને ખૂબ નવરાવવા માંડ્યા ને ઘણાં બેડાં રેડ્યાં પણ નદીમાં પાણી પહોંચ્યું નહિ. ત્યારે હીરાભાઇએ મનમાં વિચાર કરીને, મહારાજની પછવાડેથી તાંસળામાં પાણી ભરી લઇને તે નાહેલું પાણી વેણુ નદીમાં રેડી આવ્યા. અને મહારાજને કહ્યું કે–નદીમાં પાણી પહોંચી ગયું. ત્યારે મહારાજ બોલ્યા કે'–હવે અમે સાવ સાજા થઈ ગયા.' પછી વસ્ત્રને પહેરીને જમવાની ઇચ્છા જણાવતાં બાઈએ થોડીવારમાં બહુ વસ્તુનો થાળ કર્યો અને મહારાજના મુખ આગળ મૂકયો. મહારાજ ધીમે ધીમે જમતા જાય અને પાણી પીતા જાય. તે સમયે બાઈના મનમાં એવો સંકલ્પ થયો કે–'આવો દીકરો હોય તો નિત્ય નવરાવીએ અને જમાડીએ' આ અશક્ય સંકલ્પને અંતર્યામિપણે જાણીને મહારાજ બહુ જ વિચારમાં પડી ગયા (૧૨૩)

અંતે એવા વિચાર ઉપર આવ્યા કે–'મારા જેવો બીજો દીકરો કયાંથી લાવવો. એવો તો હું એક જ છું. બીજો કોઈ નથી, મારે એ બાઇને ત્યાં ફરીથી જન્મ લેવો પડશે. તો આ ફેરે જ એને દીકરાનો ભાવ છે તે પૂરો કરૂં" એમ વિચારીને પોતે જમતાં જ રીસાઇને ચળું કરીને ઊઠ્યા. ત્યારે બાઇએ કહ્યું કે–પૂરું જમ્યા વિના એકદમ કેમ ઊઠી ગયા. ત્યારે મહારાજે કહ્યું કે–અમારે અહીં રહેવું નથી. ત્યારે બાઈએ કહ્યું કે-કેમ રહેવું નથી. ત્યારે મહારાજે કહ્યું કે–તમે

અમને 'આવ્ય દીકરા' એમ ઉઘાડું કહો તો અમે રહીએ. આ વચનને સાંભળીને બાઇ બહુ લજ્જા પામી જવાથી એમ બોલી શક્યા નહિ. એટલે મહારાજ તો ત્યાંથી રીસાઇને ચાલતાં, બાઇ પણ પાછળ પાછળ રડતાં રડતાં આવ્યાં. અને બીજા હરિભક્તો પણ મહારાજ 'રહો રહો' એમ કહેતા થકા ભાગોળ સુધી પાછળ ચાલ્યા આવે છે. એવા સમયમાં એક મુસલમાન સામો આવતો હતો તે સર્વેને બહુ દીલગીર જોઇને વગર પ્રેરણાએ બોલ્યો કે-હે સ્વા. ના. તુમ તો ખુદા હો અને બહુ દયાળુ હો, તે નિર્દય કયું હો ગયે. સબ કેડે રડતે રડતે આતે હે અને તુમ તો પાછે નહિ વળતે, એવું એનું વચન સાંભળીને મહારાજ બોલ્યા કે-જો આ બાઈ મને 'આવ્ય દીકરા' એટલો જ શબ્દ કહે તો હું હમણાં જ પાછો વળું, આ વાત સાંભળીને તે મુસલમાને તે બાઈ પાસે જઇને કહ્યું કે-'આવ્ય દીકરા' એમ કહેનેમેં તેરા કયા જાતા હે' ત્યારે બાઈ બોલ્યાં કે-એ તો સાક્ષાત્ જગત્કર્તા ખુદા છે. એમને 'દીકરા એમ કેમ કહેવાય. એમ કહી સાંભળીને તે તો ચાલ્યો ગયો. અને મહારાજ તો ઠેઠ સીમાડા સુધી ગયા પણ પાછા વળ્યા નહિ. ત્યારે બાઇના મનમાં નિશ્ચય થયો કે-હવે કોઇ ઉપાયે પાછા નહિ વળે, પછી 'આવ્ય દીકરા' એમ કહેતાં જ પાછા વળીને ગામમાં હીરાભાઇને ઘેર રહ્યા. બાઈને એક બાખડી ભેંસ હતી તેનું દૂધ દરરોજ મહારાજને પાય. ત્યારે મહારાજ કહે કે-'તમે એમાં સાકર નાંખીને અમને આપો છો તે અમે નહિ પીઇએ. ત્યારે બાઈએ કહ્યું કે-એ ભેંસનું દૂધ જ એવું સાકર જેવું મીઠું છે. તે તમે ઉભા રહો અને હું દોહીને આપું' ત્યારે મહારાજે હા કહેતાં તેમની નજર આગળ બાઈએ ભેંસ દોહીને મહારાજને દૂધ આપ્યું. તે મહારાજે પીધું અને બોલ્યા કે-'આ તો સાકર જેવું દૂધ છે.' માટે એનું નામ

**'સાકરીયા'** એવું પાડયું. આ રીતે લીલા કરતા થકા એમને ઘેર દોઢ માસ રહીને ઇચ્છિત પુત્રપણાનું સુખ અહીં જ આપીને બાઈનો સંકલ્પ પૂરો કર્યો. ત્યાંથી મહારાજ ચાલ્યા તે ગામ ઉપલેટા આવ્યા. (૧૨૪)

ત્યાંથી ચાલેલા મહારાજે જે ભેંસનું દૂધ પીતા હતા તે ભેંસ પણ પાછળ પાછળ તે ગામ જાય. અને મહારાજ એનું જ દૂધ જમે. એથી એને ખાંણુદાંણુ હરિભક્તો ખૂબ ખવરાવે. એથી ભેંસ પણ ટેવઈ ગએલી કે–મહારાજ સાથે ગામેગામ જાય. આ અપૂર્વ દેખાવ ઉપરથી અજ્ઞ લોકો એ એવી વાત ઉડાડી કે–'સ્વામિનારાયણે બાઈને પ્રસાદી આપી પણ તેણે નહિ ખાતાં ભેંસના ખાંણમાં નાંખી અને તેણે ખાવાથી ગાંડી થઇ ગઈ છે જેથી તે ભેંસ સ્વા.ના. કેડેકેડે ચાલી જાય છે.' ઉપલેટામાં રાત્રિ રહ્યા. હુતાશનીનો સમૈયો જુનાગઢમાં કરવાના વિચારથી સંતો તથા કાઠી આદિકને તેડાવવાથી તેઓ ત્યાં આવીને ભેળા થયા. પછી ત્યાંથી ચાલ્યા તે **જુનાગઢ** આવ્યા. આ વખતે મહારાજ સાથે લગભગ એક હજાર માણસો ભેળાં હતાં. આ વિચિત્ર સંઘને જોઈને નાગર લોકોએ શહેરનો દરવાજો બંધ કરાવ્યો. અને પેસવા દીધા નહિ. તેથી મહારાજ સંઘ સાથે બહાર ઉતારો કરીને રાત્રિ રહ્યા. સવારે નાગર લોકોએ નવાબ સાહેબને કહ્યું કે–'સ્વા. ના. તમારૂ રાજ્ય લેશે. એમની સાથે કાઠી કોળી ગરાસીઆ આદિક ઘણા માણસો છે. અને વળી તે પોતે ખુદા કહેવાય છે' આવી વાત સાંભળીને નવાબ બોલ્યા કે–'ખુદાકા દીયા તો હમ રાજ્ય કરતા હે, ખુદાને લઈ લેવા હોય તો કયા બેર હે, કુછ વેર નહિ, સ્વા. ના. ને સુખેથી શહેરમાં આવવાદ્યો' એવો હુકમ કર્યો. વળી ગામ પંચાળાના દરબાર જીણાભાઇ પોતાના કારભારી હોવાથી એમને નવાબે કહ્યું કે– 'તમે

આપણી સ્વારી ડંકો નિશાન તથા પાયગા લઇને સામા જઈ સત્કાર સહિત સ્વા. ના. ને શહેરમાં પધરાવો' એવું રાજાનું વચન સાંભળ્યું અને વળી પોતાને બહુ ભાવતું હતું. તેથી બમણી સ્વારી વાજીંત્ર સહિત લઇને સામા આવ્યા અને વાજતે ગાજતે સામૈયું કરીને શહેરમાં પધરાવ્યા. આ સમયે મહારાજે અંગ ઉપર સર્વ જરીયાની વસ્ત્રા ધાર્યાં હતાં. અને ઘોડા ઉપર સ્વાર થયા હતા અને છત્ર ચામર અબદાગિરિ સહિત છડીદાર 'જય જય' શબ્દને ઉચ્ચારતા અને આગળ અનેક પ્રકારનાં વાજીંત્રો વાગતા હતાં. આવી ભવ્ય શોભા સાથે શહેરમાં સર્વેને દર્શન દેતા દેતા ધીરે ધીરે ચાલ્યા. તે સમયે હજારો મનુષ્યોનાં નાડી પ્રાણ ખેંચીને જાણે કાષ્ઠનાં પુતળાં હોય એવા સ્તબ્ધ થઈ ગયા હતા. સર્વેને દર્શન દેતા થકા ભરબજારે આવે છે એ અવસરે કોઈ હરિજને ચીભડાની કાકડી લાવીને મહારાજના હાથમા આપી તે પોતે લીધી. અને આગળ ચાલતાં જ્યાં ચોખંડી છે અને રાજાની હવેલી છે તેની ઉપર નવાબ સાહેબ મહારાજનાં સ્વારીસહ દર્શન કરવા બેઠા હતા. આ વાતને જાણીને ત્યાં જ ઘોડી ઉભી રાખી અને કાકડીને સુધાર્યા વિનાજ એક હાથમાં ઘોડીની લગામ અને બીજા હાથમાં કાકડી લઇને જમવા મંડ્યા આ અપૂર્વ લીલા જોઇને નવાબના મનમાં એમ થયું કે-' આ તો સાક્ષાત્ ખુદા જ છે જો ખુદા ન હોય તો આટલા મનુષ્યોના મધ્યમાં ચીભડું જમ્યું કેમ જાય. દેખ ખુદાને કોઇકી અપેક્ષા નહિ. એથી ચીભડુ જનતામાં જમતા હૈ' એવો પ્રત્યક્ષ ખુદાપણાનો દૃઢ નિશ્ચય કરાવીને ત્યાંથી ચાલ્યા. મહારાજને ભરબજારે હજારો મનુષ્યો જોતાં ચીભડું જમતા જોઇને જે કેટલાક અજ્ઞાનીઓ હતા તે તો અવગુણ લઇને ભાગી ગયા. મહારાજ ધીરેધીરે આગળ આવે છે ત્યાં એક **ચકુભાઈ** નાગરની માએ સાકરનું પાણી કરી

કળશમાં ભરીને એવો સંકલ્પ કરેલો કે–' જો સ્વા. ના. ભગવાન હોય તો આ પાણી મારી પાસે પોતે માગી લઇને પીવે' આ સંકલ્પને સર્વજ્ઞ શક્તિથી સમજીને, તે સ્થળ આવતાં ઘોડી ઉભી રાખીને બાઇને બોલાવીને કહ્યું કે–'અમારા માટે તમોએ જે સાકરનું પાણી કરી રાખ્યું છે તે લાવો. અમને તરસ લાગી છે.' એટલે એ બાઇએ લાવીને હર્ષાતિશયથી આપ્યું તેને પાન કરતા મહારાજને જોતાંજ બાઈને આતો સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ નારાયણ છે' એવો દઢ નિશ્ચય થઈ ગયો. આ રીતે કેટલાક મનુષ્યોના સંકલ્પને સિદ્ધ કરતા થકા, ધીમે ધીમે આગળ ચાલતાં, હાલમાં જે સ્થળે મંદિર છે ત્યાં પ્રથમ વાડી હતી. તેમાં આસોપાલવનો વૃક્ષ હતો તેની નીચે મહારાજે સંત પાર્ષદો સાથે ઉતારો કર્યો. થાળ તૈયાર થતાં જીણાભાઈના દીવાનખાનામાં જમવા પધાર્યા. જમીને ત્યાંને ત્યાંજ પોઢી ગયા. સંતો સારૂ રસોઈ જીણાભાઈએ કરાવેલી તેને સંતો પાર્ષદો જમીને એજ વાડીમાં ઉતારો કરીને સૂઈ ગયા (૧૨૫

બીજે દિવસે મહારાજ પ્રભાત થતાં ઉઠીને સ્નાન પૂજા વિગેરે વિધિ કરીને સભામાં વિરાજ્યા. સંત પાર્ષદો પણ સ્નાનાદિ વિધિ કરીને સભામાં બેઠા. આ સમયે શહેરના મોટા મોટા શાસ્ત્રી–પુરાણીઓ વિગેરે મળીને સભામાં આવીને બેઠા. અને અનેક પ્રકારના પ્રશ્નો પૂછ્યા, તેના ઉત્તરો યથાશાસ્ત્ર મહારાજે આપ્યા. પછી મહારાજે તેઓને પ્રશ્નો પૂછ્યા તેના ઉત્તરો તેઓ આપી શક્યા નહિ. તેથી તેઓ બોલ્યા કે–'આ તો નિશ્ચે ભગવાન છે' એમ કહીને પછી કહ્યું કે–'અમારે સમાધિ જોવાની ઘણી ઈચ્છા છે' એવું વચન સાંભળીને મહારાજે સચ્ચિદાનંદ સ્વામીને સમાધિ કરાવી. પછી તેઓને કહ્યું કે–'હવે તમે પરીક્ષા કરો' ત્યારે તેમણે બરોબર જોઇને

કહ્યું કે-'આ સમાધિ સાવ સાચી છે' એમ કહીને પછી બોલ્યા કે-'તમો તો ભગવાન છો. માટે અમારી ઉપર દયા રાખીને અમારૂં સારૂં થાય તેમ કરજ્યો, એમ પ્રાર્થના કરીને પોતપોતાને ઘેર ગયા અને મહારાજ થાળ તૈયાર થયો જાણીને દીવાનખાને જમવા પધાર્યા. અને સંતોની રસોઈ તૈયાર થતાં તેઓ પણ જમવા ગયા. વળી ત્રીજે પહોરે સભા થતાં રાજાએ મહારાજને કહેવરાવ્યું કે-'અમારે આપની પધરામણી કરાવવી છે, તેથી દરબારમાં સંતો પાર્ષદો સાથે પધારો' આ વાતને સાંભળીને મહારાજ તથા સંત-પાર્ષદો તૈયાર થયા. નવાબે યથાપૂર્વ મોકલેલી સ્વારી સહિત દરબારમાં પધારતાં નવાબે સન્મુખ આવીને પોતાની કચેરીખાતામાં કોચ ઉપર બેસાર્યા. અને મહારાજની ચંદન પુષ્પો શેલુ વિગેરે શિરપાવ વડે પૂજા કરીને મોટી આરતી ઉતારીને પછીથી સોનામહોર અને રૂપીયાના થાળ ભરીને મહારાજના મુખ આગળ ભેટ મૂકીને, ઘણી સ્તુતિ કરીને મહારાજ પાસે બેઠા. તે સમયે મહારાજે સ્વધર્મ, આત્મજ્ઞાન, વૈરાગ્ય, ભક્તિના સંબંધવાળી ઘણી વાત કરી પછી નવાબ સાહેબની રજા માગીને મહારાજ ઉઠ્યા. એ જ સમયે બધા નાગરોએ સાહેબને કહ્યું કે-' અમારે સ્વા. ના. સાથે શાસ્ત્ર ચર્ચા કરવી છે. ' આ વાત સાંભળીને નવાબે મહારાજને કહ્યું કે-'આ લોકો તમારી સાથે ચર્ચા કરવા માગે છે.' ત્યારે મહારાજે કહ્યું કે-'આ પંડિતવર્ય નિત્યાનંદસ્વામીને અમે અહીં બેસાડીને જઇએ છીએ. તે તેમની સાથે સારી ચર્ચા કરશે' એમ કહીને મહારાજ ત્યાંથી ચાલ્યા. તે વખતે નવાબ રસ્તા સુધી વળાવવા પાછળ આવ્યા. તેમને આગ્રહથી પાછા વાળીને પોતે ઉતારા પર પધાર્યા (૧૨૯)

નિત્યાનંદસ્વામી દરબારમાં સભા વિષે બેસી રહ્યા તે સમયે મોટી સભા ઠઠ ભરાઈ ગઈ. ત્યાં એક **નરસી પંડયા** શાસ્ત્રી કહેવા-

તા હતા તેણે સ્વામીને પ્રશ્ન પૂછયો કે-'તમારા .સ્વા. ના.ને તમે ભગવાન્ કેમ કહો છો ? એમને એ રીતે કાશીના પંડિતોએ કે ડાકોરવાળાએ કે વડોદરાની સભાએ પ્રમાણ કર્યા છે? કે પછી તમારે જાણે કહો છો ?' ત્યારે નિ. સ્વામી એ કહ્યું કે-'સૂર્યનો ઉદય થયો અને અંધકારનો નાશ થયો. પછી તેને 'સૂર્ય નથી' એમ બધા જ કહે અને બધા જ 'સૂર્ય સાચા છે' એમ કહે તો પણ સૂર્ય તો સાચો જ છે. અને ના કહે તો પણ સાચા જ છે' એમ દષ્ટ દષ્ટાંતથી સિદ્ધાંતની વાત કહી. તેને સાંભળીને નવાબ બોલ્યા કે-'નિત્યાનંદજી શી ચર્ચા હોઇ' ત્યારે સ્વામી બોલ્યા કે-' આ તમારા પંડ્યાજી એમ કહે છે કે-'સૂર્ય ઉગ્યા તેને બધી જ દુનિયા કહે કે-સૂર્ય સાચા છે તો સાચા. નહિ તો ખોટા.' એવી ચર્ચા થઈ. આવી વાત સાંભળીને નવાબ બોલ્યા કે-'નરસી પંડયાએ 'બોત બુરા કિયા.' સૂર્ય તો દુનિયાં હા કહે તો ય સાચા છે અને ના કહે તો પણ સાચા છે. એમાં બે મત નથી. ત્યાર પછી વળી પંડયાએ બીજો પ્રશ્ન પૂછયો કે-'**वन्दे महापुरुष ! ते चरणारविन्दम्**' એમ મહાપુરુષના કેવળ ચરણારવિંદને વંદન કેમ કર્યું ? બીજા અંગને કેમ ન કર્યું ?' આ પ્રશ્નનો પ્રત્યુત્તર સ્વામીએ એવો કર્યો કે-'મોટા માણસને એમ જ કહેવાય કે-'આપના ચરણની રજ છું', પણ તમારા 'માથાનો મુગટ છું'' એમ ન કહેવાય. આ તો જગત્કર્તા ભગવાનની વાત હોવાથી એમના ચરણારવિંદને વંદન કરવાનું કહે છે. એમ ઉત્તર કરીને પછી પંડયાને કહ્યું કે-'હવે એનો અર્થ તમે કહો' ત્યારે પંડયાજી બોલ્યા કે-'ભગવાનનો સમગ્ર દેહ અપવિત્ર છે અને ફકત ચરણાવિંદ પવિત્ર છે, તેથી તેને વંદન કરવાનું કહે છે. ત્યારે વળી નવાબે સ્વામીને પૂછયું કે-'કયા ચર્ચા હોઇ' ત્યારે સ્વામીએ અનુવાદ કર્યો કે-'આ તમારા પંડયાજી યું કહેતા હે કે-ખુદાકા સબી જુસ્સા નાપાક હે

અને કદમ પાક હે' આવું અઘટિત સાંભળીને નવાબ બોલ્યા કે–'પંડયાએ બો'ત બુરા કિયા' એમ બે વાર કહીને, પછીથી કહ્યું કે–'ખુદાકા તો સબી જુસા પાક હે, કોઇને નાપાક કહેવાય નહિ.' આ રીતે સ્વામી સભા જીત્યા. અને સ્વા. ના. નું ભગવાનપણું પ્રતિપાદન કર્યું. પછીથી નવાબની રજા લઇને ઉતારે આવીને બેઠા અને મહારાજને સભામાં થયેલી ચિત્ર ચર્ચાની બધી વાત કહી. એટલાકમાં સંધ્યા સમય થતાં આરતી ધૂન્ય પ્રાર્થના કરીને વળી સભામાં બેઠા. તે સમયે મહારાજે ઐશ્વર્ય પ્રતાપ સંબન્ધી ઘણી વાતો કરીને, પછી પોઢવા માટે દિવાનખાને પધાર્યા અને સંતો પાર્ષદો તો અન્ય ઉતારાના અભાવે ત્યાંના ત્યાંજ સૂઇ ગયા (૧૨૭)

બીજે દિવસે હુતાશનીનો ઉત્સવ હતો. સવારમાં વહેલા ઉઠીને, સ્નાનાદિ નિત્યવિધિ કરીને, સભામાં આવીને વિરાજ્યા. દેશ દેશાંતર થકી આવેલા હરિભક્તોને દર્શન આપીને બોલાવી ધર્માદિ સંબન્ધી ઘણી વાતો કરીને બહુ સુખીઆ કર્યા. પછી થાળ થયાના સમાચાર મળતાં ઊઠીને દિવાનખાને પધારીને જમ્યા. અને સંતો પાર્ષદો માટે જીણાભાઇએ મોતીયા લાડુ, જલેબી શાટા વિગેરે પકવાન્નની રસોઇ કરાવી હતી તેને પીરસવા વાસ્તે મહારાજ પંક્તિ માં પધાર્યા. સંતોને સ્વહસ્તે પકવાન્ન પિરસીને સારી પેઠે જમાડયા. પછી હાથપગ ધોઇને ઉતારે જઇને નિરાંતે પોઢી ગયા. વળી ત્રિજે પહોરે ઊઠીને, જળપાન કરીને, સભામાં આવીને સંતો હરિજનોને બહુ સુખ આપ્યું. આ રીતે હુતાશનીનો દિન વ્યતીત થયો. બીજે દિને સવારમાં ઊઠીને, સર્વ સંત હરિજનો સાથે દામોદર કુંડે નહાવા પધાર્યા. તેમાં નહાઇને બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપીને ત્યાંથી ચાલ્યા તે હાટકેશ્વર મહાદેવ થઈને ઉતારે પાછા પધાર્યા. જીણાભાઈએ રંગ તથા ગુલાલ તૈયાર કરી રાખ્યો હશે. તે મહા-

રાજે સંત હરિભક્તો ઉપર સ્વહસ્તે નાખ્યો અને પછી પરસ્પર રંગ ક્રીડાની ઝડી મચાવી. તે વખતે કેટલાંક વાજીંત્રો પણ વાગતાં હતાં. આ વખતે બ્રહ્માદિ દેવો વિમાનમાં બેસીને સંતો તથા મહારાજનાં દર્શન કરવા આકાશમાં ઊભા રહ્યા થકા દુદુંભી વિગેરે દિવ્ય વાજીંત્રોને હર્ષભેર વગાડવા મંડયા અને પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. અને નારદાદિ મુનિઓ વીણાને વગાડવાની સાથે મહારાજની લીલાનું ગાન કરવા લાગ્યા. અને અપસરાઓ નૃત્ય કરવા લાગી. આ સમયે સર્વ સંત હરિજનો દેવોનાં દર્શનીય વિમાનોને આકાશમાં જોઈને અતિશય આશ્ચર્યમાં ગરક થઈ ગયા. આવો અલૌકિક ચમત્કાર રંગ ઉત્સવમાં દેખાડયો. અને જેટલા સંતો તથા હરિજનો હતા તેટલા બહુરુપે થઈને રંગઉત્સવ કરતાં, સર્વ કોઈ એમ જાણે કે–'મારી સાથે મહારાજ રમે છે' આ રીતે રંગ ઉત્સવ ઘણીવાર કરીને પછી તે રમતની સમાપ્તિ કરીને, દિવાનખાનામાં હાલ કૂવો છે ત્યાં સ્નાન કરીને, દિવાનખાને થાળ જમવા પધાર્યા અને અને સંતો પણ સ્નાન કરીને ઉતાવળા જમવા ગયા. આ રીતે હુતાશનીનો મહોત્સવ કરીને સમગ્ર હરિજનોને પોતપોતાના દેશે જવાની આજ્ઞા આપી. બીજે દિને મહારાજશ્રી નવાબ સરકારની રજા માગીને વાજતે ગાજતે શહેર થકી બહાર નીકળીને ત્યાંથી વેગથી ચાલ્યા તે ગામ **ગોંડળ** પધાર્યા (૧૨૮)

ગોંડળના રાજા **હઠીભાઇએ** મહારાજ પધારવાના શુભ સમાચાર જાણીને, બહુવિધ વાજીંત્રો, ડંકો, નિશાચ, પાચગા સાથે અને કારભારી મંડળ સાથે પોતે સામા આવી મહારાજને મહાસત્કારપૂર્વક શહેરમાં પધરાવ્યા અને બાગમાં ઉતારો આપ્યો અને સારી રસોઈ તૈયાર કરાવી હતી તે મહારાજ સંતો પાર્ષદો જમ્યા. પછી સભા ભરીને બેઠા. તે સમયે રાજા સભામાં આવ્યા તથા બીજા બહુ

પંડિતો પણ આવ્યા. એમાં પરસ્પર ઘણા પ્રશ્નો ઉત્તરો થતાં તેમાં મહારાજશ્રી જીત્યા. પછી રાજાએ સહિત સમસ્ત ઉભા થઈને શહેરમાં સ્વસ્વસ્થાને ગયા અને મહારાજ ત્યાં રહ્યા. બીજે દિવસે દરબારમાં મહારાજને વાજતેગાજતે પધરાવ્યા અને પુષ્પ ચંદનાદિ રાજોપચાર વડે પૂજા કરીને, સોનામહોર તથા રૂપીયાના થાળ ભરીને મહારાજના મુખ આગળ ભેટ મૂકીને શેલું શીરપાવ કરીને મોટી આરતી ઉતારીને પ્રાર્થના કરી કે–'આપના ચરણમાં સદા રાખવાનો વર આપો' ત્યારે મહારાજે તે વર આપ્યો. આ રીતે દરબારે વિનયસહ પગે લાગીને, મહારાજને જવાની રજા આપી. ત્યાંથી મહારાજ ચાલ્યા ત્યારે દરબાર પાછળ વળાવવા આવ્યા. તેમને પાછા વાળીને મહારાજ ગોંડળથી **કોટડા** પધાર્યા. ત્યાં રાત રહીને ચાલ્યા તે એકાદશીને દિવસે ગામ વાંકીયાના મોકાખાચરને ત્યાં આવ્યા. (૧૨૯)

સંઘ સાથે પધારેલા મહારાજને મોકાખાચરે કહ્યું કે–'રસોઇ કરવાની સંતોને આજ્ઞા આપો' ત્યારે મહારાજે કહ્યું કે–'આજ તો એકાદશી વ્રત છે.' ત્યારે ખાચરે કહ્યું કે–'એકાદશીના અધિપતિ આપના ચરણાંકિત આ મારા ગામમાં એ ન હોય, એ તો મારા શત્રુને ત્યાં હોય, મોકાને ત્યાં એકાદશી કેવી ?' એવો ભક્તાગ્રહ ભાળીને ભક્તાધીન ભગવાને રસોઈ કરાવીને સંતોને જમાડ્યા. આ રીતે ત્યાં રાત રહીને ત્યાંથી હિંડ્યા તે ગામ **કરીયાણા** મીણબાઇને ત્યાં પધાર્યા. ત્યાં એક દિવસ રહીને ચાલવાની તૈયારી કરતાં બાઈએ કહ્યું કે–'થાળ જમીને ચાલજો.' ત્યારે મહારાજે કહ્યું કે –'જમવા સારૂં નહિ રહેવાય.' ત્યારે બાઈએ કહ્યું કે–'બહારથી દૂર જશો પણ અંતરથી જાવ તો તમને બળીયા બહુ" એમ કહીને મુર્તિને ધારીને ધ્યાનમાં બેઠાં અને પ્રેમરૂપ દોરી વડે ચરણારવિંદ

બાંધી રાખ્યાં. એથી સંતો તથા ઘોડી વિગેરે સ્તબ્ધ થતાં કોઈ ચાલવા સમર્થ થયા નહિ. એટલે પાછા વળીને મહારાજ દરબારમાં આવ્યા અને 'રસોઇ કરો અમે જમીશું' એમ હાર માનીને કહ્યું. પછી બાઇએ બહુ હર્ષથી થાળ કર્યો અને સંતો સારૂ રસોઈ કરાવી. આમંત્રણ આવતાં જમવા પધાર્યા અને બાઈની ઇચ્છા મુજબ જમ્યા પછી મુખવાસ લઇને સભામાં વિરાજ્યા. તે સમયે મહારાજે મીણુબાઈની મુક્તસ્થિતિની વાત કરી કે–'આ બાઈ અમે ઘેરથી નીકળીને વનમાં વિચર્યા અને અમે જ્યાં જ્યાં ફર્યા તે સર્વ સ્થળે અમને પ્રત્યક્ષ દેખતાં હતાં અને હમણાં પણ એમને એમજ દેખ્યા કરે છે' 'જે ભકતે પ્રેમરુપ દોરીથી ભગવાનનાં ચરણારવિંદ બાંધી દીધાં છે, એવા ભક્તના હૃદયને ક્ષણ પણ ત્યાગ કરવા ભગવાન સમર્થ થતા નથી' એમ ભાગવતમાં કહ્યું છે તે આ મિણબાઈએ સત્ય કર્યું છે. માટે હવે અમને રજા આપો તો ચાલીએ. આવું વચન સાંભળીને, બાઈએ કહ્યું કે–'આપની મરજી હોય એમ કરો' તેને સાંભળીને પછી તૈયાર થઇને ત્યાંથી ચાલ્યા તે ગામ **ગઢપુર** આવ્યા (૧૩૦)

એક દિવસે ગઢપુરમાં વા. ના. ના ઓરડાની ઓસરીએ સભા ભરીને વિરાજ્યા. તે સમયે **અદ્દભુતાનંદ સ્વામી** કહે કે–'હું દેશમાંથી ફરીને ચૈતન્યાનંદ સ્વામી, નિષ્કામાનંદ સ્વામી (આ ત્રણેય સગા ભાઈઓ હતા) ઉદારાનંદ સ્વામી (આ પણ એમના મંડળમાં એમના ગામના હતા) ઈત્યાદિ બાર સંતો સાથે દેશમાં ફરીને આવ્યો અને મહારાજનાં દર્શન કરીને સભામાં બેઠો ત્યારે મહારાજે મને દેશના સમાચાર પૂછ્યા. પછી મને એમ પૂછ્યું કે–'દેશમાં હરિભક્ત આગળ ભગવાનની વાતો કરો છો ત્યારે અમને કેવા કહો છો અ.સ્વામીએ કહ્યું કે–'દત્ત કપિલ બુદ્ધ આદિક જેવા સાધુરૂપ કહીએ છીએ.'

ત્યારે મહારાજે કહ્યું કે–'એમ કહો છો તો દેશમાં ફરવાનું શું કામ? કોઈએ અર્ધા પૈસાનો મૂળો લઈને ખાધો હોય અને પછીથી સાત ભાતનાં પકવાન્ન જમે તો પણ મૂળાનો ઓડકાર ઉપર આવે. તેમ 'સર્વાવતારધર્તા સર્વકારણ સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ શ્રીકૃષ્ણ એવો હું તમને મળ્યો છું'' એવી મારા સંબંધી નિશ્ચયની વાત કેમ કરતા નથી? ત્યારે મેં કહ્યું કે–' કુંભારના ચાકની પેઠે કહેવાનો વેગ તો અંતરમાં આવે છે પણ આપની આજ્ઞા આડી આવતી હોવાથી કહી શકાતું નથી.' આવું મારૂં વચન સાંભળીને મહારાજે કહ્યું કે–આજ-થી રાજાથી રંક સુધી 'પ્રત્યક્ષ પુરુષોત્તમ નારાયણ શ્રીકૃષ્ણ છે' એવી વાત કરજ્યો, એવું સાંભળીને એક સંતના મનમાં એવો ઘાટ થયો કે–'જો રાજાને એવું કહેવા જઈએ તો બંદીખાને નાખે કે હાથીના પગે બાંધે' આ વાત અંતર્યામિપણે જાણતાં, મહારાજે કહ્યું કે-બંધીખાને નાંખનારા કે હાથીના પગે બાંધનારામાં કોણ રહ્યો છે? હુંજ રહ્યો છું. તો હવેથી સુખેથી આ રીતની સર્વોપરીપણાની વાત કરજ્યો. એમ મને (અ. સ્વામીને) મહારાજે કહ્યું હતું (૧૩૧)

એક દિવસે મહારાજે મુક્તાનંદસ્વામીને વીશ સાધુઓને લઈને વાકળ દેશનાં ગામોમાં ફરવા મોકલ્યા. અટલાદર પાદરા આદિક ઘણાં ગામોમાં ફરીને **કલાલી** આવીને દોઢ માસ રહ્યા. ત્યાંથી ચાલ્યા તે ચરોતર દેશમાં થઈને માણેકઠારી પુનમ ઉપર **ગઢડા** આવ્યા. મહારાજના દર્શન કરીને સભામાં બેઠા. ત્યારે મહારાજે તે તે દેશ ગામના સમાચાર પૂછતાં કલાલીમાં કેટલા દિવસો રહ્યા? એમ પૂછ્યું ત્યારે સ્વામીએ ' દોઢ માસ રહ્યા ' એમ કહ્યું. તે સમયે કલાલીના અમીન રણછોડભાઈ વિગેરે મહારાજનાં દર્શન કરવા ઉત્સવ ઉપર આવ્યા. તે દર્શન કરીને સભામાં બેઠા. તેમને ચાર

દીકરા હોવાથી એજ વર્ષે ચાર ઘર નવાં કરાવ્યાં હતાં અને સ્વામી ત્યાં દોઢ માસ રહ્યા હતા પણ તે વખતે અન્ન વસ્ત્રની બહુ તાણ હોવાથી સ્વામીને અન્ન વસ્ત્રની ખબરજ પૂછેલી નહિ હોવાથી સ્વામીએ મહારાજને કહ્યું કે–'આ અમીને ઘર બહુ સારાં કરાવ્યા છે.' એ વાતને સાંભળીને તે અમીને કહ્યું કે–'હે મહારાજ ! 'તમારા માટે અમે ઘર કરાવ્યું છે.' પણ તમે છાના રહો તે કોઇ જાણે નહિ. તમે તો એક દાદાખાચરને દેખી રહ્યા છો' એવા મર્મભર્યાં વચનો સાંભળીને મહારાજે તેમને કહ્યું કે–'ઘર તો તમારા ચાર દીકરા માટે કરાવ્યાં છે અને અમારૂ નામ અમથું શા માટે આપો છો ? અમારા મોટા સાધુઓ કલાલીમાં દોઢ માસ રહ્યા પણ એકેય દિવસ અન્નનું કે ગરણા જેટલા વસ્ત્રનું તમે પૂછ્યું છે ? પૂછ્યું હોય તો કહો ? આ દાદાખાચરને દિવસમાં પાંચ ખાસડાં મારીએ તોં પણ ખમે છે અને અમે નવું કપડું પહેરવાનું આપતા નહિ હોવાથી ફાટેલાં કપડાં પહેરે છે અને એક ઠેકાણે રહેવા દેતા નથી અને ચોવીશ વર્ષમાં છપ્પન વાર વાસ ફેરવાવ્યો અને બિલાડીનાં બચ્ચાંની પેઠે ફરાફર કરે છે. પરંતુ મનમાં તે કયારેય 'આ મારૂં છે છતાં આપતા નથી' એમ સંકલ્પ પણ કરતા નથી. આ ખરા કારણથી હું અહીં રહ્યો છું. દરરોજ પાંચશો સાધુઓ એમના ઘરનું અન્ન જમે છે. એમ તેમને ઉપદેશ સાથે ઠપકો આપ્યો અને અમીનપણું સંભળાવ્યું. આ હિત વાતને સાંભળીને તે અમીન બોલ્યા કે–'મારી ભૂલ ઓળખાવી તે બહુ સારૂ થયું.' એ ભૂલની ક્ષમા કરજો.' 'એમ પ્રાર્થના કરીને વિનયથી મહારાજને પગે લાગ્યા. પછી પ્રસન્ન મહારાજે તેમને લાલજીની મૂર્તિ પ્રસાદીની કરીને પૂજવા માટે આપી. ગઢડાથી કલાલી લાવીને મંદિર કરાવીને તેમાં પધરાવ્યા. એ જ લાલજી અત્યારે મંદિરમાં પ્રસાદીના વિરાજે

છે. આ રીતે કૃપાળુ મહારાજે સર્વ હરિભક્તોની ભૂલ ઓળખાવી (કોઇના કહ્યા વિના ભુલ ઓળખાય નહિ (૧૩૨)

વળી પૂર્ણિમા દિને લીંબ તરુતળે પાટ ઉપર મહારાજ વિરાજમાન થયા. અને સર્વ સંતો તથા દેશદેશના હરિભક્તો પણ આવીને બેઠા. તે વખતે કેટલાક છેટે ઊભા રહ્યા હતા તેમને અમદાવાદના ભક્ત દામોદરે કહ્યું કે-'તમે જાવ સર્વે મહારાજનાં દર્શન કરો અને સભામાં બેસી જાવ.' એટલે તે બેસી ગયા. પછી પોતાનું અક્ષરાતીત શ્રીકૃષ્ણ પુરુષોત્તમપણું સર્વેને જણાવવા બોલ્યા કે-'હે દામોદર ! તમો કહો અને બીજા પણ કહો કે-'મારી પાસે રહીને તમે શું સમજ્યા છો?' એમ કહીને પોતે બોલ્યા કે-અક્ષરધામી મેં વિચાર કર્યો કે-મારો જે ખાસ સિદ્ધાંત છે તે પૂર્વે ઘણા મુક્તો થયા પણ બરોબર પ્રવર્તાવ્યો નહિ. એમ વિચારીને મુક્ત હતા તેમને લઇને અહીં આવ્યો છું.' એમ વાતોનું સર્વાવતારધર્તાપણું જણાવતા થકા પોતાના પુરુષોત્તમપણાની વાર્તા સભામાં કરી, આવા ઉપાસનાની દૃઢતા માટે એક લૌકિક દૃષ્ટાંત પણ આપ્યું કે-કાઠીયાવાડ દેશમાં એક કણબીના દીકરાનું વીશ ગાઉ દૂર લગ્ન ઉપર વરને શણગારીને લઇ જવા માટે પોતપોતાનાં ગાડાં જોડીને બળદોને ઘી પાવા માટે જાનૈયાઓ એક બીજાની આગળ મારપછાડ કરતા થકા આગળ પહોંચી ગયા, વરનો વ્યવહાર સાધારણ હોવાથી એના ગાડાના બળદીયા નબળા હોવાથી ગાડુ ધીમે ધીમે ચાલતાં, વરનું ગાડુ બહુ કેડે રહી ગયું, પણ તેની કોઇએ સંભાળ લીધી નહિ. વરના ગાડાનો હાંકેડુ વાળંદ હતો. તે ચારેક ગાઉ ગાડુ મહામહેનતે લાવ્યો અને બહુ થાકી ગયો. આગળ હાંકવાની હિંમત ચાલી નહિ. તેથી વરને કહ્યું કે-'આ બધા જાનૈયા તમારે લઇને ખાશે પીશે અને મજા માણશે, પણ તમારી તો કોઇએ ખબર લીધી નહિ, અને તમે પણ હવે લગ્નમુહૂર્ત-

માં પરણી શકવાના નથી. આ રીતે ગાડું ચાલશે તો ચાર દિવસે આ ગામ ગાડુ પહોંચશે. અને આપણે ભૂખે તરસે મરી જઈશું. માટે જો તમે કહો તો હું ગાડુ પાછું વાળું. ઘેર ભેગા થઈએ તો આપણે રોટલા ભેળા થઈએ આવું હિતવચન સાંભળીને વરે હા કહેતાં ગાડુ પાછું હાકયું તે ઘર ભેળા થઈ ગયા જાનૈયા તો તે ગામે ધમપછાડ પહોંચી ગયા. અને કન્યાના બાપને કહેવા મંડયા કે–ઠંડાં પાણી લાવો, બળદોને ઘી પાઓ અને ઘાસ આપો અને ઉતારા વિગેરેની વ્યવસ્થા કરો. આવાં વચન સાંભળીને કન્યાનો બાપ બોલ્યો કે-'વર કયાં ગયા?' ત્યારે બધાજ બહુ વિચારમાં પડી ગયા. વરરાજાનું ગાડુ તો કેડે રહ્યું હતું. તે તો પાછળ રહી ગયા.' એમ કહેવાથી વવના બાપે કાંઈ સત્કાર કર્યો નહિ. અને પાછું વળવું પડયું. ત્યારે પોતાને ઘેર આવ્યા ત્યારે ખાવા ભેળા થયા. એમ વરરાજાને મૂકીન જવાથી ચાલીસ ગાઉનું રપલિયું થયું. આ તો દૃષ્ટાંત છે. પણ એનો સિદ્ધાંત એ સમજવાનો છે કે–સર્વકારણ સર્વાવતારધર્તા એવો એક હું પરબ્રહ્મ છું તેમને સર્વ ક્રિયામાં આગળ રાખશે અને ઉપાસનાની દૃઢતા કરશે તો બધી વાતે સુખીયા થશે. જેમ વરરાજાને લઇને જ જાનૈયા સુખિયા થાય છે. અને લીધા વિના જાય તો દુઃખીયા થાય છે. મને મૂકી દેશે તો ચોરાશી લાખ જન્મનું રપલીયું થશે. આ રીતે પોતાના પુરુષોત્તમપણાની તથા ઉપાસનાની દૃઢતાની વાત કહીને સર્વેને પોતાના અનન્યાશ્રિત કર્યા. (૧૩૩)

એક દિવસે સંધ્યા આરતી થઇ રહ્યા પછી મહારાજ, નિત્યાનંદસ્વામી અને શુકાનંદસ્વામી આ ત્રણે ય મળીને લાડુબાના ઓરડાની પાછળના ઓરડામાં બેસીને **સત્સંગિ જીવન** સંબંધી વાતોના ખરડા લખતા હતા. તે લેખના ત્રણ ચાર ખરડા તૈયાર કર્યા. તેને વાંચીને મહારાજ કહે કે–'આ તો સારા થયા નહિ' એમ

કહીને ખોટા પાડે. ત્યારે નિ. સ્વામી કહે કે–હે મહારાજ વિચારી લખાવો તો ઠીક. એવું વચન સાંભળીને મહારાજ કહે કે–'સ્વામી તમે હવે સૂઈ જાવ, બાર વાગી ગયા છે. એમ આજ્ઞા થતાં નિ.-સ્વામી સૂઈ ગયા. શુકસ્વામી તો દીવામાં દીવેલ ખૂટવાથી તે લેવા માટે ઉઠીને કોડયું લઈને ચાલ્યા તેટલાકમાં મહારાજે કહ્યું કે-કેમ કોડિયું લઈને ચાલ્યા. ત્યારે સ્વામીએ કહ્યું કે–'દીવેલ ખૂટયું છે તે લઈ આવું' ત્યારે મહારાજ બોલ્યા કે–તમારે અજવાળાનું કામ છે કે દીવેલનું ? ત્યારે સ્વામી બોલ્યા કે–કામ તો અજવાળાનું છે. એમ કહીને કોડિયું હેઠે મૂકીને બેઠા. પછી તેજોમૂર્તિ મહારાજે પોતાનો જમણો ચરણ પલાંઠી વાળેલો હતો તે ઉભો કર્યો. તે જ સમયે જમણા ચરણના અંગુઠાના તેજનો સમુહ ઊંચો જેમ ઓચિંતો સૂર્યોદય થાય તેમ ઉછળ્યો. સૂર્યનું તેજ તો બીજાને બાળેછે અને આ તો સમીપે બેઠો હોય તેને પણ સુખ શાંતિ કરે એવો શિતળ શાંત કરે એવો વિલક્ષણ હતો. આવું તેજ સવાર સુધી રહેવાથી સ્વામીએ સવારના ચાર વાગ્યા સુધી એ તેજના અજવાળે લખ્યું. પછી નહાવાનું પાણી થતાં સેવકે બોલાવતાં મહારાજશ્રી નહાવા પધાર્યા. ત્યારે તેજ તત્ક્ષણ બંધ થઈ ગયું. સ્નાનાદિ નિત્ય-વિધિ કરીને થાળ તૈયાર થયો જાણીને લાડુબાના ઓરડામાં ઉગમણે મુખારવિંદે બાજોઠ ઉપર બેઠા અને મોટીબા તથા લાડુબા પણ પડખે બેઠાં. લાડુબાના ઓરડામાં થઈને તે દિવસે સોંસરૂં જવાતુ હોવાથી હું બધા ખરડા બાંધીને ચાલ્યો ને મહારાજ જમતા હતા તે સમયે પગે લાગ્યો. ત્યારે મહારાજે મને ( શુકસ્વામી ) કહ્યું કે–પ્રસાદી લ્યો. ત્યારે લાડુબાએ જાણ્યું કે–થાળ પ્રસાદીનો દઇ દેશે, તેથી મહારાજને કહ્યું કે–સ્વામી તો હજી નહાયા નથી તે કેમ જમશે. ત્યારે મેં મર્મમાં કહ્યું કે–'કોઇક આપે અને કોઈક લે એમાં બીજાએ

એ શા માટે આડે ફરવું પડે ?' એમ કહીને 'પ્રસાદી લાવો' એમ કહેતાં મને પ્રસાદ આપ્યો તે હું ત્યાંને ત્યાં જ જમ્યો. પછી ચળું કરીને ઊઠયો ત્યારે પ્રસન્ન મહારાજે કહ્યું કે–'તમારી ઉપર આજ હું બહુ પ્રસન્ન થયો છું. તો તમને શી પ્રસાદી આપુ.' એમ કહીને મને પૂછયું કે–'તમારી પાસે કાતર છે ?' ત્યારે મેં હા કહેતાં મહારાજે કહ્યું કે–'આ અમારી ચોટલી કાપી લ્યો.' ત્યારે પાસે બેઠેલાં લાડુબા બોલ્યાં કે–'હે મહારાજ સાવ મુંડીયા ન થવાય. ચોટલી તો રાખવી જોઇએ.' ત્યારે મહારાજ બોલ્યા કે–'જેના ચેલા મુંડીયા હોય તેના ગુરુને મુંડીયા થવામાં શો બાધ છે ? કશો જ બાધ નથી.' ત્યારે મેં કાતર કાઢીને ચોટી કાપી લીધી. તે દોરે વીંટીને કાતર ભેગી મૂકીને પછી હું સાધુની જાયગામાં આવીને તુંબડી દાતણ લઇને ઘેલામાં સ્નાન કરવા ગયો. તેમાં નહાઇ ધોઇને પવિત્ર થઈને પાછો આવ્યો. આ રીતે લેખક શુકાનંદસ્વામીને મહારાજે પુરુષોત્તમપણું પ્રત્યક્ષ પ્રદર્શાવ્યું. (૧૩૪)

એક દિવસે મહારાજ ગઢપુરમાં સભામાં વિરાજ્યા હતા ત્યારે મુક્તાનંદસ્વામીએ મહારાજને પ્રશ્ન પૂછયો કે–'શાંતિ થાય એવી વાત કરો.' ત્યારે મહારાજે 'પોતાના જન્મથી આરંભીને અત્યાર સુધીમાં જે જે દિવ્ય કે મનુષ્ય લીલા ચરિત્ર કર્યાં હોય તે ગાવાં અને સાંભળવા એજ શાંતિમાં મુખ્ય સાધન છે' એમ કહીને પછી ગ્રંથમાં સંગ્રહ છે એ બધી વાત વિસ્તારથી કહી સંભળાવી. પરંતુ એ શાસ્ત્રીય વાત પણ સ્વામીના માન્યામાં આવી નહિ. એટલું જ નહિ પણ 'મહારાજ બીજે માર્ગે ચઢી ગયા' એમ માની બેઠા. પછી મહારાજ તો ઊઠીને અક્ષર ઓરડીએ પધાર્યા અને બીજા સંતો ઉતારા ઉપર ગયા. વળી બીજે દિવસે સભા થતાં સ્વામીએ એનો એજ પ્રશ્ન શાંતિનો પૂછયો ત્યારે મહારાજે સદૃષ્ટાંત વાત કરી કે–

'સ્વરૂપાનંદસ્વામી બહુ માંદા થયા હતા ત્યારે તેમને અમે જોવા ગયા. તે સ્વામી બહુજ આત્મનિષ્ઠ હતા. એક વખત એમને ગુમડું થયેલું તેમાં જીવ પડ્યા હતા. તેમાંથી એક જીવડો નીચે ખરી પડ્યો. તેને હાથે ઝાલીને ગુમડામાં પાછો મૂકીને બોલ્યા કે-'ખા, એ તેરા ખાના હે.' એવા દૃઢ આત્મનિષ્ઠાવાળા હતા. તેમને પણ બહુ બળતરા તે રહેવાય જ નહિ. તેથી એમણે અમારી પ્રાર્થના કરી કે 'બહુ બળતરા થતી હોવાથી રહેવાતું નથી. પછી અમે ઠંડુ મલીયાગર ચંદન ઘસીને શરીરે ચોપડયું પણ શાંતિ થઈ નહિ. ત્યારે સ્વામીએ કહ્યું કે-હજી પણ બળતરા શમતી નથી. ત્યારે વળી મહારાજે કહ્યું કે-અમોએ તો તમોને શાંતિ માટે પ્રસિદ્ધ ચંદન ચોપડ્યું તો પણ શાંતિ નતી નથી. તો હવે શું કરીએ? એવા વચનો સાંભળીને સ્વામી તો અકળાઈને બોલ્યા કે-'આ બળતરા મેલી છે તે તુમારાજ કામ હે, આ કામ દુશરાકા નહિ હે, આ બળતરા મારાથી સહન નહિ હોતી હે.' ત્યારે અમે એ સ્વામીને કહ્યું કે-'આ દાદાનો દરબાર, નિંબતરુ, બજાર, ખળખળીયો અને અમે જ્યાં નહાયા ધોયા હોઇએ તથા બેઠા હોઈએ એ બધાનું ચિંતવન કરો તો શાંતિ થશે.' ત્યારે તેમણે તેમ કરવાથી શાંતિ થઈ. એમ બીજે દિને મહારાજે સભામાં વાત કરી અને જન્મને આરંભીને ગઢડા આવ્યા ત્યાં સુધીનાં લીલા ચરિત્ર કહી સંભળાવ્યાં. તો પણ એ શ્રીમુખની વાતને સમજ્યા નહિ. પછી મહારાજ અક્ષર ઓરડીએ ગયા અને સંતો ઉતારે ગયા. (૧૩૫)

વળી ત્રીજે દિને સભા ભરાતાં એનોએજ પ્રશ્ન સ્વામીએ પૂછ્યો. ત્યારે મહારાજે કહ્યું કે-'હવે એ પ્રશ્નનો ઉત્તર નિ. સ્વામી કરશે.' એમ કહીને ઊઠી ગયા. અને સભાસદો પણ ઉઠીને સ્વસ્થાને સીધાવ્યા. પછી મુ. સ્વામી અને નિ. સ્વામી સભામાંથી ઊઠીને

ગુજરાતી



પોતાને ઉતારે આવ્યા. મહારાજે શાંતિ થવાના પ્રશ્નનો યથાસ્થિત ઉત્તર કર્યો પણ મુ. સ્વામી નહિ સમજવાથી નિ. સ્વામીએ કહ્યું કે –'બે દિવસથી શાંતિ થવાના પ્રશ્નનો ઉત્તર મહારાજે એમ કર્યો કે–'મારા લીલા ચરિત્રનું સ્મરણ અને તેના યોગથી મારી મૂર્તિનું ચિંતવન થયા કરે' આ જેવો બીજો કોઇ શાંતિનો ઉપાય નથી. આ ઉત્તર મહારાજે બેવાર સભામાં કર્યો તો પણ તમારા સમજવામાં નહિ આવવાથી આજ ત્રીજીવાર તમોએ એ પ્રશ્ન પૂછ્યો, એ કારણથી મહારાજ ઊઠીને એકદમ ચાલ્યા ગયા.' આ હિત વાતને સાંભળીને મુ, સ્વામી બોલ્યા કે–'મહારાજે શાંતિની વાત બરોબર કરી પણ મારા માન્યામાં આવી નહિ. હવે તમારા કહેવાથી પાકી ઘેડ બેસી ગઇ.' આવી વાત બે સદ્‌ગુરુઓ મળીને કરે છે એટલાકમાં મહારાજે કરીમ ભક્તને બોલાવીને કહ્યું કે–'તમે ગાડુ જોડીને મુ. સ્વામી તથા નિ. સ્વામીને કારીયાણી મૂકીને પાછા અવજ્યો. એટલે તે ભક્તે તે બન્ને સ્વામીઓને કહ્યું કે–'તમે તૈયાર રહેજો, સવારે કારીયાણી મૂકી આવવાની મહારાજની આજ્ઞા છે. બારોબાર જાય પણ અમારે દર્શને પણ ન આવે' આવું ભક્તનું વચન સાંભળીને નિ. સ્વામીએ મુ. સ્વામીને કહ્યું કે–'આ અતિ પ્રશ્નનો આ બધો પરિણામ છે એમ સમજો' આવું સાંભળતાંજ મુ. સ્વામીને મહારાજના વિયોગ થવા નિમિત્તની ઘણી બળતરા થઈ. અને સવાર સુધી નિદ્રા પણ આવી નહિ. એટલાકમાં ભક્ત ગાડુ જોડીને લાવ્યા તેમાં જઇને બન્ને સદ્‌ગુરુઓ બેઠા. અને કારીયાણી પહોંચ્યા. તેમને ત્યાં ઉતારીને ભક્ત પાછો વળે છે તે સમયે મુ. સ્વામીએ બહુ વિનય સહિત મહારાજને પ્રાર્થના કરીમ ભક્તદ્વારા કહેવરાવીને કહ્યું કે 'હે કરીમ ભક્ત! અમને મહારાજ ભેળા કોઈ દિવસ કરજ્યો.' એવાં મુ. સ્વામીનાં દીલગીરીનાં વચન સાંભળીને ગાડુ જોડીને પાછા ગઢડા

આવ્યા અને બધી વાત કહી સંભળાવી. વધુમાં કહ્યું કે-જેમ સીતાજીને રામચંદ્રે વનવાસ દીધો ત્યારે લક્ષ્મણજીને મોકલ્યા હતા તેમ તમોએ મને આ નિર્દય કામમાં પ્રેર્યો. હવે મુ. સ્વામી અપાર પશ્ચાતાપ કરે છે.' એવાં ભક્તનાં વિનય વચનો સાંભળીને, જાણે જાણતા જ ન હોયને શું? એમ મહારાજે કરીમને કહ્યું કે-'એવું અવળું થઇ ગયું?' હવે ગાડુ લઇને જાવ, મુ. સ્વામીને તેડી લાવો, એમ આજ્ઞા થતાં ભક્ત ગાડુ જોડીને કારીયાણી આવ્યા અને બીજે દિવસે બન્ને સદ્‌ગુરુઓને પાછા ગઢપુર તેડી લાવ્યા. બન્ને સ્વામીઓ વિનયસર મહારાજને પગે લાગીને પાસે બેઠા. અને મુ. સ્વામીએ મહારાજને વિનયપૂર્વક કહ્યું કે-'તમોએ શાંતિની સાચી સારી વાર્તા બે દિવસ કહી પણ મને તે સમજાઈ નહિ, જેથી ત્રીજે દિને પ્રશ્ન કર્યો અને નિ. સ્વામી સમજી જવાથી એમણે મને સમજાવાથી હું હવે સમજી ગયો છું' માટે મારી ભૂલ માફ કરો, તમે મારૂં બહુ જ હિત કર્યું, નહિ તો હું આ વાત સમજત નહિ અને શાંતિ થાત નહિ. એમ કહીને સવિનય પગે લાગીને બન્ને સદ્‌ગુરુઓ દર્શન કરીને ઉતારે ગયા. (૧૩૬)

વળી એક નવરે દિવસે મહારાજે જુનું પ્રકરણ ફેરવીને નવું કર્યું કે-'સંતોએ જગતના વેરાગી ગામોગામ ફરે છે તેમ ઠાકોરજી રાખવા, તેને માટે સિંહાસન સારૂં રાખવું, થાળ કરવા, ઘડીયાળ શંખ તુરઇ વગાડવાં, સાથે આરતી ધૂન્ય કરવી. ગામોગામ બહાર જમાતની માફક ઉતારો કરવો અને ફરવું.' આ પ્રકારે સંત મંડળ ગામોગામ ફરતાં ફરતાં ગામ **ધ્રાંગધ્રા**માં આવ્યાં. ત્યાં વેરાગીની જમાત પણ આવી. તેણે આ બધી રીત જોઇને કહ્યું કે-'આમણે તો આપણી જ બધી રીત લીધી છે. એથી એમનો સંપ્રદાય સારો ચાલશે અને આપણો પંથ તુટી પડશે, માટે આપણી જે રીત એમણે

લીધી છે તે મૂકાવી દઈએ' એવો વિચાર કરીને દરબારમાં જઈને લાંચ ભરીને કહ્યું કે-'તમે કશું બોલશો નહિ, અમારી રીત સ્વા. ના. વાળાએ લીધી છે તે અમારે મુકાવવી છે' ત્યારે દરબારે 'બહુ સારૂ' એમ કહ્યું. એવું દરબારનું વચન સાંભળીને ત્યાંથી જમાત પોતાનાં હથીયારો લઈને જ્યાં સાધુનું મંડળ હતું ત્યાં આવીને તેમને લુંટવા મંડ્યા. તેને જોઈને મુ. સ્વામીએ કહ્યું કે-હે મહાપુરુષો ! આજ નિર્માન વ્રતની ખાસ જરૂર પડી છે, જો તમો કાંઈક સામું કરશો તો સ્વા. ના. ની લાજ જશે' એમ સંતોને કહીને, પછી જમાતને કહ્યું કે-'તમને લુંટતા આવડતું નથી. જો આવડતું હોત તો હથીઆરો હેઠે મેલો નહિ. માટે હથીઆરોને હાથ કરો. કેમકે આ તો બધા જ પટાના રમનારા છે, તે જો કોઈના હાથમાં આવશે તો તમને તમામને મારી નાંખશે !' એમ જણાવીને હથીઆરાં હાથ કરાવ્યાં. પછી તે વેરાગીઓએ ઠાકોરજીનું સિંહાસન ભાગી નાખ્યું, મૂર્તિ ખંડિત કરી. ઘડીયાળ તુરઈ શંખ વિગેરે વાજીંત્રો લઈ લીધાં ત્યાર પછી કપિલેશ્વરાનંદસ્વામીની છાતીમાં બરછી અડાડી, ત્યારે મહાશૂરવીર સ્વામી બોલ્યા કે-'તારા અને આ બરછીના રાઈ રાઈ જેટલા કટકા કરી નાખું, ચાલીશ મણ બાજરી ભરેલી કોઠી હોય તેને પણ ફેરવી નાંખું. જમવામાં પાંચ મણનો લાડુ હોય ત્યાં સુધી કટકો પણ પડયો રહે નહિ. એવું મારામાં બળ છે પણ સ્વા.ના.ની આજ્ઞા આડી આવે છે' એમ કહીને શાંત રહ્યા. એટલે સંત મંડળનું સર્વસ્વ લૂંટીને લઈ ગયા. ત્યાર પછી સર્વ સંતો ભેગા થઈને દરબારમાં ફરીઆદ કરવા ગયા. પરંતુ પ્રથમથી લાંચ ભરેલી હોવાથી દરબાર બોલ્યા કે-'ગાયે ગાયો ભરી પીવો' ત્યારે સંતોએ કહ્યું કે-'એક ગાય તો શીંગડા મારનારી છે અને બીજી તો બોડી ગરીબ છે' ત્યારે વળી દરબાર જમાતનો પક્ષ લઈને બોલ્યા કે-

'શીંગડાં વાળી પણ ગાય જ કહેવાયને ? એમ કહીને કશો ન્યાય કર્યો નહિ. એટલે ત્યાંથી સાધુઓ પાછા ફરતા ફરતા ગઢપુર આવ્યા અને વીતેલી બધી દુઃખદ હકીકત કહી સંભળાવી. ત્યારે મહારાજે કહ્યું કે–'તમોએ ક્ષમા રાખી તે બહુ સારૂ થયું. 'ક્ષમાસારા હિ સાધવઃ' એમ સાધુઓ માટે વિધાન છે. તમારા ક્ષમા વ્રતથી એમનો પરાભવ થશે. જ્ઞાનદૃષ્ટિએ જુવો તો એમાં આપણું શું ગયું? કશુંજ ગયું નથી અને તમે કોણ છો તે અંતરમાં વિચારી જુઓ.' એમ ઉપદેશ આપીને, સંતોને પોતપોતાના પૂર્વભવનું જ્ઞાન આપ્યું. તેથી સંતોએ કહ્યું કે–'અમે અક્ષરમુક્ત છીએ અને અક્ષરસ્વરૂપ તેજોમય છે અને મહારાજ અમારી પાસે બેઠા છે' આ રીતે પૂર્વસ્વરુપ દેખાડીને સંતોનો શોક ટાળી નાંખ્યો. આ બધું જોઈને સંતોએ પ્રાર્થના કરી કે–' અમારા એ પૂર્વભવનું જ્ઞાન સદાય રહે ' ત્યારે મહારાજે હિત ખાતર કહ્યું કે 'એ જ્ઞાન સારૂં છે પણ તમને આ દશામાં સુખકર્તા નહિ થાય. કેમકે કોઇ અલ્પ જીવ તમારો અપરાધ કરશે તો સર્વેને દુર્વાસાની પેઠે દુઃખ આવશે, માટે તમો જ્યારે મારી મૂર્તિનું ધ્યાન કરશો ત્યારે તમને આ જ્ઞાન સ્ફુરી આવશે' આ રીતે લૌકિક ચમત્કાર દર્શાવીને સંતોનો શોક હર્યો અને આનંદ પમાડ્યો અને એને માટે પોતાની મૂર્તિમાં વારંવાર દર્શન આપ્યાં. (૧૩૭)

એક દિવસે મહારાજ સભા ભરીને બેઠા હતા તે સમયે કીડીસખી ભગવદાનંદ સ્વામી ભારે ગવૈયા આવીને મહારાજના મુખ આગળ મધુર સ્વરે ગાયન કરવા લાગ્યા. એમના ગાયનમાં એવો રસ હતો કે–મહારાજ ડોલતા ડોલતા ઢોલીઆની ઇસ ઉપર આવી જતા. એથી એમની ઉપર મહારાજ બહુજ રાજી હતા. એથી એમના મનમાં ગાયનનું બહુજ માન આવી ગયું. એથી મનમાં એવો

સંકલ્પ થયો કે–'આવું ગાયન કોઈ રાજાની આગળ કરીશ તો રાજા રાજી થઈને ગામ ગરાશ આપશે તો હું ખાનપાન વિગેરે વિષયને ભોગવીશ' આવા સંકલ્પનો વેગ ઉપડવાથી મહારાજને કહ્યુ કે–'મારે બહાર જવું છે ?' ત્યારે મહારાજે આશ્વાસન આપ્યું કે– 'અમારા થાળની પ્રસાદી તમારે બે વખત લેવી અને સત્સંગમાં રહો.' ત્યારે તે બોલ્યા કે–'મારે અહીં રહેવું નથી.' ત્યારે વળી મહારાજે ફરી કહ્યું કે–'તમો શાં સારૂં સત્સંગ બહાર જવા ઈચ્છો છો.' ત્યારે તેમણે સ્પષ્ટ કહ્યું કે–'વિષય વાસ્તે જાઉં છું' ત્યારે વળી મહારાજે ફરી કહ્યું કે–'આ સમસ્ત જગતને વિષય કોણ આપે છે ? ત્યારે પણ તેમણે કહ્યું કે–'આપજ સર્વેને ઈચ્છિત વિષય આપો છો' ત્યારે વળી મહારાજે કહ્યું કે–'સર્વ લોકોને વિષય આપુ છું પણ તમને એકલાને નહિ આપુ' ? ત્યારે તે બોલ્યા કે–'મને એકલાને કેમ નહિ આપો ?' ત્યારે મહારાજે છેવટે કહ્યું કે–'નહિ જ આપુ?' આ રીતે મહારાજે બહુ પ્રકારે કહ્યું પણ વિષયનો તીવ્ર વેગ લાગેલો હોવાથી મહારાજનું હિત વચન નહિજ માનીને સત્સંગ બહાર ગયા અને રસ્તામાં ચાલતાં કઈક વસ્તુ લેવા વાડમાં હાથ ઘાલ્યો હશે તે કોઇક ઝેરી જનાવરે ફુંક્યો હશે. જેથી આંગળીઓ સડીને તૂટી પડી. સરોદો વગાડે એવું પણ સાધન રહ્યું નહિ. પછી તો ખડ વેચીને દહાડો કાઢે એવું પણ રહ્યું નહિ. મહારાજનું હિતવચન નહિ માનવાથી આ દુઃસહ દુઃખ આવ્યું. ( વિષયોનું પ્રાબલ્ય જણાવવા આ વાત લખી છે )

એક દિવસે ગામ પિપલગના **ભગવાનદાસ** કેરીઓનો ટોપલો લઈને આવ્યા. (કાઠીઆવાડમાં તો એ દુર્લભ કહેવાય) અને મહારાજના મુખ આગળ મૂકીને પગે લાગ્યા. ત્યારે મહારાજે તે ભક્તને કહ્યું કે–'તમે અમારા માટે સાઠ ગાઉથી કેરીઓ માથે ઉપાડીને

લાવ્યા તે બહુ દાખડો કર્યો ? એમ મહારાજ ભગવાનદાસ ઉપર બહુ રાજી થયા. પછી ટોપલામાંથી એક કેરી હાથમાં લીધી. તે સમયે સુરાખાચરનો દીકરો **નાથા** ખાચર પિતાના ખોળામાં બેઠો હતો તેની નજર સામે કેરી ઉપર જતી જોઈને મહારાજે કહ્યું કે– 'તમારા કોટમાં બસો રૂપીયાનો દોરો છે તે અમને આપો તો કેરી તમને આપું' આવું પ્રિય વચન સાંભળતાં જ તે બાળકે દોરો આપ્યો અને મહારાજના હાથમાંથી કેરી લીધી. આ જોઈને મહારાજ વાત કરવા લાગ્યા કે–જુઓ આ બસો રૂપીયાનો સોનાનો દોરો છે, તેમાં કેટલી બધી કેરીઓ રહી છે, પણ તેનું જ્ઞાન આ બાળકને નહિ હોવાથી હમણાં દોરા થકી અધિક કેરીને માની છે. તેમ આ સર્વે જીવોની બુદ્ધિ બાળકના જેવી તુચ્છ છે. દોરાને ઠેકાણે ભગવાન છે અને કેરીને ઠેકાણે વિષય છે. જ્યાં સુધી ભગવાનનું જ્ઞાન નથી ત્યાં સુધી કેરીને અધિક માને છે. ભગવાનનું જ્ઞાન થશે ત્યારે વિષયને વિષવત્ તુચ્છ સમજાશે. કેરી પેઠે જો આ બાળકને જ્યારે સોનાના દોરાનું જ્ઞાન થશે ત્યારે કેરી સાટે દોરો નહિજ આપે આ રીતે વિષય સંબંધની ઘણી વાત મહારાજે તે દિવસે કરી (૧૩૮

એક દિવસ મહારાજ લીંબડા હેઠે સભા કરીને બેઠા હતા. અને પોતે બદરીકાશ્રમના મુક્તની વાર્તા કરતાં કહ્યું કે–ત્યાં બોર બહુ મોટાં થાય છે, તેને મુક્તો જમીને ભજન કર્યા કરે છે.' આ આશ્ચર્ય વાતને સાંભળીને, સુરાખાચર બોલ્યા કે–એ બોર કેવા સ્વાદુ હશે? અને કેટલાં મોટાં હશે ? એને અમે લઈ આવીએ ત્યારે મહારાજ બોલ્યા કે–'તમારી ચાર પેઢી જાય તો પણ ત્યાં પહોંચાય નહિ. ત્યારે વળી સુરાખાચર બોલ્યા કે–'એ સ્વાદુ મોટાં બોર કેમ કરતાં મળે?' ત્યારે મહારાજે કહ્યું કે–આ જે વિષ્ણુદાસ સાધુ છે તેતો સાડા ત્રણ

દિવસમાં લઇને આવે એવા સમર્થ છે. ત્યારે વળી સુરાખાચરે કહ્યું કે-'મારી ઉપર દયા કરીને એ બોરને મંગાવો. જોઇએ તો ખરા કેવાં સ્વાદુ અને મોટાં છે' ત્યારે મહારાજે વિષ્ણુદાસને કહ્યું કે-'તમે બદરીકાશ્રમમાં જાવ અને બોરાં લઈ આવો' ત્યારે તેમણે કહ્યું કે-માર્ગમાં ખાવાનું ભાતું જોઇએ, ત્યારે મહારાજે પાંચ શેર સુખડી લાવીને પ્રસાદીની કરીને બંધાવીને પછી કહ્યું કે-'હવે જાવ' ત્યારે વળી તે બોલ્યા કે-'મેં માર્ગ દીઠો નહિ હોવાથી મારે એક જોડ જોઇશે.' ત્યારે મહારાજે કહ્યું કે-'આગળ જોડ રાખી મુકી છે.' તમો અહીંથી એકલા ચાલો અને જ્યાં સાંજ પડે ત્યાં રાત રહેજ્યો. અને ત્યાં એક વડ અને તલાવ આવશે ત્યાં સૂઇ રહેજ્યો અને સવાર થતાં ઊઠીને ચાલજ્યો.' એમ કહીને હાથની સાને કરીને ઉત્તર દિશા તરફ રસ્તો બતાવ્યો. પછી વિષ્ણુદાસ ચાલ્યા તે જતાં જતાં સાંજ પડવા આવી ત્યાં વડ અને તળાવ દેખાયું. ત્યાં સૂઈ રહ્યા. બીજે દિવસ ઊઠીને ચાલ્યા તે થોડો દિવસ રહ્યો ત્યારે પથરા નદી આવી. તેને કાંઠે ઉભા રહ્યા. પોતા પાસે લાકડી હતી તેને પાણીમાં બોળતાં તેના સ્પર્શથી તે ગળી ગઈ. તેને જોઇને પોતે પાણીમાં પગ બોળ્યો નહિ. અને ઊંડા વિચારમાં પડી ગયા. તે સમયે મહારાજની મૂર્તિનું ચિંતવન કરીને એમના બળથી નદી સોંસરા ચાલ્યા ગયા પણ હિમની પણ કશી અસર થઈ નહિ. કાંઠેથી આગળ ચાલ્યા ત્યારે મનમાં એવો વિચાર થયો કે 'આ ઝાડ ઉપર ચઢીને રાત રહું' એટલાકમાં ઘડીઆળ તુરાઈ આદિકનો મધુર શબ્દ સાંભળવામાં આવ્યો. ત્યાંથી આગળ ચાલતાં ઓરડી દેખાઈ અને હજારો મુક્તોનાં સ્થાન દીઠાં. તેને જોતાં જોતાં આગળ ચાલતાં, મુક્તોની સભા બેઠેલી અને તેના મધ્યમાં વિરાજમાન **નરનારાયણ**ને દીઠા. તે સમયે શ્રીનરનારાયણ તથા બીજા બધા ઋષિઓ

વિષ્ણુદાસને જોઇને બહુ હેતથી ઉભા થઇને તેમને મળ્યા અને પાસે બેસાર્યા અને અહીંના સમાચાર પૂછયા. ત્યારે તેમણે મહારાજનું અલૌકિક ઐશ્વર્ય પ્રતાપ વિગેરે તથા સંતોની સારી રીત વિગેરે અથેતિ કહ્યું. ત્યારે નરનારાયણે પૂછયું કે–'મહાપ્રભુનો કંઇક પ્રસાદ અમારે માટે લાવ્યા છો.' ત્યારે તેમણે કહ્યું કે–'કાંઇ લાવ્યો નથી' ત્યારે સર્વેએ કહ્યું કે–'આ કાંઇક લાવ્યા છો ખરા.' એમ કહીને વિષ્ણુદાસ પાસેથી સુખડી નરનારાયણદેવે લઇ લીધી. (બોરા કરતાં સુખડી સ્વાદુ કહેવાય) પછી પોતે પ્રસાદ લઇને બીજી સર્વેને વહેંચી આપી. પછી પોતે બોલ્યા કે–'તમે આવ્યા તે બહુ સારૂં થયું, અમને પ્રસાદ મળ્યો એ મહા લાભ થયો અને મહાપ્રભુજીના શુભ સમાચાર મળ્યા તેથી અમને એમનો પ્રત્યક્ષ મળ્યા જેટલો લાભ થયો' હવે તમારે અહીં આવવાનું કારણ કહો ? ત્યારે તેમણે કહ્યું કે– 'મહાપ્રભુની આજ્ઞાથી બોર લેવા આવ્યો છું' પછી બદરી સામું જોયું ત્યાં તો કોઈ ભાગમાં મણમણનું બોર દેખાય અને કોઇ ભાગમાં ફુલમાં પણ દેખાય. એ રીતે અનેક મોટાં નાનાં દેખીને રાજી રાજી થઈ ગયા. પછી નરનારાયણદેવને કહ્યું કે–'મને મહાપ્રભુએ સારાં મોટાં બોર લેવા મોકલ્યો છે' ત્યારે તેમણે મણમણનાં બે બોર આપ્યા. ત્યારે તેને લઇને કહ્યું કે–'હવે હું કેમ કરીને અહીંથી જાઉં. ત્યારે પ્રસન્ન દેવે કહ્યું કે–'તમને ચાર સિદ્ધ મેલવા આવે છે તે મેલીને પાછા આવશે અને તમો માર્ગમાં ચાલજો. એટલે એક ગામ આવશે, ત્યાં તમને સદાવ્રત મળશે તેને તમે જમીને, એક બાવાની જગ્યા આવશે ત્યાં સૂઇ રહેજો અને મહાપ્રભુને અમારા તથા મુક્તોના પણ દંડવત્પૂર્વક નારાયણ કહેજો, અમારા વતી સવિનય પગે લાગજો. એમ સઘળી ભલામણ કરીને સાધુ સાથે મુક્તોને મોકલ્યા તે સાધુથી બે બોર નહિ ઉપાડી શકવાથી અર્ધું પડતું મૂકીને દોઢ

બોર લઈને મુક્તો સાથે ચાલતાં આવેલી પથરા નદીને ઉતરીને આ કાંઠે આવ્યા. ત્યારે વળાવા આવેલા મુક્તો પગે લાગીને પાછા ગયા. અને વિષ્ણુદાસજી આગળ ચાલ્યા જાય છે ત્યાં બે વાઘ એમની આગળ ચાલતા જણાયા. એ રીતે આગળ ચાલતાં એક શહેર આવ્યું. ત્યાં એક સદાવ્રત આપનારો મળ્યો. તેણે 'મારે ઘેર ચાલો' એમ કહીને તેડી જઈને સારી પેઠે જમાડીને, ગામથી થોડે છેટે એક બાવાની જગ્યા હતી તેમાં સુવાડીને કહ્યું કે-'તમે પૂછીને સવારે ચાલજો પણ પૂછ્યા વિના ચાલશો નહિ. પછી તે વાણિયો ઘેર ગયો અને વિષ્ણુદાસ સૂઈ ગયા. સવારે ઉઠ્યા ત્યારે ત્યાં ગામ પણ નહિ અને વસ્તી પણ નહિ. કેવળ ઉજડ જણાયું. એક બાવાજી ત્યાં બેસી રહેલા તેને પૂછ્યું કે-આ જગ્યા ક્યાં ગઈ અને ગામ ક્યાં ગયું. અને વાણીયો ક્યાં ગયો ? ત્યારે બાવાજી ધીમેથી બોલ્યા કે 'અહીં તો જગ્યા કુછ નહિ હે અને વાણીયા બી નહિ હે, તુમ ચલો હમ તુમારી સાથ આતે હે' એમ કહીને સાધુ સાથે તે બાવાજી ચાલ્યા. વિષ્ણુદાસ ત્યાંથી ચાલ્યા તે પ્રથમ જે વડ અને તલાવ આવ્યું હતું ત્યાં બન્ને જણ આવ્યા. પછી ત્યાંથી ચાલ્યા તે ગઢપુરમાં ચોથે દિવસે આવીને મહારાજને સભામાં દોઢ બોર આપ્યું અને સઘળા સમાચાર કહ્યા. તેને સાંભળીને સર્વે સાધુઓ, સુરાખાચર અને હરિજનો વિગેરે બહુ આશ્ચર્યને પામ્યા. અને બોરને સુધારીને સર્વેને પ્રસાદ આપ્યો તે સર્વે જમી ગયા. જે બાવાજીને સાથે તેડી લાવ્યા તે કોણ હતા ? તો પૂર્વે મહારાજને વનમાં સાથવો અને મીઠું આપ્યું હતું તે શિવજી અપર રુપમાં હતા તેમને અહીં તેડી લાવ્યા હતા. તેમને મહારાજે સાધુ કર્યા અને 'શંકરસ્વામી' એવું નામ પાડયું અને વિષ્ણુદાસની જોડ કરી આપી. આ રીતે ઐશ્વર્ય-પ્રતાપ તો પોતાના સંતો દ્વારા બતાવ્યો અને અવતાર

જેવાં કાર્ય તો સંતો દ્વારા કરાવ્યાં. તો તેમને સર્વ અવતારના અવતારી કોણ ન કહે? કહે જ. આ રીતે મહારાજે બદરીકાશ્રમમાંથી વિષ્ણુદાસ સાધુ પાસે બોર મંગાવીને, સર્વેને પ્રસાદ જમાડ્યો. હું ( અદ્‌ભુતાનંદ ) પણ એ પ્રસાદ લઈને જમી ગયેલો તે યાદમાં છે (૧૩૯)

ગઢડામાં લક્ષ્મીબાગ વિષે એક **કાળીઓ** નામનો બહુ મીઠો આંબો હતો. તેને કેરીઓ બહુ આવતી. તેની સાખ પડવાથી તેને સાચવવા માટે કરીમ ભક્તને મૂકયા. તે ભકતે એક દિવસ ચાર કેરીઓ લાવીને મુક્તાનંદસ્વામીને આપી. તેમણે તે કેરીઓ પકવીને રસરોટલી કરીને મહારાજને જમાડી. એ જ રીતે ભકતે બીજી ચાર ચાર કેરીઓ નિત્યાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી અને ચૈતન્યાનંદસ્વામીને લાવીને આપી. તેમણે પણ પકવીને મહારાજને જમાડી. આ જોઈને ભણનારા સાધુઓ નિત્ય વાડીએ ન્હાવા જાય ત્યારે ભક્તને કહે કે–'અમારે મહારાજને 'કેરીઓ જમાડવી છે તો આપો.' એટલે ભક્ત તેમને કેરીઓ વારાફરતી આપે તે પકવીને મહારાજને જમાડે. એક દિવસે કરીમ ભકતે જાતે પાંચ કેરીઓ લાવીને મહારાજ પાસે મૂકી. ( કેરીઓની કેટલી દુર્લભતા છે? ) તેને જોઈને મહારાજે પૂછ્યું કે–'હવે કાળીયા આંબા ઉપર કેટલી કેરીઓ રહી છે? ત્યારે તે ભકતે કહ્યું કે–'હવે તો થોડીક છે' ત્યારે મહારાજે કહ્યું કે –કેરીઓ ઘણી હતી, તો થોડી કેમ કહો છો? ત્યારે ભોળા ભકતે કહ્યું કે–ભણનારા સાધુઓ વારાફરતી ન્હાવા માટે વાડીમાં આવેછે અને 'મહારાજને કેરીઓ જમાડવી છે માટે અમને આપો' એમ માગે છે. હવે જો હું તમારે નિમિત્તે માગે અને ન આપું તો તમારો ભક્ત ન ઠરૂં અને જો આપું છું તો કેરીઓ ઓછી ઓછી થાય છે' એમ સાચે સાચું કહીને ભગતજી તો વાડીએ આંબો સાચવવા ગયા.

પછી મહારાજે ભણનારા સાધુઓને કહ્યું કે–'તમે અમને કેરીઓ જમાડો છો તે આગળ પામવા માટે જમાડો છો. તમને આને આ દેહે કેરીઓ ખૂબ ખવરાવીએ', (ગુજરાતમાં કેરીઓની સુલભતા જણાવે છે) એમ કહીને, લાધા ઠક્કરને બોલાવીને કહ્યુ કે–'વડતાલ આદિક ગામડાંના હરિજનો ઉપર એક કાગળ લખો કે–' અમારા ભણનારા સાધુઓને ત્યાં મોકલ્યા છે તો તેમને ખુબ કેરીઓ ખવરાવજો.' આવો ભલામણ કાગળ ઠક્કર પાસે લખાવ્યા. પછીથી ભણનારા સાધુઓને કહ્યું કે-'તમે સત્વર તૈયાર થાવ.' ત્યારે તેઓ ઉતારા ઉપર જઈને તૈયાર થવા મંડ્યા. આ બધુ દૃશ્યદેખીને બ્રહ્માનંદસ્વામીએ પૂછ્યું કે-'અલ્યા તમે ભણનારા બધા ક્યાં જાવ છો ?' ત્યારે તેમણે બધી હકીકત સ્વામીને કહી. પછી બ્રહ્માનંદ, મુક્તાનંદ, નિત્યાનંદ, ચૈતન્યાનંદ. આ ચાર સદ્‌ગુરુઓ અક્ષર ઓરડીમાં મહારાજ પાસે આવીને બેઠા. પછી બ્રહ્માનંદસ્વામીએ કહ્યું કે– હે મહારાજ તમે ભણનારાઓને દંડતો બહુ સરસ આપ્યો ? ત્યારે મહારાજે કહ્યુ કે –'એમ કેમ અવળું બોલો છો ? ત્યારે સ્વામીએ એક દૃષ્ટાંત આપ્યું કે–એક રાજા હતો તે દૂધ, ભાત અને સાકરને જમતો. તેને જમતાં એક દિવસ સાકરની કાંકરી દાંત તળે આવી ગઈ. તેથી બીજાને કહ્યું કે–આવી કાંકરી રહે એવી સાકર કોણે દળી છે ? ત્યારે જાણકારે કહ્યું કે–'આતો દાસીએ દળી છે' ત્યારે રાજાએ દંડ કર્યો કે-'એને ખૂબ સાકર ચવરાવો' આ દૃષ્ટાંત જેવું તમોએ બહુ સારૂ કર્યું છે. ત્યારે મહારાજ બોલ્યા કે–એમ કેમ અવળું બોલો છો ? ત્યારે વળી સ્વામી બોલ્યા કે–'આ ભણનારામાં કોઈ સારસ્વતની એક વૃત્તિ તો કોઈ બે વૃત્તિ મહામહેનતે ભણ્યા છે. તે ભણેલું ભૂલી જશે. કેમકે કેરીઓ ખાધાની મનમાં ઈચ્છા હતી અને તમો ભલામણ પત્ર લખી આપો. એટલે ગુજરાતના ભાવિક ભક્તો એમને

ખૂબ કેરીઓ ખવરાવશે. તેને આઇને ખૂબ ઊંઘી જશે. તેથી થોડું ભણેલું પણ ભૂલી જશે. આવા હિતેચ્છુ સ્વામીનાં હિત વચનોને સાંભળીને જ્ઞાતા મહારાજે ઠક્કરને કહ્યું કે–'લખેલો કાગળ ફાડી નાખો અને ભણનારાઓને જવાની ના પાડો' પછી તેમણે વ્યવસ્થા તે પ્રમાણે કરી. આ રીતે (કેરીઓની મીઠાશ તો મનમાં રહી ગઈ) મહારાજે અપૂર્વ રમુજ ભક્તગાનથેં કરી (૧૪૦)

એક દિવસ મહારાજ **નાન્ન** ખાચરના ઓરડાની ઉગમણા દ્વારની ઓસરીએ વિરાજ્યા હતા. તે સમયે ગોંડળના અનન્યભક્ત **શેખમીઆં** આવ્યા, તે મહારાજનાં દર્શન કરીને તેમની પાસે બેઠા. તેના નિશ્ચયની પરીક્ષા માટે અને વળી કાઠીના મનમાં એમ રહેતું કે–'આ મુસલમાનને મહારાજ પોતા પાસે કેમ બેસારે છે અને તે પણ આપણી આગળ બેસારે છે' આ સંશયને ટાળવા માટે મહારાજે શેખજીને કહ્યું કે–'તમે મને મારો' એમ મહારાજે સો વાર કહ્યું પણ એ નાજ પાડે. તો પણ મહારાજે ઘણી વાર કહ્યા કર્યું ત્યારે શેખજી એક વાર બોલી ગયા કે–'તમો બહુ બહુ વાર કહો છો તો મારૂં' આવું વચન સાંભળીને બોલ્યા કે–'આટલામાં કોઈ ભક્ત છે ? આ શેખજી અમને મારૂં એમ કહે છે. તો એને ધક્કા મારીને અહીંથી કાઢી મેલો. તે વખતે વૈરી કાઠી તો વાટ જોઇ રહ્યા હતા તેથી શેખજીને ધક્કો મારીને ઓસરી ઉપરથી નીચે ઉતારી મેલ્યા અને બપોરે જમવાની પંક્તિ થઈ ત્યારે તેને કોઈએ જમવાનું આપ્યું, તેને જોઈ ને મહારાજે કહ્યું કે–'આને જમવાનું કોણે આપ્યું ? એની તાંસળીમાં ધૂળ નાંખો. એમ કહીને ખાવામાં ધૂળ નંખાવી અને દરબારમાંથી બહાર કાઢી મેલાવ્યા, તેથી શેખજી ગોંડળ જઇને ત્યાંના રાજા હડીસાઈને ત્યાં ચાકર તરીકે રહ્યા. આ વાતને જાણતાં મહારાજે ભક્ત દરબારને કહેવરાવ્યું કે–'આ શેખજી તો

મને મારવાનું કહીને આવ્યા છે તેને તમે અમારા સત્સંગી થઈને નોકરીમાં કેમ રાખ્યો ? આ વિરુદ્ધ વાત સાંભળીને ભક્ત દરબારે શેખજીને રજા આપી. એટલે તે ત્યાંથી રાજકોટ જઈને કુસંગીને ત્યાં ચાકર તરીકે રહ્યા. એક દિવસ દાદા ખાચર રાજકોટ ગયા ત્યારે તેમને આવેલા જાણીને શેખજીએ તેમની પાસે આવીને અત્યંત પશ્ચાતાપ કરીને કહ્યું કે–'મારા જેવો જગતમાં કોઇ મૂર્ખો નહિ હશે. મેં બહુજ ભૂંડું કામ કર્યું છે, મહારાજ તો પરમ દયાળુ છે અને હું તો પામર દયનીય જીવ છું. તે મારા અપરાધ સામું નહિ જુએ. કોઈ દિવસે મહારાજનાં મને દયા કરીને દર્શન કરાવજો. ઇત્યાદિ બહુ રીતે પોતાનો અવગુણ સીતાજીની પેઠે લીધો પણ મહારાજનો લેશ પણ અવગુણ લીધો નહિ. એથી દાદાખાચરે આ બધી બાબત મહારાજને લખી જણાવી. ત્યારે મહારાજે કહી મોકલ્યું કે 'જેમ શેખજી કહે તેમ કરજો. એમની ઉપર હું બહુ રાજી છું" પછી દાદાખાચર પોતાની સાથે શેખજીને લઇને ગઢપુર આવ્યા. જ્યાં ગઢડાનો સીમાડો આવ્યો ત્યારે શેખજી ઘોડા ઉપરથી ઉતરીને હાથ જોડીને મોઢામાં ખડ લીધું અને બગલમાં ઘોડાની સરાય રાખી. આવા વિકૃત વેષે દરબારમાં આવ્યા. તે સમયે મહારાજ જે જગ્યાએ બેઠા હતા અને 'મારૂ મારૂ' એમ શેખજી બોલ્યા હતા તેજ જગ્યાએ વિરાજમાન હતા. ત્યાંથી એકદમ ઊઠીને સન્મુખ જઈને શેખજીને મળ્યા અને હાથ ઝાલીને પોતાની પાસે બેસાર્યા. આ બધી બાબતને જોતાં જાણતાં, કાઠીનો જે સંશય પાસે બેસારવા બાબતનો હતો તે ટળી ગયો અને બધા જ એમ કહેવા મંડ્યા કે–આ શેખજીના જેવી પરીક્ષા આપણી લે તો સત્સંગી નજ રહીએ અને આપણે સર્વે મનમાં એમ માનતા હતા કે–'આ યવનને આપણી આગળ કેમ બેસારે છે ! પરંતુ બેસારવા જેવા હોવાથી આગળ બેસારતા

હશે. આપણને હવે એ બાબત નક્કી સમજાય છે. મહારાજનાં ચરિત્રમાં આપણે કોઈ પ્રકારથી સંશય કરવા જેવું છે જ નહિ. જે કરતા હશે તે સારૂં જ કરતા હશે. 'આ રીતે મહારાજે શેખજીના પરિપક્વ નિશ્ચયની વાત સર્વેને જણાવીને સર્વના સંશયો છેદી નાંખ્યા.' આ રીતે ગઢપુરમાં રહીને અનેક પ્રકારની લીલા કરીને ભક્તોને આનંદ આપતા હતા (૧૪૧)

વળી મહારાજે પાકા નિશ્ચય ઉપર બીજી વાત કરી કે–ગામ બોટાદના **હમીરખાચર** નામના એક કાઠી હતા. આ ભક્તે મહારાજને સર્વ સંતો સાથે પોતાને ઘેર તેડીને હુતાશનીનો સમૈયો કરાવ્યો અને સંતોને ઘણી વાર સારી રસોઈઓ આપી અને મહારાજને પણ ઘણી વાર પધરાવીને ઘણી સેવા કરી. પણ 'આ ભગવાન છે' એવો નિશ્ચય થયો નહિ. 'આ કોઈ મોટા પુરુષ છે' એમ જાણીને સામાન્ય પગે લાગે, પણ ભગવાન જાણી દંડવત્પ્રણામ કોઈ દિવસ કરે નહિ. આ વાતને જાણીને સંતો અને સદ્‌ગુરુઓએ ભગવાનપણાનો નિશ્ચય કરાવવા ઘણી વાતો કરી, પણ આ ભગવાન છે' એવી ઘેડ ન જ બેઠી. પરંતુ જે કે કોઈ સાધુ આવે તેમની પાસે બેસવાનો અભ્યાસ તો રાખેલો. અદ્‌ભુતાનંદસ્વામી કહે કે–હું હરતો ફરતો બોટાદ ગયો. અને એમના દરબારમાં ઉતર્યો અને રાત્રિ રહ્યો. બીજે દિવસે સવારમાં ન્હાઇ ધોઈને દરબારમાં એક ઓરડી કે જેમાં હમેશાં સાધુઓ ઉતરતા તેમાં બેસીને મહારાજની માનસી પૂજા કરી. તેવા સમયે હમીરખાચર આવીને મારી સામા બેઠા, તે વખતે મારી પાસે એક પ્રસાદીનું વસ્ત્ર હતું તે બહુ સ્નેહથી આંખ્યે અડાડ્યું, છાતીયે અડાડ્યું અને માથે અડાડ્યું. આને જોઈને દરબારે મને પૂછ્યું કે–'આ શું છે?' ત્યારે મેં કહ્યું કે –'જે છે તે પરમ પવિત્ર છે' ત્યારે દરબારે બહુ હઠ લીધી કે 'મને

કહો જ' તેથી મેં એમને વાત કરી કે-'તમારે તો શ્રીજીમહારાજ કે જે સર્વજગત્કર્તા સર્વકલ્યાણકર્તા સર્વાવતારના અવતારી પુરુષોત્તમનારાયણ સાક્ષાત્ છે તેમનો દર્શન સ્પર્શન વગેરેનો હમેશાં યોગ છે. અને અમારે તો આજ્ઞાવશ હોવાથી દેશપ્રદેશમાં જવું પડે અને આજ્ઞા હોય તો જ દર્શને અવાય. તેમાં વર્ષે કે છ મહિને દર્શન થાય. તેથી આ શ્રીજીમહારાજનું પ્રસાદી વસ્ત્ર પાસે રાખ્યું છે તેનાં નિત્ય દર્શન કરીને, પ્રત્યક્ષ મૂર્તિનાં દર્શન થાય એવો આનંદ અનુભવીએ છીએ. 'તે આ પ્રસાદીનું વસ્ત્ર છે' આ વાતને સાંભળીને દરબારના હૃદયમાં શુદ્ધ સત્ત્વગુણ વર્તતો હોવાથી પાકી ઘેડ બેસી ગઈ. પછી કહ્યું કે-સ્વામી ! 'હું તો મૂર્ખો ને મૂર્ખો જ રહ્યો. આજ દિવસ સુધી કંઈપણ સમજ્યો નહિ. આજે જ આપની વાતથી પાકો નિશ્ચય થયો. મારા ઘરમાં તો ગાદલાં ગોદડાં વાસણ વિગેરે સમગ્ર પદાર્થો પ્રસાદીનાં છે.' એમ કહીને પોતે સ્વામીને પગે લાગીને, કહ્યું કે-'હું તો હવે ગઢડા જઈને મહારાજનાં દર્શન કરીશ ત્યારે છાશો પીશ અને તમે મારી ઉપર બહુ દયા કરી.' એમ કહીને તરત પોતાની ઘોડી મંગાવીને સ્વાર થઈને હાલ્યા ત્યારે લોકોએ કહ્યું કે-'બાપુ છાશો પીઈને જાવ' ત્યારે દરબારે કહ્યું કે-'હવે તો મહારાજનાં દર્શન કર્યાં સિવાય છાશો પીવાયજ નહિ' ઘણા દિવસો દર્શન કર્યા વિના છાશો પીધી છે.' એમ કહીને ચાલ્યા તે ગઢડે દરબારમાં આવીને ઘોડીએથી ઉતરીને દંડ પડે તેમ, કોઈ દિવસ મહારાજને દંડવત્ કરતા ન હતા પણ તે દિવસે કરવા મંડ્યા. આ જોઇને, નાનાખાચરના ઓરડાની ઓસરીએ વિરાજમાન મહારાજ, ત્યાંથી ઉતાવળા ઊઠીને દરબારના હાથ પકડીને દંડવત્ બંધ રખાવીને પોતાની પાસે બેસારીને બહુ હર્ષથી બોલ્યા કે-'દરબાર', કાચા પાણાને તો શિયાળીઆં પણ કરડે, પણ પાકા પાણાને તે કરડે નહિ

આ તે શો પરચો થયો ! એવું મહારાજનું વચન સાંભળીને, દરબાર સવિનય બોલ્યા કે–'કોઈ સંતે આ મારૂં કામ કર્યું છે, ત્યારે વળી મહારાજે ફરી પૂછ્યું કે–ક્યા સંતે આ અપૂર્વ કામ કર્યું છે. ત્યારે દરબારે સ્પષ્ટ કહ્યું કે–'અદ્ભુતાનંદ સ્વામીએ આ કામ કર્યું છે. આ વાતને સાંભળીને, મહારાજશ્રી બોલ્યા કે–'અદ્ભુતાનંદ સ્વામીએ તો આ મહા અદ્ભુત કામ કર્યું, એમ કરીને એમણે પોતાનું નામ સાર્થક કર્યું છે. તે પછી 'નિશ્ચયની વાત અતિ અટપટી છે' એમ મહારાજશ્રીએ પણ કહ્યું. આ વાત વચ–'લોયા ૧૮ માં' સશાસ્ત્ર સવિતરણ વર્ણવી છે (૧૪૨)

એક દિવસે મહારાજ સભામાં સંત હરિજનો સાથે બેઠા હતા. મહારાજ સત્સંગનો દૃઢ પક્ષ રાખવાની વાત કરવા લાગ્યા. તે ઉપર ગામ કુંડળનાં રહેવાસી **રાઇબા** નામનાં બાઈની વાત કહી. તે બાઇને એક **હાથી** અને બીજો **રામ** અને ત્રીજો **મામૈયો** આ નામના ત્રણ પુત્રો હતા. કારીયાણીના માંચાખાચર ભાવનગરના રાજા સંગાથે બારવટે નિકળ્યાં. આ વાત જાણીને રઈબા સત્સંગના પક્ષને લીધે પોતાના ત્રણેય દીકરાને અને પોતે ગાડામાં ઘરસામગ્રી ભરીને ભક્તોત્તમ માંચાખાચર સાથે બારવટે નિકળ્યાં. તેને જોઇને માંચાખાચરે કહ્યું કે–'બ્હેન ! તમે કેમ આવ્યાં ? ત્યારે રાઈબાએ કહ્યું કે–તમે સ્વા. ના. ના આશ્રિત છો અને અમે પણ સ્વા.ના. ના આશ્રિત છીએ. આ જોતાં આપણે એક બાપનો સંબંધ થયો કહેવાય. તમે મરો અમે આ જીવીને શું કરવાના છે. આ રીતે પક્ષ લઈને માંચાખાચર સાથે તે બાઈ પણ નિકળ્યાં. તે ફરતાં ફરતાં એક ભાવનગર રાજ્યનું ગામ હતું તેમાં લુંટવાનો રાત્રિએ મનસુબો કર્યો. એજ રાત્રિએ શ્રીજીએ દર્શન દઇને રાઇબાને કહ્યું કે–'તમારો હાથીયો નામનો દીકરો સવારે લુંટવા જશે ત્યારે લલાટમાં ગોળી

વાગવાથી મરી જશે. એને અમે ધામમાં લઇ જઇશું' એમ કહીને મહારાજ અંતર્ધાન થઇ ગયા. પછી બાઇએ સવારે ઉઠીને હર્ષાતિશયથી દાળભાત કંસાર કરીને ત્રણેય ભાઇઓને સાથે જમવા બેસાર્યા. તે વખતે હાથીઆને કહ્યું કે-'આજ મારે હાથે છેવટનું ખુબ જમો. આજ તમારે ધામમાં જવાનું છે, તો સામે મુખે મરજ્યો પણ મારા સ્તને ધાવેલ હોવાથી પાછો પગ ધરશો નહિ. સૌ કોઈ બાયડી, છોકરાં, ગામગરાસ સારૂ મરે છે. આ તો સત્સંગના પક્ષ માટે મરવાનું છે. એથી ભગવાન ઘણા રાજી થશે' ઈત્યાદિ માનાં શૂર વચનો સાંભળીને, હાથીઓ બોલ્યો કે-'માજી! કાંઇ ચિંતા કરશો નહિ, મરવાનું તો સર્વ કોઇને છે, પણ સત્સંગીના પક્ષ માટે મરાશે એ તો બહુ મોટી વાત છે.' એમ નિધડક કહીને વળી કહ્યું કે-'માજી! તમે મારા ઉપર રાજી રહેજ્યો' પછી જમી ચળુ કરીને ઢાલ તરવાર બાંધીને ઘોડીએ સ્વાર થઈને ગયા અને ત્યાં લડતાં લડતાં ગોળી કપાળમાં વાગવાથી દેહનો ત્યાગ થતાં, મહારાજ પોતાના ધામમાં તેડી ગયા. જે ઘોડી હતી તે ત્યાંથી જ્યાં મુકામ હતો ત્યાં એકલી આવી. તેને જોતાં જ રાઈબા મળ્યાં, અને કહ્યું કે-'તું ખરી બહાદુર' એમ શાબાશી આપીને, તેને પાણી પાયુ, અને ખરેરો કર્યો, પછી ખીલે બાંધીને, સવા મણ સાકર મંગાવીને વહેંચી.' એમ બહુ ઉત્સાહ જણાવ્યો. આ સમયે માંચાખાચર આવ્યા અને બાઈને કહ્યું કે-'તમારો દીકરો મરી ગયો તે બહુ ખોટું થયું.' એમ કહીને બહુજ દીલગીરી જણાવવા લાગ્યા. તેને જોઈ શૂરવીર બાઈએ કહ્યું કે-'એ તો ભગવાનના સુખમય ધામમાં ગયા છે એનો શો શોક કરો છો? અહીંના કરતાં કોટિઘણું સુખ, મહારાજે રાજી થઈને આપ્યું તેમાં શોક કરવાનો હોય જ નહિ. આ જે બે દિકરા કેડે રહ્યા એનો શોક હવે કરો." આ રીતે અનન્ય ભક્ત **રાઇબાએ**

સત્સંગનો દઢ પક્ષ રાખ્યો હતો. આ રીતની વાત મહારાજે નિજાશ્રિતોના શિક્ષણ માટે સભામાં કરી હતી (૧૪૩)

વળી એક દિવસે સભામાં મહારાજે સત્સંગના પક્ષની બીજી વાત સંતો સમક્ષ કરી. વિગત એવી છે કે–'**કરીયાણા** નામના ગામમાં નાજો જોગીઓ, એમના ભાઈ અને એમની મા, આ ત્રણ આડા કાઠી સત્સંગી હતાં. અને જે ગામ ધણી કાઠી હતો તે સત્સંગનો મહાદ્વેષી હતો. એક સમયે ગામમાં સાધુઓ ઝોળી માગવા આવ્યા. તેમને તેણે લાકડી મારીને કાઢી મૂકયા. સીમમાં ગએલા બન્ને ભાઈઓ ઘેર આવતાં એમની માતુશ્રીએ આ અસહ્ય વાત એમને કરી. આ વાતને સાંભળતાંજ બન્ને ભાઇઓએ વિચાર કર્યો કે 'હવે આપણે આ સાધુદ્વેષી ગામમાં રહેવું નથી.' પછી ગાડામાં ઘરની સામગ્રી ભરીને લઇને ગઢડા આવ્યા. અને મારી (મહારાજ) પાસે આવીને વાત કરી કે–' અમારા સાધુને એક લાકડી મારી છે તો મારે એને એક લાકડી મારવી છે.' ત્યારે મેં કહ્યું કે એતો ગામ ધણી છે અને તમે તો ઘરધણી છો, ત્યારે નાજાભક્તે કહ્યું કે–'મારે હવે જીવવું નથી. મારા સાધુને એણે એક લાકડી મારી છે તો હું એને એક લાકડી મારીશ ત્યારે મને શાંતિ થશે, એને માટે આપની રજા લેવા અહીં આવ્યો છું. પછી એમને મેં બહુ સમજાવ્યા કે– 'સાધુઓને તો ઘણા દ્વેષીઓ મારે છે અને ગામમાંથી કાઢી મૂકે છે, સાધુઓનો નિર્માની ધર્મ છે તે સહન કરે છે એમ ઘણું સમજાવ્યું પણ બિલકુલ સમજ્યા નહિ, ન છૂટકે કહ્યું કે-'તમારો પક્ષાગ્રહ છે તો એક જ લાકડી મારજો, પણ અધિક નહિ' આ રીતની આજ્ઞા લઇને કેસરીયાં કરીને, જીવવાની આશા છોડી દઇને, કરીયાણા ગામ ગયા. તે વખતે તે કાઠી ઉઘાડે માથે દરબારમાં ગાદીતકીએ બેઠો હતો. તેને ઉઘાડું કહ્યું કે–'તેં મારા સાધુઓને એક લાકડી મારી છે તો મારે

તને એક જ લાકડી મારવી છે' એમ કહેતાં જ તે કાઠી એકદમ ઊઠીને તલવાર લઈને જેટલાકમાં સામો મારવા આવે છે તેટલાકમાં પોતા પાસે કડિયાળી લાકડી હતી તે બે હાથમાં ઝાલીને એના એના માથામાં મારતાં જ એના પ્રાણ નીકળી ગયા. પછી પોતે તુરત પાછા વળીને નિર્વિઘ્ન ગઢડા આવી ગયા. અને મને (મહારાજને) કહ્યું કે–'તમારી આજ્ઞા લેશ પણ લોપી નથી, એક જ લાકડીના મારથી જમપુરીમાં મોકલી દીધો' ત્યારે મહારાજે કહ્યું કે– વૈર તો વાળ્યું પણ હવે એ કાઠી સાથે વેર બાંધીને રહેશો ક્યાં? એનો કંઈ વિચાર કર્યો છે? ત્યારે નાજા ભક્તે કહ્યું કે–'જસદણ ભોંયરાના રાજા મોટા આલોખાચર છે ત્યાં જઈને સુખેથી રહીશું. એમ કહીને ગઢડાથી **જસદણ** ગયા. ત્યારે આલાખાચરે રહેવાનું ઘર અને ખેડવાની જમીન આપી અને બહુ હેતથી એમને રાખ્યા. આ રીતે સુખેથી રહેલા નાજા જોગીયાને સ્વા. ના. ના અનન્ય ભક્ત જાણીને એક દિવસ બોલાવીને આલાખાચરે આડી વાત કરી કે–'તમારા સ્વા. ના. જો સાચા ભગવાન્ હોય તો મને પરમદિવસે પ્રત્યક્ષ દર્શન દે. નહિ તો તમારા ઘુંટણ ભાગું'. એના રાજ્યમાં એવું બંધારણ ઘડયું હતું કે–'જો કોઈ ચોર હાથ આવે તો તેને બંધીખાને નાંખે અને એના ઘુંટણ ભાંગી નાંખીને એમને એમ પડયો મૂકે અને ખાવાનું તો આપે.' આ આકરી શિક્ષાને લીધે એના રાજ્યમાં 'ચોર એવા શબ્દનો વ્યવહાર જ ન હતો.' આવા કારણથી એ રાજાએ નાજા ભક્તના ગોઠણ ભાગવાના ઠરાવ્યા. આ બીજી મહાવિપત્તિની વાત અમે ( મહારાજ ) સર્વજ્ઞ શક્તિથી જાણી. આ વખતે અમે અમદાવાદ તરફ ફરતા હતા. ત્યાંથી એવા ઉતાવળા ચાલ્યા કે–જે દિવસે ઘુંટણ ભાગવાની મુદત હતી એ જ દિવસે એક કલાક પહેલાં પહોંચી ગયા. નાજો જોગીયો, એમની મા અને બીજા લોકો મહા-

રાજની વાટ જોઈને બોલ્યા કે-'આ જ નાજો જોગીયો ભગત કહેવાયછે તેના ઘુંટણ જરૂર ભાગશે, એમ જેટલાકમાં બોલે છે એટલાકમાં અમે જઈ ને પાસે ઉભા રહ્યા. એથી એ ભક્તને નિરતિશય આનંદ થયો. પછી અમે એમની સાથે દરબારમાં ગયા. એટલે દરબારે અમને બહુ સ્નેહથી સત્કાર કરીને ગાદી ઉપર બેસારીને વિનયસહ પગે લાગીને કહ્યું કે-'જો તમે મને આજ દર્શન ન દીધાં હોત તો તમારા ભક્ત નાજાના ઘુંટણ હું ભાગત જ.' તમો અંતર્યામિપણે જાણીને અહી ટાઈમસર ભક્ત રક્ષાર્થે આવી ગયા હોવાથી તમો જરૂર ભગવાન છો. મારાં મોટાં ભાગ્ય હશે કે જેથી તમારાં ભગવાનના સાક્ષાત્ દર્શન થયાં." એમ કહેવા યોગ્ય કહી રહેતાં, અમે ઊઠીને ઊભા થયા ત્યારે દરબારે અમને સવિનય કહ્યું કે-'અહીં બેસો' ત્યારે અમે તેમને કહ્યું કે-'અમારૂં પ્રજાહિત વચન માનો તો બેસીએ' ત્યારે તેમણે કહ્યું કે-'તમે ભગવાન્ જેમ કહેશો તેમ નિઃસંશય કરીશ'. ત્યારે દયાનિધિ મહારાજે કહ્યું કે-'તમે આ ઘુંટણ ભાગવાનું અતિનિર્દય કામ છે તે પડી મુકો અને બીજો કોઈ ઉચિત દંડ દ્યો.' ત્યારે આલા ખાચર બોલ્યા કે-'તમે મને પાપીને અંતકાળે તેડવા આવો તો આ ઘુંટણ ભાંગવાનું દુષ્કર્મ મૂકી દઉં.' ત્યારે મહારાજ એ દુર્લભ વર આપ્યો. એટલે દરબારે એ અકાર્ય મૂકી દીધું," આ રીતે સત્સંગનો પક્ષ રાખવાની વાત મહારાજે સભામાં કરી. એજ નાજો જોગીઓ પછીથી સાધુ થયા અને એમનું નામ મહારાજે **'ઘનશ્યામદાસ'** એવું સારૂં પાડ્યું (૧૪૪)

એક દિવસે મહારાજ અક્ષર ઓરડીએ વિરાજમાન હતા. ત્યાં અમદાવાદના સાહેબે વિનંતી પત્ર લખી મોકલ્યો. વિગત એમ છે કે -એક વખત મહારાજ અમદાવાદ પધાર્યા હતા. ત્યાં પેશ્વા સરકારનું રાજ્ય હતું. તેણે મહારાજને એમ કહેલું કે-'અમારૂં રાજ્ય હોય

ત્યાં સુધી તમારે અહીં આવવું નહિ'. આ હેતુથી મહારાજ નવ વર્ષથી પધારેલા નહિ. ડભાણમાં યજ્ઞ કર્યો ત્યારે એરણ સાહેબ તથા ડુલાપ સાહેબ વિગેરે ચાર સાહેબો મળ્યા હતા. તેઓએ અમદાવાદ કબજે કર્યું. અમદાવાદમાં જે **બાદશાહી વાડી** હતી તેમાં એક વાઘ રહેતો. તે કોઈ દિવસ બહાર નીકળતો ત્યારે મનુષ્યને મારતો' એવી વાત સાંભળીને વાઘને એરણ સાહેબે હાથી ઉપર લોઢાનું પાંજરુ મૂકીને, બેમોરીવાળી બંધૂકમાં ગોળી ભરીને વાઘને મારવા માટે બંધૂક છોડી, પણ તે ગોળી વાઘને બેમાંથી એકેય વાગી નહિ અને વાઘ બહુજ ખીજવાયો અને સાહેબને મારવા આવ્યો. તે સમયે પહેલાં મહારાજનાં ડભાણમાં દર્શન કર્યાં હતાં અને સર્વ જરીયાની વસ્ત્રો તથા ઘરેણાં ધાર્યાં હતાં એવીજ મૂર્તિ આગળ ઢાલ તરવાર બાંધીને વાઘ સન્મુખ ઊભી રહી અને પોતાની રક્ષા કરી. એ રીતે ભદ્રમાં આવતા સુધી એ દિવ્ય મૂર્તિએ સા.ની રક્ષા કરી હોવાથી મહારાજના પ્રત્યક્ષ દર્શન કરતાંજ મનમાં એવો નિશ્ચય થઇ ગયો કે 'આ સ્વા.ના. ભગવાને મને ઉગાર્યો, નહિ તો મને વાઘ મારી નાખત. માટે મારે અહીં સ્વા. ના. ને અમદાવાદમાં તેડાવવા.' એવો સંકલ્પ મનમાં છાનો રાખ્યો હતો. બીજે કે ત્રીજે દિને કચેરીમાં સભા ભરીને મોટા શેઠ શાહુકારોને બોલાવીને પ્રશ્ન પૂછ્યો કે–'તમારા હીંદુમાં બડા સંપ્રદાય કોણ હે' ત્યારે તેમણે સર્વેએ 'શક્તિપંથી, ગોસ્વામી, આ બે બડા માર્ગ છે' એમ કહ્યું પણ સ્વા. ના. નું નામ કોઇએ લીધું નહિ. ત્યારે સાહેબે ફરી પૂછ્યું કે–'સાંખ્ય–માર્ગમાં કોણ કુશળ છે?' ત્યારે તેમણે સર્વેએ કહ્યું કે–'એમાં તો એક સ્વા. ના. કુશળ છે' સાહેબ સઘળું જાણે છે છતાં અજાણ્યા થઇને પૂછ્યું કે–'એ સ્વા. ના. કોણ છે. કુબેરસિંહજીના ભાઈ મોતીસિંહજી ગાદીના છડીદાર હતા તેમણે કહ્યું કે–'જેમણે ડભાણમાં ભારે યજ્ઞ કર્યો

હતો એજ સ્વા. ના. છે. તે હાલમાં કાઠીઆવાડમાં બિરાજે છે.' ત્યારે સાહેબે પૂછ્યું કે 'તે અહીં કેમ આવતા નથી !' ત્યારે મોતીસિંહે કહ્યું કે–'અમારું રાજ્ય હોય ત્યાં સુધી તમારે અહીં આવવું નહિ' એમ પેશ્વા સરકારે મના કરી હોવાથી સ્વા. ના. આવતા નથી' ત્યારે સાહેબ બોલ્યા કે–'અબી તો સાહેબકા રાજ્ય છે' તો એમને તેડાવો. સ્વા. ના. ના કોઈ શિષ્ય છે ? એમ સાહેબે પૂછતાં મોતીસિંહે કહ્યું કે–'મારા ભાઈ કુબેરસિંહજી છે તે એમના શિષ્ય છે !' ત્યારે વળી સાહેબે કહ્યું કે 'એમને જલદી બોલાવો' એટલે બોલાવવાથી તુરત આવ્યા. તેમને સાહેબે કહ્યું કે-'સ્વા. ના. ને અહીં તેડી લાવો' ત્યારે કુબેરસિંહે કહ્યું કે-'મારા સામાન્ય માણસના તેડાવવાથી તે અહીં આવે નહિ. આપ તેડાવો તો આવે' આવું વચન સાંભળીને, સાહેબે તેડાવાનો કાગળ લખીને આપ્યો, પછી કચેરીમાં સર્વેને કહ્યું કે–'હું સ્વા. ના. તરફથી વકીલ છું. તો જેને જે પ્રશ્ન પૂછવો હોય તે પૂછજ્યો, ત્રણ દિવસ છૂટ રાખી છે.' સ્વા. ના. આવશે અને જો કોઇ ઉપાધિ કરશે તો તેને હું શિક્ષા કરીશ' એમ બંદોબસ્ત કરીને પછી કુબેરસિંહજીને મોકલ્યા. તે ગઢડા આવીને, અક્ષર ઓરડીમાં વિરાજમાન મહારાજને સાહેબે લખી આપેલો પત્ર આપ્યો (૧૪૫)

બીજે દિને એ આમંત્રણ પત્ર, મહારાજે સભામાં વાંચી સંભળાવ્યો અને સર્વે મળીને અમદાવાદ જવાની તૈયારી કરીને, કુબેરસિંહને 'અમો જરૂર આવીશું' એમ કહીને એમનેજ આગળ મોકલ્યા. પછી પોતે સંત–પાર્ષદસહ ગઢડાથી ચાલ્યા તે સુંદરીઆણ થઈને ભેંસજાળ આવીને જમ્યા. ત્યાં ગરાસીયાને ઘેર રાત રહ્યા. ત્યાંના નિવાસી **કાયાભાઇ** નામના ગરાસીયાનાં બાઇ ભારે સત્સંગી હતાં, પણ તેમને ઓઝલમાં રહેવાનું બંધન હોવાથી મહારાજનાં

દર્શન થયાં નહિ. અને મહારાજ તો સવારે વહેલા ચાલી નીકળવાના હોવાથી દર્શનનો સંભવ રહ્યો નહિ. જેથી બાઈના મનમાં બહુજ પશ્ચાત્તાપ થયો કે 'હું હવે દર્શન વિના રહી જઈશ' પછી પછી સર્વ કોઇ ઉંઘી જતાં, બહુ વિચારને અંતે જે ઘરમાં મહારાજ પોઢ્યા હતા તેની ભીંત હતી તેને કોચીને અંદર જઇને મહારાજ દર્શન કર્યાં. ત્યારે મહારાજ બોલ્યા કે–'એ કોણ છે?' ત્યારે બાઈ બોલ્યાં કે–'એ તો હું કાયાભાઈનાં ઘરનાં' ત્યારે મહારાજે કહ્યું કે–અત્યારે કેમ ? ત્યારે બાઇએ સત્ય કહ્યું કે–ઓઝલ (પડદો) ને લીધે દિવસે તમારાં દર્શન થયાં નહિ. અને સવારે થાય એમ પણ નહિ હોવાથી ઘર કોચીને આપને દર્શને આવી છું. તે દર્શન તો થયાં. હવે નિત્ય સ્મરણ માટે કોઈક પ્રસાદીની દયા કરો, એવું ભક્ત બાઈનું વચન સાંભળીને, દયાનિધિ ભક્તવત્સલ ભગવાને બીજું કાંઇ પાસે નહિ હોવાથી પોતે ઓઢેલી ધડકી (નાની ગોદડી) આપી, અને પોતે પાણી પીધેલી એક વાટકી આપી. પછીથી કહ્યું કે–હવે તમે જાવ, એમ આજ્ઞા કરતાં તે બાઇ બે વસ્તુઓ લઈને પોતાને ઘેર ગયાં. (આ બન્ને વસ્તુ હાલમાં ભેંસજાળમાં દર્શન દે છે) પછી મહારાજે બ્રહ્મચારીને બોલાવીને કહ્યું કે-'અમને બહુ ટાઢ વાય છે?' ત્યારે તે બોલ્યા કે–હે કૃપાનાથ ! ધડકી તો સૂતી વખતે ઓઢાડી હતી ને ? ત્યારે મહારાજ બોલ્યા કે–'કોઈ ચોર આવ્યા હતા તે લઈ ગયા,' પણ નામ પાડયું નહિ. પછીથી બ્રહ્મચારીએ મોટીબા પાસેથી બીજી લઇને ઓઢાડી. સવાર થતાં ઊઠીને ત્યાંથી **વાગડ** આવ્યા (૧૪૬)

ત્યાંથી ચાલેલા મહારાજ કંથારીઆ આવ્યા અને ત્યાંથી ચાલ્યા તે માર્ગમાં પાંચતલાવ નામના નાના ગામે આવીને મુંડન માટે ગામમાંથી વાળંદને બોલાવીને તે કરાવવા બેઠા. આ અવસરે મહા-

રાજના પ્રસાદીના પાણીથી મુંડન કરાવીએ' એવા વિચારથી મુક્તા-નંદ સ્વામી આવ્યા. એટલે પોતાના ગુરુ માન્યા હોવાથી તેમને બેસવા માટે કામળીનું આસન આપ્યું. આ વખતે પૂર્ણાનંદ કે જે ગજોગઢવી હતા તે અને બીજા એમના જોડીયા ગવૈયા હતા તે ખભે સરોદા ભરવીને આવ્યા અને મુ. સ્વામીનું આસન દબાવીને બેઠા. આ અઘટિત બાબતને જોઈને મહારાજે સ્વામીને કહ્યું કે–'માનપણ મૂર્તિમાન્ હોય છે?' ત્યારે સ્વામીએ કહ્યું કે–'મૂર્તિમાન્ માન તો દેખ્યું પણ નથી અને સાંભળ્યું પણ નથી' ત્યારે મહારાજે રૂપક કર્યું કે–'માથે રૂમાલ બાંધ્યા હોય અને ગાતડીઓ વાળી હોય અને ખભે સરોદા ભરવીને આવ્યા હોય' એમ કહીને પછી સ્વામી તરફ બે આંગળીઓની સાનથી બન્નેને સ્પષ્ટ બતાવ્યા. એટલે તે બન્ને સ્વામીનું આસન છોડીને થોડા છેટા જઈને બેઠા અને પછીથી વિમુખ થઈને ઘેર ચાલ્યા ગયા. આ અધવચ આવેલું કામ પત્યા પછી વાળંદે મહારાજનું મસ્તક પલાળીને ફક્ત બે જ આંગળ મુંડન કર્યું. એટલામાં તો તેનો અસ્ત્રો બહુ વસમો લાગવાથી તેને બંધ રખાવી-ને માથે ફેંટો બાંધી દીધો. તેને જોઈને નાપિતે પૂછયું કે–'કેમ ફેંટો બાંધી દીધો, પૂરી હજામત કેમ કરાવી નહિ, ત્યારે મહારાજે કહ્યું કે, 'મોટા માણસની હજામત તો બે કે ત્રણ ચાર ગામે થોડી થોડી પૂરી થાય' એમ તેને ખોટું ન લાગે તેમ કહીને ઊભા થયા. ત્યારે મુ. સ્વામી પ્રસાદીના પાણીની આશાથી મુંડન કરાવવાનો વિચાર કરે છે એવામાં જ મહારાજે સંકેતમાં કહ્યું કે–'આમાં તો જીવની ઘાત હોવાથી ગુજરાતમાં કરાવજ્યો' એટલે સ્વામીએ પણ સમજી-ને તે કરાવ્યું નહિ. આ રીતે મુંડન કથા પૂરી થતાં મહારાજ ઉતારા ઉપર જઈને સંતોએ સહિત જમીને ત્યાંથી ચાલ્યા.

આગળ ચાલતાં બ્રહ્માનંદસ્વામી બહુ થાકી જવાથી ઘોડા ઉપર

બેસીને આગળ હાલ્યા જાય છે ત્યાં એક વગડામાં તલાવ આવ્યું. ત્યાં એક મોટી જગ્યામાં વેરાગીઓ રહેતા. તેમણે જાણ્યું કે–'જીવનમુક્તા જાય છે' એટલે મોટા ચીપીઓ લઈને, જાણે ધર્મરાજાના ઘરના હોય એમ રસ્તામાં આવીને, બ્રહ્માનંદ સ્વામીના ઘોડાનું ચોકડું પકડીને ઊભા રાખીને કહ્યું કે–'કયું જીવનમુક્તાકા પંથ ચલાવતા હે?' એમ કહીને ચીપીયો સામો ઉગામ્યો, તેથી બ્રહ્માનંદ સ્વામી બહુ ખીજ્યા અને મનમાં 'આ બે ચીપીયા મારશે તો શરીરે સોળાં ઊઠશે.' એમ વિચારીને પોતે બહુ કળાદાર હોવાથી એમ બોલ્યા કે–'મેં તો જીવનમુક્તાનો પંથ ચલાવ્યો નથી. પણ પાછળ આવે છે તેમણે ચલાવ્યો છે' એટલે એ વેરાગીએ એમની ઘોડીનું ચોકડું મૂકી દીધું. પછી 'જમના હાથમાંથી છુટ્યા' એમ જાણીને ઘોડાને ઉતાવળો હાંકી આગળ ચાલ્યા ગયા. પાછળ આવતા મહારાજની ઘોડીનું ચોકડું પકડીને, કયું જીવનમુક્તાકા પંથ ચલાયા હે' એમ વેરાગી બોલ્યા. તેને સાંભળીને મહારાજ બોલ્યા કે–'અમે જીવનમુક્તાનો પંથ ચલાવ્યો નથી પણ પછવાડે બીજા આવેછે તેમણે ચલાવ્યો છે' એવું સાંભળતાં મહારાજની ઘોડીનું ચોકડું મૂકી દીધું. જીવનમુક્તાને બરોબર ઓળખતા નહિ હોવાથી અને અંદરનો સંકેત હોવાથી આ પ્રપંચ પૂરો ચાલ્યો. પછીથી સુરાખાચર આવતાં એમની ઘોડીનું ચોકડું પકડીને કહ્યું કે 'કયું જીવનમુક્તાકા પંથ ચલાયા હે' આ વાત સાંભળીને સુરાખાચર સમજી ગએલા કે 'મારા તરફ મહારાજે ખરો ઉત્તર આપવા જ મોકલ્યા છે' પછી મોઢું ઠેકાણે રાખીને કહ્યું કે–'જરા ધીરા રહો, ઉત્તર બરોબર આપીએ છીએ' પછી કાઠીને સાનમાં સમજાવતાં, તેઓ બધાજ ઘોડાની ઘુંમર વચ્ચે વેરાગીઓને આંતરીને, ભાલા ઊંચા હતા તેને નીચા કરીને, જેમ બળદને આર ઘોચે એમ ભાલા ઘોચવા મંડયા. અને

મોંઢથી એમ બોલે કે–'બાવાજી ! દેખો જીવનમુક્તાકા પંથ ચું ચલાયા હે' એમ કહીને ચારે બાજુથી ભાલા ઘોચવા મંડ્યા. ત્યારે બાવો બોલ્યો કે–'ભાઈ સાહેબ ! તમારી ગૌ છું'' ત્યારે કાઠી કહે કે–' ગૌ કયાં છું. ગદ્ધા છું'' ત્યારે બાવો બોલ્યો કે–'જો હવે હું જીવનમુક્તાનું નામ લઉં તો મને રામ દુવાઈ છે' આવા સમ ખાધા ત્યારે તેને છોડી દીધો. પછી આગળ ચાલતાં એક વડ વૃક્ષની નીચે મહારાજ તથા બ્રહ્માનંદ સ્વામી ઊભા હતા તેમની ભેળા કાઠીઓ જઈને ઊભા રહ્યા. ત્યારે મહારાજે બ્ર. સ્વામીને કહ્યું કે–કેમ થયું ? તેમણે કહ્યું કે–'મને મારવાની બહુ બીક લાગવાથી મેં તમારા તરફ મોકલ્યો. ત્યારે મહારાજે કહ્યું કે–મેં પણ સુરાખાચર તરફ મોકલ્યો' એવું ટીખળ સાંભળીને સુરાખાચર બોલ્યા કે–તમો કોઈએ ઉત્તર આપ્યો નહિ, પણ અમોએ તો એવો અનુત્તર ઉત્તર આપ્યો છે કે-જીંદગી સુધી ફરીથી તમારું નામ ન લે. આ રીતે અપૂર્વ રમુજ રસ્તામાં સખાઓ સાથે કરી (૧૪૭)

ત્યાંથી ચાલ્યા ત્યારે દેવળીયાના દરબાર **જાલમસિંહજી** કે જે ભેળા જ હતા તેમણે જાણ્યું કે–મહારાજને સારો વાળંદ નહિ મળવાથી મુંડન અધુરું રહેવાથી સારૂં દેખાતું નથી. પછી ઘોડે બેસીને બહુ ઉતાવળા પોતાને ગામ જઈને સારા વાળંદને બોલાવીને તેને ઘોડાનું પેંગડું પકડાવીને, તેની કોથળીને પોતે દરબારે ખભે ભરવીને પોતાના ગામથી એક ગાઉ છેટી તલાવડી હતી અને વડ પીપરના વૃક્ષો હતા તેની નીચે દોડતા આવ્યા. અને મહારાજને કહ્યું કે–'આ વાળંદ બહુ સારો પ્રખ્યાત છે માટે અધુરું મુંડન કરાવો' ત્યારે મહારાજે મનમાં "આ ગરાસીયા બહુ દાખડો કરીને અને શરમ પણ મૂકીને ખભે વાળંદની કોંથળી ભરવીને તેડી લાવ્યા છે તે જો હું હજામત નહિ કરાવું તો બહુજ દુઃખ લાગશે' એમ વિચારીને મહા-

રાજ મુંડન કરાવા બેઠા. બહુ દુઃખે મુંડન કરાવી રહ્યા ત્યારે મુક્તા-નંદસ્વામી પૂર્વવત્ હજામત કરાવવા તૈયાર થયા. તેને જાણીને મહા-રાજે સ્વામીને સંકેતમાં સૂચવ્યું કે–'પહેલામાં જીવની ઘાત જબરી હતી અને આમાં દેહની ઘાત છે, માટે અતિવૃદ્ધ તમે તો ગુજરાત માં કરાવજ્યો' એમ કહીને તળાવમાં ન્હાઈ ધોઇને ઘોડેસ્વાર થઇને ગામ દેવલીચા આવ્યા અને ચોરામાં સર્વેએ ઉતારો કર્યો. પછીથી જાલમસિંહજીએ રસોઇ કરાવી, તેને મહારાજ, સંત, પાર્ષદો જમ-વા બેઠા. સંતમંડળ જમી રહેતાં જાલમસિંહજીનાં **માજી**એ મહા-રાજને વિનંતી કરી કે–'સવારે થાળ જમીને નિરાંતે ચાલજો' ત્યારે મહારાજે થાળ જમવા નહિ રહેવાય, કેમકે અમદાવાદ સાહેબને મળવા જવાનું હોવાથી ઉતાવળ છે' એમ કારણ કહ્યું. આવું વચન સાંભળીને નિરાશ બાઈ ઘેર આવ્યાં. સર્વે સંતો તથા કાઠી ઊંઘી ગયા ત્યારે બાઇએ ઘરમાંથી ચોકડું લઈને જ્યાં મહારાજ ઉતર્યા હતાં ત્યાં તેમની ઘોડી બાંધી હતી તેને ચોકડું ચઢાવીને ખીલેથી છોડીને પોતાની ઘોડશાળામાં લાવીને બાંધી, પછી લીલુ ઘાસ નાખ્યું અને બારણું અડકાવીને, સાવરણો લઇને પાછે પગલે, પોતાનાં તથા ઘોડાનાં પગલાં ન દેખાય એવી યુક્તિથી અધો ચોક વાળીને, પછી-થી દરબારમાં આવીને રસોઇનો આરંભ કર્યો. એટલાકમાં તો સવાર થવાથી ઘોડીના સેવક નાનખાચર 'મહારાજને ચાલવાનું હોવાથી ઘોડીને તૈયાર કરૂં.' એમ વિચારીને દળી લઇને ઉપર મૂકવા ગયા, પછી અંધારૂ હોવાથી 'ઘોડી ઊભી છે' એમ મનમાં માનીને મેલવા ગયા પણ તે દલી નીચે પડી ગઈ. ત્યારે સેવકે જાણ્યું કે 'ઘોડી નથી' પછીથી મહારાજ પાસે જઈને 'આપણી ઘોડી ચોરો લઈ ગયા' એમ કહ્યું. ત્યારે મહારાજે જાણવા છતાં 'આ સર્વે કાઠીઓ આપણી ચોકીમાં છે છતાં ચોર લઇ ગયા એ આશ્ચર્ય જેવું કહેવાય' એમ

બોલ્યા. પછી જાલમસિંહજીને તત્ક્ષણ બોલાવીને કહ્યું કે–' અમારી ઘોડી ચોર લઇ ગયા છે તો પગલું કાઢો' ત્યારે તેમણે સમીપના સર્વેને બોલાવીને પગલું કાઢવાનો પ્રયત્ન કર્યો પણ પત્તો લાગ્યો નહિ. પછી સર્વેએ બહુ મુંઝાઇને મહારાજને કહ્યું કે–' બહુ શોધ કરી પણ પગલુ બિલકુલ મળતું નથી' ત્યારે મહારાજે છેવટનું કહ્યું કે–'તમારા ગામમાંથી અમારી ઘોડી ચોરાઇ છે તો પાતાળમાંથી કે આકાશમાં જ્યાં હોય ત્યાંથી લાવી આપો' પછી દરબારે પોતાનાં માજી પાસે આવીને કહ્યું કે–'આપણા ગામમાંથી મહારાજની ઘોડી કાઠીઓની પ્રબળ ચોકી છતાં ચોરો લઈ ગયા, એથી આપણું બહુ નરસું કહેવાય. ત્યારે દરબારનાં માજીએ મહારાજ પાસે આવીને કહ્યું કે–'થાળ જમવાની હા કહો તો ઘોડી મળે' ત્યારે મહારાજે કહ્યું કે–'ઘોડી નહિ હોવાથી થાળ જમ્યા વિના છુટકો જ ક્યાં છે? આવું મહારાજનું વચન સાંભળીને બાઇએ કહ્યું–'ચાલો ઘોડી બતાવું' ત્યારે મહારાજ ઊઠીને બાઈ સાથે ગયા. અને બાઇએ સાંકળ ઉઘાડીને ઘોડી બતાવી. ત્યારે મહારાજે પૂછ્યું કે–'કાઠીઓની ચોકી છતાં તમો ઘોડીને કેમ કરીને અહીં લાવ્યા.' ત્યારે બધી હકીકત કહી સંભળાવી. પછી મહારાજશ્રી ઉતારા પર આવીને બેઠા અને કાઠીઓને ઠપકો આપવા મંડ્યા કે–'તમો હવે ઢાંકણીમાં પાણી ભરીને બૂડી મરો, કેમકે તમારો અખંડ ચોકીપહેરો છતાં આ સ્ત્રી જાતિએ તમારી લાજ લીધી. ભેંસજાળમાં પણ લાજ લીધેલી તાજી છે, ત્યારે હાજર જવાબી સુરાખાચરે 'સ્ત્રીએ તો બ્રહ્મા, શિવ, ચંદ્ર, ઈન્દ્ર, વરુણ, યમ, અગ્નિ આદિક બહુની લીધી છે તો અમારી લે એમાં શી નવાઈ?' એમ કહ્યું. એમ રમુજ કરીને મહારાજને રાજી કર્યા. પછી ન્હાઇ–ધોઇ નિત્ય વિધિ કરીને પરવારી, તૈયાર થએલો થાળ મહારાજ તથા સંતો પાર્ષદો જમ્યા. (૧૪૮)

આ રીતે દેવળીયામાં અપૂર્વ લીલા કરીને, ત્યાંથી ચાલ્યા તે અમદાવાદ નજીક આવ્યા. સાહેબને પ્રથમથી ખબર થઈ હોવાથી પોતે હિંદુઓના શાસ્ત્રીઓને બોલાવીને પૂછ્યું કે-'તમારા શાસ્ત્રમાં મોટા પુરુષની સન્મુખ જવામાં કેટલું ફળ કહ્યું છે ?' ત્યારે શાસ્ત્રીઓએ કહ્યું કે-'મહાપુરુષને સન્મુખ જવામાં ડગલે ડગલે અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે' આ વાત સાંભળીને સાહેબે કુબેરસિંહને કહ્યું કે 'તમારા સ્વા. ના. એક ગાઉ છેટા હોય ત્યારે મને ખબર આપજ્યો, કેમકે મારે સન્મુખ જવું છે' પછી કુબેરસિંહે મહારાજને એક ગાઉ છેટે ઊભા રાખીને, સાહેબને ખબર આપવાથી, પોતે તથા તેમનાં મેડમ અને સાહેબ સામા ગયા તેમને આવતા જોઈને, મહારાજે સંતોને કહ્યું કે-'ઉપવાસ કરવો પડશે, માટે છેટા રહો' એટલે સંતો છેટા જઈને ઊભા રહ્યા. મેડમ અને સાહેબ બન્ને એક ડાબે અને એક જમણે ચરણારવિંદે પગે લાગ્યાં. તે ઘણીવાર સુધી મૂકે નહિ. પછી મહારાજે પરાણે મૂકાવ્યાં ત્યારે સન્મુખ હાથ જોડીને ઊભા રહેતાં કુશળ સમાચાર પૂછ્યા. આ સમયે મહારાજે સર્વે શ્વેત વસ્ત્રો ધાર્યા હતાં. અંગમાં અલ્પપણ ઘરેણું પહેરેલું ન હતું. જ્યારે ડભાણના યજ્ઞમાં સાહેબે દર્શન કરેલાં ત્યારે તો સર્વે જરીયાની વસ્ત્રો અને હજારો રૂપીયાના દાગીના પહેર્યા હતા. હાલમાં તો સાવ સાદા વેષમાં મહારાજનાં દર્શન કરતાં સાહેબે પૂછ્યું કે-'તમારે દારિદ્રય કયું આવ્યું ? ત્યારે મહારાજે કહ્યું કે-'અમારે કંઈપણ દારિદ્રય નહિ હે, પરંતુ જે સમયે સેવક લોકો જેવાં વસ્ત્ર ઘરેણાં ધારણ કરાવે એવાં ધારીએ, ડભાણમાં તો યજ્ઞ મહોત્સવ હોવાથી સેવકોએ એવાં વસ્ત્ર ઘરેણાં ધરાવ્યાં હતાં, આ સમયે આવા વસ્ત્રો સમયોચિત સાદાં છે' આવું વચન સાંભળીને સાહેબ બહુ જ રાજી થયા. પછી મહારાજે વાઘ થકી પોતાની રક્ષા કરી હતી ને બધી વાત સર્વ સંત

હરિજનોને સાંભળતાં કહી. પછી છેવટે 'તમે તો સાક્ષાત્ જગત્કર્તા પરમેશ્વર છો. તે તમોએ મારી ઘણી રક્ષા કરી હોવાથી હું તમારો ઋણી સેવક છું. તમે કહો તો સાથે ચાલું અને કહો તો પાછળ રહું. આજ આપનાં દર્શન થવાથી મારા જન્મનું સાફલ્ય થયું છે.' વિગેરે વિનય વચનો કહીને ટોપી ઉતારીને, સર્વ સંતોને પણ પગે લાગીને મહારાજ સન્મુખ ઊભા રહ્યા. પછી મહારાજે કહ્યું કે–'તમે આગળ જાવ અને અમે તો ધીમા ધીમા સહુને દર્શન દેતા દેતા આવીશું,' એવું વચન સાંભળીને સાહેબ પગે લાગીને ચાલ્યા. તે સમયે મહારાજે ગુલાબના પુષ્પના હાર તથા ગુચ્છ બન્નેને આપ્યા. તેને લઇને બહુ રાજી થઇ આગળ ચાલ્યાં ગયાં અને મહારાજ તો સર્વ સમાજને દર્શન દેતા થકા સભા કરીને બિરાજમાન થયા. (૧૪૯)

મહારાજ અમદાવાદમાં બહુ વર્ષોથી પધારેલા નહિ હોવાથી ' આજ પધારે છે ' એવા શુભ સમાચાર સાંભળતાં સર્વે હરિજનો પ્રેમઘેલા બની ગયા અને પુષ્પ ચંદન ભેટ વિગેરે સામગ્રી તથા વિવિધ વાજીંત્રો લઈને મહારાજ સન્મુખ સત્વર આવ્યા. અને સવિનય પગે લાગીને, ચંદન પુષ્પાદિ ઉપચારો વડે પૂજા કરીને બરફી, પેંડા, ફળ વિગેરે આગળ મૂકીને વિનયથી પ્રાર્થના કરવા લાગ્યા કે–'હવે તમે ઘોડેસ્વાર થાવ અને શહેરમાં સર્વેને દર્શન આપો' પછી મહારાજ ઘોડીએ સ્વાર થતાં છત્ર ચામર અબદાગિરિ ડંકો નિશાન વિગેરે રાજચિહ્ન સાથે અને વિવિધ વાજીંત્રોના મધુર શબ્દો સાથે સર્વેને ધીરે ધીરે દર્શન દેતા થકા ત્યાંથી ચાલ્યા. આ સમયે મહારાજના અંગ ઉપર બાજુબંધ, ગજરા, ગુચ્છ, તોરા વિગેરે સર્વે ઘરેણાં નાનાવિધ પુષ્પનાંજ ધાર્યાં હોવાથી મૂર્તિની નિરતિશય શોભા ભાળીને આકાશમાં બધા દેવાદિકો વિમાનમાં બેસીને આવ્યા અને દર્શન કરી સ્થિર થઈ ગયા અને વિમાનમાં

બેઠા થકાજ સમાધિને પામી ગયા. અને નર્તક જનો નૃત્ય કરવા લાગ્યા અને ગાંધર્વો મહારાજનાં ગુણોને ગાવા લાગ્યા અને સર્વે દેવો બહુ પ્રસન્ન થઈને મહારાજ ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. આ રીતે સર્વ મનુષ્યો અને દેવાદિકનાં મનને પોતાની દિવ્ય મૂર્તિમાં તાણી લેતા થકા દરેક બજારમાં ધીરે ધીરે ફરતા થકા **નવાવાસમાં** આવીને ઉતારો કર્યો. અને મહારાજ માટે થાળ તૈયારજ હતો તે જમવા પધાર્યા અને સંતો વિગેરે જમવા ગયા. જમી પરવારેલા મહારાજ તથા સંતો સભામાં આવીને બેઠા. તે સમયે શહેરના કેટલાક શાસ્ત્રી પુરાણીઓ પણ આવીને સભામાં બેઠા. મહારાજે સત્કારેલા તેઓએ ઘણા પ્રશ્નો પુછ્યા. તેના ઉત્તરો શાસ્ત્ર પ્રમાણે મહારાજે આપવાથી બહુ રાજી થઈને મહારાજને પગે લાગીને પોતપોતાને ઘેર ગયા. પછી મહારાજે સર્વ હરિભક્તોને પોતાના પુરુષોત્તમ ભગવાનપણાની તથા સંતોના મહિમાની ઘણી વાતો કહી. પછી પોતે પોઢવા પધાર્યા અને સંતો પણ સૂઈ ગયા અને હરિજનો પોતપોતાને ઘેર ગયા. (૧૫૦)

બીજે દિને મહારાજ સવાર થતાં ઊઠીને, સર્વ સાંતહરિભક્તોને સાથે લઈને પોતે ઘોડેશ્વાર થઈને સાબરમતી નદીએ સ્નાનાર્થે પધાર્યા. નદીમાં સ્નાન કરી નિત્યવિધિ કરીને સંતો સહિત પાછા ઉતારા પર આવીને સભામાં બેઠા અને સંતો હરિજનો પણ બેઠા. આ સમયે મહારાજે બ્રહ્મચર્ય વ્રત સંબંધી ઘણી વાતો કરી અને તેની પુષ્ટિ માટે માંડવ્ય ઋષિ, સહદેવ જોષી, ભીષ્મપિતા વિગેરેનાં દૃષ્ટાંતો પણ આપ્યાં. અને પોતે અક્ષરધામમાંથી શા કારણે અહીં પધાર્યા છે તે સંબંધી પણ બહુ વાતો કરીને સર્વેને બહુ આનંદિત કર્યા. તેટલાકમાં તૈયાર થએલા થાળને જમવા પધાર્યા અને સંતો વિગેરે પણ જમવા ગયા. જમીને મહારાજ થોડીવાર પોઢીને ઊઠયા

આજ અવસરે સાહેબે **ભદ્રમાં** પધારવાનો ભદ્ર સંદેશો મોકલ્યો. તેને સાંભળીને મહારાજ તથા સંતો તૈયાર થઇ ગયા. મહારાજ ઘોડેસ્વાર થયા અને છત્ર ચામર તથા વાજીંત્રો સહિત વાજતે ગાજતે ભદ્રમાં પધાર્યા. પ્રથમ જે સ્થળે પોતાને હથીયાર ભરેલા તેલના ટાંકામાં નાંખીને મારી નાંખવાના ધાર્યા હતા એ જ સ્થળે મહારાજને બેસવા સારૂ કરી રાખેલા સુંદર સિંહાસનમાં બેસાર્યા અને વિનયસહિત સમયસમુચિત સ્તુતિ કરી. પછીથી સંપ્રદાયની સમસ્ત રીતિ તથા સંતહરિજન બાઇભાઈની વર્તન રીતિ પૂછી તે મહારાજે સવિસ્તર કહી અને સાહેબે સંક્ષેપમાં લખી. તે પછી સાહેબે ચંદન-પુષ્પાદિ ઉપચારો વડે પૂજા કરીને આરતી ઉતારી. પછી મહારાજને કહ્યું કે–'મારા લાયક કંઈ કામકાજ હોય તો સુખેથી કહો. હું આપનો દાસ છું અને આપ અમારા સરદાર છો.' આવું વચન સાંભળીને, મહારાજે સર્વોપયોગી કહ્યું કે–'અમારે અહીં એક દેવમંદિર કરવાનો વિચાર છે તો થોડી જમીન આપો' ત્યારે સાહેબે કહ્યું કે–'અમને સો વર્ષ સુધીને પટે જમીન આપવાનો ઉપરીનો હુકમ છે' ત્યારે મહારાજે કહ્યું કે–'અમારે તો સૂર્ય–ચંદ્ર તપે ત્યાં સુધીની જોઇએ' ત્યારે વળી સાહેબે કહ્યું કે–'હું વિલાયત લખાણ કરીને ત્યાંનો હુકમ મંગાવ્યા પછી આપ કહો એટલી જમીન આપું' ત્યારે મહારાજે તથાસ્તુ કહ્યું. પછીથી સાહેબે વિલાયત લખાણ કર્યું. પરંતુ મહારાજ તો સર્વાન્તર્યામી હોવાથી ત્યાં અને અહીં એક જ હોવાથી ત્યાંના મુખ્યાધિકારીએ એવું લખ્યું કે–'એક સૂર્ય ચંદ્ર તપે એટલી તો શું? પણ સો સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધીની અને એમને જોઇએ તેટલી આપજો. એવી મંજુરી લખી મોકલવાથી સાહેબે બહુ જ રાજી થઇને કહ્યું કે–'તમારે જેટલી જમીન જોઇએ તેટલી હું લેખ કરીને આપું' ત્યારે મહારાજે નરનારાયણ દેવનું

હાલમાં મંદિર છે તેની જમીનનો લેખ કરાવી લીધો. પછીથી ઉતારા પર આવ્યા અને હરિભક્તોને મંદિર કરવાની આજ્ઞા આપી. તે દિવસે ત્યાં રહ્યા. બીજે દિવસે સવારમાં ઊઠીને નિત્યવિધિ કરીને, થાળ જમવા પધાર્યા અને સંતો વિગેરે પણ જમવા ગયા. જમી પરવાર્યા પછી મહારાજ તથા સંતો તૈયાર થઈને ચાલ્યા તે અશલાલી ગામ આગળ થઈને જેતલપુર પધાર્યા. ત્યાં ગંગામાને ઘેર થાળ જમીને, એમનાં ઘરમાં બે મૂર્તિઓનાં દર્શન કરીને ત્યાંજ પોઢી ગયા. સંતો પણ દેવદર્શન કરીને ત્યાં જ સૂઈ ગયા (૧૫૧)

બીજે દિવસે સવારમાં ઊઠીને પોતાનો સ્નાનાદિ નિત્ય વિધિ કરીને ત્યાંના મહોલ ઉપર આવીને વિરાજ્યા. તે વખતે એક પાટીદાર પંચકણીનો રોટલો અને ભીંડાનું શાક લઈને આવ્યા અને પ્રાર્થના કરી કે–'હું ગરીબ છું તો મારો આટલો રોટલો શાક સાથે સ્વીકારો' આવું દીનવચન સાંભળીને મહારાજે એક હાથમાં શાક સાથે રોટલો લીધો. અને બીજે હાથે ભાગતા જાય અને ભૂખ્યા હોય એમ પ્રસિદ્ધમાં જમતા જાય. આ અલૌકિક લીલાના વર્ણનનો શ્લોક '**स्नातं चन्दनचर्चितं...धृत्वा रोटकमेकपाणितलके भङ्क्त्वान्यहस्तेन तं**' આ રીતનો સુપ્રસિદ્ધ છે. આ રીતે મહોલ ઉપર સભા કરીને વિરાજમાન મહારાજે સંતો તથા હરિજનો આગળ પ્રિયાપ્રિય વચન વિચારીને બોલવા વિષે વાત કરી કે–'એક વચન એવું છે કે–'કોઈ મારુ મારુ કરતો આવ્યો હોય પણ શાંતિ પામીને પાછો જાય અને એક વચન એવું છે કે–શાંત હોય તો પણ ઉગ્ર થઈને મારવા તૈયાર થાય.' એમ કહીને તે ઉપર મુક્તાનંદ સ્વામીની વાત કરી કે–'એક દિવસ અમે ગઢડામાં હતા તે સમયે અયોધ્યાના બધા વેરાગીઓ ભેગા થએલા તેમાં એવો પ્રસંગ નીકળ્યો

કે—'જીવનમુક્તાના પંથમાં મુક્તાનંદ નામના સાધુ છે તે બધા જ ભેખના કુહાડા રૂપ છે,' આ ઉઘડ વાતને સાંભળીને જે એક વેરાગી સો ઉપરાંત વેરાગીની જમાતનો મહંત હતો તે કોઈના બોલાવ્યા વિના એકદમ ઊભો થઇને બોલી ઊઠયો કે—'મારે એ મુક્તાનંદના ગળાનું લોહી પીવું' આવી પ્રતિજ્ઞા લઇને જમાત લઈને ત્યાંથી વેગથી ચાલ્યો. આ વાત અમે સર્વજ્ઞ શક્તિથી ગઢડામાં જાણતાં સભામાં મુક્તાનંદ સ્વામીને ચેતવણી આપી કે—'કોઈ ભસતું ભસતું કુતરું આવે તેને રોટલાનો કટકો નાંખીએ તો ભસતું બંધ થઈ જાય અને છાનું રહે.' આ દૃષ્ટાંત મુજબ કોઇ ક્રોધી મારો મારો કરતો આવતો હોય તેને ફુલનો હાર કે નાળીયેર મેલીને પગે લાગીએ તો તેનો ક્રોધ શમી જાય.'

પછી બીજે દિવસે મુક્તાનંદ સ્વામી તથા અદ્‌ભુતાનંદ સ્વામી આદિક વીસ સાધુઓને મહારાજે જેતલપુર ભણવા મોકલ્યા. તેઓ જેતલપુર આવીને વાંસજીભાઈની ખડકીને મેડે ઉતર્યા. તે વખતે બીજી વ્યવસ્થા નહિ હોવાથી સંતો કાવડ માગતા અને જે કાંઈ તેમાં દાળ, ચોખા, લોટ આવે તેને જમીને પછી વગડે જઇને કોઇ ઝાડ નીચે રહે, કેમકે તે વખતે ગામમાં રહેવાની બંધી હતી. તે વખતે ચૈતાન્યનંદસ્વામી નિરંતર કાવડ માગવા જતા. પણ તેમની દાઢ બહુ દુઃખવાથી તે દિવસે કાવડ માગવા જઈ શકયા નહિ. એક દિવસ અ. સ્વામી અને ચૈ. સ્વામી બન્ને અમદાવાદ રામદાસભાઈનાં દર્શન કરવા ગયા ત્યારે તેમણે આ સ્વામીઓને સંતોના મહિમાની એવી વાત કહેલી કે—'આ સંત તો પ્રગટ પુરુષોત્તમના અનન્ય ઉપાસક હોવાથી એમનો મહિમા અપાર છે. આ સંતોને કોઇ અન્ન કે વસ્ત્ર આપે તો આપનારનું કલ્યાણ થાય એમાં શું કહેવું ? પણ એ વસ્ત્ર જેણે વણ્યું હોય કે જેણે કાંત્યું હોય કે જેણે પીંજ્યું હોય

અને જે બળદને ખેતીમાં જોડયો હોય એ સર્વેનું પણ બીજબળ થાય અને એને પ્રતાપે અંત્યે કલ્યાણ થાય, આવો સંતનો મહિમા પ્રતાપ પ્રબળ છે" ચૈ. સ્વામીએ કહ્યું કે મારી દાઢ દુઃખતી હોવાથી કાવડ માગવા જઇ શકતો નથી. ત્યારે અ. સ્વામીએ કહ્યું કે–'કંઇ ચિંતા કરશો નહિ, હું કાવડ માગી લઈશ' ત્યારે ભાઇએ કહ્યું કે–તમને તો મહારાજે, ભણવા મોકલ્યા છે તે ભણો' ત્યારે અ. સ્વામી એ કહ્યું કે–'ભણીને પણ સંતની સેવા કરીશું તોજ આગળ વૃદ્ધિ પામીશું" ત્યારે બહુ રાજી થયેલા બાઈએ કહ્યું કે–'બહુ સારી વાત છે, હવે તમે કાવડ માગવા જજો" એમ આજ્ઞા મળવાથી જેતલપુરમાં છ માસ સુધી કાવડ માગી. આ સેવાથી સંતો મારી ઉપર અત્યંત રાજી થયા અને મહારાજ પણ બહુ રાજી થયા. અને એ રાજીપાના પ્રતાપથી પગે જે વાળાની અપાર પીડા થતી તે વાળો પણ મટી ગયો. આ પ્રકારે મુ. સ્વામી તથા અ. સ્વામી વિગેરે વીસ સાધુઓ ભણવા રહ્યા હતા. (૧૫૨)

અયોધ્યાથી પ્રતિજ્ઞા લઇને નીકળેલો વેરાગી પોતાની જમાત લઇ ને તલાવને કાંઠે આવ્યો, જેમ ગામો ગામ પૂછતો હતો તેમ અહીં પણ પૂછ્યું કે–'આ ગામમાં મુક્તાનંદ છે ?' ત્યારે સ્વા. ના. સંતોના હિતેચ્છુ ઘણા હોવાથી કહ્યું કે–'અહીં છે' એવી વાત સાંભળતાં જ પ્રત્યેક અંગમાં ક્રોધાગ્નિ પ્રદીપ્ત થવાથી પોતાનાં હથીયાર લઈને, પ્રતિજ્ઞા સત્ય કરવાના આગ્રહથી મુ. સ્વામી જ્યાં ઉતર્યા હતા ત્યાં આવ્યો. વિકરાળ તેને જોતાં જ, સ્વામી પ્રથમના સંકેત મુજબ, કોઇ હરિભક્ત, નાલીએર તથા ફુલના હાર લાવેલા તે પોતા પાસે હતા તેને તત્કાળ લઇને તેની સામા જઈને ફુલનો હાર પહેરાવીને નાલીએર મૂકીને દંડવત્ પ્રણામ કરીને, આસન ઉપર બેસાર્યા. બીજા સંતો મેડા ઉપર હતા તેમને પણ તત્ક્ષણ બોલાવીને કહ્યું

કે–'આ સાક્ષાત્ વૈકુંઠનાથના પ્રત્યક્ષ પાર્ષદ છે, તેમનાં દર્શન કરો' એવું વચન સાંભળીને સર્વે સંતો પણ પગે લાગીને બેઠા. આ સમયે સ્વામીએ સંતોનો મહિમા કહ્યો કે–'મહાપાપી અજામિલને યમદૂતો મારવા મંડ્યા ત્યારે તે સમયે વૈકુંઠનાથના પાર્ષદોએ મેલાવ્યો હતો. એવા જ પાર્ષદનાં આજ આપણને દર્શન થયાં એ અતિ મોટો લાભ થયો છે, આપણને હવે યમદૂતોની બીક બિલકુલ મટી ગઈ છે એમણે જે હથીયાર ધાર્યાં છે તે આપણના રક્ષણ માટે છે. એમનું કેવળ નામ જ ઉચ્ચારવાથી ગૃહસ્થનાં ગૃહો પવિત્ર થાય અને ગંગાજીનાં પણ પાપને હરનારા પણ એમને કહ્યા છે. આવા સંતના આપણને દર્શન થયાં માટે આપણા જેવું કોઈનું પણ ભાગ્ય કહેવાય નહિ. આ તો અહોભાગ્ય અહોભાગ્ય છે!' ઈત્યાદિ મધુર વચનો સાંભળાં જ **'प्रशंसा कस्य न प्रिया' 'प्रशंसितः किं न करोति कार्यं'** આ નીતિએ એના અંતરમાં એમ આવ્યું કે–'જે ભેખના કુહાડા તરીકે કહેવાય છે તે આ મુક્તાનંદ નહિ પણ બીજાજ કોઈ હોવા જોઈએ. કેમકે આ તો અતિનિર્માની હોઈને ભેખને ઉત્તેજન આપનારા મહાસંત છે' એમ વિચારીને મુક્તાનંદ સ્વામીને કહ્યું કે–'તમારામાં મુક્તાનંદ નામના કોણ હે?' ત્યારે સ્વામીએ કહ્યું કે–'અમારામાં તો હું એકજ એ નામધારી છું". ત્યારે વળી તેણે કહ્યું કે–'હું જે મુક્તાનંદને કહું છું તે તો બધાજ ભેખનો કુહાદો (ખોદનાર) છે અને તમે તો એક જ છો, દુસરા નહિ' ત્યારે વળી સ્વામીએ કહ્યું કે–'હું એક જ એ નામધારી છું. બીજો કોઈ જ નથી' આ વાકયને સાવ સત્ય માનીને પોતામાં ક્રોધ હતો તે બીજા વેરાગીઓ ઉપર ઉતારીને બોલ્યો કે–'એ સબ વેરાગી ગદ્ધા જેસા, આરબ જેસા ભાવર જેસા ભૂંડા હે' એમ બહુ ભાંડીને વળી બોલ્યો કે–ઐસા પરમપવિત્ર ભેખકા કુછ બી દ્રોહ કિયા હોત તો મેરા ક્યા

હાલ હોત! એમ અપશોષ કરીને, મુ. સ્વામીને વારે વારે પગે લાગીને, જે ક્રોધાવેશ હતો તે વેરાગીઓ ઉપર ઉતારીને, પોતાના અપરાધની ક્ષમા માગીને ઉતારા ઉપર ગયો. આ રીતે મુ. મુનિનાં મધુર વચનોથી મારવા માટે આવેલો પણ અતિ શાંતિ પામીને ગયો. આ રીતની વાત મહારાજે સંતો તથા હરિજનો સમક્ષ મહેલ ઉપર કરી. પછી ત્યાંથી ગંગામાને ત્યાં થાળ થયો જાણીને જમવા ગયા અને જમીને ત્યાંજ પોઢી ગયા અને સંત પાર્ષદો પણ જમવા ગયા. (૧૫૩)

પછી બીજે દિવસે મહારાજ જેતલપુરથી ચાલ્યા તે ડભાણ આવ્યા અને ત્યાં રાત્રિ રહીને વડતાલ પધાર્યા. ત્યાં રામનવમીનો ઉત્સવ કરી ત્યાથી સંતો સહિત ચાલ્યા તે બામણગામ થઇને વાલવોડ મહી નદી ઉતરીને ગામ ઓલપાડ આવ્યા. ત્યાં રાત રહીને ત્યાંથી ચાલ્યા તે અશ્વનીકુમારને આરે ઉતરીને નારાયણ બાગમાં રહ્યા. આ સમયે સુરત શહેરના હજારો હરિજનો મહારાજ પધાર્યાના શુભ સમાચાર જાણીને હર્ષાતિશયથી પુષ્પ ચંદન ફળ બરફી પેંડા વિગેરે ભેટ લઈને આવ્યા અને મહારાજની મહાપૂજા ચંદનથી કરીને હાર પહેરાવીને વિવિધ ભેટો આગળ મૂકીને પગે લાગીને બેઠા. આ સમયે સર્વે હરિજનોના અંતરમાં અત્યંત ઉત્સાહ વેગ આવી ગયો. અને એ બાગમાં સારો થાળ મહારાજ માટે બનાવરાવ્યો અને સંતો સારૂ સારી રસોઈ પણ બનાવરાવી. તૈયાર થતાં મહારાજ તથા સંતો પાર્ષદો વિગેરે જમવા ગયા. જમીને વળી તુરત સભા ભરીને બેઠા. આ સમયે મહારાજે સંતોના મહિમાની ઘણી વાતો શાસ્ત્રાધારવાળી કરી. તેને સાંભળીને સર્વે હરિજનો બહુ ઉત્સાહને પામ્યા. અને બોલ્યા કે–'અમારાં પૂર્વના મોટાં ભાગ્ય કે જેથી બ્રહ્મા ભવને પણ દુર્લભ એવાં આપ સર્વાવતારધર્તા

ભગવન્ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ નારાયણનાં સાક્ષાત્ દર્શન અમને આજ અનાયાસથી થયાં. આ અમારો મનોરથ બહુ દિવસથી હતો તે આજ પરિપૂર્ણ થયો." એમ અહોભાગ્ય જણાવીને સવિનય પગે લાગીને શહેરમાં પોતપોતાને ઘેર ગયા. તે પછી મહારાજ તે બાગમાં જ છપરપલંગ ઉપર પોઢી ગયા. સંતો વિગેરે પણ એ જ વિશાળ જગ્યામાં સૂઈ ગયા.

વળી બીજે દિને પ્રાતઃકાળે ઊઠીને પ્રતાપી તાપી નદીમાં સ્નાન પૂજા વિગેરે નિત્યવિધિ કરીને એજ બાગમાં સભા ભરીને સંતો સહ વિરાજ્યા. આ અવસરે શહેરના સુબા **અરદેશર** નામના પારસી આવ્યા. પૂર્વે મહારાજે પરચો આપેલો હોવાથી ભારે સત્સંગી થએલા. તે પોતે પાલખી, ઘોડાઘાડીઓ વિવિધ વાજીંત્રો ડંકો નિશાન છત્ર ચમર અબદાગિરિ વિગેરે રાજચિન્હોએ સહિત અને સર્વ હરિભકતો સહિત મહારાજને શહેરમાં પધરામણી માટે તેડવા આવ્યા. મહારાજને સુશોભિત પાલખીમાં બેસાર્યા અને પાસે છત્ર ચમ્મર અબદાગિરિ વિગેરેની ગોઠવણ કરી. મોટા સંતોને પણ બીજાં વાહનોમાં બેસાર્યા પછી અગ્રેસર અરદેશરજી, ભાલચંદ શેઠ વિગેરે સર્વે હરિજનો મળીને ધીમે ધીમે શહેરમાં વાજતે ગાજતે ચાલ્યા. મહારાજ પણ પોતાની મૂર્તિનાં દર્શન શહેરના મુમુક્ષુ લોકોને આપતા થકા તેમનાં મનને પોતામાં આકર્ષિત કરતાં હતા, જેથી તેઓ જાણે ચિત્રમાં ચિતર્યા હોય એમ સ્થિર થઈ ગયા. આ સમયે વાજીંત્રાનો ઘોષ દશેય દિશામાં વ્યાપી ગયો તેને સાંભળીને બ્રહ્માદિ દેવો સ્વ સ્વ વિમાનોમાં બેસીને આવ્યા અને ગોલોકાદિક ધામના પાર્ષદો પણ પોતાના પતિ ભગવાનનાં દર્શન કરવા આવ્યા. તેઓ સર્વે દિવ્યમૂર્તિ મહારાજનાં દર્શન કરીને અતિ આનંદને પામ્યા. અને આ અવસરે મહારાજ તથા સંતો ઉપર પુષ્પનો

વરસાદ કરવા લાગ્યા. ગાંધર્વો મહારાજના ગુણોનું ગાયન કરવા લાગ્યા અને અપસરાઓ ઉત્સાહથી નૃત્ય કરવા લાગી. આ રીતે દેવોને તથા મુક્તોને તથા શહેરના ભાવિક લોકોને મહા ઉત્સાહ આનંદને આપતા થકા શહેરમાં બજારે બજારે ધીમે ધીમે ફરીને બહુ વારે ઉતારા ઉપર આવ્યા. અને લાલ કૃષ્ણની વિશાળ વાડીમાં મહાસભામાં વિરાજમાન થયા. સર્વેને દર્શનાદિકનું મહાસુખ આપ્યા પછી બહુ મોડું થઇ જવાથી હરિભક્તોને ઘેર જવાની આજ્ઞા આપી અને પોતે જમવા પધાર્યા. જમીને મુખવાસ લઈને પોઢી ગયા. સંતો પણ જમીને સૂઈ ગયા. આ રીતે આ આખો દિવસ અપૂર્વ આનંદમાં વ્યતીત થયો. બીજે દિને સવારે ઊઠીને સ્નાનાદિ વિધિ કરીને વળી સભામાં સંત પાર્ષદો સાથે વિરાજમાન થયા. આ સમયે શહેરના કેટલાક શાસ્ત્રી પુરાણીઓ ઉત્સાહથી આવ્યા. તેમણે જે જે પ્રશ્નો શાસ્ત્ર સંબંધે કે સંપ્રદાય સંબંધે પૂછ્યા તેના યથાશાસ્ત્ર ઉત્તરો મહારાજે આપવાથી બહુ રાજી થયા. અને કેટલાકને પોતાના પુરુષોત્તમપણાનો નિશ્ચય કરાવ્યો. આ રીતે ભાવિક સુરત શહેરમાં નવ દિવસ રહેતાં સર્વ હરિજનોને ઘેર ઘેર પધરામણી કરીને પછી નવાબને ત્યાં પણ તેમના ભાવવશાત પધરામણી કરી, તથા શહેરના સુબા અરદેશરને ઘેર પણ પધરામણી કરી. આ રીતે નવ દિવસ સુધી ભાવિક ભક્તોને પોતાનું તથા સંતોનું મહાસુખ આપીને, પછી ત્યાંથી ચાલ્યા ત્યારે સર્વે હરિભક્તો **નારાયણ બાગ** સુધી વળાવવા આવ્યા, ત્યાં યથાપૂર્વ મહાસભા થઇ. તે સમયે પરમ પ્રસન્ન મહારાજે ફળરૂપે પોતાને માથે બાંધેલું છોગા સાથેનું મોળીયું અરદેશરને માથે મૂકીને કહ્યું કે- 'હવે તમો સર્વ હરિભક્તો પાછા વળો,' એટલે તેઓ પાછા વળ્યા અને પોતે ચાલ્યા. ( આ જે પ્રસાદભૂત પાઘ તે અરદેશરે પોતાને

ઘેર એમને એમ બાંધેલા રહે એને માટે નીચે કપડું મુકીને તકતો કરાવીને એક ટાંકાને વિષે પધરાવેલા છે. તે અદ્યાપિ એમને એમ જ દર્શનાર્થીને દર્શન દે છે ) (૧૫૪)

નારાયણ બાગથી ચાલેલા મહારાજ તાપી નર્મદા નદીને ઉતરીને ગામ **હળદળ** આવ્યા. ત્યાંથી ગામ રણું અને ત્યાંથી ડભાસા થઇને બ્રાહ્મણગામ આવીને રાત રહ્યા ત્યાં રાત રહીને બીજે દિવસે જમીને ત્યાંથી ચાલ્યા તે મોંકમ બારૈયાના **શેરડી** ગામ થઈને **વડતાલ** પધાર્યા. ત્યાં થોડા દિવસો રહીને ત્યાંથી ચાલ્યા તે ગામ ચાંગા થઇને વસો પધાર્યા. ત્યાં રામસરોવર ઉપર જ્યાં હાલ છત્રી છે ત્યાં ઉતર્યા અને બીજા દિવસે ખાંડના લાડુની રસોઈ હરિભકતોએ કરાવેલી તેને જમીને સંતો સાથે ચાલ્યા તે ફરતાં ફરતાં કૌકા થઇ જાખડા થઇ-**ધોલેરા** પધાર્યા. ત્યાં બે દિન રહીને ચાલ્યા તે ફરતા ફરતા કારીયાણી આવ્યા. ત્યાંથી ચાલ્યા તે બોટાદના હમીરખાચરના દરબારમાં ઉતર્યા. ત્યાં ખાચર દાદા સુરા સોમલા આદિક એકાંતિક સખા પોતા પાસે બેઠા છે તે સમયે **લીમડી** ગામના વણિક **મુળજી** મહારાજનાં દર્શન કરવા આવ્યા. તે પ્રથમ સાંખ્ય યોગી હતા, તેમને કર્મયોગી કરવા ગઢડાથી સુરા–સોમલા ખાચરને મોકલ્યા. તેમણે તેને કહ્યું કે : 'તમે સાંખ્ય યોગ મૂકીને કર્મયોગી થાવ' એવી મહારાજની આજ્ઞા છે. આ વચન એમણે નહિ માનવાથી આજ્ઞાનો ભંગ થયો. પછી બે સ્ત્રીઓ પરણીને ગૃહસ્થાશ્રમી બન્યા. પરંતુ મહારાજનો નિશ્ચય પરિપકવ હોવાથી મહારાજને દર્શને બોટાદ આવ્યા. તેને જોતાંજ સુરાખાચરે શ્રીજીને સૂચવ્યું કે–'પેલા મુળજી આવ્યા છે' ત્યારે શ્રીજીએ કહ્યું કે–'એમને અહીં બોલાવી લાવો.' બોલાવવાથી તે આવ્યા અને મહારાજનાં દર્શન કરીને બેઠા. ત્યારે મહારાજે જાણવાં છતાં પૂછયું કે–'કેટલી સ્ત્રીઓ કરી' ત્યારે તેમણે કહ્યું

કહ્યું કે-'બે કરી છે' ત્યારે મહારાજે કહ્યું કે-'ત્રીજી પણ જોઇએજ' ત્યારે મૂળજીએ 'ના' કહી. ત્યારે વળી મહારાજે કહ્યું કે-'ત્રીજી જોઇએ જ' એમ કહીને પછી પોતા પાસે બેઠેલા ગોંડળના શેખમીયાંને કહ્યું કે-'તમારે બે સ્ત્રીઓ છે તેમાંથી મુમદીયાની મા છે તે મૂળજીને આપો' ત્યારે મૂળજી બોલ્યા કે-'હું તો હીંદુ છું અને એ તો મુસલમાન છે, તે કેમ બને? (મીયાં મહાદેવને બને નહિ) ત્યારે વળી મહારાજે ઉત્તરમાં અસંબદ્ધ અવળું કહ્યું કે-'જેમ સાંખ્ય યોગી હતા પછી કર્મયોગી બન્યા તેમ એ પણ બને' પછી શેખજીને આગ્રહથી કહ્યું કે-'તમને કહીએ એક આપોજ' ત્યારે વળી શેખજીએ યુક્તિથી કહ્યું કે-'મુમદીયાની મા તો ગોંડળ છે તે કેમ લેવાય' ત્યારે વળી મહારાજે કહ્યું કે-'પરણે ત્યારે કેવો વિધિ કરે છે' ત્યારે સુરાખાચર બોલી ઊઠ્યા કે 'ચોરી બાંધે, અંદર અગ્નિ સળગાવે, છેડા બાંધે, ફેરા ફેરવે અને ગીતો ગાય' ત્યારે મહારાજે ખાચરને કહ્યું કે-'શેખમીયાં અને મૂળજીના છેડા બાંધો અને ફેરા ફેરવો અને તમો બધા ગીતો ગાવ' ત્યારે ખાચરે હા કહીને બન્નેના છેડા બાંધ્યા, અગ્નિ સળગાવ્યો, ફેરા ફેરાવ્યા અને 'ગણુંણું ગણુંણું ધૂપ જાવ, ગણુંણું ગણુંણું ધૂપ જાવ' એવું ઉટાંગ ગીત પણ ગાયું અને સોળ ફેરા ફેરવ્યા. એમ વિવાહ વિધિ પતી ગયા પછી મહારાજે શેખજીને કહ્યું કે-'હવે તમે ગોંડળ જાવ ત્યારે મોકલી દેજ્યો' આ રીતે બોટાદમાં મૂળજીનાં નિશ્ચયની પરીક્ષા માટે અસહ્ય રમુજ કરી તો પણ 'આ પુરુષોત્તમ નારાયણ પ્રત્યક્ષ છે' એવી જે નિશ્ચયની દૃઢ ગાંઠ બાંધી હતી તેમાં લેશ પણ સંશય થયો નહિ. અને આ રીતની લીલાને જોઈને મહા આનંદને પામ્યા (૧૫૫)

વળી એક દિવસ હમીરખાચરના દરબારમાં મહારાજ વિરાજમાન હતા ત્યારે લોયાથી **સુરાખાચર** મહારાજનાં દર્શન કરવા

તૈયાર થયા. તે સમયે એમનાં ઘરનાં **શાંતિબા**એ બહુ પ્રેમથી કહ્યું કે–'મહારાજને આપણે ઘેર જરૂર તેડી લાવજ્યો' ત્યારે સુરાખાચરે કહ્યું કે–'હું તમારા વતી આગ્રહ કરીશ, પણ ન આવે તો કેમ કરવું ?' ત્યારે બાઇએ શાંતિથી કહ્યું કે–'જો વિનંતિ કરવા છતાં મહારાજ કારણવશાત્ ન આવે તો તમે સાધુ થઈ જજ્યો ' આવું સાંભળીને સુરાખાચર બોટાદ આવ્યા. મહારાજનાં દર્શન કરીને પાસે બેઠા. આ સમયે મોટી બા બોલ્યાં કે–'અહીંથી હવે ગઢડા પધારો, ' લક્ષ્મી વાડીમાં રીંગણ બહુ થયાં છે તે તમે જમો અને સંતોને જમાડો' ત્યારે મહારાજે ગઢડા આવવાની હા કહી. આ સમયે સુરાખાચરે પ્રાર્થના કરી કે–' અમારા **લોયા** ગામે પધારો' ત્યારે મહારાજે કહ્યું કે–' અમે મોટીબાને ગઢડા જવાની હા પાડી હોવાથી ત્યાં નહિ અવાય'' ત્યારે ખાચરે કહ્યું કે–'જો ન આવો તો મને સાધુ કરો' ત્યારે મહારાજ બોલ્યા કે–'એમ અવળું કેમ બોલો છો ? ' ત્યારે ખાચરે ખરી વાત કહી કે–' અમારા ઘરનાં માણસે અહીં આવતી વખતે મને 'મહારાજને અહીં જરૂરથી તેડી લાવજો. અને જો ન આવે તો સાધુ થઈ જજ્યો' એમ કહ્યું હોવાથી જ્યારે તમે આવવાની ના પાડો છો તો હવે મને સાધુ કરો. આ વાતને સાંભળીને મહારાજ બોલ્યા કે–'તમે ઘરનાંને વશ્ય છો કે ઘરનાં તમારે વશ્ય છે' આવું વિષમ વચન સાંભળીને સુરાખાચર પછી વિષમ બોલ્યા કે–'આપ અનંત બ્રહ્માંડના અધિપતિ લક્ષ્મીપતિ છો તો પછી મોટીબાને વશ થઈને ગઢડા પધારવાની હા કહી' તો અમે તો જીવજાતિ હોઈને સ્ત્રીને વશ હોઇએ એમાં શું કહેવું ' આવું સામુ વચન સખાભાવથી કહેલું સાંભળીને, મહારાજે મોટીબાને કહ્યું કે–હવે અમારાથી ગઢડા નહિ અવાય, લોયા જવું પડશે.' આ વાત નકકી થતાં મહારાજ સંતમંડળને સાથે લઇને **લોયા** પધાર્યા.

ત્યાં ગામોમાંથી સંતો તથા હરિભક્તો ગાડેગાડાં ભરીને રીંગણા મોકલાવે અને મહારાજ પોતે શાક બનાવે. સાઠ મણ રીંગણામાં બાર મણ ઘીનો વઘાર મૂકે તેમાં મીઠું હળદર મરી વિગેરે મસાલો પણ પોતે નાંખે. શાક એવું સુસ્વાદુ થાય કે એવું શાક સદાનાં ઘર-નાં રસોયાં રાધાલક્ષ્મીને પણ આવડે નહિ. આવા શાકની સાથે ઘઉંની રોટલીઓ પણ થાય. આવા શાકને ડંકામાં લઈને મહારાજ પોતે સંતો તથા હરિભક્તોને પીરસે. અને પરાણે જમાડે. આ પ્રસંગે જાતે જોનાર જમનાર અદ્દભુતાનંદ સ્વામી કહે છે કે–" ઘીમાં બોળેલી પાતળી રોટલીને પણ પડી મૂકીને એકલું શાકજ જમીએ' આ રીતનો શાકોત્સવ બે માસ પર્યંત લાંબો ચાલ્યો હતો. કેટલાક હરિભક્તો આ શાકને જમીને બીજું અધિક લઈને પનવાડામાં સૂ-ક્વીને પ્રસાદ તરીકે ઘેર પણ લઈ ગયા જોયા છે. એક દિવસે મહા-રાજ શાક પીરસીને જરા છેટા ગયા ત્યારે મુક્તાનંદ સ્વામીએ બ્રહ્માનંદ સ્વામીને કહ્યું કે–' સર્વ કોઈ જમનારા શાકનાં બહુ વખાણ કરે છે, પણ તમે એકલા કેમ કરતા નથી ?' ત્યારે બ્ર.સ્વામી બોલ્યા કે–'જેમને વખાણ સંભળાવવાનાં છે તે તો છેટા ગયા છે' આવું સ્વામીનું વચન સાંભળીને મહારાજ બોલ્યા કે–' તમારે જે કહેવું હોય તે છુટથી કહો, હું સાંભળું છું.' ત્યારે કવિરાજ પ્રકૃતિ મુજબ શાકનાં ખૂબ વખાણ કરવા મંડ્યા કે–'આવું સ્વાદિષ્ટ શાક તો નિત્યનાં રસોયાં રાધાલક્ષ્મીને ન આવડે, કોઈ દેવને કે મુક્તને પણ ન આવડે, જુઓને સ્વામી ! આ શાકના સ્વાદ લોભી બ્રહ્માદિ દેવો તથા બધા ધામના મુક્તો પણ સ્વાદથી ખેંચાયા થકા પોતાના સર્વોચ્ચ સ્થાનને છોડીને આપણી સાથે પંક્તિમાં બેસીને જમે છે. એટલું જ નહિ પણ ' આવું મિષ્ટ શાક તો કોઈ દિવસ જન્મ ધરી-ને પૂર્વે જમ્યા નથી અને ભવિષ્યમાં જમીશું પણ નહિ' એમ કહીને

હર્ષસૂચક માથુ ડોલાવે છે” આવાં રીંગણ શાકનાં નિરતિશય વખાણ કર્યા તેને સાંભળીને મુ. સ્વામી બોલ્યા કે–રાધાલક્ષ્મી કાંઇ અંતર્યામી નથી કે જેથી આટલું જ મીઠું હળદર મસાલો ઘી વિગેરે જોઇએ તેને બરોબર જાણે. અને આ તો સર્વાન્તર્યામી હોવાથી આટલું જ મીઠું વિગેરે મસાલો જોઈએ એમ જાણીને બરોબર જ નાખે. ન્યૂનાધિક પડે નહિ. આ કારણથી જ આવું અત્યંત સ્વાદુ થાય છે. આ રીતે જમતાં જમતાં નિરવધિક વખાણ કર્યાં, (શાકના સ્વાદ કરતાં વખાણનો સ્વાદ વધ્યો) તેને સાંભળીને મહારાજ રાજી રાજી થયા. સંતોને પરાણે પીરસીને પછી પોતે પણ જમવા બેઠા. તે શાક રોટલી જમીને તૃપ્ત થઇને, ચળુ મુખવાસ લઇને વળી સભામાં વિરાજ્યા. અને સંતો હરિજનોને ઘણી વાતો મોક્ષોપયોગી કરીને બહુ સંતોષ પમાડ્યા. આ રીતે લોયા ગામમાં રમણીય શાકોત્સવ લીલા કરી (૧૫૬)

વળી એક સમયે માયાજીતાનંદસ્વામી ફરતા ફરતા **અયોધ્યા** ગયા. ત્યાં મહારાજના મોટા ભાઈ રામપ્રતાપજી એને ઇચ્છારામને મળીને બાળ મહારાજની બુરાનપુરમાં લડાઈ વખતે બનેલી વાતનું એંધાણ આપવાથી ‘અમારા ભાઇ ઘનશ્યામ છે’ એમ રામપ્રતાપજી એ નિશ્ચય કર્યો. એથી બન્ને વિરહાતુર ભાઈઓ ઘનશ્યામને મળવા માટે અયોધ્યાથી ચાલ્યા તે બહુ દિવસે ગુજરાતમાં આવ્યા. ત્યાંથી કાઠીઆવાડ આવતાં ભૂલા પડવાથી ઇચ્છારામ બે દિવસ આગળ લોયા ગામમાં આવ્યા અને તેમને મહારાજનાં દર્શન કરતાં જ ત્રણેય અવસ્થામાં ‘આ પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ છે’ એવો નિરુત્થાન નિશ્ચય થઈ ગયો. રામપ્રતાપજીને બીજે દિવસ આવવાના સાંભળીને મહારાજ સંતોને સાથે લઇને સન્મુખ ચાલ્યા ત્યારે ઇચ્છારામે તો સર્વેની આગળ જઇને મોટા ભાઇને મળીને કહ્યું કે

–'ઘનશ્યામ તો સ્વયં ભગવાન છે તેમને પાવમાં પડવા દેશો નહિ.' ત્યારે મોટાભાઇએ હા કહી. એટલાકમાં મહારાજશ્રી આવ્યા અને મોટા ભાઇને બાથમાં ઘાલીને મળ્યા. પછી બાથમાંથી નીકળીને મોટા ભાઈના પગમાં પડયા. ત્યારે તેને જોઇને નાનાભાઈએ મોટા-ભાઈને કહ્યું કે–'આ કયા કિયા.' ત્યારે મોટાભાઈએ કહ્યું કે–'મેં કયા કરૂં, ઘનશ્યામ બાથમાંથી નીકલ પડે અને મેરા પાવ પકડયા' એમ કહ્યા પછી મહારાજ સાથે ગામમાં આવ્યા. અને ત્રણેય ભાઇ-ઓ સાંજની સભામાં બેઠા અને પરસ્પર કુશળ સમાચાર પૂછવા મંડયા. એટલાકમાં જમવાનું થયું જાણીને જમવા ઊઠયા. જમીને તૃપ્ત થઈને નિશ્ચિંત સુઈ ગયા. બીજે દિને મહારાજ તો સવાર થતાં ઊઠીને સ્નાનાદિ નિત્ય વિધિ કરીને યથાપૂર્વ વૃંતાક શાક કરવા મંડયા. તે તૈયાર થતાં સંતોની પંક્તિ કરીને પોતે મોટો ડંકો લઈને પીરસવા મંડયા. આ અયોગ્ય જાણીને મોટાભાઈએ નાના-ભાઈને કહ્યું કે–'ઘનશ્યામ તો ભેખકા ભઠીયારા હો ગયે' એવું સાંભળીને મહારાજ બોલ્યા કે–'આ ભેખકા ભઠીયારા હોના તો બ્રહ્માદિ દેવોને પણ દુર્લભ છે, કેમકે આ બધા સંતો તો અક્ષર મુક્તો હોઇને મુમુક્ષુ જીવોને ભવ બંધન થકી છોડાવે એવા છે, તેવા મહાસમર્થની આ સેવા છે' ઇત્યાદિ સંતોના મહિમાની બહુ વાતો મોટાભાઈને કરી બીજે દિને ચંદ્રગ્રહણ આવતાં, તેમાં કરાતો જપાદિ વિધિ કરીને, પછી સર્વે સાથે ભાડેર નદીમાં સવસ્ત્ર સ્નાન કરી આવ્યા. પછી સંતોની પંક્તિ કરીને બહુ તાણ કરીને જમાડયા. પછી પોતે ભાઈઓ સાથે જમ્યા. પછી પૂર્વ દેશના સઘળા સમા-ચાર પૂછ્યા. આ રીતે ભાગ્યશાળી નાના લોયાગામમાં બે માસ સુધી સદા સ્મરણીય શાકોત્સવ લીલા અભૂતપૂર્વ કરીને સર્વ સંતોને તથા સુરાખાચર તથા તેમનાં ઘરનાં બાઈ વિગેરેને મોક્ષ કરતાં

પણ અધિક સુખ આપ્યું (૧૫૭)

લોયાથી મહારાજ સંતોને સાથે લઇને દુર્ગપુર પધાર્યા. ત્યાં થોડા દિવસો સુખેથી રહેતાં, ગામ **પંચાળા**ના દરબાર **જીણાભાઇ** મહારાજને તેડવા આવ્યા. સવિનય બહુ વિનંતિ કરતાં મહારાજે આવવાની હા પાડી. અને ત્યાં જ હુતાશનીનો ઉત્સવ કરવાની હા પાડી. અને જીણાભાઇને સામગ્રી તૈયાર કરવા આગળથી મોકલ્યા અને મોટા ભાઇની સેવામાં જેરામ બ્રહ્મચારી મૂકયા. એમને મહારાજે સંતોના મહિમાની ઘણી વાતો શાસ્ત્રધારવાળી કરી અને સંતોએ મહારાજના પુરુષોત્તમ પણાની અનુભવેલી ઘણી વાતો કરી. તો પણ 'આ ભગવાન છે' એવો નિશ્ચય ન થયો. આ મોટાભાઈનો મોટો ગુરુ **અરદેશર** નામનો બાવો હતો. તેની કોપીનનો મુંજનો આડબંધ હતો તે નિત્યપૂજામાં રાખેલો, તેની પૂજા કરીને પાણીમાં બોળીને તેનું આચમન નિત્ય કરે. આ વાત મુક્તાનંદ મુનિએ સેવામાં રહેલા જેરામ બ્રહ્મચારી થકી જાણેલી. પછી સ્વામીએ મનમાં બહુ ઊંડો વિચાર કર્યો કે આપણે સર્વે સાધુઓ તથા બાઈ ભાઇ સર્વે સત્સંગીઓ મહારાજને પૂર્ણ પુરુષોત્તમપણે સમજીને ભજીએ છીએ, તેમાં જો કોઇ આ મોટા ભાઇને આડબંધ પૂજા કરતાં અને આચમન કરતાં જોઇ જશે તો અવગુણ લેશે અને નિશ્ચયથી પડી જશે અને એમના અંતરમાં એમ થશે કે–'જ્યારે મહારાજના સગા ભાઇજ મહારજને ભગવાનપણે જાણતા નથી પણ બીજા (બાવા)ને જાણે છે અને ભજેછે ત્યારે–'આ ભગવાન્ હશે કે કેમ ? આ રીતનો અવળો સંશય થતાં મહારાજનો અવગુણ લઇને પાછા પડી જશે તો એમનો મોક્ષ બગડી જશે' ઈત્યાદિ દીર્ઘ સદ્વિચાર કરીને, સ્વામીએ જેરામને કહ્યું કે–'એ આડબંધને ખાનગી લઇને બાળી દેજ્યો' ત્યારે જેરામે કહ્યું કે–'મને મોટા ભાઈ બહુ વઢશે'

ત્યારે સ્વામીએ કહ્યું કે–'એ વખતે હું આવીશ અને તમોને વઢવા નહિ દઉં' એમ સહાય આપવાથી બ્રહ્મચારીએ સ્વામીના કહ્યા મુજબ આડબંધ બાળી દીધો. બીજે દિને મોટાભાઇ ન્હાઈ ધોઈ ને પૂજા કરવા બેઠા ત્યારે આડબંધ નહિ દેખવાથી બહુ અકળાઈ ને બોલ્યા કે–'મેરા અરદેસરકા આડબંધ કુન છીનાઇ ગયે!' આ આપિત્ત વખતે સ્વામી આવી પહોંચ્યા અને બોલ્યા કે–'કેમ બહુ અકળાઓ છો?' ત્યારે મોટાભાઈ બોલ્યા કે–'મેરા ગુરુજીકા પૂજ્ય આડબંધ કોઇ છીનાઈ ગયા?' આ વાત સાંભળીને સ્વામી બોલ્યા કે–'તમારા નાના ભાઇ ઘનશ્યામ તો તમારા ગુરૂ કરતાં ઘણા મોટા છે, જેથી એ આડબંધને કોઈ લે એમ નથી. તમે ક્યાંઇક ભૂલી ગયા હશો. એની આપણે ખોળ કરીએ' એમ ધીરજ આપીને જે સ્થળે બાળી મૂકયો હતો ત્યાં જઇને કહ્યું કે–'આ કાંઈક બળી ગયું જણાય છે' ત્યારે મોટાભાઇ બોલ્યા કે–'એ જ આડબંધ બળી ગયો છે' પછી એની રાખ લઇને કપાળે ઘસી. તેને જોઇને સ્વામીએ વિચાર કર્યો કે–'ભગવાનની માયાનું બળ દુરત્યય અપાર છે, જુઓ-ને, જેના નાનાભાઈ સ્વયં ભગવાન્ હોઈ ને એમને અનેક પરચા પ્રત્યક્ષ આપ્યા છે છતાં હજી સુધી ભગવાનપણાનો નિશ્ચય થતો નથી. માટે સર્વ કરતાં નિશ્ચયની વાત બહુ અટપટી અશક્ય છે' આ બાબત વચનામૃતમાં લખી છે. પછી મોટાભાઈ ને બહુ દિવસે સંતો દ્વારા નિશ્ચય થયો (૧૫૮)

મહારાજે દરબાર જીણાભાઈ ને વરદાન આપેલું હોવાથી **પંચાળા** જવાની તૈયારી કરીને સંતો સાથે ચાલ્યા તે ગામ કરી-યાણે **મીણબાઇ**ને ત્યાં રાત રહ્યા. ત્યાંથી હિંડ્યા તે પંચાળા પહોં-ચ્યા અને દરબારમાં ઉતર્યા. સંતો તો ગામથી આથમણી તરફ ખાખરાનું વન હતું ત્યાં ઉતર્યા. જમવા માટે દરબારમાં આવે અને

જમીને પાછા ત્યાં જઇને રહે. અને મહારાજ તો દરબારમા થાળ જમે. સાંજના સમયે ગામની આથમણી તરફ એક વડનો વિશાળ વૃક્ષ હતો તેની નીચે નિત્ય સભા થાય. તેમાં સંતો તથા હરિજનો પ્રશ્નો પૂછે તેના ઉત્તરો મહારાજ વિસ્તાર કરીને સમજાવે. દરબારે સંતો સારૂ રસોઈ કરવા રસોયા બ્રાહ્મણ રાખેલા, તે રસોઇ બનાવે અને સંતો જમે, કશીજ પ્રવૃત્તિ સંતોને નહિ. જમીને સભામાં જાય. ગવૈયા સંતો ગાવણાં કરે તેને સાંભળીને મહારાજ અપાર રાજી થાય અને તેમાં હર્ષસૂચક પટકારા કરતા જાય. આ રીતે પોતાનું અનેક પ્રકારનું સુખ આપતા થકા રહ્યા. ભક્તરાજ દરબાર અતિપ્રેમથી દરરોજ નવા નવા થાળ કરીને જમાડે, આ રીતે આનંદ ઉત્સવમાં દોઢ માસ વીતિ ગયો અને હુતાશનીનો ઉત્સવ સમીપમાં આવ્યો. તેથી જીણાભાઇએ મહારાજને પૂછ્યું કે–'આપશ્રીની મરજી હોય તો રંગના પાકા હોઝ કરાવું અને રંગ તથા ગુલાલ મંગાવું' ત્યારે મહારાજે દરબારની ઇચ્છા જાણીને ઉત્સાહથી હા કહેતાં દરબાર બહુજ રાજી થયા. અને પાકો હોઝ કરાવ્યો. અને મહારાજને બેસવા સારૂ એક ઓટો ખાસ તૈયાર કરાવ્યો (એ હોઝ તથા ઓટો પ્રસાદીનાં દર્શન દે છે) હુતાશની દિને મહારાજ સભામાં બેસતાં સંતો મૃદંગ કાંસીયાં લઇને ઉત્સવ કરવા મંડ્યા. મહારાજને ઝુલાવા વાસ્તે એક શોભાયમાન હિંડોળો પંચરંગનો કડી વડે બાંધ્યો અને રમવા માટે રંગ કરાવીને હોઝ ભરાવ્યા અને ગુલાલનો ગંજ કર્યો. એમ સઘળી તૈયારી કરી. (૧૫૯)

બીજે ઉત્સવ દિને પ્રાતઃકાળે ઊઠીને, નિત્ય વિધિ કરીને સર્વ શ્વેત વસ્ત્રો ધારીને, ચાખડીઓ પહેરીને સોટી હસ્તમાં લઇને, સભામાં આવીને વડ નીચે વિરાજમાન થયા અને સમસ્ત સંતો પણ રંગ રમવા તૈયાર થઇને આવ્યા. પછી મહારાજ તૈયાર થઇને

રંગ ભરેલા હોજ આગળ આવીને ઊભા રહ્યા અને હાથમાં પિચકારી લઈ રંગ ભરીને સંતો ઉપર રંગ નાખ્યો અને રમવાની છૂટ આપી. પછી એક બાજુ સંતો અને બીજી બાજુ મહારાજ તથા પાર્ષદો એમ બે તડાં કર્યાં અને ગુલાલ પણ સરખે ભાગે વહેંચીને આપ્યો. આ સમયે સામસામી રંગની ઝડી મચી અને તેની સાથે વિવિધ વાજીંત્રો પણ વાગવા માંડ્યાં. આ સમયની અદ્‌ભુત શોભાને નિરખવા માટે ભવ બ્રહ્માદિ દેવો વિમાનોમાં બેસીને વાજીંત્રો લઈને આકાશમાં આવી રહ્યા. સંતો તથા મહારાજની રંગ ક્રીડા નિરખીને બહુ સ્નેહથી દુંદુભિ વિગેરે વાજિંત્રોને બજાવવા મંડ્યા અને નારદાદિ મુનિઓ વીણાને વગાડવા મંડ્યા અને અપસરાઓ નૃત્ય કરવા લાગી અને તેઓ સર્વે મહારાજ તથા સંતો ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. એમ પૃથ્વી ઉપર અને આકાશમાં અભૂતપૂર્વ ઉત્સવ બહુ ઉત્સાહથી પ્રવર્ત્યો. મહારાજ અને સંતોના સામસામાં તીવ્ર તડાંમાં કોઈ હાર્યા કે કોઈ જીત્યા નહિ. એમ રંગ રમતા ત્રીજો પહોર થયો પણ કોઈ હાર્યું નહિ. પછી મહારાજે સર્વેને કહ્યું કે–'આપણે સર્વે જીત્યા. હવે રમતને બંધ રાખો અને નાહવા ચાલો' આવું વચન સાંભળતાંજ રમતને બંધ રાખીને ધીમે ધીમે નદીએ નાહવા પધાર્યા આ સમયે રંગ ભરેલાં સર્વ વસ્ત્રો જીણાભાઈને પ્રસાદ તરીકે આપ્યાં અને પોતે શ્વેત વસ્ત્રો પહેરીને ઘોડીએ સ્વાર થઈને સંત પાર્ષદો સાથે દરબારમાં પધાર્યા. ત્યાં તો થાળ તૈયાર થએલો જાણીને જમવા પધાર્યા. જમીને સંતોની પંગતમાં પીરસવા પધાર્યા. મોતીયા લાડુ જલેબી હાથમાં લઈને 'લ્યો લાડુ, લ્યો જલેબી' એવા શબ્દને વારંવાર બોલતા જાય અને સંતોને પિરસતા જાય, એમ અનેકવાર પંગતમાં ફરીને સંતોને સારી પેઠે જમાડીને પછી પોતે હાથ પગ ધોઈને, હિંડોળામાં વિરાજ્યા

અને સંતો પણ જમી પરવારીને વડ આગળ આવીને સભામાં બેસીને મૃદંગ સારંગી તાલ લઈને ઉત્સવ પદો ગાવા લાગ્યા. આ રીતે ફુલદોળનો ઉત્સવ કર્યો અને મહારાજને હિંડોળે ઝુલાવ્યા. એમ આનંદોત્સવ કરતાં અર્ધી રાત્રી વીતિ ગઈ. આ સમયે દેવાદિક સર્વે મહારાજ તથા સંતો ઉપર પુષ્પવૃષ્ટિ કરીને, આજ્ઞા માગીને પોતાને સ્થાને હર્ષકીલ્લોલ કરતા થકા ગયા અને મહારાજ હિંડોળા ઉપરથી ઉતરીને દરબારમાં જઈને પોઢી ગયા. અને સંતો પણ ખાખરાના વનમાં કરેલા ઉતારામાં અને હરિભક્તો પોતપોતાને ઉતારે જઈને સૂઇ ગયા. આ પ્રકારે **પંચાળા** ગામમાં ફુલડોળનો અપૂર્વ ઉત્સવ જીણાભાઈએ મહોત્સાહથી કરાવ્યો અને મહારાજે સંતો તથા જીણાભાઇ આદિક હરિભક્તોને મહા આનંદ આપ્યો. (૧૬૦)

બીજે દિવસે સવારે ઊઠીને સ્નાન પૂજાપાઠ વિગેરે વિધિ કરીને સભામાં વિરાજ્યા, સંતો પણ સ્નાનાદિ વિધિ કરીને સભામાં આ-વીને બેઠા. મહારાજના મોટા નાના ભાઈઓ અને સમગ્ર સત્સંગી-ઓ પણ આવીને બેઠા. એમ સભા ચિકાર ભરાઈ ગઇ. આ સમયે ધુવાંબરઈના હરિભક્ત જાતે લુહાર કે જે હુતાશનીના ઉત્સવ ઉપર મહારાજનાં દર્શન કરવા આવેલા તે પૂજા કરવા સભામાં આવ્યા તેમને ચંદન, કુંકુમ પુષ્પ વિગેરે વડે પૂજા કરીને એમના દેશની તંગડી મહારાજને પહેરાવી, અને કબજો પહેરાવ્યો, અને સ્વદેશીય શેલુ ટુંકુ ખભે ધરાવ્યું. અને એવી જ પાઘડી માથે ધરાવી, અને એમાં ફુલ મોતી હીરાના તોરા ખોશ્યા, અને ખભે બાણનો ભાથો બંધાવ્યો અને હાથમાં ધનુષ આપ્યું. આ રીતે પૂજા ભેટ કરીને પછીથી આરતી ઉતારીને દંડવત્પ્રણામ કરીને પગે લાગ્યા. પછીથી સંતોની ચંદન પુષ્પાદિ વડે પૂજા કરીને પગે લાગીને સભામાં બેઠા.

આ સમયે રામપ્રતાપભાઈને હાથમાં ધનુષ આપીને તેની પણછ ચઢાવાની કહી. એક હાથે પૃથ્વી ઉપર ખૂણો દબાવતાં નરમ થાય ત્યારે પણછ ચઢે તેને ચઢાવી કહેવાય અને બીજો હાથ અડાડે નહિ આ રીતે ભાઈએ ત્રણ વાર પૃથ્વી ઉપર ધનુષ પછાડયું પણ પણછ ચઢી નહિ. એ કારણથી પોતાનો દોષ નહિ કહેતાં ગુજરાતના પાણીને નિંદતા થકા બોલ્યા કે-'આ ગુજરાત દેશના પાણી બહોત ખરાબ હૈ, હમ નિર્બળ હોઈ ગયે' એમ ગર્હા કરી. આ મિથ્યા અપવાદને સાંભળીને મહારાજે બ્રહ્માનંદ સ્વામીને પૂછયું કે-'મોટાભાઇને કંઈ જમવાનું પચે છે કે નહિ.' ત્યારે સ્વામીએ સ્પષ્ટ કહ્યું કે-'સવારમાં પાંચ શેર દૂધ ઉકાળેલું સાકર સાથે પીવે છે. અને બપોરે વેંતભર દાળ અને હાથભર રોટી જમે છે અને સાંજની વાળું તો ઉભી રહે છે.' આવું સ્વામીનું વચન સાંભળીને સર્વ સભા ખડખડ હસવા લાગી. પછી મહારાજે સ્વામીને કહ્યું કે-'મોટાભાઈને આટલું બધું પચે છે (સર્વના કરતાં પાંચ છ ઘણું) તો પણ ગુજરાતના મિષ્ટ પાચક પાણીને અપાચક કહીને નિંદે છે' એમ હસાહસ કરીને મહારાજે ભાઈ પાસેથી ધનુષ લઇને એક જ વાર પૃથ્વી ઉપર પછાડીને પણછ ચઢાવી અને તેની ઉપર બાણ સાંધીને, ભાઈ સામી નજર કરી. આવો ચમત્કાર દેખાડયો. આ સમયેજ 'આ તો પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન સર્વાવતાર ધર્તા છે' એવો દઢ નિશ્ચય કરીને, પછી બે હાથ જોડીને મહારાજના સન્મુખ ઉભા થઇને ઘણી સ્તુતિ કરીને, સવિનય પગે લાગીને બોલ્યા કે-'આજ સુધી મારે તમારે વિષે 'આ નાના ભાઈ છે' એટલીજ સામાન્ય બુદ્ધિ હતી, તે હવે ટળી ગઈ અને 'તમો ભગવાન છો' એવી આજથી દઢ બુદ્ધિ થઈ, એમ સભામાંજ કહીને પગે લાગીને આસન ઉપર બેઠા. આ રીતે મહારાજે મોટાભાઈને પોતાનું અલૌકિક ઐશ્વર્ય દર્શાવીને પોતાના

સ્વરૂપનો પરિપક્વ નિશ્ચય કરાવ્યો. આ સમયે આ ઉત્સવ ઉપર આવેલા દેશપરદેશના ભક્તોએ યથાશક્તિ પૂજા સેવા સારી કરતાં બપોર થયા. પછી મહારાજશ્રી તથા સંતપાર્ષદો દરબારમાં જમવા પધાર્યા અને હરિજનો પણ સ્વસ્થાને ગયા. મહારાજ તો જમીને થોડીવાર પોઢી ગયા (૧૬૧)

મહારાજશ્રી ઊઠીને જળપાન કરીને ત્રીજે પહોર સભામાં આવીને બિરાજ્યા. એટલે સંતો પણ સત્વર આવીને સભામાં બેસી ગયા. આ વખતે સવારની સભામાં **ધુવાંબરી**ના હરિભક્તે મહારાજની પૂજા કરતાં જે ધનુષ તથા સ્વદેશી શણગાર ધરાવેલો તે શોભાના વર્ણનવાળુ કીર્તન શીઘ્ર કવિ બ્રહ્માનંદ સ્વામીએ બનાવીને સભામાં મહારાજ આગળ ગાયું, (એનો સંક્ષેપાર્થ "લીધી લટકાળે નંદલાલ કે હાથ કબાણને, એની ચટક રંગીલી ચાલ હરે મન પ્રાણને" આમાં લાવ્યા છે) આ કીર્તનને સાંભળીને એમની ઉપર મહારાજશ્રી પરમ પ્રસન્ન થયા પછી સાંધ્યા સમય થતાં ઊઠીને આરતી વિધિ કર્યો. પછી સંતોને રાસમંડળ રચીને કીર્તનો ગાવાની આજ્ઞા કરવાથી મહારાજનો ઢોલીઓ વચ્ચે ઢાળીને તેની ઉપર મહારાજને બેસાડીને, ચારે બાજુ સંતો તથા હરિભક્તો કુંડાળાના રૂપમાં ફરવા મંડયા. આમાં મુખ્ય બ્રહ્માનંદ, પ્રેમાનંદ, પ્રજ્ઞાનાનંદ આદિક મુનિઓ મહારાજના ઢોલીઆની ચોતરફ ફરતા જાય અને લીલા પદોને બોલતા જાય અને બીજા સર્વ સંતો ઝીલતા જાય. આ રીતે પ્રેમ સહિત ગરબીઓને ગાતા એવા સંતોને જોઇને, મહારાજ પણ ઊઠીને સંતો ભેળે તાળી સાથે ગાવા મંડયા. આ સમયે એક પ્રેમી ભક્ત લુવાણે ઊઠીને પોતાને ઘેર જઇને પગે બાંધવાના ઝીણા ઘુઘરા લઈ આવીને મહારાજના બન્ને ચરણારવિંદે બાંધ્યા, મહારાજ સંતો સાથે ફરતા જાય અને ગાતા જાય. આ સ્થળની પૃથિવી બહુ કઠણ

હોવાથી ઘુઘરાનો ખણખણાટ શબ્દ બહુજ મધુર શ્રોતવ્ય થાય. (આ અપૂર્વ શોભાનાં કીર્તનો શીઘ્ર કવિ બ્રહ્માનંદ સ્વામીએ-'સખી ગોકુળ ગામના ચોકમાં રે, ખાંતે માંડયો રસીલે ખેલ. રમે રાસ રંગીલો રંગમાં રે, તાળી પાડે રૂપાળી તાનમાં રે. મુખે ગાવે મનોહર ગીત કહી શોભા ન જાય પ્યારા કાનની રે. છેલો ઠમકે માંડે પાવ ઠાવકારે, વાજે ઘુઘરડીનો ઘેર, કહી શોભા ન જાય પ્યારા કાનની રે" આ રીતનો રાસ ગાતાં રાત્રિના બાર વાગી ગયા. તો પણ મહારાજ બંધ રાખવાનું કહે જ નહિ, ત્યારે સંતોને થાકેલા જાણીને, બ્રહ્માનંદસ્વામી કીર્તનનું પ્રથમ ચરણ બોલે, મધ્યમનું બોલે અને છેલ્લું બોલે, જાણે કે મહારાજ હવે બંધ રાખવાનું કહેશે. એની વાર જોતાં જોતાં ઘણી વખત વીતી ગઈ, તો પણ બંધ રાખવાનું મહારાજ બોલ્યા જ નહિ. બ્રહ્માનંદ સ્વામીએ એક ભોળા સાધુને શિખવ્યું કે-'તમે સાધુના ઉતારામાં જઇને 'ચોર છે ચોર છે' એમ બૂમો પાડજો.' ત્યારે સાધુએ સ્વામીના શીખવ્યા મુજબ કર્યું. સાધુના ઊંચા શબ્દને સાંભળીને મહારાજ બોલ્યા કે-'આ શું છે આ શું છે?' એટલે ઇપ્સિત ભંગાણ પડતાં ગાવાનું બંધ રહ્યું. તે સમયે અંતર્યામિપણે જાણીને બ્રહ્માનંદને ઉદ્દેશીને કહ્યું કે-'આ કામ તો જરૂર તમારું જ છે' એવું સાંભળીને થાકી ગયેલા સ્વામી બોલ્યા કે -'ફરી ફરીને પગ હાથ દુઃખી ગયા અને બોલી બોલીને મુખ પણ દુઃખી ગયું છે તો પણ તમો બંધ રાખવાનું બોલ્યા જ નહિ. ત્યારે અમારે આ કળા ન છુટકે છેવટે કરવી પડી છે' સર્વના હિતનું આવું સમયોચિત વચન સાંભળીને સર્વજીવહિતાવહ મહારાજ બહુજ રાજી થયા. પછી સર્વે સંતોને મળીને છાતીમાં ચરણારવિંદ આપ્યાં. આ રીતિએ સંતો તથા હરિભક્તોને નિજ સુખ આપીને પોતે દરબારમાં પોઢવા પધાર્યા અને સર્વ સંતો ઉતારે જઇને સુઈ ગયા (૧૬૨)

બીજે દિવસે સવારે ઊઠી સ્નાનપૂજાદિ કરીને, સભામાં વિરાજ્યા. તે સમયે મહારાજે જુનું પ્રકરણ ફેરવીને નવા પ્રકરણની વાત સંતોને કરી કે-'આપણા ઉદ્ધવ સંપ્રદાયમાં સર્વેએ વૈષ્ણવ દીક્ષા ધારવાની આવશ્યકતા છે. એ દીક્ષા સર્વેને સુખકારી થાય અને વૈષ્ણવ શાસ્ત્રોને મળતું આવે અને સર્વેને શુકન થાય એવી સૌમ્ય ધારવી. તેમાં આ ગોપી તળાવડીની મૃત્તિકા ( પીળી ) થી તિલક કરીને અહીં આવો. એવી આજ્ઞા થતાં સમસ્ત સંતો, એ મૃત્તિકાથી યથેચ્છ ઊર્ધ્વ તિલક કરીને પાસે આવ્યા. તેમાં જાડાં પાતળાં લાંબાં ટુંકાં બહુ પ્રકારનાં તિલકોને જોઈને, નિત્યાનંદસ્વામીએ હાલમાં આપણે કરીએ છીએ એવું તિલક કરેલું જોઈને તેને પ્રણામ કરીને કહ્યું કે-' હવે આવું તિલક કરવું ' મધ્ય ભાગમાં ચંદન કુંકુમ ધારવામાં પણ અનેક પ્રકારો છે તેમાં કુંકુમનો ગોળ ચાંદલો કરવાની આજ્ઞા કરી. કંઠમાં ધારવાની કંઠીમાં અનેક પ્રકારો છે તેમાં બેવડી ધારવાની આજ્ઞા કરી. જપમાળા રાખવી. છાપો ધારવી અને ગુરુ મંત્ર લેવો.' આ રીતની દીક્ષા ધારવી. જમવા માટે લાકડાનાં પાત્ર રાખવાં. તે અમે સંઘેડીયા આણંદજી પાસે ઉતરાવીશું. પહેરવા ઓઢવાનાં વસ્ત્રો ભગવાં રાખવાં અને તુંબડાં અળસીનું તેલ અને રાળના બનાવેલા રંગથી રંગેલાં રાખવાં. આ રીતે સર્વે સંતોને આજ્ઞા કરી. ગામથી આથમણી બાજુ આવેલી તલાવડીમાં મહારાજે ઘણી વાર સ્નાન સંતો સાથે કર્યું હોવાથી એનુ **'ગોપીતળાવડી'** એવું નામ આપ્યું છે. એની મૃત્તિકા પીળી અને ચીકણી છે. એથી તિલકમાં ઉપયોગી છે. આ રીતે પંચાલા ગામમાં દોઢ માસ સુધી વિવિધ લીલાઓ કરીને સંત-હરિભક્તોને બહુ સુખ આપ્યું. પછીથી ચાલવા સારૂ જીણાભાઈ દરબારની રજા માગતાં દરબારે સવિનય સ્તુતિ કરીને રાખ્યા. બીજે દિવસે મોટીબાએ લાડુ જલેબી સાટા

વિગેરે પકવાન્નની રસોઈ કરાવી. મહારાજને હાથે સંત-હરિભક્તોને પીરસાવીને ખૂબ જમાડ્યા. પછીથી મહારાજશ્રી જમ્યા. પછી પાછલે પહોર દિવસે સભા થતાં દરબાર મહારાજની કેસર, ચંદન, પુષ્પના હાર, વેઢ વીંટી કડાં સાંકળા મંડીલ જામો સુરવાળ શેલુ આદિક તથા રૂપીઆ ભરેલો થાળ વિગેરે ભેટ મૂકીને પૂજા કરીને આરતી ઉતારીને પગે લાગ્યા. પછી 'આ અમારું જે સર્વસ્વ છે તે તમારું છે અને અમે આપના દાસ છીએ.' આ રીતે પ્રાર્થના કરવાથી મહારાજ ઘણા જ રાજી થયા, પછીથી સંતોની ચંદન પુષ્પ વસ્ત્રથી પૂજા કરી. આ રીતના છેવટનો વિધિ પતી જતાં દરબારે ગઢડા જવાની રજા આપી. પછી બીજે દિવસે સંતો સાથે ચાલ્યા તે જુનાગઢ ગોંડળ કોટડા થઈને **ગઢડા** પધાર્યા (૧૬૩)

વળી ગઢડામાં વિરાજમાન મહારાજે, મોરબીના રહેવાસી, **બેચર** નામના, વીશ વર્ષની વયવાળા ગરાસીયાને 'આગળ ઉપયોગમાં આવે' એમ જાણીને પટો રમવાનું છ માસ સુધી શીખવાડયું. એની રીત એવી કે-એક ઢાલ અને દંડીકો મહારાજ લે અને બીજી ઢાલ અને દંડીકો બેચરને આપે' આ રીતે પટો રમવા શિખવાડેલો યે આવતી બંધૂકની ગોળીને કાપી નાંખે એવા હુંશીઆર કર્યા હતા. એભલ ખાચરે દેહ મૂકવાને સમયે મહારાજને પુત્ર દાદાખાચરની તથા તેમના ગરાસના રક્ષણની ભલામણ કરેલી. દાદાખાચરનું ગરાસનું ગામ માંડવધાર હતું, તેનું દબાણ ભડલીવાળા **ભાણ** ખાચરે કરેલું. તે મહારાજે ભલામણવશાત છોડાવેલું. આ વ્યવહાર કારણથી મહારાજ ઉપર એને બહુ શત્રુતા થયેલી. પરંતુ મહારાજના પાર્ષદ ભગુજી બહુ શૂરવીર હોવાથી એનો કશો ઉપાય ચાલતો ન હતો. ત્યારે ભાણખાચરે ખબડ અને મતારો નામના બે ભાઈઓને કહ્યું ક-'તમને બસો વીંઘાં જમીન આપીશ અને સહાયમાં બસો

માણસો આપીશ. તમે ભગુજીનું માથુ કાપી લાવો' આ પ્રમાણે કરવાની હા કહીને પછી પોતે બડાસ મારી કે–'ભગુજી તો અમારા આગળ મત્સરીઆ જેવા તુચ્છ છે, એનો શો ભાર છે ? એમ પાણી ચઢાવીને પછીથી એના લાગમાં હમેશાં જ્યાં ત્યાં ફર્યા કરતો હતો. એવા સમયમાં જરૂરી પ્રસંગે ભગુજી, બાપુ રતનજી, બેચર ચાવડો ઈત્યાદિ બાર પાર્ષદો શત્રુતા બંધાઈ હોવાથી જ્યારે આથમણી દિશા તરફ જવું હોય ત્યારે બહુ સાવચેત થઇ હથીયાર બાંધીને જાય. એક દિવસે નામાંકિત શૂરવીર બારેય પાર્ષદો મળીને, માંડવધારથી આથમણા સાલેમાર પર્વત ગએલા, તેને છૂપા દૂત દ્વારા જાણતાં ખબડ બસો માણસો સાથે બંધુકોમાં ગોળીઓ ભરી તૈયાર રાખી ધારને ઓથે સંતાઈ રહેલો. જેવામાં પાર્ષદો આવે છે તેવામાં બસો જણા છાતીએ બંધુકો ચઢાવીને એકદમ દોડીને હાકલ કરતાં, પાર્ષદો નીચે સૂઈ ગયા. એટલે ગોળીઓ ઉપર થઇને ચાલી ગઈ પણ કોઇને એકેય વાગી નહિ. પછી સામસામો ભેટો થતાં પાર્ષદોએ ખબડને કહ્યું કે–'અમારી ઉપર તમે પ્રથમ ઘા કરો' ત્યારે ખબડ બળમાં બોલ્યો કે–'ભગુજી ક્યાં છે ?' ત્યારે પાસે ઊભેલા ભગુજીએ કહ્યું કે–'આ હું ઉભો રહ્યો, તારે ઘા કરવો હોય તો પ્રથમ કર્ય' ત્યારે ખબડે બહુ બળથી ઘા કર્યો તે તલવાર માથામાં જતાં ખસી ગઈ તેથી ચાલી ગઈ. અને ભગુએ જે જનોઇવાઢ ઘા કર્યો તેથી ખબરડનું મસ્તક નીચે લટકી ગયું. બાપુ રતનજીને શૂરપણું આવવાથી ઢાલ છોડવાની ભૂલી જવાથી કાંડું કપાઇને હેઠું પડયું તેની પણ ખબર રહી નહિ. અને બેચર તો શૌર્યાવેશથી હજારો ઘા ઢાલમાં ઝીલતો જાય અને પટો ખેલતો જાય. અને ભગુજીની રક્ષા પણ કરતો જાય. અને આગળ સામાને મારતો જાય. આ રીતે બાર પાર્ષદોએ બસોને ઘાયલ કર્યા. બેચરને તો મહારાજે પટો રમવાનું શીખ-

વાડેલું હોવાથી પોતાને તો લગાર પણ ઈજા આવવા દીધી નહિ. ઉલટા કેટલાયને મારી નાંખ્યા. અને કેટલાયના હાથ પગ કાપી નાંખ્યા. અને કેટલાક તો 'મારી નાંખ્યા રે મારી નાંખ્યા રે, એવી બૂમો પાડતા થકા ત્યાંથી પલાયન કરી ગયા. આ રીતે સામા આવેલા સઘળા રાંનોરાન અને પાનોપાન થઇ ગયા. પછી પાર્ષદો એમનાં મડદાંને ઢસરડીને રામપરાના સીમાડામાં નાખી આવ્યા. પાછા વળીને આવે છે ત્યારે કપાઇ પડેલું કાંડુ જોઈને રતનજી કહે કે–'આ કાંડુ કોનું પડયું છે.' ત્યારે પાસેના પાર્ષદે કહ્યું કે–'આ તો તમારૂં પડયું છે' ત્યારે શરત આવવાથી કાંડુ લઇને પોતાની બગલમાં મારીને ચાલ્યા આવે છે એટલાકમાં ગઢડામાં મહારાજને લડાઈના ખબર મળવાથી વહાર ચઢી અને મહારાજ સામા આવે છે તેટલાકમાં પાર્ષદો આવ્યા. અને 'બાર પાર્ષદો બસો માણસોને જીતી આવ્યા જાણીને તેમને મળ્યા. પછી બનેલી બધી હકીકત કહી. પછી દરબારમા આવીને પાર્ષદોને ખાટલા ઉપર સુવાર્યા અને સેવાની વ્યવસ્થા કરી. આ સમયે જે અસુરાંશ વિરોધીઓ હતા તેમણે તો પાર્ષદોને ચમક ઉપજાવવા માટે વાજીંત્રો વગાડ્યા અને ભડાકા કર્યા. તેને સાંભળીને મહારાજ બોલ્યા કે–'મારા પાર્ષદોને અત્યારે મરવાનું હશે તો પણ આ સમયે મરવા નહિ દઉં. કાળનો શો ભાર છે કે મારા પાર્ષદોને કાંઈક કરી શકે. હું એકજ જગત્કર્તા ઈશ્વર છું" એમ પોતાનો પારમૈશ્વર્ય પ્રતાપ દર્શાવીને પાર્ષદોની સર્વથા રક્ષા કરી. ઘવાએલા ખબડને ટેભા લઇને ખાટલામાં સુવારેલો, તે સૂતો સૂતો બેચરનાં બહુ વખાણ કરે કે–'ધન્ય છે એના માતપિતાને યુદ્ધમાંએ જેમ ફુલ ફરે તેમ નિર્ભયપણે ફરતો હતો, માટે એની જનેતા ક્યારેય પણ મરશો નહિ, એમ વખાણ સાંભળીને તેની પાસે રહેલાએ કહ્યું કે–'બહુ બોલસો તો ટેભા તુટી જતાં મરી જશો'

ત્યારે વળી બોલ્યો કે-'બળ્યા ટેભા તૂટશે તો પણ ધન્ય છે બેચરીયા-ને અને એની માને' આ રીતે શત્રુ પાસે પણ પોતાના પાર્ષદોનાં વખાણ કરાવ્યાં, આ રીતે પોતાનો ઐશ્વર્ય પ્રતાપ દેખાડયો. આ સમયનાં કીર્તનો બ્રહ્માનંદ સ્વામીએ 'જે સાચા શૂરા રે તેના વેરી ઘાવ વખાણે' આ રીતનાં કર્યાં છે. આ રીતે પાર્ષદોની અને દાદા ખાચરની રક્ષા મહારાજે કરી (૧૬૪)

હવે અદ્દભુતાનંદસ્વામી પોતે અનુભવેલી વાત કરે છે-મને મહારાજે એક વખત ફરવા મોકલ્યો. હું ફરતો ફરતો ગુજરાતમાં થઇને કાનમ દેશમાં **વેમારડી** ગામે ગયો. ત્યાં વડના વૃક્ષ નીચે રહ્યો. એ ગામના પટેલ **ભક્તિભાઇને** વાતોચિતો કરીને સત્સંગ કરાવ્યો. તે પુણ્યપ્રભાવથી બીજા બહુ સત્સંગી થયા. અને ચોરંદાના અમીન બેચરભાઇને સત્સંગ કરાવ્યો તેથી પણ ઘણા સત્સંગી થયા. તેમણે મળીને મને કહ્યું કે-'તમે મહારાજને, અમારા વતી વિનંતિ કરીને અહીં તેડી લાવો. અમે શક્તિ પ્રમાણે સેવાપૂજા કરીશું' એથી હું મહારાજને તેડવા ગઢડા ગયો અને મહારાજને પગે લાગીને પધારવાની વિનંતિ કરી. ત્યારે મહારાજે 'આ અમારા ગુરુ મુક્તા-નંદસ્વામીને તેડી જાવ અને અમારી જેમ તેમની સેવા પૂજા કરજો' એમ કહ્યું, પછીથી મુક્તાનંદ સ્વામીને મહારાજે કહ્યું કે તમો અદ્દભુનાનંદ સ્વામી સાથે વેમારડી જાવ અને હરિભક્તો હિંડોળે બેસારે તો વિના સંકોચે બેસજ્યો અને વસ્ત્ર ઘરેણાં પહેરાવે તો વિના શંકાએ પહેરજ્યો' એમ કહીને મારી સાથે સ્વા-મીને મોકલ્યા. હું મુ. સ્વામીને તેડીને વેમારડી આવ્યો. અને હરિભક્તોને કહ્યું કે-'મહારાજની માફક આપણે મુ. સ્વામીને પૂજ-વાના છે, તેથી મહારાજ ઘણાં રાજી થશે' ત્યારે હરિભક્તોએ મોટે વડે હિંડોળો બાંધ્યો અને મુ. સ્વામીને ભારે વસ્ત્રો ઘરેણાં પહેરાવ્યાં

અને સર્વે મળીને હિંડોળે ઝુલાવ્યા. એમ એક દિવસ નહિ પણ અઢાર દિવસ સુધી ઝુલાવ્યા. આ વાત જાણતાં **કંડારીના** અમીન તથા ત્રિકમભાઈ વિગેરે પાટીદારો ત્યાં આવ્યા. સ્વામીનાં દર્શન કરવાથી તેમનાં તમામ પાપો બળી જતાં મેં તેમને સત્સંગ કરાવ્યો. આ રીતે કાનમદેશમાં મુક્તાનંદસ્વામીને હિંડોળે ઝુલાવવાથી સત્સંગનો સારો પ્રચાર થયો. પછી અમે ત્યાંથી ફરતાં ફરતાં ગઢડા આવ્યા અને મહારાજને દંડવત્પ્રણામ કરીને પાસે બેઠા. ત્યારે મહારાજે પૂછતાં, હરિભક્તોનો પ્રેમ તથા પૂજા વિગેરે બધી બાબત કહી. તેથી મહારાજ બહુ જ રાજી થયા (૧૬૫)

આ સમયે અમદાવાદથી આરંભેલું મંદિર પૂરૂ થયાનો કાગળ આવ્યો. તેને વાંચીને મહારાજે સર્વે સંત–હરિજનોને કહ્યું કે–આપણે અમદાવાદમાં તૈયાર થએલા મંદિરમાં નરનારાયણદેવની પ્રતિષ્ઠા કરવા જવું જોઇએ તો સર્વે હરિભક્તોને કુંકુમપત્રિકા દ્વારા ખબર કરો' એમ કહીને પછી પોતેજ કંકોતરીઓ દેવપ્રતિષ્ઠા પર અવશ્ય આવવાની લખાવીને ગામોગામ મોકલી દીધી, પછી પોતે સંતો હરિજનો પાર્ષદો દાદાખાચર વિગેરેને સાથે લઇને ગઢપુરથી મંગળ મુહુર્તમાં ચાલ્યા તે સારંગપુરમાં રાત રહ્યા. ત્યાંથી હાલ્યા વાગડ થઈને **મછીયાવ** આવ્યા. ત્યાંથી દશકોશીમાં થઇને **અમદાવાદ** પધાર્યા. મહારાજ પધારવાના શુભ સમાચાર સાંભળતાં અમદાવાદના ભાવિક ભક્તો વિવિધ વાજીંત્રો વિગેરેનું સામૈયું લઈને સામા ગયા અને વાજતે ગાજતે ધામધુમથી શહેરમાં પધરાવ્યા. દરેક બજારે સર્વજનોને પોતાનું દર્શન દેતાથકા ધીમે ધીમે ઉતારા પર આવ્યા. અને સર્વેને કુશળ સમાચાર પૂછ્યા. એટલાકમાં થાળ તૈયાર થયો જાણીને જમવા પધાર્યા. જમીને પોઢી ગયા અને સંતો વિગેરે પણ રસોઈ તૈયાર થઈ જાણીને જમવા

ગયા. મહારાજ થોડી વાર પોઢીને ઊઠ્યા. પછી મંદિરને ચારે તરફ જોઈ ને શ્રીમુખે બોલ્યા કે–'મંદિર બહુ સારૂં થયું' પછી સભામાં વિરાજમાન થતાં સંતો હરિજનો પણ આવીને બેઠા અને વિધિજ્ઞ વિપ્રોને બોલાવીને કુંડ મંડપાદિ કરાવ્યું. સંધ્યા સમય થતાં આરતી ધૂન્ય કરીને વળી સભામાં વિરાજ્યા અને બહુ વખત સુધી વાતો ચિતો કરીને હરિભક્તોને ઘણું સુખ આપ્યું, પછી પોઢી ગયા અને હરિભક્તો પોતપોતાને ઉતારે જઈ ને સૂઈ ગયા. (૧૬૬)

બીજે દિને પ્રાતઃકાળે ઊઠીને સ્નાન પૂજાદિ નિત્ય વિધિ કરીને સભાંમાં આવીને વિરાજ્યા. સંતો હરિજનો પણ આવીને બેઠા. નરનારાયણદેવની પ્રતિષ્ઠાનો સમય થતાં મહારાજે પોતે વેદધ્વનિ વાજીંત્રોનો નાદ અને સંતોના સ્તોત્રોચ્ચારણ સાથે નરનારાયણની આરતી ઉતારી. આ વખતે બ્રહ્માદિ દેવો આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. આ પ્રતિષ્ઠોત્સવ સમયે 'જય જય' એવો મંગળ શબ્દ થઇ રહ્યો હતો. એમ પૂર્ણાહુતિ થતાં મહારાજ સભામાં આવીને બેઠા. પછી વેદીયા બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપી અને સમગ્ર બ્રાહ્મણોને જમાડ્યા. પછી પોતે જમીને સભામાં આવીને વિરાજતાં સંતો હરિભક્તો પણ આવીને બેઠા. આ સમયે મહારાજે નરનારાયણદેવનો મહિમા કહ્યો. પછી આનંદસ્વામીએ ખેસ લાવીને મહારાજને આપ્યો. તે મહારાજે સર્વે સંતોને ઓઢાડ્યા. આ રીતે સંવત્ ૧૮૭૮ ના ફાગણ સુદી ત્રીજને દિવસે પ્રતિષ્ઠાવિધિ પરિપૂર્ણ કર્યો.

સાંજે કાર્યકર્તા આનંદસ્વામીને મહારાજે પૂછ્યું કે 'શીલીકમાં કેટલા રૂપીયા છે' ત્યારે તેમણે ૩૯॥ સાઢીઓગણચાલીશ રૂપીયાની શીલીક કહી. ત્યારે મહારાજે કહ્યું કે–'દેવપ્રતિષ્ઠા દિને કેવળ વેદીઆને નહિ પણ બીજા બધા બ્રાહ્મણોને જમાડવા પડે.' ત્યારે સ્વા-

મીએ કહ્યું કે–' એટલી મોટી ધનશક્તિ હોય તે શહેરની ચોરાશી કરે અને અશક્તો થોડા બ્રાહ્મણોને જમાડે' આવું સ્વામીનું યથા-શક્તિનું વચન સાંભળીને મહારાજ બોલ્યા કે–' ૩૫ા રૂપીયામાં કેટલા બ્રાહ્મણો જમે.' ત્યારે સ્વામીએ કહ્યું કે–'થોડા બ્રાહ્મણો જમે' ત્યારે વળી મહોદર મહારાજ બોલ્યા કે–'આપણે આખા શહેરની ચોરાશી કરીએ' ત્યારે વળી સ્વામી બોલ્યા કે–' મનસુબો કરવા માત્રથી એ બને નહિ. આ શહેરની ચોરાશી તો છ માસ આગળથી સામગ્રી ભેગી કરીએ ત્યારે થાય. એમાં તો ઘણું નાંણું રોકડું જોઈ-એ. આપણા ઘરમાં તો આ સમયે પાશેર લોટ પણ નથી' ત્યારે મહાશક્તિ મહારાજ બોલ્યા કે–'એમાં કંઈ બહુ વાર નહિ લાગે, આપણે તો ચોરાશી કરવી જ છે' એમ સ્વામીને કહીને, પછી શહેરમાં જેટલા નાત્ય પટેલીયા વિપ્રો હતા એમને તત્કાળ બોલાવી-ને કહ્યું કે–'તમારે સવારે અમારે ત્યાં રસોઈ કરાવવા આવું. તમારા પ્રત્યેકના ચોકામાં જેટલો લોટ વરતો હોય તે સરવે લખાવો, આવું મહારાજનું ઉદાર વચન સાંભળીને બધા બ્રાહ્મણો બોલ્યા કે 'અમારી મશ્કરી કરો છો કે શું?' ત્યારે મહારાજે વિશ્વાસ લાવવા કહ્યું કે–'અમારી ઘૃતાદિ સામગ્રી બગડે તેનું મૂલ્ય તમારી પાસેથી લઈએ અને જો તમોને અમો માગી સામગ્રી ન આપીએ તો તેનું મૂલ્ય તમે અમારી પાસેથી લેજ્યો, એવું લખાણ કરી આપો' એમ કહીને એમની પાસે લખાણ કરી લીધું. પછીથી શહેરના સર્વ હરિ-ભક્તોને આજ્ઞા કરી કે–'જેને જેટલું ઘી ખાંડ લોટ દાળ ચોખા તેલ ગોળ શાક મસાલા બળતણ વાસણ વિગેરે ઉધાર જેટલા હજાર રૂપીયાનું મળે તેટલું સાટવી લાવો અને સવારે સઘળો સામાન લઈને કાંકરીયા તલાવ ઉપર મોકલી આપો' ત્યારે વળી કોઇ હરિ-જને શંકા કરી કે–' ત્યાં તો કીડીઓ મંકોડીઓ કાગડા સમળા

વિગેરે ઘણાં પડશે તે માલને બગાડી નાંખશે' ત્યારે વળી મહારાજે કહ્યું કે-' એટલી જગ્યામાં કોઈ જનાવર વિગેરે આવશે જ નહિ, તેની ચિંતા છોડીને સુખેથી પહોંચાડો' આવું વચન સાંભળીને આસ્તિક ભાવિક સમગ્ર હરિભક્તો બહુ હર્ષથી રસોઇમાં જોઇતી સમગ્ર સામગ્રી શહેરમાં જઇને તે તે વ્યાપારીઓને મળીને સાટવી લાવ્યા. ત્યાર પછી બ્રાહ્મણોને જવાની આજ્ઞા આપી. આ દિવસે આટલું વાચિક કામ કરીને મહારાજ પોઢી ગયા. (૧૬૭)

બીજે દિને સવારમાં ઉઠીને નિત્ય વિધિ કરીને કાંકરીયા સરોવર ઉપર સિંહાસનમાં વિરાજમાન થયા. આજ્ઞા મુજબ હરિભક્તોએ સમગ્ર સામગ્રી લાવીને મોટા ગંજ કર્યા. આ સમયે રસોયા વિપ્રો સૌ સૌના ચોકામાં જોઈતાં વાસણો લઈને રાંધવા આવ્યા. તલાવ ઉપર જુદા જુદા ચાળીશ ચોકા થયા. અને રસોઈ લાડું ભાત દાળ શાક વિગેરે કરવા મંડયા. આ સમયે શહેરમાંથી એક ચાળીશ મણ ઘી ભરેલું ચોકીયું ગાડું તલાવ ઉપર આવતું હતું, તેને સૂનું જોઇને એક ચોર બ્રાહ્મણ, બળધીઆના મ્હોંયડા પકડીને આખું જ ઘી ભરેલું ગાડુ પોતાને ઘેર હાંકી જવા મંડ્યો. આજ સમયે ત્યાં ચાલાક નિષ્કુળાનંદ સ્વામી આવતા હતા તેમણે જાણ્યું કે-' આ બ્રાહ્મણ તો ઘીનું આખું ગાડુજ હાંકી જાય છે' પછી સ્વામી બળદના મ્હોંયડા તે બ્રાહ્મણના હાથમાથી મૂકાવા ગયા ત્યારે તે બ્રાહ્મણ બહુ કોપાયમાન થઇને સ્વામીને હાથે શ્વાનવત્ બચકું ભર્યું. પરંતુ સ્વામીએ ગાડુ હાંકી જવા દીધું નહિ. એનો કોલાહલ ઘણો થતાં આ વાતની મહારાજને ખબર પડી. જેથી હાથમાં સોટી લઈને પગમાં ચાખડીઓ પહેરીને ચોકે ચોકે ફરતા જાય અને ઘી ખાંડના લાડવા ખૂબ ખાજ્યો પણ અમારા સાધુનું કાંડુ કરડશો નહિ' એમ કહેતા જાય. આવું વચન સાંભળીને કેટલાક બ્રાહ્મણોએ કહ્યું કે-'કોઇ એવો

મૂર્ખો હશે તેણે એ કામ કર્યું કશે. પરંતુ જે ડાહ્યો હોય તે તો એવું કામ કદી કરે નહિ' એમ સવિનય કહીને અપરાધની ક્ષમા માગી. રસોઇ તૈયાર થતાં ચાલીશેય ચોકાના બ્રાહ્મણોની પંક્તિ એક સાથે થઇ. શાંતિથી ખુબ જમતાં ત્રીજો પહોર થયો ત્યારે જમી રહ્યા. તો પણ લાડુ ઘણા વધ્યા તે પ્રતિષ્ઠા ઉપર આવેલા હરિજન સંઘને જમાડયા. એમ જમણ વાર પતી જતાં મહારાજ ત્યાંથી ચાલવા તૈયાર થયા. તે અવસરે માલ લાવી આપનારા હરિભક્તોએ મહારાજને કહ્યું કે-'ઉધાર લાવેલા માલના પૈસાનું કેમ કરીએ' ત્યારે મહારાજે ઊભા રહેવાનું કહીને, જે સ્થળે અત્યારે છત્રી છે ત્યાં ઢાલીઆ ઉપર વિરાજમાન થઇને, સર્વ હરિજનોને કહ્યું કે-'જેની શક્તિ હોય તે પૂજા કરવા આવો' એમ કહીને ત્યાં એક મોટી ચાદર પથરાવી. ભાઈઓની પૂજા પતી જતાં બાઇઓ આવી, તેમની ભેળાં લક્ષ્મીજી પણ રૂપીયના થાળ ભરીને આવ્યાં તે મહારાજની પૂજા કરીને ગયાં. એમ જોઈતી રકમ આવી જતાં પૂજા કરવાની બંધ કરીને, શહેરના હરિભક્તોને કહ્યું કે-'જે જે હરિજનો જેટલો સામાન લાવ્યા હો તે પ્રમાણે રૂપીયા ગણીને લઈ જાવ' ત્યારે તેમણે પોતપોતાના હસ્તકના માલના રૂપીયા બરોબર ગણી લીધા. છેવટે અર્ધો રૂપીયો વધ્યો જોઇને હરિભક્તોએ મહારાજને પૂછ્યું કે-'આનું કેમ કરીએ' ત્યારે મહારાજે કહ્યું કે-'માલીક નરનારાયણ દેવને ચરણે ભેટ ધરો' એમ કહીને પોતે સવાર થઈને ચાલ્યા તે જેતલપુર પધાર્યા. ચોરાશી જમી રહેતાં એટલો બધો સામાન વધ્યો કે-તેને મંદિરમાં લઈ જતાં સાધુને ચાલીશ રૂપીયા તો ગાડાઓનું ભાડુ આપવું પડયું. સાહેબ પાસે જરૂરી જમીન ધર્માદા મેળવી અને નરનારાયણદેવનું પહેલવહેલું મંદિર કરાવ્યું અને નરનારાયણદેવની પ્રતિષ્ઠા યથા વિધિ ધામધૂમીથી કરી અને શહેરની ચોરાશી એક

દિવસમાં કરી, આ બધુ ઐશ્વર્ય–ચમત્કાર જોઇને અગ્રેસર કાર્યકર્તા આનંદસ્વામી આદિક સંતો, જમનારા બ્રાહ્મણો, શહેરના સર્વ હરિજનો, દેશપદેશથી આવેલા હરિભક્તો, કુસંગી લોકો, સર્વે ઘણા આશ્ચર્યચકિત થયા થકા અત્યાનંદને પામ્યા (૧૬૮)

જેતલપુરે પધારેલા મહારાજ સભા કરીને વિરાજમાન થતાં, વીજાપુરનાં હરિભક્ત ભાઈ બાઈ બન્ને મહારાજ આગળ આવીને ઊભાં રહ્યાં. ભાઈનું નામ કલ્યાણભાઈ અને બાઇનું નામ વજીબા હતું. આ બન્નેને જોઇને મહારાજે મુક્તાનંદ મુનિને કહ્યું કે–આ બાઈ ભાઇને અદ્ભુતાનંદ મુનિએ દ્રઢ સત્સંગ કરાવ્યો છે. અમે એવું પ્રકરણ ફેરવ્યું હતું કે 'એક ગામમાં એક જ રાત રહેવું' આ પ્રકરણને અનુસંધાને અદ્ભુતાનંદસ્વામી ફરતા ફરતા વીજાપુર ગયા. ત્યાં આ હરિભક્ત કોશ ફેરવતા હતા તેમને કેડે કેડે ફરીને સત્સંગ કરાવ્યો છે. તમે અને આ અદ્ભુતાનંદ અહીં વીસ સાધુઓ સાથે રહ્યા હતા. અને સંત દાસજી બદરીકાશ્રમમાંથી દિગંબર હોઇને અહીં આવીને 'મુકુંદદાસ હે' એમ તમારું પૂર્વનું નામ લઇને યાદ કર્યા તો પણ કોઈ કશું સમજ્યું નહિ. ત્યારે ફરીથી 'રામગલોલ દાસજી હે' એમ પૂછ્યું ત્યારે તમે આવીને સંતદાસને કહ્યું કે–'સંતદાસજી હોગા ? ત્યારે તેમણે 'હોગા' એમ કહ્યું. આવું વચન સાંભળીને તમે અને અદ્ભુતાનંદ સ્વામીએ સંતદાસને વસ્ત્ર પહેરાવ્યા અને નવરાવ્યા ધોવરાવ્યા જમાડ્યા. પછી તમે તત્ત્વ પૂછતાં સંતદાસે સંકેતમાં કહ્યું કે–'ઘંટા ખૂબ ભરેલા તમારા હાથમાં આવ્યા હે, ત્યારે તમે પૂછ્યું કે 'ઘંટા ભરેલા શું ? અને ખાલી શું ! એમાં અમે કશુ સમજ્યા નહિ, ત્યારે વળી સંતદાસે સ્પષ્ટ કહ્યું કે–' સર્વ ધામોમાં રહેનારા સર્વેએ એમ કહ્યું કે–'તમે પૃથ્વી ઉપર જાવ અને સર્વેને વાત કરો કે જે મહારાજ છે તે અમારાથી અનન્ય અવતાર છે

એમાં ને અમારામાં કશો તત્વ ભેદ નથી' 'ઘંટા ખૂબ ભરેલા હાથ આવ્યા હે' એનો અર્થ એ જ છે. આવા સ્વયં ભગવાનપણાના નિશ્ચયપણાની વાત સંતદાસજીએ અહીં રહીને દશ દિવસ સુધી કરી હતી. (૧૬૯)

સંતદાસે તમારી તથા અદ્દભુતાનંદ સ્વામી આગળ જેવી નિશ્ચય સંબંધી વાત કરી હતી એવો જ નિશ્ચય આ અદ્દભુતાનંદસ્વામીએ આ બન્ને હરિભક્તોને વાતો કરી સત્સંગી કરીને કરાવ્યો છે કે- 'આ સ્વા. ના. ભગવાન છે. એમાં બીજા ગમે તેમ અવળું બોલે તે માનવું નહિ. અને સ્વા. ના. ના જે સાધુઓ છે તે બહુ સારા છે. આવો પાકો નિશ્ચય બે દિવસ રહીને આ બાઈ ભાઇને કરાવ્યો છે. પછી સ્વામી ફરતા ફરતા ગઢડા આવ્યા. પછી અમે જાતે એ બન્નેની પરીક્ષા કરવા એમને ઘેર બાર ટીલાં કરીને વેરાગીનો વેષ લઇને ગયા અને 'જય સીતા રામ' એમ કહીને ઊભા રહ્યા. ત્યારે તે બાઈ બોલ્યા કે-'તમે ગામમાં જાવ, અમે સ્વા. ના. વિના બીજાને મોટા માનતા નથી' તો પણ અમે ખસ્યા નહિ. ઉલટા હઠીલા થઇને ત્યાંજ બેસી રહ્યા. સાંજના પતિ કલ્યાણભાઈ આવ્યા તેમને બાઇએ વાત કરી કે-'આ બાવાજી બપોરના ઘેર આવ્યા છે તેમને હું ના કહું છું તિરસ્કાર કરૂં છું તો પણ જતા નથી' પછી કલ્યાણદાસે અમને કહ્યું કે-'બાવાજી તમે જાવ, અમે તો સ્વા. ના.ના સાધુનેજ સાચા માનીએ છીએ' તો પણ અમે ઊઠ્યા નહિ (ભિક્ષુકોનો આવો સ્વભાવ વિરુદ્ધ હોય છે) પછી તો તે બન્ને જમવા બેઠાં ત્યારે અમને ભિક્ષુક જાણીને એક થાળીમાં ખીચડી અને દૂધ આપ્યું તે અમે જમ્યા. પછી થોડીકવાર અમે પાથર્યા વિના સૂઇ રહ્યા, પછીથી માગ્યું કે-'અમારાં પાસાં તપે છે તો ગોદડું આપો' ત્યારે બાઇએ બહુ ખીજાઈને ગોદડું પણ આપ્યું. પછી અમે ગોદડું

પાથરીને સૂઈ ગયા. થોડીકવાર પછી અમે ખાટલો માગ્યો ત્યારે અતિશય ખીજાઈને ખાટલો આપવા બહાર આવ્યા. ત્યારે સામો પીપળો હતો તેના ગાળામાં પગ વધારીને મૂક્યા. તેને પ્રત્યક્ષ જોઈ ને બાઇ બળમાં બોલ્યાં કે–'બાવાજી! તમે ગાળામાં લાંબા પગ મુક્યા પણ હવે એની ટોચ ઉપર મૂકો કે આકાશમાં લાંબા કરીને મૂકો, અમે સ્વા. ના. ને ભગવાન્ માનીએ છીએ તે બીજા કોઇને માનીશું નહિ. એમ ખીજાતાં ખીજાતાં પણ ખાટલો આપીને ઘરમાં ગયાં. પછી અમે ખાટલામાં ગોદડું પાથરીને સુખેથી સૂઈ ગયા. સવારે ઊઠીને અમે ચાલ્યા ગયા. માટે હે સ્વામિન્ નિશ્ચય તો આ બન્નેના જેવો પાકો જોઇએ. પછી ઘણી બીજી વાતો કહી. એટલાક-માં ગંગામાને ત્યાં થાળ થયો તે જમવા પધાર્યા. ત્યાં જમીને એક રાત્રિ રહીને ત્યાંથી સંતો સહિત ચાલ્યા તે ધોળકા રાત રહીને ત્યાંથી હિંડ્યા તે ગણેશધોળકાના દેવળમાં રાત રહ્યા. ત્યાથી હાલ્યા તે વાગડમાં શેઠ ચીકાશા તથા મૂલજીના દરબારમાં રાત રહ્યા. બીજે દિવસે જમીન ચાલ્યા તે **ગઢપુર** પધાર્યા (૧૭૦)

ગઢપુરમાં થોડા દહાડાં રહ્યા. એટલાકમાં પંચાલાના દરબાર જીણાભાઇ માંદા થયા. તેઓ તે દિવસે જૂનાગઢ હતા. ત્યાં મહારા-જને તેડવા માણસ મોકલવાથી તેની સાથે થોડાક સ્વાર લઇને મ-હારાજ જૂનાગઢ પધાર્યા. દરબારના દીવાનખાના આગળ જ ઉતર્યા અને તુરત દરબારને દર્શન દીધાં. અને ઈચ્છિત વર માગવાનું કહ્યું: 'ત્યારે તેમણે ઐહિક કંઈપણ નહિ માગતાં, 'આ મુકુંદ બ્રહ્મચારી તમારી સમીપ સેવા કરે છે એવી તો ક્યાંથી મળે! પણ રતનજી તથા મીયાંજી જેવી તમારી સેવા કરે છે તેવી સેવા મને આપો એ એક વર માગું છું. બીજો વર અહીં સુંદર મંદિર કરાવીને તેમાં ઠાકોરજી

પધરાવો તો આ સોરઠ દેશનો સત્સંગ સ્થિર રહેશે. નહિ તો રહેશે નહિ' આ માગું છું. તો તે બન્ને વર આપો. પછી મહારાજે સુપ્રસન્ન થઈને એ બે વર આપ્યા. આ વર આપતી વખતે કોઇએ જીણાભાઈને સૂચવ્યું કે-'આ તમારા દીકરા હઠીભાઇની ભલામણ મહારાજને કરો' આવું સાંભળીને દરબાર બોલ્યા કે-'મારા બાપા એ મારી ભલામણ મહારાજને ક્યારે કરી છે? સત્સંગી થશે તો તેની ખબર મહારાજ રાખશે જ. અને જો સત્સંગી નહિ થાય તો હું ભલામણ કરીશ તો પણ ખબર નહિ રાખે' એમ સમજણ આપીને, મહારાજની મૂર્તિમાં મનોવૃત્તિ જોડી દઈને દેહત્યાગ કરીને વિમાનમાં બેસીને અક્ષરધામમાં ગયા. પછી મહારાજે એમના દેહની ક્રિયા દામોદર કુંડ ઉપર લઈ જઈને કરાવી. પછી દામોદર કુંડથી આગળ નારાયણધરામાં સ્નાન કરીને પાછા દીવાનખાને આવીને, એમના ભાઈની વાડી કે જેમાં હાલ મંદિર છે તે જગ્યાનો લેખ તત્કાળ દાદાભાઈ પાસે કરાવી લીધો. પછી એમનું ખર્ચપાણી કરીને ત્યાંથી ચાલ્યા તે ગોંડળ આવીને રહ્યા. ત્યાંથી કોટડા થઈ ગઢડા આવ્યા (૧૭૧)

વળી એક શુભ દિવસે ગઢડામાં સંધ્યા સમય પછી સભા ભરીને લીંબડા હેઠે વિરાજ્યા હતા. અને સર્વ સંતો પણ સભમાં ઠઠ બેઠા હતા. તે વખતે મહારાજે કહ્યું કે-'આપણે ગુજરાતમાં એક સુંદર મંદિર કરાવીએ.' પછી સંતોને વિશેષપણે કહ્યું કે-'તમારી નજરમાં મંદિર કરવા સર્વથા યોગ્ય કયું ગામ આવે છે?' તે ખોળી કાઢો 'ત્યારે પાસે નદી હોવાથી **બ્રાહ્મણગામ,** કોઇએ **ડભાણ,** કોઈએ **બોચાસણ,** કોઇએ **ઉમરેઠ.** કહ્યું, એમ જુદા જુદા મત પડ્યા. તેને સાંભળીને મહારાજ બોલ્યા કે-'તમો સર્વે મળીને મને કહેતા હો તો મારી નજરમાં જે આવે છે તે કહું' ત્યારે સર્વે સહમત થઈને કહ્યું કે-'તમે જ સર્વજ્ઞ મહારાજ કહો?' ત્યારે મહા-

રાજે 'અમને તો ચારુતર ચરોત્તદેશના મધ્યમાં આવેલું હોવાથી **વરતાલ** બહુ ગમે છે. વળી જળ છાયા વિગેરેની સગવડ સારી છે. વળી ચારેય તરફ મુમુક્ષુ જનો પણ ભાથામાં તીર ભર્યા હોય એમ જુથથી છે, આ કારણે વરતાલમાં મંદિર થાય તો વધુ સારુ" એમ અમને મનાય છે. આ સર્વથા યોગ્ય વચન સાંભળીને સર્વ સંતોએ પણ એકમતે કહ્યું કે–'અમને વિરકતને પણ એ બહુ જ ગમે છે' આવું સમુચિત વચન સુણીને, યોગ્ય જાણીને બ્રહ્માનંદસ્વામીને કહ્યું કે–'તમે વરતાલે મંદિર કરવા જાવ' નિષ્કિંચન સ્વામીએ કહ્યું કે–'અમારે ખર્ચી જોઇએ' ત્યારે મહારાજે શીલીકદાર હરજીઠક્કરને કહ્યું કે–'આ સ્વામીને બાર રૂપીયા ખરચીના આપજ્યો' એમ સ્વામીને આજ્ઞા આપીને મહારાજ થાળ જમવા પધાર્યા. જમીને અક્ષર ઓરડીએ પોઢી ગયા. બીજે દિવસે સવાર થતાં જાગીને સ્નાનાદિ નિત્યવિધિ કરીને સભામાં બેઠા. તે વખતે સ્વામી પણ સવારમાં પરવારીને, સંતમંડળ સાથે લઇને મહારાજને મળવા માટે ઉત્સાહથી આવ્યા. મળીને ચાલ્યા તે વખતે મહારાજે સ્વામીને કહ્યું કે –'વરતાલમાં તલાવ ઉપર હનુમાનજીનું મંદિર છે તેથી નાનું મંદિર આપણે કરવું છે' એવું કથન સાંભળીને, સ્વામીએ તત્કાળ હા પાડીને સ્વામી ત્યાંથી ઉપડયા તે કારીયાણી થઇ પોલારપર થઈ કમીયાળા નાનીબોરુ સીંજીવાડા થઇને વડતાલ આવીને માતાની ધર્મશાળામાં ઉતર્યા, પછી નારાયણગિરિબાવાજી, જોબન વરતાલા, પા. કુબેરભાઇ વાસણ સુતાર, આદિક સર્વ હરિભક્તોને બોલાવીને કહ્યું કે–'મહારાજે અમને અહીંયા મંદિર કરવા માટે મોકલ્યા છે' 'આ યોગ્ય ઉપયોગી વાત સાંભળીને સર્વે હરિજનો નિરવધિક હર્ષ પામીને, સ્વામી પ્રત્યે બોલ્ય કે–'તમે જેમ કહેશો તેમ આનાકાની કર્યા વિના અમે કરીશું. આ જે અમારું ધન ધામ ધરા વિગેરે છે તે તમારુ

B\05



જ છે એમ માનજ્યો' આવું ઉદાર વચન સાંભળીને સ્વામીએ સર્વેને કહ્યું કે-'આપણે પ્રથમ તો જોઈતી ઇંટો પડાવવી પડશે' ત્યારે જોબન પગી જોબનના બળથી પ્રથમ બોલ્યા કે-'તમારે બીજું કંઇ નહિ, પણ એક રોટલો અમને સર્વેને નિત્ય આપવો. જોળના બામરોલીના સાંજાયાના વરતાલના કુંભાર વિગેરેને ઇંટો પાડવા વગર પૈસે લાવીશું અને એમને ખાવાનું પણ અમે આપીશું. ઇંટો પાડવામાં જેટલાં લાકડાં જોઇશે તે તો અહીં અખૂટ છે. એટલે તમારે કશીજ ચિંતા કરવાની નથી.' આવું જોબનપગીનું જોરદાર વચન સાંભળીને બહુ રાજી થએલ સ્વામી બોલ્યા કે-'અમે ભિક્ષા માગીને પણ તમને રોટલા ખવરાવીશું'' આવો સર્વે મળીને ઠરાવ કરીને, હાલમાં ઉગમણી બેઠક છે તે જગ્યાએ નવ લાખ મોટી ઇંટો પડાવીને નવ ઇંટવાડા ખડક્યા અને પાકીને તૈયાર થઈ ગયા. આટલું બધું કામ કર્યા છતાં, મહારાજે જે ખર્ચી માટે બાર રૂપીયા આપ્યા હતા તે તો બાંધ્યા જ રહ્યા, છોડવા પડ્યા નહિ. આમ ઇંટો તૈયાર થતાં પ્રથમથી વાત થયા મુજબ ગામના લોકોએ હાલમાં મંદિર છે તે જમીનનો લેખ કરી આપતાં, ઉદાર મનના સ્વામીએ ધર્મદેવનું અને લક્ષ્મીનારાયણદેવનું એમ બે જ મંદિરનો પાયો ખોદવાની શરૂઆત કરી. આ મોટું મંદિર આરંભ્યાની ખબર કોઈકે મહારાજને ગઢપુર મોકલી દીધી, આ આજ્ઞા ઉપરાંતની વાત સાંભળીને મહારાજે સ્વામી ઉપર ઠપકાનો પત્ર લખીને **'આપકી પહોંચ વિચારકે, કરીએ તેતી દોડ તેતા પાવ પસારીએ જેતી લંબી સોડ'** આવી સાખી પણ લખી. બીડેલો પત્ર સ્વામી પાસે આવતાં, તેને બરોબર વાંચીને સ્વામીએ મનમાં બહુ વિચાર કરીને, પાંચ છ પાન ભરાય એટલું લખાણ કરીને, પછી છેવટે એમ લખ્યું કે-કરોડપતિ વ્યાપારી શાહુકાર હોય તેનો વાણોતર પાંચ રૂપીયાનો વ્યાપાર કરે તેમાં તે

શાહુકારની લાજ જાય, પણ વાણોતરને લાજ જવાની કશી જ ચિંતા નહિં' એ ઉપર વળી કવિરાજે **'સાહેબ સરીખા શેઠીઆ, વસે નગરકી માંય તાકે ધનકી કયા કમી, જાકી હુંડી ચલે નવ-ખંડ માંય'** આ સાખી લખી. વળી વિવેચન લખ્યું કે-'જે અનંત-કોટી બ્રહ્માંડના અધિપતિ છે અને લક્ષ્મી તો જેની આગળ હાથ જોડીને ઊભી રહી છે એવા તમો મહા સમર્થ છો અને હું તો ત-મારો સ્વલ્પ સેવક છું, તે મારી કશીજ લાજ જવાની નથી.' આ રીતના વિવેચનવાળો કાગળ, મહારાજના પ્રત્યુત્તરરૂપે લખીને મો-કલ્યો. આ કવીશ્વરના પત્રને વાંચીને, નિત્યાનંદ સ્વામીને જલદી બોલાવીને કહ્યું કે–'તમે વડતાલ વહેલા જઇને મોટું મંદિર કરવા ની ના પાડો' આવું વચન સૂણીને નિ. સ્વામી ઉતાવળા વરતાલ આવ્યા અને મંદિરનો આરંભ જોઇને બ્ર. સ્વામીને કહ્યું કે–'બે શિખરનું મંદિર શોભે નહિ. પણ ત્રણ શિખરનું સારું શોભે, માટે આપણે ત્રણ શિશરનું કરીએ' એમ મોટાની મદદ મળતાં બ્રહ્માનંદ સ્વામીએ ત્રીજા શિખરના પાયો ખોદાવ્યા. આ ના પાડવા મોકલેલા નિ. સ્વામીની વધુ વિસ્તારવાળી વાત કોઇકે મહારાજને કહી. તેને સાંભળીને મનમાં બહુ વિચાર કરવા લાગ્યા (૧૭૨)

તે પછી મહારાજ ત્રણચાર દિવસ દુર્ગપુરમાં રહીને પોતે થોડા પાર્ષદોને સાથે લઈને ચાલ્યા તે સારંગપુરમાં આવીને રાત રહ્યા. ત્યાંથી હાલ્યા તે રોજકા આવ્યા, અને ત્યાં જમીને પછી હિંડયા તે નાનીબોરું આવીને રજની રહ્યા. ત્યાંથી ઉપડયા તે સીંજીવાડા આ-વીને જગરૂપ બારોટને ત્યાં રાત રહ્યા, અને બીજે દિને રસોઈ જમીને ત્યાંથી ચાલ્યા તે વડતાલ આવી પહોચ્યા. પછી બાંધકામની જગ્યા ચોમેર જોઇને કહ્યું કે-'હવે મંડપે સહિત સઘળો પાયો એક સાથે આપણે ખોદાવો' એમ કહીને પોતે જ ઉપર ઉભા રહીને

એકંદર પાયો ગળાવ્યો. હવે ઇંટોની જરૂર જલદી આવી જાણીને પોતે ઉગમણી બેઠકે જઇને ઇંટવાડામાંથી જાતે બે ઇંટો લઈને પોતાને મસ્તકે બાંધેલા મંડિલ ઉપર મૂકીને ચાલ્યા. એટલે પછવાડે સમગ્ર હરિજનો યથાશક્તિ ઇંટો લઈ લઇને ચાલ્યા. આ રીતે મહારાજ ૩ વાર બેબે ઇંટો માંથે મૂકીને લાવ્યા. આ રીતે ઇંટો લાવવાથી નવલાખ ઇંટો ઇંટવાડામાં હતી તે મંદિર પાસે લાવી દીધી. એકેય બાકી રહી નહિ. એટલાં મનુષ્યો મહારાજનાં દર્શન કરવા ભરાયાં હતાં. મહારાજ જે ઇંટો લાવેલા તે પ્રસાદીની ઇંટો લક્ષ્મીનારાયણ દેવના સિંહાસનમાં સ્થાપી છે. ભક્તિપ્રિયાનંદ સ્વામી તો કાછડો વાળીને ધૂળના મોટા ગારીયામાં પડીને ધૂળને ગોલાટે. બીજા કોઈ સંતો તગારાં ભરીને ગાર આપે અને મહારાજ થરે થરે ઇંટો ગોઠવવાની બતાવતા જાય અને ફરતા જાય. એમ કામ કરતાં સાંજ પડે ત્યારે ગારાવાળા સંતો ને ગારા સાથે મળે અને 'આ તો ચંદન છે' એમ વખાણે. આ પ્રકારે સર્વેએ સોત્સાહ મંદિરનું બાધકામ અતિઉતાવળું લીધું. ઊભણી બરોબર કામ આવ્યા પછી શિખરોનું કામ ધમધોકાર ચલાવ્યું. તે પણ થોડા દહાડામાં પુરું થયું (૧૭૩)

મંદિર પ્રતિષ્ઠોપયોગી પૂરું થતાં, મહારાજશ્રી ગઢડાથી વડતાલ પ્રબોધિની એકાદશીના ઉત્સવ ઉપર પ્રધાર્યા. દેવપ્રતિષ્ઠોત્સવ તથા મહારાજનાં દર્શન કરવા દેશ પરદેશના ઘણા હરિભક્તો આવ્યા એમાં બુરાનપુરના હરિભક્ત શિવાશા, ભવજીભાઈ, હીરાભાઇ વિગેરેનો સંઘ મહારાજ માટે પોશાક પોતાને હાથે વણીને લાવ્યા અને નિમાડ દેશના ગોવિંદ બાપો વિગેરે હરિજનનો સંઘ પણ પોશાક લઈને આવ્યા. પ્રબોધનીનો ઉત્સવ પૂર્ણ થતાં સં. ૧૮૮૧ ના કાર્તિક શુદી દ્વાદશીના મહાપુણ્ય દિને ઊમરેઠના વેદીઆ વિપ્રો દ્વારા કુંડ વેદી મંડપાદિ કરાવીને હોમાદિ વિધિ કરાવીને મધ્ય

મંદિરે લક્ષ્મીનારાયણ દેવની પ્રતિષ્ઠા બહુ ધામધૂમીથી કરી. ત્યાર પછી દક્ષિણ મંદિરમાં વૃંદાવન વિહારી રાધાકૃષ્ણ તથા પોતાની હરિકૃષ્ણ નામની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. તે પછી ઉત્તરાદા મંદિરમાં માતા પિતા ભક્તિ ધર્મની અને પોતાની વાસુદેવ નામની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. પોતાના ભક્તોને ધ્યાન કરવા પોતાની બે મુર્તિઓ વડતાલમા પોતે પધરાવી. ધામમાં પધારતી વખતે રામપ્રતાપભાઈ એ પૂછ્યું કે–હવે મારે આપનાં દર્શન ક્યાં કરવાં ? ત્યારે મહારાજે 'આ બે મૂર્તિઓમાં પ્રત્યક્ષ રહ્યો હોવાથી આ બે મૂર્તિઓનાં દર્શન કરવાં' એમ કહ્યું. આ વાત પ્રથમથી પ્રચલિત છે. આ રીતે પ્રતિષ્ઠા વિધિ ધામધૂમીથી પરિપૂર્ણ થતાં, બ્રહ્મભોજન કરાવ્યું, તેમજ આવેલા હરિભક્તોને જમાડ્યા.

દેવની પ્રતિષ્ઠા પૂર્ણ થતાં, સર્વ હરિભક્તોએ મહારાજની પૂજા કરવા માંડી, આ સમયે **મહુધા** ગામના અમીન **અજુભાઇ** પૂજા કરવા ઊઠ્યા. તેને જોઇને મહારાજે કહ્યું કે–'તમોએ મંદિરની તેમજ અમારી સેવા ઘણી કરી છે તેથી હું ઘણો રાજી થયો છું, તમારે તો વંશપરંપરા સેવકપણું રાખો છો તેમ રાખવું" ત્યારે અમીન મહારાજનું વચન સવિનય માથે ચઢાવીને પગે લાગ્યા. તેથી મહારાજ બહુજ રાજી થયા. આ સમયે મહારાજનો પરિપૂર્ણ રાજીપો જાણીને જ્ઞાતા અદ્ભુતાનંદ સ્વામીએ સૂચના કરી કે 'બાપાને દીકરો નહિ હોવાથી દત્તક લેવાનો વિચાર કરે છે' ત્યારે પ્રસન્ન મહારાજ બોલ્યા કે–'તમે દત્તક લેશો નહિ, તમારે પુત્ર થશે' આ આશીર્વાદથી અજુભાઇને **જીવાભાઇ** તથા હીમાભાઇ નામના બે પુત્રો થયા. તેમાં જીવાભાઈ ત્રણ વર્ષના થયા ત્યારે અજુભાઈ તથા એમનાં ઘરનાં બાઇ પુત્રને લઇને વરતાલે મહારાજનાં દર્શન કરાવવા આવ્યાં. તે સમયે મહારાજ ઉગમણી બેઠકે આમલા હેઠે

સભામાં વિરાજમાન હતા. તે વખતે મહારાજ પાસે જીવાભાઈ ને લાવીને બેસાર્યા. તેમને મહારાજે પોતાના બે હાથ ઉપર લઇને રમાડ્યા. અને માથે બે હાથ મુકયા. અને બ્રહ્મચારી પાસે તત્કાલ સાંકળાં કડાં, કલ્લીઓ ઉતરી વિગેરે સોનાનાં ઘરેણાં તથા ટોપી રુમાલ વિગેરે વસ્તુઓ મંગાવીને જીવાભાઈ ને પહેરાવ્યાં અને રૂમાલ ઓઢાડયો, ત્યારે બાપાએ મહારાજને કહ્યું કે-'આપ ભગવાનની તો પ્રસન્નતા જોઇએ. આ ઘરેણાં વિગેરે તો ન જોઈએ' એમ કહીને પાછાં આપ્યાં. અને ફક્ત પ્રસાદ તરીકે એક રૂમાલ રાખ્યો. આ **રુમાલ** હાલમાં તેમને ઘેર છે. (૧૭૪)

બીજે દિવસે સવારના પહોરમાં મંદિરની પાછળ સભામાં વિરાજમાન મહારાજની પૂજા કરવા બુરાનપુરના ભકતો આવ્યા. તેમણે બહુ સ્નેહથી કેશર, ચંદન, પુષ્પહાર, તોરા ગજરા બાજુબંધ વેઢ વીંટી, કડાં, સાંકળાં, ઉતરી, ગૂઢા રંગનો રેંટો. મંડિલ શેલુ સુરવાળ જામો વિગેરે વડે અપૂર્વ પૂજા ભાવથી કરીને મહારાજને પગે લાગીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી કેશરચંદન, પુષ્પહાર વસ્ત્ર વિગેરે વડે સંતોની પૂજા કરી. પછી મહારાજની સ્તુતિ કરીને કહ્યું કે–અમો પરદેશમાં પડયા હોવાથી કાંઈ નિત્ય દર્શન કરવા જોઇએ, તો દયા કરીને નારાયણની મૂર્તિ આપો, તે અમે લઇ જઈને લક્ષ્મીજી સાથે ધરાવીશું, એટલે લક્ષ્મી નારાયણ કહેવાશે.' આવું સવિનય પ્રાર્થના વચન સાંભળીને મહારાજે તે મૂર્તિ આપી. પછી નિમાડના ગોવિંદ બાપો વિગેરેએ મહારાજની પૂજા કરીને પ્રાર્થના કરી કે, અમારો દેશ બહુ દૂર હોવાથી અમારે પ્રતિદિન દર્શન માટે કઇં જોઇએ, તો દયા કરીને **નર**ની મૂર્તિ આપો. પછી મહારાજે નરની મૂર્તિ આપી. બુરાનપુરના ભકતોએ નારાયણની મૂર્તિ જોડે લક્ષ્મીજીને સ્થાપવાથી લક્ષ્મીનારાયણ કહેવાય છે. અને નિમાડ દેશના **ધર** ગામે મંદિર કરીને

લક્ષ્મી અને નરની મૂર્તિ સ્થાપવાથી તે પણ લક્ષ્મીનારાયણ કહેવાય છે. એમ બન્ને દેશના હરિભક્તોને પ્રસાદીની મૂર્તિઓ આપી. બુરાનપુરના હરિજનોએ મહારાજની બહુ અમૂલ્ય ઉપયોગી સેવા કરી જાણીને બ્રહ્માનંદ સ્વામીના મનમાં એમ થયું કે–'મહોદાર મહારાજ વસ્ત્રાભૂષણ જેને તેને આપી દેશે. એના કરતાં પ્રતિષ્ઠિત પૂજ્ય લક્ષ્મીનારાયણ દેવને આપે તો બહુ સારૂં" એમ સ્વયં વિચારીને પૂજારી બ્રહ્મચારીને શિખવ્યું કે–'આજ તો દેવના શણગાર સાદા કરજ્યો' પછી સ્વામી સભામાં જઈ બેઠા. એટલાકમાં બ્રહ્મચારીએ આરતી કરી સાંભળીને મહારાજ મંદિર ઉપર દર્શન કરવા પધાર્યા અને લક્ષ્મીનારાયણ દેવની ઉત્તરાદિ શાખે ઊભા રહીને દેવનાં દર્શન કરતાં શણગાર સાદા ધરાવેલા જોઈને બ્રહ્માનંદસ્વામીને પૂછ્યું કે–"દેવને આવા સાદા શણગાર કેમ ધર્યા છે ?" ત્યારે સ્વામી બોલ્યા કે–'ઠાકોરજી તો આપના મુખ આગળ અરજ કરે છે–તમારા જેવા મહાસમર્થ સેવક હોવા છતાં અમારા આવા દરિદ્ર જેવા હાલ છે.' આવું સ્વામીનું યુક્તિયુક્ત વચન સાંભળતાંજ, મહારાજે પોતાનો સમગ્ર પોશાક ઉતારીને દેવને આપ્યો અને પોતે શ્વેત વસ્ત્રો પહેરીને સભામાં આવીને વિરાજ્યા, પછીથી થાળ તૈયાર થયો જાણીને જમવા પધાર્યા. જમીને પોઢી ગયા. સંતો પણ જમવા ગયા અને હરિજનો પોતપોતાને ઉતારે ગયા (૧૭૫)

બીજે દિવસે સવારમાં ઊઠીને સ્નાનાદિ નિત્યવિધિ કરીને, લક્ષ્મીનારાયણ દેવની પ્રદક્ષિણા ફરવા માંડી. પ્રતિદિન બસો પ્રદક્ષિણા ફરે તેમની પાછળ સંતો પણ ફરવા મંડ્યા. મહારાજ તો ઉતાવળા ચાલે, અદ્દ્ભુતાનંદ સ્વામી કહે છે કે–'અમે તો કેડે દોડીએ તો પણ પહોંચી શકીએ નહિ' એથી મુક્તાનંદમુનિએ મહારાજને પૂછ્યું કે–'તમે તો ભગવાન્ અને અમે તો જીવ હોવાથી પાછળ

પહોંચાતું નથી. આપ તો પૂર્ણકામ છો, આટલી બધી પ્રદક્ષિણા શા સારૂ ફરો છો? આવું સ્વામીનું વચન સાંભળીને એ સમયે મહારાજ કાંઈ બોલ્યા નહિ. પછી જેતલપુરથી આવેલા ગંગામાએ બપોરે કરેલો થાળ જમવા પધાર્યા. જમીને રામપ્રતાપજીના કહેવાતા બંગલામાં આવીને બેઠા. સંતો પણ જમીને ધર્મશાળામાં આવ્યા. તે સમયે મોટેરા સંતોને બંગલે બોલાવ્યા. એમાં મુક્તાનંદ મુનિને ઉદ્દેશીને વાત કરી કે–'તમે અમને સવારે 'શા સારૂ પ્રદક્ષિણા ફરો છો?' એમ પૂછેલું તેનું કારણ તમને કહું છું. 'પૂર્વે ભગવાનના ઘણા અવતારો થયા છે અને મોક્ષમાર્ગની સ્થાપના કરી છે. પરંતુ પાછળથી વ્યવસ્થા રહી નથી. અમે તો મોક્ષનો માર્ગ ચાલુ રહેવા માટે **'यद्यदाचरति श्रेष्ठः'** એમાં કહ્યા પ્રમાણે મારા આચરણથી તમોને એવા અનન્ય ભક્ત કરવા માટે પ્રદક્ષિણા ફરીએ છીએ.' આવું મહારાજનું વચન સૂણીને સ્વામી બોલ્યા કે–'શું અમો ભક્ત નથી થયા?' ત્યારે મહારાજ બોલ્યા કે–'ભક્ત તો થયા છો પણ પાકા થયા નથી. મારા આશ્રય સિવાય બીજાનો આશ્રય રહે નહિ એ પાકો ભક્ત કહેવાય. તપ ત્યાગનો પક્ષ મોળો કરીને મંદિરો કરાવીને એમાં દેવમૂર્તિઓ પધરાવી છે, તે જેવો તેવો જીવ હશે તેનું પણ કલ્યાણ થશે. આ મૂર્તિઓને તમો મોટેરા માનો તો તમને વળગેલા નાના સંતો માને. અને તમને વળગેલા હરિભક્તો માને, એમ માને તો ભક્તિની પરંપરા રહેતાં કલ્યાણનો માર્ગ પણ ચાલુ રહે. ઈત્યાદિ કારણથી પ્રદક્ષિણા ફરૂં છું" એમ કહીને બ્રહ્માનંદસ્વામીને શાલગ્રામ પૂજવા આપ્યા. ત્યારે સ્વામી બોલ્યા કે–'એક બાજુ ચંદન ઘસીશું અને એક બાજુ ચંદન ચર્ચીશું.' આવું વિરુદ્ધ વચન સુણીને મહારાજ સ્વામી ઉપર ખૂબ ખીજ્યા. ત્યારે મુક્તાનંદ સ્વામીએ બ્ર. સ્વામીને કહ્યું કે–'મહાપુરુષ! પ્રકરણ તો

જરા સમજો, વિચારીને બોલો' એમ કહેવાથી બ્ર. સ્વામી સમજી ગયા. પછી મહારાજ પ્રત્યે બોલ્યા કે-'તમે જેમ કહો છો તેમ પૂજા કરીશું' ત્યારે મહારાજે કહ્યું કે-'આજ દિનથી સંતોએ શિક્ષાપત્રીમાં કહ્યા મુજબ કોઈ ગૃહસ્થનું રાંધેલું અન્ન ખાવું નહિ. પોતાને હાથે રસોઈ બનાવીને ઠાકોરજીને નૈવેદ્ય ધરીને જમવું' આ રીતનો ભક્તિ માર્ગ સહેલો ચલાવ્યો છે (૧૭૬)

વળી એક દિવસ શ્રીજીમહારાજ સાંજના સભા ભરીને બેઠા હતા તે વખતે ગોમતીજી કરવાનો વિચાર નિસર્યો. હાલમાં ગોમતીજી છે તે જગ્યાએ પહેલાં ધારું નામનું તલાવ નાનું હતું. તેમાં મહારાજે અને સંતોએ ઘણીવાર સ્નાન કર્યું છે. એમ પ્રસાદીનું જાણીને ગોમતીજી કરવાનો સર્વે મળીને ઠરાવ કર્યો. બીજેજ દિવસે ગાળવા માંડયું. બધા સંતો અને હજારો હરિભક્તો ખોદે અને પોતે મહારાજ પણ માથે ધુળની ટોપલીઓ લે. આ રીતે દિવસે સંતો હરિજનો ખોદકામ કરે અને રાત્રિએ મોક્ષાર્થી દેવો પણ એ કાંમ કરે. આ શાથી જાણી શકાય કે સાંજના ખોદેલી ધુળ ઘણી પડી હોય, પણ સવારે આવીને જુવે તો કાંઠે પડી હોય. તેને ભાળીને સંતહરિજનો બોલે કે-'આ ધુળ કોણે કાઢી નાંખી.' ત્યારે સમાધિવાળા સંતો અને મહારાજ બોલે કે-'એતો કલ્યાણાર્થી દેવો ભક્તિ કરી ગયા છે' એક દિવસે મહારાજ ગોમતી ખોદાવે અને ધૂળ ઉપાડીને બહાર લઈ જાય. આ સમયે વડોદરાના સયાજીરાવ ગાયકવાડના દીવાન **નારુપંત** મહારાજનાં દર્શન કરવા આવ્યા. તેમણે મહારાજને ગોમતીમાંથી ધુળ કાઢતા દેખીને પોતાની હજાર રૂપીઆની સાલમાં એક ટોપલી ધુળ બાંધીને માથે મેલીને ધુળને બહાર કાઢવા મંડ્યા. તેને જોઇને મહારાજ બોલ્યા કે-'આ ભારે સાલમાં ધુળ કયાં ભરી?' ત્યારે તે બોલ્યા કે-'આવાં ચીંથરાં તો ઘણાં મળશે

એની કાંઇ ખોટ નથી પણ આવો લાભ ભવિષ્યમાં ક્યાં મળવાનો છે?' આ રીતે ગોમતીજીને પોતાને હાથે માથે ધુળ લઇને ગળાવ્યાં વળી આ ગોમતીજીને કાંઠે હજારો હરિજનોને છાપો અપાવરાવી ને એમાં નવરાવ્યા છે, માટે આનો મહિમા અપરંપાર છે. આમાં જે કોઇ સ્નાન કરશે અને લક્ષ્મીનારાયણદેવનાં દર્શન કરશે તેને હું મારા ધામમાં લઇ જઈશ.' આ રીતિની વાર્તા મહારાજે ગોમતીજી-ને કાંઠે બેઠક છે તે સ્થળે સભામાં બેસીને કરી છે અને ઉપરોક્ત વર આપ્યો છે. (૧૭૭)

વળી એક દિવસે મહારાજ ગોમતીજીને તીરે સભા ભરીને વિરાજ્યા હતા. આ સમયે મુક્તાનંદસ્વામીને અદ્‌ભુતાનંદસ્વામીએ કહ્યું કે-'આપણને દોઢસો સાધુઓને મહારાજે **સુરત** મોકલવાથી ફરતા ફરતા ગયા. ત્યાં એક વાડીમાં ઉતર્યા. શહેરમાં ભિક્ષાવૃત્તિ કરીને જમતા. એવામાં બધા સાધુઓ માંદા પડી ગયા. ફક્ત (અદ્‌-ભુતાનંદમુનિ કહે) હું એકલો સાજો હતો. એ સર્વેની સેવા કરતો. કોઇ ને દાળ રોટલો ખીચડી જોઇએ તે સાંખ્યયોગી બાઇઓને કહેરાવ્યા-થી તે કરી લાવતી તે માંદાને જમાડતો. ત્યાં એક કુવો હતો તેના થાળામાં ત્રણ દેગડી પાણી ઊનું કરીને નાખું અને પછી ટાઢું નાખી ને સર્વેને નવરાવતો એમ સેવા કરતાં, અખિલબ્રહ્માંડેશ્વરાનંદ, ત્રિવિક્રમાનંદ, પ્રભાનંદ, આ ત્રણ સંતો 'આ મહારાજ અમને તે-ડવા આવ્યા છે તે અમે અક્ષર ધામમાં જઇએ છીએ' એવો પ્રતાપ જણાવતા થકા ધામમાં ગયા. બીજા સાધુઓ સાજા થયા. વળી કોઈ દ્વેષિએ ઝોળીમાં ઝેર નાખેલું તે થોડું વાપરવામાં આવ્યું હતું પણ તેમાં મહારાજે રક્ષા કરવાથી સાજા થયા. આ સંતો, હરિભક્તોને કથા વાર્તા કરતા અને હરિભક્તો સારી સેવા કરતા. આ દરમ્યાન એક દયાનંદ નામના સાધુ હતા તે બહુ આકરા હોઇને વ્રતપણ

ઘણાં આકરાં પાળતા. તે પોતાના સ્વભાવને વશ થઇ ને નિકળી ગયા. પરંતુ મહારાજનો ભગવાનપણાનો નિશ્ચય ત્રણેય અવસ્થામાં પાકો હોવાથી પાંચ દશ ગાઉ જાય અને ત્યાં જો સ્વા. ના. નું નામ લે એવો કોઈ ન દેખે ત્યારે પાછા વળીને જ્યાં સ્વા. ના. નું નામ લે એવા સત્સંગી હોય ત્યાં આવીને રહે, એમ સ્વા. ના. ની નિષ્ઠા પાકી હતી. આ સાધુ અમે (અદ્‌ભુતાનંદ) જ્યાં ઊતર્યા હતા ત્યાં આવીને બેસવા મંડ્યા, ત્યારે મુક્તાનંદ સ્વામીએ કહ્યું કે–'તમારી સાથે અમારાથી બોલાય નહિ. કેમકે 'વિમુખ સાથે બોલવું નહિ' એવો મહારાજે પ્રબંધ કર્યો છે.' ત્યારે તે સાધુ બહુ નમ્રતાથી બોલ્યા કે–'તમો કહો તો આ નીચ જાતિ ઊભા રહે છે ત્યાં ઊભો રહીને તમારાં દર્શન કરૂ" ત્યારે દીનવત્સવ સ્વામીએ હા કહેવાથી તે સાધુ છેટે ઊભા રહીને હાથ જોડીને સાધુઓનાં દર્શન કરે. અને લોકોને વાતો કરે કે–'આ સાધુ તો સોનાની થાળી જેવા ઉજ્જવળ ઉચ્ચ છે અને હું તો લોઢાના ખીલા જેવો તુચ્છ છુ" આ રીતે સાધુઓની પ્રશંસા અને પોતાની નિંદા કરીને શહેરમાં ઘણાને સત્સંગી કર્યા. આ રીતે કરવાથી એમની ઉપર સર્વે સંતો સુપ્રસન્ન થયા. 'મહારાજ વડતાલ પધાર્યા છે' એવા શુભ સમાચાર જાણીને અમે સુરતથી ચાલ્યા ત્યારે તે સાધુને સાથે તેડી લાવ્યા એ જ સાધુ, એ જ દિવસે મહારાજ ગોમતીજીને કાંઠે સભા ભરીને વિરાજ્યા હતા અને સર્વ સંતો તથા હરિભક્તો બેઠા હતા ત્યારે બે હાથ જોડીને મહારાજ પ્રત્યે બોલ્યા કે–'મારો જે અચળ નિશ્ચય છે તે તોડી નાંખાવો તો હું ગમે ત્યાં કાળુ મુખ લઈને પડ્યો રહીશ. અને આ તમારા જે સંતો છે તે તો સોનાની થાળી જેવા શુદ્ધ છે અને હું તો લોઢાના ખીલા જેવો અશુદ્ધ છું. તે તમારા સાધુઓને લજ્જા પમાડું છું.' આવાં સાધુનાં અતિ નમ્ર વિનય વચનોને સાંભળીને મહારાજે

મુક્તાનંદસ્વામીને હકીકત પૂછતાં, તેમણે કહી કે–'આ સાધુનો નિ-શ્ચય તો અવિચળ છે. અમે છેટે ઊભું રહેવાનું કહ્યું તો દોઢ માસ સુધી છેટા ઊંભા રહીને અમારાં દર્શન કર્યાં અને તમારો અમારો મ-હિમા કહીને ઘણા કુસાંગીને પણ સત્સાંગી કર્યા છે. તો એમનો અલ્પ અપરાધ માફ કરીને શરણે સ્વીકારો' આવું દયાળુ ગુરુનું યોગ્ય વચન સાંભળીને કૃપાપારાવાર શરણાગતવત્સલ મહારાજે કહ્યું કે–દયાનંદ! હવે સત્સંગમાં સુખેથી રહો. તમો મારા પરિપક્વ નિશ્ચયવાળા મહાન્ સંત છો' ત્યારે વળી દયાનંદ ધ્યાન કરીને બોલ્યા કે–'હે દયાનિધિ તમે તો મને રાખો છો. પરંતુ મારો સ્વભા જ રહેવા દે એવો સારો નથી' ત્યારે વળી મહારાજે ફરી કહ્યું કે–'સુખેથી રહો. તમારો સ્વભાવ હવે ટળી જશે' ત્યારે તે રહ્યા. એમ મહારાજ અને સંતોના રાજીપાથી અઢી માસ સત્સંગમાં રહીને પછી દેહ મૂકીને મહારાજના ધામમાં ગયા. આ રીતે આ સાધુને સુદઢ નિશ્ચયનું બળ હોવાથી ભગવાનના ધામમાં ગયા (૧૭૮)

વળી મહારાજ એક દિવસે ગોમતી તીરે વિરાજમાન હતા. તે સમયે સંતોને ઉદ્દેશીને 'जन्म कर्म च मे दिव्यं' આ ગીતાશ્લોકને બોલીને પોતા સંબંધી વાત કહી કે–'જેને અમારો નિશ્ચય પરિપ-કવ હોય તેને અમારાં જન્મ કર્મો દિવ્ય જણાય, અને એને લોક લાજ પણ આડી આવે નહિ. એમ ઉપોદ્‌ઘાત કરીને પોતાની વાત કહેવા માંડી કે–'અમે ધર્મપુર કુશળ કુંવરબાઇને ત્યાં જવા માટે ગઢપુરથી કરીમ ભક્ત પાસે ગાડું જોડાવીને જીવુબા લાડુબાને સાથે લઇને વડતાલ આવ્યા અને જોબનપગીના ઘરને મેડે ઉતર્યા, ત્યારે પાછળથી અજ્ઞલોકોએ એવી વાત ઉરાડી કે–'સ્વા. ના. તો દાદાખા-ચારની બે બહેનોને લઈને જતા રહ્યા, આ અપવાદી વાત કર્ણોપ-કર્ણે સાંભળી તો પણ દાદાખાચરનાં ઘરનાં મનુષ્યોને અમારા નિશ્ચ-

યનું દૃઢ બળ હોવાથી મનમાં અમારો કોઈ પ્રકારનો અભાવ આવ્યો નહિ અને અમને ખોળવા માટે નાજા જોગીયાને મોકલ્યા. ખોળતા થકા તે વડતાલ આવીને જોબનપગીને ત્યાં ચાકર તરીકે રહ્યા. એક દિવસે ઘોડાનું ચોકડું લઈને મેડા ઉપર આવતા અમને દેખી ગયા. પછી એ ભક્તને અમે ખુબ વઢ્યા અને કહ્યું કે–'આ કાઠી ક્યાંથી પાછળ આવ્યો ?' ત્યારે નાજાએ કહ્યું કે–'તમારા જેવા જોગટા તો ઘણાક આવશે. હું તો ઘરનો ધણી છુ' એમ અમને સંક્ષેપમાં કહી ને ફરી સ્પષ્ટ કહ્યું કે–'તમારા જે ભગત થાય છે તેના તો લોકમાં ભવાડા થાય છે તે સાંભળવા પડે છે. પેલા દાદાખાચરના ઘરના મનુષ્યોને કહ્યા વિના અર્ધરાતે અહીં આવતા રહ્યા હોવાથી તે લોકો જળ વિના જેમ માછલાં તરફડે તેમ તમારા વિના તરફડે છે. તો તેમના દુઃખ સામે તો જરા જુવો' ત્યારે અમે નાજા ભક્તને કહ્યું કે –'તમે જલદી જાવ અને તેમને ખબર કહો અને અહીં તેડી લાવો' ત્યારે તે ગઢપુર જઈને સર્વેને ખબર કહીને દાદાખચારને વડતાલ તેડી લાવ્યા. આ રીતે અમારાં મનુષ્ય ચરિત્રોને વિષે પણ દિવ્યભાવ આવ્યો પણ તેને દેખીને કોઈ પણ પ્રકારનો સંશય થયો નહિ આવું દાદાખાચરને નિત્યપરિચય હોવા છતાં નિશ્ચયનું બળ સુદૃઢ હતું (૧૭૯)

વળી મહારાજે નિશ્ચય ઉપર બીજી વાત કહી કે-મુક્તાનંદસ્વામી તથા બ્રહ્માનંદસ્વામી બન્ને ઝાલાવાડ દેશમાં ફરતાં ફરતાં કારેલા ગામે આવ્યા. ત્યાં એમને એક વેરાગી વિદ્વેષી મળ્યો. તે બન્ને સંતોને પકડીને પોતાની જગ્યામાં લઈ ગયો, પછીથી છરો ઘસતો જાય અને 'જીવનમુકતા તેરા નાક કાન દોય કાટેગા' એમ બહુ બીભત્સ બોલતો જાય અને બીજી ગાળો પણ દેતો જાય. આ મરણાંત ભયંકરતાને ભયભીત બ્રહ્માનંદ સ્વામીએ મુક્તાનંદ સ્વામીને

સાનમાં સૂચવ્યું કે-હાથ કે પગ બીજું કોઈ અંગ કાપે એ થોડું ઠીક છે, પણ બાવો તો નાક કાપવાનું કહે છે આપણે તો સભામાં સર્વેની આગળ સદા બેસવાનું હોવાથી લોકો અસહ્ય કહેશે કે-'આ સ્વા. ના. ના સાધુના નાક કાન કયા દોષને લીધે કાપ્યા હશે! "માટે આતો અત્યંત અસહ્ય છે," આવું ભયંકર સ્વામીનું વચન સાભળીને મહાધીર મુ. સ્વામી બોલ્યા કે 'પૂર્વે ભગવાનની પ્રાપ્તિ માટે કોઇએ કરવત મૂકાવ્યું છે, કોઇ ભંગીઆને ત્યાં વેચાયા છે, કોઈએ પ્રિય માતાપિતાનો ત્યાગ કર્યો છે. આ બધી વાતો તે તે શાસ્ત્રોમાં જેમ લખાણી છે તેમ આપણાં ભગવાનની પ્રાપ્તિ માટે નાક કપાશે તેની પણ વાતો લખાશે અને તેને ગાશે. એમાં કશી ચિંતા કરવા જેવું નથી" એમ ધીરજ આપીને વધારામાં કહ્યું કે-'ભક્તરક્ષક ભગવાન્ હમણાંજ આપણી કોઇ દ્વારા રક્ષા કરશે" ત્યારે બ્ર. સ્વામી બોલ્યા કે કેવી અને ક્યારે રક્ષા કરશે? આને તો ઊઠતાંજ વાર છે?" એમ વાત કરે છે એટલામાં મહારાજ કહે છે કે-'અમે ગામના પટેલનાં ઘરનાં માણસમાં પ્રવેશ કરીને તે બાઇને ત્યાં મોકલી. એ સમયે એ વેરાગી ગલીચ ગાળો ભાંડતો હતો તેને સાંભળીને તે બાઈ પાછી વાળીને ચોરે આવીને રાવણીયાને ફરજ પાડી કે-'પેલા સાધુઓને બોલ્યો બાવો ભૂંડી ગાળો ભાંડે છે તેમને સીમાડા સુધી વળાવીને પાછો આવજ્યે" આવું પટલાણીનું પ્રથમ માનનીનય વચન સાભળતાંજ તે રાવણીયો બાવાને ગાળો દેતો દેતો આવ્યો. તેને દુરથી દેખીને મુ. સ્વામીએ બ્ર. સ્વામીને કહ્યું કે-'હું કહેતો હતો એ પ્રમાણે રક્ષા કરનારા આવ્યા." એટલાકમાં રાવણીયાએ બાવાને બહુ બીભત્સ ગાળો ભાંડી પણ ગામમાં પટેલના તાબામાં રહેવાનું હોવાથી કશું બોલ્યાજ નહિ. પછી સંતોને મૂકાવીને સીમાડા સુધી મૂકી ગયો. આ વિપત્તિ સમયે બન્ને સ્વામીઓને રક્ષક મહારાજનો

દઢ નિશ્ચય હોવાથી કોઈ બાબતનો અંતરમાં ખેદ થયો નહિ. બાવાને ત્યાંજ સજ્જડ કરી નાખે એવું બળ બન્નેમાં હતું પણ મારી આજ્ઞા 'કોઇ કુમતિ ગાળ દે કે તાડન કરે તો સહન કરવું' એવી હોવાથી કાંઇ પ્રતિકાર કર્યો નહિ. આ રીતે દઢ નિશ્ચયની વાત છે (૧૮૦)

એક દિવસે વડતાલના જોબનપગી પોતાની બે દીકરીઓને લઇને મહારાજનાં દર્શન કરવા નિકળ્યા. વડતાલથી ચાલ્યા તે ધોલેરા ગયા અને ત્યાંથી હિંડ્યા તે પેલારપર ગયા. ત્યાંના તળાવને કાંઠે ઢબરાં ખાઈ પાણી પીઇને બેઠા. એટલાકમાં ગામમાંથી દશવીશ વાણીયા નીકળ્યા તેમણે જોબનપગીને પૂછ્યુ કે–'તમારે ક્યાં રહેવું?' ત્યારે તેમણે કહ્યુ કે–'ગુજરાત દેશમાં રહેવું" ત્યારે વળી વાણીયાએ પૂછ્યું કે–'ગુજરાતમાં 'જોબન પગી વરતાલો' જે કહેવાય છે તેની બે દીકરીઓને લઈને સ્વામિનારાયણ જતા રહ્યા છે એમ વાત થાય છે તે ખરી છે? ત્યારે જોબનપગીએ કહ્યું કે "બેજ લઈ ગયા છે કે વધારે? એમ કહીને વળી બોલ્યા કે, શ્રીકૃષ્ણ ભગવાને સોળહજાર એકસો આઠ પત્નીઓ કરી હતી, એટલી કરે ત્યાંસુધી શ્રીકૃષ્ણ જેવા જાણીશ અને તેથી અધિક કરશે તો તેથી મોટા જાણીશ' એમ કહીને અક્ષમ્ય અપવાદના નિવારણ માટે ઉપર જઈને નિધડક બોલ્યા કે 'જોબન વરતાલો કહેવાય છે તે હું જાતે છું. અને આ સાથે છે એ મારી દીકરીઓ છે. એમને સ્વા. ના. લઈ ગયા નથી. પરંતુ હવે તમારી મા બ્હેન દીકરીઓને સાચવજ્યો. કોઇ લુંટારા લઈ જાય નહિ' એમ નામ ઠામ અને સત્ય વાત સાંભળતાં તે વાણીયા ગામમાં ગયા. આ રીતે નિશ્ચયનું બળ હોવાથી લવલેશ અવગુણ આવ્યો નહિ (૧૮૧)

હવે મહારાજે નિશ્ચય ઉપર બીજી બહુ મોટી વાત કહી કે–'ગામ વસોના **શિવો ગઢવી** હતા. તે અમીન કશીયાભાઈ રામ-

દાસની પાસે કચેરીમાં બેઠા હતા. તે સમયે ગઢવી 'સ્વા. ના. વડતાલ પધાર્યા છે' એવા શુભ સમાચાર સાંભળતા જ તત્ક્ષણ કચેરીમાંથી ઊઠીને ઊભા થયા. તેને જોઈને અમીન બોલ્યા કે–'કેમ એકદમ ઊભા થયા' ત્યારે નિડર ગઢવી બોલ્યા કે–'અમારા સ્વા.ના. ભગવાન વડતાલ પધાર્યા છે તેમના દર્શન કરવા જવું છે' ત્યારે અમીન મરડમાં બોલ્યા કે–'તમારા સ્વા. ના. શો શિરપાવ મોટો બંધાવવાના છે? કે જેથી દોડ્યા જાવ છો' ત્યારે ગઢવી જાત ઉપર જઇને નિર્ભયપણે બોલ્યા કે–'બાપા ! શિરપાવ આપે કે ન આપે એની દરકાર નથી. પરંતુ તમારા કરતાં મારે તો એ લાખ દરજ્જે મોટા માનનીય છે. તમો તો આ લોકનું નાશવંત પદાર્થ તુચ્છ આપો. અને એ તો જન્મમરણ જમપુરી વિગેરેના દુરંત દુઃખોને ટાળી નાંખીને અક્ષરધામનું નિત્ય સુખ આપે એવા સ્વયં ભગવાન છે, એ અવિનાશી શિરપાવ લેવા જાઉં છું.' એમ સાચે સાચું કહીને ગઢવી ચાલ્યા તે આ જગ્યોએ આવીને અમારાં દર્શન કરીને પાસે બેઠા. એજ વખતે રૂનો ભરેલો સુરવાળ, અતલસનો જામો, મોળીયું, શેલુ વિગેરે વસ્ત્રો પહેર્યા હતાં તે ઉતારીને ગઢવીને પહેરાવ્યાં. પછી કહ્યું કે–'આજ પોશાક પહેરીને કાશીયાભાઇની પાસે જઇને સ્પષ્ટ કહેજ્યો કે–'તમે વસોમાં વાત કરી હતી પણ સ્વા.ના. ભગવાન હોવાથી અંતર્યામિપણે જાણીને આ ભારે પોશાક મને આપીને તમોને આ વાત કહેવા માટે જ મને મોકલ્યો છે' એમ શીખવીને મહારાજે શિવા ગઢવીને પાછા વસો મોકલ્યા. અને ગઢવીએ અમીન પાસે જઇને મહારાજે જે કહેવરાવ્યું હતું તે બધું જ કહ્યું. એને સાંભળીને અમીન કશું જ બોલ્યા નહિ. આ રીતની વાત મહારાજે નિશ્ચય ઉપર કહી. આપેલા પ્રસાદભૂત પોશાક પૈકી **સુરવાળ** અને એક **જામો** આ બે વસ્તુઓ હાલમાં વસોના મંદિ-

રમાં દર્શન દે છે (૧૮૨)

વળી એક દિને મહારાજ મંદિરની પાછળ સભા કરીને વિરાજ્યા હતા. તે સમયે સર્વ સંતો પ્રત્યે સુખદુઃખની અને પ્રથમના પ્રકરણની વાત પૂછવા લાગ્યા. ત્યારે તેમાં પ્રથમ અદ્‌ભુતાનંદસ્વામીને પુછ્યું કે–'તમે વડતાલ ગામમાં વીશ સાધુઓને લઈને આવ્યા હતા ત્યારે પ્રકરણ કેવું હતું ?' ત્યારે સ્વામીએ પોતે અનુભવેલું કહ્યું કે–'આથમણી તરફ એક કુવો છે ત્યાં એક રાણ છે. તેની નીચે વીશ સાધુઓ ઊતર્યા હતા. ૬૯ અગનોતેરની સાલ હતી. શિયાળાનો સમય હતો. તેમાં વળી માવઠુ થવાથી ટાઢ પણ ઘણી પડી. તેથી કેટલાંક વાંદરાં અને મોર મરી ગયા. અમારાં શરીર ફાટી ગયાં અને લોહી ચુવે, ઓઢવાનો આકાશ અને પાથરવાની પૃથ્વી, તેથી પહોર દહાડો ચઢે ત્યારે ઊઠીને તળાવમાં ન્હાવા જઇએ. પાણીમાં પગ મૂકીએ ત્યારે પાણી પણ બોલી ઊઠે એવું અત્યંત ઠરી જાય. ડામ દે એવું વસમુ લાગે. ખાવાનું પુરું મળે નહિ. જે કંઇ ફલફુલ કે અન્ન મળે તેનાથી દેહ નિર્વાહ ચલાવતા. કોઈ દિન ન મળે તો કોરા કડાકા પણ થાય. એથી શરીરમાં લોહી સુકાઈ જતાં હાડકાં અને ચામડી ઉઘાડી દેખાય. એક દિવસ તીવ્ર ટાઢ પડી, તે સહન નહિ થવાથી અનંતાનંદ સ્વામી મેણીયા કોદરાના પરાળના ખૂંધવામાં પેસીને તેની ઉપર પરાળ વાળીને ગોટીલો થઇને સૂઈ ગયા. તેથી ઠંડી થોડી લાગી અને ઊંઘી ગયા. આ મધ્ય રાત્રિનું ઘોર અંધારું અને વળી વાદળાનું અંધારું વ્યાપક હોવાથી કોઇ-કોઇનું મુખ પણ સૂઝે નહિ. આવા ગાઢ અંધકારમાં પણ બે ચોરો પરાળ બાંધવા આવ્યા. ચાદર પાથરીને ઉપર પરાળ મુકયું. તેની ભેળા નામાંકિત સ્વામીને પણ મુકીને પરાળની પાકી ગાંસડી બાંધી. ચોરને ભાર તો બહુ જણાએલો. પણ મનમાં 'કોઇકે કઇં કીંમતી

ચીજ સંતાડેલી હશે' એમ વિચારીને વધુ વિચારનો સમય પણ નહિ હોવાથી ગાંસડીમાં તાણી બાંધીને, એકને માથે ચઢાવી પણ દીધી. તે સમયે ઊંઘી ગએલા સાધુને ગરમાવો થતાં જરા ચેતન આવવાથી એમ જણાયું કે–'મને કોઈ ગાંસડીમાં બાંધીને માથે મૂકીને ચાલે છે,' તેથી જો પડતી નાખશે તો હાડકાં ભાગી જશે, માટે ધીરે રહીને નાખે એમ કહું. એમ મન સાથે વિચાર કરીને સ્વામીએ કહ્યું કે–"સલા ભાઇ તું ગાંસડી હેઠે નાંખું તો ધીમે રહીને નાખજે," એમ કહેતાં જ ચોર ભૂતની ભ્રમણાથી બહુ બી ગયા. અને 'ઓઇ બાપરે ખાધા' એમ બોલીને ગાંસડીને ખૂંધવા તરફ નાખી દઇને નાસી જઇને થોડે છેટે ઊભા રહ્યા. ચોરીનો મુદ્દો પકડાઈ જવાના ભયથી, ચાદર મુકીને પણ જવાય નહિ. આ સમયે અદ્દભુતાનંદ સ્વામી કહે છે કે–'હું એકલો જાગતો હતો તે સાધુને ગણતાં ઓગણીશ થવાથી મેં ચોરોને કહ્યું કે–'ભાઈ! અમારા સાધું હશે. ટાઢ ન સહન થવાથી પરાળમાં પેઠા હશે, અને ઊંઘી ગયા હશે.' માટે જરા ઊભા રહો હું જોઈ લઉં, પછી મેં પાસે જઈ ને ગાંસડી છોડીને એ સાધુંને કાઢ્યા. પછીથી ચોરોને કહેતાં તેઓ ખાલી ચાદર લઈને ચાલ્યા ગયા. મહેનત નિષ્ફળ ગઇ આ રીતથી બધીજ બાબતની દુરંત દુઃખની વાત કહી સાંભરાવી (૧૮૩)

વળી સ્વામીએ બીજી પણ એવી દુઃખની વાત મહારાજને કહી કે–વડતાલમાં નારાયણગિરિ બાવાના ઘરની કેડે આવેલી માતાની ધર્મશાળામાં આ મુક્તાનંદ સ્વામી અને હું વિગેરે ઘણા સાધુઓ ઊતર્યા હતા. અહીં ચારસો વેરાગીની જબરી જમાત આવેલી તે તલાવમાં ઊતરેલી. એમને ખબર થઇ કે–'સ્વા. ના. ના મુંડીયા અહીં છે' પછીથી સઘળા મળીને વિચાર કર્યો કે–'સ્વા. ના. ના મુંડીયાને

મારી જ નાંખવા' સાંજનો સમય થતાં હથીયાર બાંધી તૈયાર થઇને આવે તે પહેલાં જ બાવાને અને અમને પણ ખબર પડેલી કે 'મારવાજ આવે છે' ત્યારે ગિરિએ આવીને અમને કહ્યું કે-'તમે બહાર નીકળશો કે અંદર રહેશો તો પણ તે ગુંડાઓ મારશે જ' તે વખતે જોબનપગી સત્સંગી નહિ હોવાથી એમની સહાય નહિ હોવાથી બાવાજીને બહુ જ ચિંતા થઈ. અને મુક્તાનંદમુનિની પાસે આવીને બહુ ગરગળા થઇ ગયા. આ પ્રાણાપત્તિ વેળાએ હે મહારાજ! અમે સર્વે મળીને તમારી પ્રાર્થના કરી કે-'આ આપત્તિમાં આપ જ એક રક્ષક હોવાથી જે કરશો તે ખરૂ'' આવી પ્રાર્થના કરી એ જ સમયે દૈવપ્રેરિત બામરોલીના ઠાકોરભાઇઓનું સો માણસોનું જોરદાર રાવણું અમારી પાસે પ્રથમ બેઠેલું તે ઊઠીને ધર્મશાળા બબહાર નીકળે એટલાકમાં બધા વેરાગીઓ અમને મારવા આવ્યા. એ બન્નેનો સહયોગ થવાથી બહુ ભીડો થઇ ગયો. આ તેમાં ઠાકોરભાઈઓએ વેરાગીનાં હથીઆર ઝાલ્યાં, જેથી તાણાતાણ જબરી થઇ. તે વખતે હે મહારાજ! તમે એવી અકળ કળા કરી કે-'પેલો જાણે કે મારૂં હથીયાર પેલો તાણે છે અને પેલો જાણે કે પેલો તાણે છે' એમ પ્રથમ તીવ્ર તાણા તાણ થતાં પરસ્પર ગાળાગાળી આવ્યા અને પછીથી તો હથીયાર લઇને અંદરોઅંદર એકદમ મારવા જ મંડી પડયા. આ જોઇને અમે તો બારણું બંધ કરી દીધુ. તેઓ તે અંદર અંદર લડતાં આઠ દશ તો ઠેઠ પાર પડી ગયા. કેટલાકનાં માથાં કુટયાં તો કોઇના હાથ કપાઇ ગયા. અને મોંઢે 'હે બાબુ તેરી ગયા. હું'' એમ બોલતા જાય. અને ધોકે મારતા જાય. તેમાં નાસતાં બે બાવા તો તલાવના કુવામાં પડયા અને બીજા નાસી છૂટયા. અને સામાન પડયો રહ્યો તે જોબનપગી લઇ ગયા. આ રીતે મારવા આવેલા વેરાગીઓ રાનોરાન પાનોપાન થઈ ગયા, એ રીતે હે મહારાજ તમોએ પરોક્ષપણે અમારી રક્ષા કરી (૧૮૪)

[વળી અદ્દભુતાનંદ સ્વામીએ મહારાજને કહ્યું કે–'આપે મને એકાકી ફરવા મોકલ્યો. તે ફરતો ફરતો નર્મદા નદી ઊતરીને રાજના દેશમાં **ભદામ** ગામે ગયો. ત્યાં એક પાટીદારના બે દીકરા હતા. તેમાં એકનું નામ **દલ્લાભાઇ** હતું. તેમને મેં ઉપદેશ કરીને સત્સંગી કર્યા. બીજે દિવસે એકાદશી હોવાથી ઉપવાસ કર્યો. બીજે દિવસે બારશે એ પટેલે મને શેર ખીચડી લાવી દીધી. અને કુંભારના ઘેરથી હાંડલી પણ લાવી આપી. નદીને કાંઠે ખીચડી રાંધવાનો આરંભ કર્યો, પણ પૂરી ચઢી ન હતી. તેટલામાં નાંદોદ રાજ્યના દીવાન કે જે ભદામ ગામના **ગણેશ** નામના પાટીદાર પોતાની હવેલીના ગોખમાં બેઠા હતા તે સમયે ગામમાં એક નરસી નામનો બાવો દ્વેષી હતો તેણે દીવાન સાહેબને અવળું ભરવ્યું કે–'તમે છતાં આપણા ગામમાં સ્વા. ના. નું તૂત ટીખળ પેસે છે તે સારું નહિ' ત્યારે દીવાનજી બોલ્યા કે 'એ ક્યાં છે?' ત્યારે બાવે બતાવ્યું કે–'પેલો મુંડીઓ નદીમાં ખીચડી રાંધે છે એ જ' બાવાનું વચન સાંભળતાં જ ગણેશજી બોલ્યા કે–'અરે કોઈ અહીં હાજર છે? ત્યારે સીપાઈ બોલ્યો કે–'સાહેબ હું હાજર છું' ત્યારે ગણેશજીએ દીવાની વાપરી કે–'તું જા પેલા સ્વા. ના. ના મુંડીયાને ગામમાંથી કાઢી મેલ, નહિ તો તને નોકરીમાંથી ઉચાપત કરીશ' આવો બળાત્કાર કરવાથી તે સીપાઈ પાછો મારી પાસે આવીને બોલ્યો કે–'મારો તો રોટલો ઊઠે છે. અને હાંડલી ફોડી નાખવાની કહે છે' આવું ગરીબ સીપાઈનું વચન સાંભળીને મેં તેને કહ્યું કે–'હાંડલી ફોડીશ નહિ. ખીચડી ચઢે ત્યારે તું લઈ જજે. અને મારે માટે નોકરી જતી હોય તો આ હું ચાલ્યો.' એમ કહીને ખાધા વિના એક ગાઉ ઉપર આવેલા **ચિત્રાવડી** ગામે ગયો. ત્યાં એક **ભીખાભાઇ** નામના પાટીદારને ઘેર જઇને માગ્યું ત્યારે તે ભાવિક ભીખાભાઈએ એક શેર

બાજરીનો લોટ આપ્યો. તેની બાટીઓ બનાવીને કોરે કોરી ખાધી. ભૂખ્યા ભિક્ષુક સાધુને અલ્પ અન્ન આપવાના પુણ્યથી અપુત્ર તેને તમે (મહારાજે) સાત દીકરા આપ્યા. અને ભદ્દામના ગણેશજી દીવાનીના જોરથી મને ભિક્ષુક સાધુને ભૂખ્યો કાઢયો એ મહાઅપરાધથી એ જ રાત્રિએ તમે (ભગવાને) બુદ્ધિ ફેરવવાથી ગણેશજીએ સીપાઇને બોલાવીને કહ્યું કે–'પેલા હરિભાઇને બાંધીને ખૂબ મારો' ત્યારે એ જ ગામના સામાવાડીયા બીજા પાટીદારોના દીકરા હરિભાઇ નામના હતા તેમને સીપાઈઓએ વધુ માર્યા. એથી પાટીદારો એ સીપાઇઓને પકડી લીધા અને છોકરાને મારેલો હોવાથી તે છોકરો લોહીલુહાણ થઇ ગએલો. તેથી છોકરાને ખાટલામાં સુવારીને તેરસને દિવસે સવારે નોંદોદના રાજા પાસે મૂકયો. તે લોહીલુહાણ છોકરાને જોતાં જ રાજાબહુ ત્રાસ પામી ગયા અને બોલ્યા કે –'આવું દુષ્ટ કામ કોણે કર્યું'?' ત્યારે પાટીદારે કહ્યું કે–'રાજા સાહેબ, તમારા દીવાન ગણેશજીએ આ સીપાઈઓને મોકલીને આ જ રાત્રિએ આ કામ કરાવ્યું છે. આવાં દુષ્ટ કામો તો એક નહિ પણ અનેક કરે છે અને બધા રાજ્યનો પૈસો લઇને પોતાની હવેલીમાં ખજાનો ભરેલો છે" આવો પ્રજા ઉપર જુલ્મ અને જોહુકમી જાણી, જોઈને ખાત્રી કરવા રાજાએ સીપાઈઓને પૂછ્યું કે–'તમે કેના' કહેવાથી આ છોકરાને હદ્દ પાર માર્યો છે' ત્યારે તેમણે સત્ય કહ્યું કે–'દીવાનજીના કહેવાથી આ કામ અમે કર્યું છે" આવી વાત થાય છે એટલાકમાં દીવનજી આવ્યા અને રાજાને સલામ કરીને બેઠા. ત્યારે રાજાએ દીવાનને પૂછયું કે-"આવાં ને આવાં અધમ કામ કેટલાં કરો છો? 'ત્યારે ખેપાની દીવાન બીલકુલ ના ઉપર ગયા કે 'આ કામ મારું કરેલું નથી" ત્યારે રાજાએ સીપાઈઓને બોલાવીને પૂછયું ત્યારે તેમણે રાજાસાહેબને સત્ય કહ્યું કે 'આ કામ દીવાનજીના હુક-

મથી અમે કર્યું છે' ત્યારે વળી દીવાનજી બોલ્યા કે-'મેં તો તમને સ્વા. ના. ના સત્સંગી થએલા પેલા હરિભાઈ નામના છોકરાને મારવા મોકલ્યા હતા, પણ તમે આને કેમ માર્યો.' આવું દીવાનજીનું જુઠાણું સાંભળીને સીપાઈઓ બોલ્યા કે-દીવાનજી! હવે કહીને કેમ ફરી જાવ છો' આ રીતે પૂરી તપાસણી થતાં રાજાએ દીવાનજીનો ગુન્હો સાબીત માન્યો. આથી રાજાને બહુ ક્રોધ ચડ્યો. એને પરિણામે રાજાએ એ ખાતાના અમલદારને હુકમ કર્યો કે-'જાવ દીવાનજીને બંધીખાનામાં નાખો અને એમની હવેલીને ખોદી તમામ પૈસા આપણે અહી લાવો" એવો હજુરી હુકમ થવાથી દીવાનજીને કેદમાં નાખ્યા અને ત્યાંજ મરી ગયા. ઘરનાં પચીશેક માણસ હતાં તે પણ મરી ગયાં. અને હવેલી ખોદાવીને બધો પૈસો રાજાએ લઇ લીધો, એમ બધું જ અસ્તવ્યસ્ત થઈ ગયું. અ. સ્વામી કહે છે કે-હે મહારાજ! મારા અંતરમાં અનિષ્ટનો સંકલ્પ લેશ પણ હતો નહિ. પરંતુ તમે સંતોના અપરાધ ક્ષમા કરી શકયા નહિ અને '**हन्ति सर्वाणि श्रेयांसि पुंसां महदतिक्रम**.' એમાં કહ્યા પ્રમાણે અપરાધનું અનિષ્ટ ફળ તમે પ્રત્યક્ષ બતાવ્યું. અને ચિત્રાવાડીના પાટીદારને તમે સાધુની સેવાનું ઈષ્ટ ફળ પ્રત્યક્ષ પ્રદર્શાવ્યું. આ રીતે અ. સ્વામીએ મહારાજને સુખ દુઃખની વાત કહી દેખાડી, અને બીજા સંતોએ ખાસ વીતેલી સુખદુઃખની વાત કહી દેખાડી. તે સાંભળીને મહારાજ બહુ પ્રસન્ન થયા (૧૮૫)

વળી એક દિવસે મહારાજ ગોમતી તીર ઉપર આંબાવાડીયામાં સભા કરીને વિરાજ્યા હતા અને સંતો હરિભક્તો પણ બહુ બેઠા હતા. આ સમયે પગીનો એક સોળેક વર્ષનો છોકરો પોતાના ખેતરનાં ચીભડાંની કુળી કાકડીઓ તોડીને હાથમાં લઈ મનમાં વિચારવા લાગ્યો કે-'આ કાકડીને હું ખાઈ જઉં કે મહારાજને

આપું તો ઠીક' એમ મન સાથે બહુવાર વિચાર કરતાં, છેવટે મનને જીતીને 'આતો મહારાજનેજ આપવી' એવા નિર્ણય પર આવીને, કાકડી લઈને, સભામાં મહારાજ પાસે આવીને મહારાજના મુખ આગળ મુકી. નાના બાળકે મન જીતીને ભેટ તરીકે આપેલી કાકડીને જોઈને પ્રસન્ન મહારાજે તેને સુરતના હરિભક્તોએ મુખ આગળ મુકેલી દશશેર બરફીની માટલી આપી દીધી. પછી અંતર્યામી મહારાજે મુક્તાનંદમુનિને કહ્યું કે-'આ અજ્ઞાન છોકરાએ બહુ દાખડો કર્યો છે અને એણે મન સાથે બહુ લડાઇ કરીને કાકડી લાવ્યો છે' ત્યારે આ વાતના અજ્ઞાત સ્વામી બોલ્યા કે-'એક કાકડી એક પૈસાની લાવ્યો, એમાં તો એણે શો મોટો દાખડો કર્યો છે કે જેથી બહુ વખાણો છો, અને વળી તેના ઉપર પ્રસન્ન થઇને બરફીની આખી માટલી આપી દીધી' આવું વચન સાંભળીને વિજ્ઞાતા મહારાજ બોલ્યા કે-'**चञ्चलं हि मनः कृष्ण**' આ ગીતા શ્લોકમાં કહ્યા પ્રમાણે મન જીતવું એ અત્યંત કઠણ છે. '**जितं जगत्केन मनो हि येन**' એમાં પણ કહ્યા પ્રમાણે મન જીત્યું તેણે આખું જગત જીત્યું કહેવાય છે. મોટા મોટાઓ પણ એ મનથી હારીને ભ્રષ્ટ થયા છે એવી કથાઓ ઘણી ગ્રંથ ગ્રથિત છે. આવા મનને જીતીને અમારી પાસે કાકડી સદ્ધાથી લાવ્યો છે. આ રીતે મન સાથે લડાઈ લેતાં મનને જીતીને કાકડી લાવીને અમને આપવાથી એની ઉપર બહુ જ રાજી થઇને બરફીની માટવી આપી છે' આ તો એક દૃષ્ટાંત છે, એનું સિદ્ધાંત એ છે કે-'અમારી આજ્ઞાને પાળતો થકો મનને જીતે તો તેની ઉપર અમે રાજી થઈને જન્મ મરણ જમપુરી ચોરાશીનાં દુઃખને મટાડીને અમારા અક્ષર ધામનું દિવ્ય નિત્ય સુખ આપીએ એવા અમે સમર્થ ભગવાન્ છીએ. એ ઉપર બીજી ઘણીક આજ્ઞા પાળવાની તથા બ્રહ્મચર્ય વ્રત પાળવાની વાત કરી. એમાં પુષ્ટિ માટે

મહાભારતનું સહદેવ જોષીનું તથા પતિવ્રતા ભાઇનું ભીષ્મપિતામહ વિગેરેનું આખ્યાન કહી સંભળાવ્યું.

આ રીતની આજ્ઞાપાલનની વાત ભરસભામાં કહે છે એ જ સમયે એક **લાધો** નામનો **બરવાળા** ગામનો કુંભાર કે જેને અદ્‌ભુતાનંદસ્વામીએ સત્સંગી કરેલો તે વરતાલ દર્શન કરવા આવેલો. કાને પણ બહુ બહેરો હતો. છેટે ઉભો રહીને દર્શન કરતો, તે આ બધો અલભ્ય લાભ ભાળીને મનમાં સંકલ્પ કર્યા કરે કે–'એક તો કર્મવશાત્ નીચ જાતિમાં જન્મ હોવાથી મહારાજ પાસે જવાય નહિ અને વળી કર્મવશાત્ બહેરો હોવાથી કથાવાર્તા સંભળાય નહિ' એમ સંકલ્પ કરીને મનમાં પશ્ચાતાપ પણ કર્યા કરતો. આ સંકલ્પને મહારાજે અંતર્યામિપણે જાણીને તેને પોતાની પાસે બોલાવીને ઢોલીઆ આગળ બેસારીને એના કાનમાં વાત કરી કે–'ભગતજી, જેમ સૂર્ય એક સ્થળે ઊગે છે પણ તેની કિરણો છેટે પણ પ્રસરે છે તે કિરણો અને સૂર્યને એકતા છે, તેમ મારી આજ્ઞાને પાળે તે ભલે છેટે હોય, તો પણ મારે અને એને એકતા છે અને આજ્ઞાને ન પાળતો હોય તો પણ મારે અને એને એકતા નથી. એમ જરૂર જાણજ્યો.' આવું ભગવાનનું પ્રિય વચન સાંભળીને ભગતજી બોલ્યા કે–'હે દીનદયાળ! તમે અંતરની વાત જાણીને મને કૃપા કરીને બહુજ નિહાલ કર્યો.' એમ પ્રાર્થના કરીને બહુ આનંદને પામ્યો.

વળી એ જ સમયે આંબા ઉપર વાનરો એમ તેમ કૂદાકૂદ કરવા મંડ્યા. તેને જોઇને બ્રહ્માનંદસ્વામીએ મહારાજને પૂછ્યું કે–'રામાવતારમાં પશુજાતિ વાનરોએ કેવી રીતે માળા ફેરવી હશે? એ કાંઇ મનાતું નથી' આવું સ્વામીનું તર્કિત વચન સાંભળીને મહારાજે તે વાનરો સામુ જોતાં જ ત્રણેક વાનરો આંબા ઉપરથી ઉતરીને મહા-

રાજના ઢોલીઆ પાસે આવીને નિર્ભયપણે સ્થિર બેઠા. તેને જોઇને સ્વામીને મહારાજે કહ્યું કે–'મર્કટોને માળાઓ આપો' ત્યારે સ્વામીએ માળા આપતાં તે ત્રણેય વાનરો મનુષ્યવત માળા ફેરવવા મંડ્યા. પછી મહારાજે શંકાકર્તા સ્વામીને કહ્યું કે–'રામાવતારમાં આ રીતે માળા ફેરવી હતી તે તમોને પ્રત્યક્ષ બતાવી. આ રીતનું અદ્‌ભુત ભાળીને બ્ર. સ્વામી તથા સભામાં બેઠેલા સંતો, બાઈ ભાઈ હરિજનો સર્વ કોઈ આશ્ચર્ય પામ્યા. અને મહારાજનો ભગવાનપણે દૃઢ નિશ્ચય કર્યો. પછીથી મહારાજે સાન કરતાં વાનરો માળાઓ મુકીને આંબા ઉપર ચઢીને કુદાકુદ કરવા મંડ્યા. આ રીતે આ સ્થળે ઘણું ઐશ્વર્ય મહારાજે પ્રદર્શાવ્યું છે. આ પ્રકારે વરતાલમાં બહુ દિવસ રહ્યા થકા ઘણો ઐશ્વય–પ્રતાપ દેખાડીને, સર્વ હરિભક્તોને અતિશય આનંદ આપીને, તેમની રજા લઈને વરતાલથી સંત સહિત ચાલ્યા તે **મહેળાવ** ગામે રાત રહીને સવારે હિંડયા તે બુધેજ ગામમાં રાત રહ્યા. બુધેજથી હાલ્યા તે ધોલેરા આવ્યા. ત્યાં પૂજાભાઈએ પ્રાર્થના કરી કે–'અહીં મંદિર કરવા સારુ સાધુંઓને મૂકતા જાવ' એવું વચન સાંભળીને કામ કરે એવા સાધુંઓને મેલીને પોતે હાલ્યા તે નાવડા ગામે શેઠ જીણાભાઈને ત્યાં રાત્રિ રહ્યા. ત્યાંથી સવારે ઊઠીને ચાલ્યા તે કુંડળ ગામે **રાઇબાને** ત્યાં ગયા. આ બાઈએ કારીયાણીના ભક્તરાજ માંચાખાચરનો બહુ પક્ષ રાખેલો હોવાથી મહારાજે આને પ્રસન્નતાથી કહ્યું કે–'ઇચ્છિત વર માગો. જે માગો તે આપીશ' ત્યારે મોક્ષેચ્છુ બાઇ બોલ્યાં કે–'એક તો તમારે હવેથી બે વખત જમવું. એકાદશીનું નિરાહાર વ્રત અને ઠંડે જળે સ્નાન કરવું નહિ અને મારો દેહ પડતાં તમારા ચરણની સેવામાં સદા રાખો', આ વર મને આપો. ત્યારે પ્રસન્ન મહારાજે એ અભીષ્ટ વરો આપીને અનન્યભક્ત બાઈને બહુ રાજી કર્યાં.

પછી રાઇબાએ મોતીઆ જલેબી સાટા આદિક પકવાન્નની રસદાર રસોઈ કરાવીને મહારાજ તથા સંતોની દરબારમાં પંક્તિ કરાવીને ખૂબ જમાડયા. પછી બાઇની રજા લઈને ત્યાંથી ચાલ્યા તે ગઢપુર પધાર્યા (૧૮૬)

વળી એક શુભ દિને મહારાજશ્રી નિંબતરુ તળે સભા ભરીને સંતો સાથે બેઠા હતા. આ સમયે જુનાગઢથી મોકલેલા માણસે સભામાં કહ્યું કે–'મંદિર કરવા માટે સાધુંઓને વહેલા મોકલો' ત્યારે મહારાજે કાર્યકુશલ બ્રહ્માનંદસ્વામીને જુનાગઢ મંદિર કરાવા જવાની આજ્ઞા કરી. ત્યારે સ્વામીએ વિના શંકા હા પાડી અને કહ્યું કે–'મારી મદદમાં બીજા સાધુઓને મોકલો.' ત્યારે મહારાજે અદ્ભુતાનંદ સ્વામીને આજ્ઞા કરી. ત્યારે તે સ્વામીએ જુનાગઢ જવાની હા પાડી. પરંતુ તેમને ત્રિજે પહોર તાવ આવવાથી બ્રહ્માનંદસ્વામી ચાલ્યા ગયા અને તે રહી ગયા, અને બીજે દિવસ તાવ ઓછો થઇ ગયો. મહારાજ એજ રાત્રિએ દરબારમાં સભા ભરીને વિરાજમાન હતા એજ અવસરે જીવુબાએ મહારાજને વિનંતી કરી કે–' બીજે ગામે મંદિર કરાવો છો તો આ પરમપ્રસાદભૂત ગઢપુરમાં પણ સુંદર મંદિર કરાવવું જોઇએ.' આવું મોટીબાનું ઉદાર સર્વોપયોગી વચન સાંભળીને મહારાજ બોલ્યા કે–એ વાત સર્વથા યોગ્ય હોવાથી અમારી હા છે. પરંતુ આપણે કયા સ્થળે મંદિર કરવું એ પ્રથમ સર્વેને પૂછવાનું છે. ત્યારે સભામાં બેઠેલાએ સર્વેએ જુદું જુદું સ્થળ કહ્યું. કોઇકે ઊંચો ટેકરો, ખુલ્લુ મેદાન અને પાણીની પાસે સગવડને અનુલક્ષીને ખળખળીયાને કાંઠે ટેકરો કહ્યો. કોઈએ વિશાળતાની દૃષ્ટિએ લક્ષ્મીબાગ બતાવ્યો. એમ બહુ મત પડ્યા. તેને સાંભળીને મહારાજ બોલ્યા કે–'ગામધણી અગ્રણી દાદાખાચરને બોલાવો અને તે કહે તે સ્થળે મંદિર કરીએ.' પછી દાદાખાચરને બોલાવીને પૂછતાં

તેમણે બહુ વિચારીને કહ્યું કે–બીજી જગ્યાએ જવાઘો, આ જે દક્ષિણ દ્વારના ઓરડા છે તેને પાડીને દરબારમાંજ મોટું મંદિર કરો. આ જગ્યા માલીકીની હોવાથી કોઈ આવી શકે નહિ. અને ગામ મધ્યે હોવાથી સર્વેને સમનુકુલ આવે. અને પ્રસાદીનું પરમ સ્થળ પણ છે.” આવું દાદાખાચરનું ઉદાર ઉત્તમોત્તમ વચન સાંભળીને મહારાજ બહુ રાજી થયા અને સહર્ષ હા પાડી. પછી સર્વ સંત હરિજનોએ પણ રાજી થઈને હા પાડી. એમ તમામનો એક મત થતાં મહારાજે બીજો પ્રશ્ન પૂછયો કે–‘હવે મંદિર કરવા માટે મહંત કેને કરીશું” ત્યારે એક અખંડાનંદ સ્વામી બેઠા હતા તે બોલી ઊઠ્યા–‘હે મહારાજ ! અદ્‌ભુતાનંદ સ્વામીને તાવ આવવાથી બ્રહ્માનંદ સ્વામી સાથે જુનાગઢ ગયા નથી. અહીંજ રહ્યા છે, તેની તેમને આજ્ઞા કરો.” ત્યારે મહારાજે એ સ્વામીને તુરત બોલાવીને કહ્યું કે–આ મંદિરનું બાંધકામ, તમે આગળ રહીને કરાવો, અમે સહાય આપીશું’ ત્યારે સ્વામીએ કહ્યું કે–મારૂં કહ્યું બધા માને નહિ ત્યારે મહારાજે કહ્યું કે–‘તમારૂં કહ્યું જે કરે તે અહીં રહે અને ન કરે તે બહાર ફરવા જાય’ એવું વ્યવસ્થિત વચન સાંભળતાંજ સર્વ સંત પાર્ષદોએ કહ્યું કે–‘જેમ અ. સ્વામી કહેશે તેમ કરીશું” એમ નક્કી થયા પછી મહારાજ જમવા પધાર્યા અને જમીને અક્ષર ઓરડીમાં પોઢી ગયા (૧૮૭)

બીજે દિવસે સવારમાં મહારાજશ્રી ઊઠીને, ગંગાજળીયાકુવા ઉપર આવીને સંડાસ જઈ આવીને, હાથ પગ ધોઈને, દાતણપાણી સ્નાન કરીને, નિત્ય પૂજા કરીને, લીમડા નીચે સભામાં આવીને વિરાજ્યા. સંતો પાર્ષદો પણ આવીને બેઠા. પાર્ષદોને પત્થર કાઢવાની અને સંતોને દક્ષિણ દ્વારના ઓરડા પાડવાની આજ્ઞા કરી. એટલે સંતોએ ઓરડા પાડીને પાધર કર્યું અને પાયા ખોદવા

મંડ્યા. પાયામા પૂરવા માટે પ્રથમ પત્થરની અપેક્ષા હોવાથી ઘેલાથી ઉગમણી પત્થરની ખાણ હતી તેમાંથી પાર્ષદોએ પત્થરો કાઢીને ગંજ મારેલો. તેને લાવવા માટે જાતે મહારાજ ઘેલામાં ખુરશી નાખીને બેઠા. અને સમસ્ત હરિભક્તોને એવી આજ્ઞા કરીકે–'સામે કાંઠેથી ઉપાડીને આ કાંઠે પાંચ પાંચ વાર પત્થરો લાવવા અને અહીંથી બાઈઓ મંદિરમાં ઉપાડી જશે' આ વ્યવસ્થા પ્રમાણે સર્વ કોઈ આ કાંઠે લાવી પત્થર નાખે છે એવા સમયે ગઢાળીના **આંબા** શેઠ મહારાજ માટે ઢાલીઓ ગાદલાં ગાલમસુરીયાને મજુર માથે મુકાવીને લાવ્યા. તે જોઇને સુરાખાચરે મહારાજને પ્રશ્ન પૂછયો કે–'આ શેઠે તો પોતાનું સર્વસ્વ ભગવદર્થે સમર્પણ કર્યું છે, તેને તો અમે પ્રત્યક્ષ દેખ્યું. પરંતુ બલિરાજાએ પૂર્વે એવું શુ પ્રબળ પુણ્ય કર્યું હશે ? જેથી તેમને ભગવાન વામન રુપે પ્રત્યક્ષ મળ્યા' આ પ્રશ્નને સાંભળીને મહારાજે તેનો ઉત્તર કર્યો કે–'પૂર્વ જન્મમાં બલિરાજા એક વણિક હતા. અને વિશેષ વિષયી હતા અને તમાકુ ચૂનો ખૂબ ખાતા. એક વખત દેખાદેખી મંદિરે ગયા. ત્યાં તમાકુ ખાઇને ચૂનાવાળી આંગળી સ્વભાવવશાત્ મંદિર ઉપર લુંછી. એથી દેવ ઉપર પ્રાણી ટપકતું હતું તે બંધ થઈ ગયું. એટલે દેવ બહુ રાજી થયા. ફક્ત આખી જીંદગીમાં એટલું જ અલ્પ પુણ્ય અજાણે થએલું. એનો દેહ પડ્યો ત્યારે જમપુરીમાં ગયો. ધર્મરાજાની સમક્ષ પુણ્ય પાપની તપાસણી કરતાં પાપ તો બહુ નીકળ્યું અને પુણ્ય તો ચૂનાવાળી આંગળી મંદિર ઉપર ઘસેલી એટલુંજ અત્યલ્પ નીકળ્યું. તેને તપાસીને ધર્મરાજાએ કહ્યું કે–'તારૂ પાપ તો ઘણું છે અને પુણ્ય તો થોડું છે. તે પુણ્યનું ફળ તો ફક્ત બે ઘડી ઇન્દ્રનું રાજ્ય મળે એટલું જ ક્ષણિક છે. તો પહેલું કયું ભોગવવું છે. ? ત્યારે વિવેકી તેણે કહ્યું કે–'પાપનું ફળ તો ભોગવવાનું અવશ્ય ત્યારે ત્યારે છે જ, એ

કાંઈ નવીન નથી. પણ પુણ્ય ફળ પહેલું ભોગવી લઉં તો વધુ સારું' 'ધર્મથી પાપ ટળી જાય છે' એવી સ્મૃતિ હોવાથી પુણ્યથી પાપ ટળી જવાનો સંભવ છે' આ રીતે મનમાં વિચારીને ધર્મરાજાને કહ્યું કે–' પહેલું પુણ્ય ભોગવીને પછી પાપ ફળને ભોગવીશ ' ત્યારે ધર્માત્મા ધર્મરાજાએ ઈન્દ્રની ગાદીએ બેઘડી બેસવાનો હુકમ કરતાં તે તત્કાળ બેઠો. ત્યારે બળી રાજા ચેતી ગયો. જેથી રાજ્ય બ્રાહ્મણોને આપ્યું અને સારા સારાં વસ્ત્રો ઘરેણાં પુષ્પ ચંદન વિગેરે લઈને એકદમ બદરીકાશ્રમવાસી નરનારાયણદેવની પૂજા કરી. પછીથી ત્યાંના મહર્ષિઓની પણ પૂજા કરી. આ રીતે ભગવાન્ અને ભક્તોની પૂજા કરીને પાછો આવીને ઈંદ્રાસન ઉપર બેઠો. ત્યાં તો મોટાં મોટાં પુણ્ય ખાતાં વધી ગયાં અને એના પ્રભાવથી પાપ ખાતું અત્યલ્પ થઈ ગયું. પણ આ બન્ને ખાતાં જોતાં ધર્મરાજા બહુ બહું વિચારમાં પડી ગયા અને બોલ્યા કે–'આ તો ચેતી ગયો અને પુણ્યનો વધારો કરી દીધો. હવે તો અલ્પ પાપ છે એનો પણ વિચાર કરવાનો રહ્યો' એમ વિચારીને બલીને દૈત્યનો રાજા બનાવી દીધો. આ રીતે બળી, રાજા થતાં તેમણે મહાયજ્ઞ કર્યો. તેમાં ભગવાન વામનરૂપ ધરીને વિપ્ર વેષે બળી રાજા પાસે ત્રણ પગલાં પૃથિવી માગવા આવ્યા. માયાવી જાણીને ગુરૂ શુક્રાચાર્યે ના કહી તથાપિ દાનશૂર બળી રાજાએ માગ્યા મુજબ પૃથિવી આપી. એમ સર્વસ્વ સમર્પણ કરી દીધું તથા ભગવાન્ બળીના બંધનમાં આવી રહ્યા. (વચનામૃતમાં આનું વિવેચન છે) આ રીતે પ્રશ્નનો પ્રતિ ઉત્તર મહારાજે વિવેચન કરીને કર્યો. આવું દેવ મંદિર નિર્માણનું માહાત્મ્ય કહે છે એટલાકમાં સમગ્ર પત્થરો મંદિરમાં આવી ગયા. પછી મહારાજ ત્યાંથી ઊઠીને મંદિરમાં પધાર્યા (૧૮૮)

વળી કામ કરનારા અદ્‌ભુતાનંદ સ્વામી કહે છે કે–' મંદિરનું

બાંધકામ ઉત્સાહ વેગથી કરાવતાં, ઓટલો પૂરો થયો. તેવા સમયમાં જીવાખાચરે ભાવનગરના ઠાકોર વજેસિંહને છાની ખબર કરાવી કે–'દાદાખાચર તો મોટો કોઠો કરાવે છે' આના વિરુદ્ધમાં ત્યાંથી ખબર આવવામાં વાર લાગવાથી જીવાખાચર પોતે ઘોડીએ સવાર થઇને ભાવનગર ચાલ્યા. આ વિરુદ્ધ વાત સચ્ચિદાનંદસ્વામીના જાણવામાં આવતાં, પોતે સમાધિ દ્વારા ઘોડીમાં પ્રવેશીને ખાચરને ઘોડી ઉપરથી નીચે પાડી નાખ્યા. જેમ કોઈને પત્થર ઉપર પછાડે અને વાગે તેમ હાડકે હાડકું કચ્ચર કરી નાખ્યું. પછી ખાટલામાં ઘાલીને ઘેર ઉપાડી લાવ્યા. આજ સમયમાં ભાવનગરથી બસો માણસનો મોટો કાફલો મંદિરનો ઓટો ખોદી નાખવા અચાનક ઢાલો તલવારો બંધૂકો આદિક હથીયાર તથા બીજો લડાઈનો સામાન લઇને આવીને સામી જગ્યામાં જ ઉતર્યો. પછી 'ઠાકોરસાહેબનો મનાઇ હુકમ હોવાથી મંદિરનું બાંધકામ હવે ચલાવશો નહિ' એમ હુકમ બજાવ્યો. તો પણ મહારાજે બંધ નહિ રાખતાં કામ ચાલુ જ રાખ્યું. ત્યારે હલ્લાંના ઉપરી અધિકારીએ હલ્લાંને કહ્યું કે–'જ્યારે માનતા નથી, તો હવે આપણે લડાઈની તૈયારી કરો' એમ કહીને લડવા માટે સર્વેને દારૂગોળીઓ આપીને તૈયાર કર્યા. એ જ સમયે મહારાજે પણ મહાવીર ભગુજી આદિક પાર્ષદો બંધૂકો ભરાવીને તૈયાર રાખ્યા એમ બન્ને પક્ષની તૈયારી જોઇને સ્વામીએ જાણ્યું કે 'હવે સામસામી લડાઈ નિશ્ચે થવાની જ છે' એટલે તે વખતે બીજું કોઈ હથીયાર હાથ નહિ આવવાથી દરબારમાં એક મોટું હળ પડયું હતું તેને હળધર બળદેવની પેઠે લીંબડા આગળ આવ્યા. તેને જોઇને મહારાજે પૂછયું કે-આ શું હથીયાર છે?' ત્યારે હલાયુધ સ્વામીએ કહ્યું કે-'આ મંદિર બાંધકામ બંધ કરવા માટે આપણી સામે લડવા આવ્યા છે તેમનાં માંથા આ હળે કરીને ફોડી નાખવાં છે માટે હળ લઇ-

ને જાઉ છુ'' ત્યારે સાધુ અવતાર મહારાજે સ્વામીને કહ્યું કે-'તમે આ કામ રહેવા દ્યો, કેમકે તમે મોટા સાધુ છો.' એમ સમજાવીને હળ હેઠું મેલાવ્યું અને સર્વે સંતો નિષ્ક્રિય થઈને સભામાં બેઠા. તે સમયે અધિકારીએ માણસ મોકલ્યો. તેણે આવીને ભગુજીને કહ્યું કે તમે તૈયારી કરો, અમે પણ તૈયાર છીએ.' આવું લડાયક વચન સાંભળીને ભગુજી બળમાં બોલ્યા કે–'જેની માએ સવા શેર સૂંઠ ખાધી હોય તે મારી સામા આવી જાવ, મહાપ્રભુજી અમારા પક્ષમાં છે' આવું નિડર વચન સાંભળીને તે સંદેશો લાવનાર મનુષ્ય તો ત્યાં ગયો અને ભગુજીની વાત કહી. તે લોકો જેટલાકમાં લડાઈ કરવાં આવે છે તેટલાકમાં દારૂ ભરવાની શીંગડામાં અગ્નિ, મહારાજની ઇચ્છાથી એની મેળે ઉત્પન્ન થયો. તેથી શીંગડાવાળાને હથીઆર સાથે ઊંચા ઉપાડે અને પડતા મેલે તેથી ઊંચે જઇને પડે તે પણ મરી જાય અને જેની ઉપર પડે તે પણ મરી જાય કે કંઇક ઘાએલ થાય. આ રીતે ઘણાકનો ઘાણ નીકળી ગયો અને કેટલાક ઘાયલ થયા. આ લડાઈ કરવા આવેલામાંથી થોડાક જીવતા રહ્યા તે પલાયન થઇ ગયા. અને જે ઊંચેઉ છળતા અને નીચે પટતા તેને જોઈને સભામાં બેઠેલા સંતો તથા હરિજનોએ સર્વકર્તા મહારાજને વિસ્મયથી પૂછ્યું કે–'આ શું વિચિત્ર થાય છે? ત્યારે મહારાજે કહ્યું–'એ તો આપણી સામા લડવા આવ્યા છે તે લડાઇ કર્યા કરે છે. આ રીતે લડાઇ કરતાં જે જીવતા રહ્યા. તેમણે ભાવનગર જઈને ઠાકોર સાહેબ વિગેરેને પોતે પ્રત્યક્ષ અનુભવેલું બધુંજ કહ્યું. અને વધુમાં કહ્યું કે–'એ સ્વા. ના. તો સ્વયં ભગવાન છે, એમની આગળ આપણું કંઇપણ બળ ચાલે તેમ નથી' આ રીતે મહારાજે અલૌકિક અતર્ક્ય અદ્‌ભુત ઐશ્વર્ય તે સમયે સર્વેને દેખાડયું. પછી લડવાની પ્રવૃતિ અટકી ગઈ (૧૮૯)

વળી અગ્રેસર તરીકે બાંધકામ કરાવનારા અદ્‌ભુતાનંદ સ્વામી

કહે છે–મંદિરનું કામ ચાલુ જ છે એટલામાં જૂનાગઢનું મંદિર પુરૂ થવાથી મહારાજને તેડવા માટે સંતો આવ્યા. તેમની સાથે જુનાગઢ પધાર્યા અને યથાવિધિ રાધારમણ દેવની મૂર્તિઓ પધરાવી. એ નિમિત્તે મોટો ઉત્સવ કરીને પાછા ગઢડા પધાર્યા. બાંધકામ ધમધોકાર ચાલુ હોવાથી બહુધા કામ થઈ ગએલું. ફક્ત શિખરોનું કામ બાકી હતું. પ્રતિષ્ઠા થઈ શકે એવું. જોઇ જાણીને મહારાજશ્રી ગોપીનાથજીની પ્રતિષ્ઠાનો પ્રારંભ કરે છે એવા જ શુભ સમયે ભાવનગરથી મોકલેલી બસો માણસોની હલ્લાં આવીને એના ઉતારામાં ઉતરી અને મહારાજને ખબર કહેવરાવી કે–'તમે મંદિરનું કામ હવે ચલવશો નહિ, છતાં નહિ માનીને ચલવશો તો અમે મંદિરને ખોદી નાંખીશું' આવી જોહુકમી જાણીને મહારાજે તે દિવસે વિચારીને ગોપીનાજી મહારાજને રાત્રિએ મધ્ય મંદિરના સિંહાસન ઉપર બરોબર બેસાર્યા અને ત્યાંથી સંતો પાર્ષદો સાથે વડતાલ સમૈયો કરવા ચાલ્યા. તે રાધાવાવ્ય પાસે આવીને બેઠા. પછી અદ્દભુતાનંદસ્વામીને કહ્યું કે–'તમે અને નિત્યાનંદસ્વામી બન્ને મળીને સવારે ગોપીનાથજીની આરતી ઉતારીને બન્ને જણ કારીયાણી આવજ્યો અને આરતી માટે મુકુંદ બ્રહ્મચારીને અને રક્ષણ માટે ભગુજીને મૂકજ્યો" એમ ભલામણ કરીને મહારાજ તો ત્યાંથી કારીયાણી પધાર્યા. અદ્દભુતાનંદસ્વામી કહે છે કે–અમે બન્ને મંદિરમાં આવ્યા અને મુકુંદ વર્ણિએ ઠાકોરજીને નવા શણગાર ધરાવ્યા. અને આરતી ઉતારીને નિત્યાનંદસ્વામીએ જીતરંગો શંખ વગાડયો. તેનો દીર્ઘઘોષ તથા ઘડીઆળનો ધ્વનિ તથા નોબતનો નાદ સાંભળીને ગામના બધાજ લોકો એકદમ દર્શન કરવા દોડતા આવ્યા અને ઉત્સાહભર એક સાથે બોલવા મંડયા કે–'જબરેશ્વર બેઠા, જબરેશ્વર બેઠા' એમ જયજયકાર થઇ ગયો. અદ્દભુતાનંદસ્વામી કહે છે કે પછી હું તથા નિ.

સ્વામી બન્ને ખૂરમા અને છાશ ખાઈને ગઢડાથી ઉતાવળા ચાલ્યા તે કારીયાણી આવ્યા. તે સમયે મહારાજ જમવા બેઠેલા. અમે જઈ ને પગે લાગીને બેઠા. તે સમયે મહારાજે પૂછતાં સઘળી હકીકત અમે કહી. તેને સાંભળીને અતિશય પ્રસન્ન થઈને મોટીબાને કહ્યું કે-'તમારા દરબારમાં આ બન્ને સ્વામીઓ ઠાકોરજીને પધરાવીને આવ્યા છે તો આજ તો થાળની બધી પ્રસાદી એમને આપજ્યો.' ત્યારે મોટી બા બોલ્યા કે-'પ્રસાદી તો દરરોજ આપીએ છીએ' ત્યારે મહારાજ ફરી બોલ્યા કે-'આજ તો વિશેષપણે આપવી જોઈએ, કેમકે ઠાકોરજીને પધરાવવાનો બહુ દાખડો કરીને આવ્યા છે' પછી મહારાજે પોતે જ બધોજ થાળ અમને આપ્યો. તેને અમે જમ્યા અને બીજા સંતોને પણ પ્રસાદ વહેંચીને આપ્યો, પછી પંકિત થતાં મહારાજ સર્વ સંતોને પીરસવા પધાર્યા. મોતીયા લાડુ, જલેબી, સાટા, દહીં દૂધ વિગેરે બહુવાર પીરસીને સંતને અતિ હેતથી જમાડયા. આ રીતે કારીયાણીમાં ઘણા દિવસ રહીને વડતાલે સમૈયો કરવાના વિચારથી ચાલ્યા તે ગામ ઝીંઝર આવ્યા અને ઝીંઝર થઈ ધોલેરા આવ્યા. ત્યાં પૂંજાભાઈના દરબારમાં ઊતર્યા અને બે દિવસ રહીને ત્યાંથી ચાલ્યા તે પીપળીમાં (દાદાભાઈની) રાત રહીને ત્યાંથી હાલ્યા તે બુધેજ આવ્યા. ત્યાં રાત રહીને ચાલ્યા પીપળાવ્ય આવ્યા. ત્યાં માતાના ચોકમાં ઉતર્યા. ત્યાંના પ્રભાશંકરભાઈએ રસોઈ કરાવીને મહારાજ સંત પાર્ષદોને જમાડયા. ત્યાં સભા ભરીને બેસતાં ગામના પાટીદારો તથા બ્રાહ્મણોએ આવીને એવો પ્રશ્ન પૂછયો કે-'બધું જ-જગત સાધુ થઈ જાય તો તમારા સધુઓને ખાવાનું કોણ આપે?' ત્યારે મહારાજે સામો કોઠીનો વૃક્ષ હતો તેને ઉદ્દેશીને ઉત્તર આપ્યો કે-'આ કોઠાં કેનાં કરેલાં છે? અને આંબે કેરીઓ કોણ કરે છે?' ત્યારે તે બધા બોલ્યા કે-'એ તો જગતકર્તા ભગવાન્ કરે છે' ત્યારે

મહારાજ બોલ્યા કે–'અમે ભગવાન છીએ તે આ રીતે કોઠીએ લાડવા કરીએ તો થાય કે ન થાય? ત્યારે બોલ્યા કે ભગવાન્ કરે તો થાય?' ત્યારે મહારાજે ફરી કહ્યું કે–'બધા જગતને સાધુ કરવા એ તમારૂં મતે છે અને આ કોડી કે આંબાએ લાડવા કરવા એ અમારૂં છે. **योऽसौ विश्वंभरो देवः किमु भक्तानुपेक्षते'** એમાં કહ્યા મુજબ જે સમગ્ર વિશ્વનું ભરણપોષણ કરનારા ભગવાન છે તે શું ભક્તોની ઉપેક્ષા કરશે? ખાવાનું આપશેજ. એટલે એની ચિંતા તમારે કરવાની નથી" ઈત્યાદિ ઘણી વાતો સચોટ કરવાથી તે બ્રાહ્મણો તથા પાટીદારો સત્સંગી થયા (૧૯૦)

વળી પિપળાવ્યમાં રાત રહીને સવારે ચાલવા તૈયાર થયા ત્યારે એક **મનોરભાઈ** નામના ભાવિક પાટીદારે મહારાજની પ્રાર્થના કરી કે–છાશો પીને ચાલો એવી મારી ઇચ્છા છે.' ત્યારે મહારાજે કહ્યું કે-'અમારે તો લક્ષ્મીનારાયણ દેવના થાળ ભેળું જમવાની ઇચ્છા હોવાથી રહેવાશે નહિ' એમ કહ્યા છતાં ફરીથી પાટીદારે છાશો પીઈને જવાનો અતિઆગ્રહ કર્યો. ત્યારે વળી મહારાજે સ્પષ્ટ કહ્યું કે-'અમારાથી રહેવાય તેમ નથી' ત્યારે ક્ષુધાતુર કાઠીઓએ વિચાર્યું કે–'વડતાલ પહોંચતાં તો ઘણું મોડું થશે, તો આપણે મહારાજને જવા દઈને, પછવાડેથી છાશો પીઈને નિરાંતે જઈશું' એમ વિચારીને પાછળ રહ્યા અને તે પાડીદારની સાથે છાશો પીવા ઘેર ગયા. તે કાઠીઓને પાડીદારે માનભેર ઘર આગળ બેસારીને, ત્રણ ચાર દિવસની ખાટી ગંધાતી છાસ અને ચીણાનો ચીકણો ટાઢો અર્ધો અર્ધો રોટલો બધાને આપ્યો. પછી જ્યાં જમવા જાય છે ત્યારે ખાટી છાશ મોંઢે અડાડી અને ચીણાના રોટલાનું એક એક બટકું ખાધું. તેથી માથામાં ઝાટકો વાગે એવું બડુ વસમું લાગ્યું. ચીણાના રોટલો તો કરડ કરડ બોલે. તેથી પરસ્પર અર્થ કરવા મંડ્યા કે–

'ભાઈ આ તો માથે બહુ બની, કોઈને કહેવાય પણ નહિ. 'રોટલો ખવાય નહિ અને નાખી પણ દેવાય નહિ.' આમ વિચારે છે ત્યાં તો પ્રેમાતુર બધા હરિભક્તો બોલ્યા કે–'લ્યો વધારે રોટલો જમો' આવું આગ્રહભર્યું વચન સાંભળીને કાઠીએ કહ્યું કે–'ભાઈ આટલો રોટલો ખૂટશે તો ઘણો છે. વધારે લેવાની વાત જ નથી' એમ મર્મમાં કહીને, એક હાથમાં રોટલો અને એક હાથમાં છાશની તાંસળી લઈ ઉભા થઈને, હરિભક્તને ખોટું ન લાગે એ માટે 'બહાર જઈને નિરાંતે જમીશું કેમકે ભાગોળે ઘોડા બાંધ્યા છે તે ભૂખને લીધે અમારા વિના બહુ હણહણાટ કરે છે.' એમ કહીને ગામ બહાર આવીને છાશ ઢાળી દીધી અને રોટલા કુતરાંને નાખી દઈ ને હાથ ધોઈ પાણી પીઈને સ્વાર થઈને ત્યાંથી ઉતાવળા ચાલ્યા તે વરતાલ આવી ગયા. ઘોડાંને બાંધીને લક્ષ્મીનારાયણ દેવની પાછળ સભા કરીને મહારાજ તેમજ મોટા મોટા સંતો બેઠા છે તે સમયે સુરા સોમલા માંકો દાદો આદિક ખાચરો સભામાં આવી મહારાજનાં દર્શન કરીને સભામાં બેઠા. કાઠીયાવાડી છાશો કેવી છે? અને ગુજરાતી છાશો કેવી છે? તે મહારાજને વિદિત હોવાથી આવેલા કાઠીઓને ઉદ્દેશીને બોલ્યા કે–બ્રહ્માનંદ સ્વામી આમને જમવાની ઉતાવળ કે તાણ કરશો નહિ, કેમકે ખૂબ છાશો પીઈને હમણાં જ આવ્યા છે' આવું મહારાજનું મશ્કરીપૂર્ણ વચન સાંભળીને, સુરાખાચરે વિચાર કર્યો કે–'હવે ભૂખ્યા આપણને જમવાનું તો મોડુજ મળવાનું છે, જો કંઈક કળા કરીએ તો વહેલું મળે.' એમ વિચારીને, માથા ઉપરનું મોળીયું ઉતારીને સોમલાખાચર આગળ માથું નીચું કરીને બોલ્યા કે–'રે સોમલા' મારૂ માથું જરા જોને, ગદ્ધીના વાળછો ગરુન ગયો કે છે?' ત્યારે સોમલા ખાચરે માથેથી મોળીયું ઉતારીને સુરા. આગળ માથું નમાવીને કહ્યું કે–' હે સુરા!

મારા માથા ઉપર જરા જોને, મુવાળા ગરુન ગયા કે છે ?' એ રીતે અન્યોન્ય સર્વે કાઠીઓ મોળીયાં ઉતારીને એકબીજાનાં મુખ આગળ માથા નીચા કરીને પરસ્પર કહેવા લાગ્યા કે-'હે ભાઈ ! તારા માથા ઉપર તો થોડાક રહ્યા છે અને બીજા તો ગરી ગયા છે.' આ રીતે પરસ્પર ખળટીખળ છાશરોટલાની ઠેકડી રૂપનું સભામાં આરંભ્યું. તેને સાંભળીને મહારાજ બોલ્યા કે-'હે સુરા ! માથામાં શું થયું છે કે જેથી એકબીજાને બતાવો છો ' ત્યારે સુરાખાચર બોલ્યા કે-' વાત કહ્યાં જેવી નથી. અમારીજ આબરૂ જાય એવી છે છતાં પૂછો છો ત્યારે કહું છું. 'અમે ભગવાનને મેલીને પાછળ છાશો પીવા રહ્યા અને પટેલને ઘેર પીવા ગયા ત્યારે તેમણે ત્રણચાર દિવસની ખાટી છાશ અને ચીણાનો ચીકણો રોટલો કોરો અર્ધો અર્ધો આપ્યો. અજાણ્યા અમે ભૂખને મારે ખાવા માંડ્યા ત્યારે એવો વસમો લાગ્યો કે જેવો ઝટકો મારે. ગદ્ધીનો રોટલો કરૂર કરૂર બોલે. ખાધો જાય નહિ. પછી અમે ઊઠીને કુતરાને નાખી દઈને ઉતાવળા અહીં ખાવા આવ્યા. ત્યાંતો તમે મહાંત બ્રહ્માનંદ સ્વામીને રોટલા આપવાની ના પાડી. એટલે અમે મોળીયાં ઉતારી માથાં દેખાડીને કહીએ છીએ. આવું મર્માળુ વચન સાંભળીને, મહારાજ તો મુખે રૂમાલ દઈ ને ખડખડાટ હસવા મંડ્યા. તેની સાથે બધીજ સભા હસવા માંડી. પછી મહારાજે જમવા સારુ તેડી જવાની આજ્ઞા કરી. ત્યારે તેમણે સિદ્ધાંતમાં કહ્યુ કે-' ભગવાનને મૂકી જુદા રહીને જુદો સ્વાદ લેવા જાય એની એવીજ અવદશા અંતે થવાની છે. એટલા માટેજ પ્રેમાનંદ કવિએ 'વહાલા એ રસના ચાખણ હાર છાસ તે નવ પીવે રે લોલ' એમ કીર્તનમાં ગાયું છે, માટે ભગવાન વિનાના બીજા જે વિષય સુખ તેતો છાસ જેવા તુચ્છ હોઈને ત્યાજ્ય છે ' એમ શિખામણ આપીને, પછીથી જમાડ્યા. ( ગુજરાતી છાસ ખાટી અને કાઠીયા-

વાડી મીઠી અને કાઠીયાવાડમાં દૂધ રોટલાને છાસો કહે છે. અને ગુજરાતમાં ખાટી છાસને છાસ કહે છે (૧૯૧)

ત્યાર પછી વરતાલમાં રહેતાં પ્રબોધનીનો ઉત્સવ આવ્યો ઉપર બહુધા સંતો તથા ઘણા હરિભક્તો ઉત્સાહથી આવ્યા. તેથી સમૈયા ઉપર ધોલેરાના પૂંજાભાઇ આદિક સર્વે હરિભક્તો આવ્યા હતા. તેમણે પ્રાર્થના કરી કે–'અમારે ત્યાં દેવપ્રતિષ્ઠા થઈ હોવાથી તેનો વ્યવહાર કરવા કોઈ સાધુ જોઇએ. કોઇને મહાંત નિમીને મોકલો. તે મંદિરને સાચવે. અમે તો ગૃહસ્થ હોવાથી એની પ્રવૃત્તિમાં નવરા ન હોઈએ.' આવું હરિભક્તોનું વચન સાંભળીને મહારાજે સર્વ સંતોને કહ્યું કે–ધોલેરાના કોઈ મહાંત થાવ' પરંતુ કોઈએ હા પાડી નહિ. વળી બીજે દિવસે સદ્‌ગુરુઓને મળીને સર્વ સંતોને એ જ વાત કહી. પણ કોઈએ હા પાડી નહિ. વળી ત્રિજે દિને મહારાજે કહ્યું તો પણ કોઈએ હા પાડી નહિ. કારણ તો પીવાના પાણીનુ પારાવાર દુઃખજ હતું. આ સમયે મુક્તાનંદસ્વામીને ગુમડુ થએલું અને અદ્‌ભુતાનંદસ્વામીને તાવ આવેલો હોવાથી સભામાં આવી શકેલા નહિ. હાલમાં પ્રસાદીનો કોઠો છે ત્યાં સૂઇ રહેલા. ત્યાં ગોપાલાનંદસ્વામી તથા નિત્યાનંદ સ્વામી બન્ને મળીને મુક્તાનંદસ્વામી પાસે આવીને બેઠા. અને મુ. સ્વામીને કહ્યું કે–' મહારાજ ત્રણ દિવસથી સભામાં ધોલેરાના મહાંત થવા માટે પૂછ્યા કરે છે, પણ કોઇ હા પાડતું નથી. હવે એકલા અદ્‌ભુતાનંદસ્વામી પૂછ્યા વિના રહ્યા છે.' આવું સાંભળીને અદ્‌ભુતાનંદસ્વામી સૂતાસૂતા બોલ્યા કે–'તમે બેજ મને કહેવા આવ્યા છો. મુ. સ્વામી તો નિમિત્તમાત્ર છે.' ત્યારે ગો. સ્વામી બોલ્યા કે–' એ બધી વાત સાચી છે' ત્યારે અ. સ્વામી વિચારીને બોલ્યા કે–'હું ધોલેરાના મહાંત થવાની હા પાડીશ. પણ મારી ભેળે કોઈ સાધુ રહેશે નહિ. કેમકે પાણીનું

પરમ દુઃખ છે' આવી વાતો પરસ્પર થઈ. ગઈ છી ગે. અને નિ. બન્ને સ્વામીઓ ત્યાંથી ઊઠીને સભામાં મહારાજ પાસે આવીને બેઠા. અ. સ્વામી કહે છે કે–'હું પણ મહારાજનાં દર્શન કરી પગે લાગીને બેઠો તે સમયે મહારાજે મારી સામે નજર કરીને બોલ્યા કે–' સર્વેને બે ત્રણ વાર કહ્યું પણ કોઈ ધોલેરા મંદિરના મહાંત થવા હા પાડતું નથી માટે તમે થાવ' ત્યારે મેં બીજો કોઈ પણ વિચાર નહિ કરતાં હર્ષ-ભર હા પાડી. એથી મહારાજ અમારા ઉપર બહુજ રાજી થયા. અને તેના ફળરુપે માથે કાનટોપીએ સહિત મોળીયું હતું તે ઉતારી-ને મારે માથે મૂક્યું. અને એક બુરાનપુરી શેલું હતું તે મને ચાદર તરીકે ઓઢાડ્યું, વધુમાં પોતાને નિત્ય પૂજવાના શાલગ્રામ હતા તે આપ્યા. એ ત્રણ વસ્તુઓ મને ધોલેરાની મહાંતાઈમાં પ્રસાદ તરીકે આપી. મેં હા પાડ્યા પછી ભાઇ આત્માનંદ સ્વામી, નિષ્કુળાનંદ સ્વામી, ત્યાગાનંદ સ્વામી, આ ત્રણેયે હા પાડી. એમ આરંભ થતાં ક્રમેક્રમે અમે વીશ સાધુઓએ હા પાડી. એથી મહારાજ અત્યંત પ્રસન્ન થયા. અને બીજે દિવસે પોતાની પ્રસાદીનો થાળ આપી સ-ર્વેને જમાડીને હાર પહેરાવી મળીને ધોલેરા મોકલ્યા. અ. સ્વામી પ્રસંગાત્ કહે છે કે–'મને પ્રસાદીની ચીજો આપી તે મારા એકલા-થી લેવાય નહિ' એમ વિચારીને, પ્રસાદીનું જે મોળીયું હતું તે સર્વે-ને વહેંચી દીધું. જે શેલુ હતું તે મેં સેવકોને પૂજા વહેંચી આપતી વખતે સજ્યામાં પધરાવ્યું', જે એક ટોપી અને શાલગ્રામ હતા તે મારા સેવક પુ. ઘનશ્યામચરણદાસને આપ્યા છે. (જે શાલગ્રામને ભંડારમાંથી કોઈ લઇ ગયું છે. ટોપી તો ધર્મસ્વરુપદાસજી સ્વામી-એ (બટુક) આ. શ્રી નરેન્દ્રપ્રસાદજીને આપી, એમ પરવારી ગયા) (૧૯૨)

વળી પ્રબોધિની એકાદશીના સમૈયા ઉપર કાનમ દેશના આવે

લા હરિભક્તોએ મહારાજને સ્વદેશમાં લઈ જવા માટે પ્રાર્થના કરવાથી હા પાડેલી. તેમનો મનોરથ પૂર્ણ કરવા મહારાજ સંતમંડળે સહિત વરતાલથી ચાલ્યા તે ગામ **ગાના** જઈને રાત્રી રહ્યા. ત્યાંથી **દાવોલ** જઈને રાત રહ્યા. ત્યાંથી હાલ્યા તે **બામણગામ** રાત રહ્યા. ત્યાંથી હિંડયા તે **સરસવણી** આવ્યા. ત્યારે કાનુબા ગાયકવાડ કે જેમને સિયાજીરાવ ગાયકવાડે કોઈ કારણથી [illegible]ર બંધીખાને રાખેલા તેને ખબર થઈ કે-"સ્વા[illegible] આ દેશમાં ફરવા આવ્યા છે" તેમને પકડીને આપણે અહીં બંધીખાને નાંખીએ અને પછી કહીએ કે 'અમને લાખ રૂપીઆ આપો તો છોડીએ' એમના શિષ્યો ઘણા ધનાઢ્ય છે તેમની પાસેથી રૂપીઆ ઉઘરાવીને આપણને જ્યારે આપશે ત્યારેજ છોડીશું. એ રૂપીઆથી સિયાજીરાવ સાથે લડાઈ કરીને રાજ્ય લઈશું" એવો મનસુબો કરીને મહારાજને તેડવા માટે માણસ મોકલ્યો. તેણે સરસવણી આવીને મહારાજને કહ્યું કે-'તમને કાનુબા ગાયકવાડ બોલાવે છે' 'આ એક રાજકીય તોફાન છે' એમ જાણીને મહારાજે સંતોને પાછા વળી જવાની આજ્ઞા કરી, ને પોતે ફકત મુકુંદ બ્રહ્મચારીને સાથે લઈને **પાદરા** આવ્યા. કચેરીમાં ગયા ત્યાં તો દરવાજા બંધ કરી દીધા. ખાધા પીધાનું પણ પૂછયું નહિ અને ઓઢવા પાથરવાનું પણ આપ્યું નહિ. વાચા પણ સત્કાર નહિ કરતાં, બોલ્યા કે-'અમારે લાખ રૂપીઆ જોઈએ, તમારા શિષ્યો બહુ છે, તેમની પાસેથી ઉઘરાણું કરીને આપો તો અમે અહીંથી નીકળવા દઈશું', નહિ આપો તો નહિ' આવું ઉદ્ધત વચન સાંભળીને 'मूर्खं छन्दानुरोधने' એ નીતિએ કહ્યું કે-'એક લાખજ જોઈએ કે વધારે બે ત્રણ લાખ? તમે કહો તેટલા લાખ આપીએ, અમારે રૂપીઆની ગણતરી જ નથી' એમ કહેવાથી બીજું કાંઈ સામુ બોલતાં નહિ નિરાંતે સૂઈ રહ્યા, પછી મહારાજ તો બ્રહ્મચારી

ને ત્યાંજ રહેવા દઇને, પોતે તો દરવાજા વાસેલા રહ્યા અને સ્વૈશ્વર્યથી બહાર ચાલી નીકળ્યા. આ અતર્કિત રાજ્યોપાધિને કારણે કાનમમાં ફરવાનો વિચાર માંડી વાળીને પાછા વળીને ગામ બામણગામ થઇને ગામ **શેરડી** આવીને **મોકમ** બારૈયાને ત્યાં એકલા રહ્યા. અને એમને કહ્યું કે-'અમે તો કાનુબા ગાયકવાડ સાથે વેર બંધીને અનામાના ચાલી નિકળીને અહીં આવ્યા છીએ. માટે તમે જોરાવરે રાખશો તો પણ નહિ રહીએ' આવું મહારાજનુ દુઃખદ વચન સાંભળીને શૂરવીર મોકમ બારૈયા બળથી બોલ્યા કે-'મારે એનો તૃણ જેટલો પણ ભાર નથી. એ શું કરવાનો છે? જો પકડવા લશકર મોકલશે તો મહીસાગરનાં કોતરોની બન્ને બાજુથી બે ઝાડ વાં કાપીને નાંખીશું અને એને વચ્ચે ઘાલીને મારી નાંખીશું. ગમે તેમ અમારી રીતે કરશું, પણ તમને જરા જેટલી ઈજા નહિ આવવા દઈએ. એમ પ્રયત્ન કરવા છતાં કદાચ અમે હારીએ એમ જણાશે તો તમને તો આ કોતર કે જે ખંભાત સુધીનું લાંબુ છે ત્યાં થઈને ઠેઠ ખંભાત પહોંચાડી દઈશું. ગમે તેમ અમે કરીશું પણ તમને કિંચિત્ હાનિ નહિ આવવા દઈએ' આવાં ધૈર્ય ભર્યાં બારૈયાનાં વચન સાંભળીને, મહારાજે કહ્યું કે-'તમને ધન્ય છે, રાજ્યોપાધિને પણ નહિ ગણીને, મહા આપત્તિમાં અમારા રક્ષણની બાંહેધરી આપી, તમે અમારું બહુ રાખ્યું છે, તો તમારું પણ અમારે રાખવું પડશે' એમ વખાણીને આશ્વાસન આપીને ત્યાં રહ્યા. પછી ત્યાંથી ચાલવાની તૈયારી કરે છે ત્યાં તો સંતમંડળ પાછું વળીને બામણગામે આવી ગયું. પછી સર્વે નિરુપાધિ વડતાલ આવી રહ્યા. સત્સંગ કરાવતાં કેવા વિઘ્નો આવે છે તે જાણવા જેવી આ બાબત છે (૧૯૩)

બારૈયા મોકમને એક વખત અજાણથી આપત્કાળ અણધાર્યો આવ્યો. એક ગાય પોતાના બાપની હતી અને બીજી ગાય પોતાને

સસરે આપેલી. આ બન્ને ગાયો ખરી રીતે પોતાની જ કહેવાય, એમાં વેરો આંતરો હોઇ શકે નહિ. પરંતુ ઘરનું માણસ ઘણુ આડુ હતું. તે સસરાંની ગાયને ખાણદાણ વધારે મૂકે અને બાપની ગાયને થોડું મૂકે. એમ અધિક ન્યૂન કર્યા જ કરે. ધણી પોતે 'બન્ને ગાયો આપણી જ હોવાથી બન્નેને સરખું મૂકો' એમ દરરોજ કહે પણ માને જ નહિ. એમ ને એમ જ આડાઈ કર્યા કરે. બીજી બાબતોમાં સહન થાય પણ આ બન્ને ગાયો પોતાની દુઝણી છે તેમાં ન્યૂનાધિક કરે તે ધણીથી સહન થાય નહિ અને હૃદય બહુ બળ્યાં કરે. આ હેતુથી એક દિવસ એવો વિચાર થયો કે–'આ આડી બાઈ ને જરા ડરાવું તો આવો ભેદભાવ ન કરે' તેથી તે બાઇ જ્યારે પોતાના બાપે આપેલી ગાયને દોહવા બેડી ત્યારે તલવાર કાઢીને બાઈ ને જેવા ડરાવા જાય છે તેવી જ ચકોર બાઇ તો ગાય નીચે થઇને સામી તરફ જતી રહી. અને તલવારનો ઝટકો ગાયને વાગ્યો. તેથી ગાયના પેટમાં વાચરડું હતું તે નીકળી પડયું અને ગાય મરવા જેવી થઈ ગઈ. આ અણધાર્યા અનુશોચ્ય સમયે મોંકમના બાપા બહુ ડાહ્યો હોઇને આવીને તત્કાળ વાછરડાને ગાયના પેટમાં ઘાલીને ટેભા મારી દીધા. અને મોંકમ તો ગોહત્યાના પાપ ભયથી લજ્જા પામી ગયો અને મનમાં બહુ પશ્ચાતાપ કરવા મંડયો. અને પરિણામે એવા રુઢ વિચાર ઉપર આવ્યા કે–'આપણે હવે જીવવું જ નહિ. સવારે મરી જવું' એવો વિચાર કરીને છરો હાથમાં લઇને ખાટલામાં મરવા માટે સૂઈ ગયા. આ પ્રાણાંત વિપત્તિ વેળાએ ભક્તારક્ષક મહારાજે પૂર્વ વરદાન આપ્યું હતું તેને સ્મરણ કરીને તત્કાળ દિવ્ય રુપે દર્શન દીધાં અને કહ્યું કે–'અમથો શા સારૂ આત્મઘાત કરે છે. જેને માટે મરે છે ગાય તો સાવ સાજી છે, ટેભા કાઢી નાંખ્ય, એમ કહીને ગાય ને સાવ સાજી કરીને અંતર્ધાન થઈ ગયા. પછી બારીઓ ઉડીને જુવે

છે ત્યાં તો ગાયના ટેભા કાઢી નાંખેલા અને ગાય સાજી દેખી. એમ મોંકમે કરેલા ઉપકારનો બદલો મહારાજે આ રીતે વાળ્યા, આ રીતે આ આપત્કાલ તો શ્રીજીની કૃપાથી પાર ઉતર્યો પરંતુ એમના પિત્રીઓએ પેટલાદ જઈને, 'આ કશીઆ ભાઈ રામદાસ સત્સંગના દ્વેષી હોવાથી કંઈક ઉપાધિ કરશે' એવા ઈરાદાથી ફરીયાદ કરી કે–'મોંકમ બારેચાએ ગાય મારી નાંખી છે' એવું સાંભળીને બારૈયાને પકડવા માટે હલ્લાં મોકલી, આવીને તપાસ કરતાં ગાય તો સાજી દેખી. તેથી તે જુઠા ભુઠા પડયા. અને પાછા વળતાં ફરીયાદી પિત્રીઓનાં ઘર લુટીને પાછા ગયા. એમ ખોટી ફરીયાદ કરનારને અનર્થ થયો. આ રીતે મોંકમ બારૈયાની ગાયને એક રાતમાં સાજી કરીને પોતાનું વચન સત્ય કર્યું. અને એમની લાજ રાખી અને તેમને પણ જીવતા રાખ્યા. વિરોધીઓ બધા જ પાછા પડયા (૧૯૪)

મહારાજ તો પાદરાથી શેરડી થઈ વડતાલ આવી ગયા. ત્રણ ચાર દિવસ રહ્યા ત્યાં તો કેડે એકલા રહેલા બ્રહ્મચારીને ફકડ બ્રાહ્મણ નકામા જાણીને કાનુબાંએ કાઢી મુકયા. તેથી એકલા ભૂખ્યા તરસ્યા પાછળથી વડતાલ આવ્યા. સર્વ સંતો વડતાલમાં ભેળા થયા. પછી સંતોને ફરવા જવાની અનુજ્ઞા આપીને કાનમમાં ફરવા જવાનું માંડીવાળીને થોડાક સંતોને લઈને ગઢડા જવાની તૈયારી કરી. વડતાલથી ચાંગા, ગળીયાણા, વારણા ભોલાદ થઈ **કમીયાળા** આવ્યા. ત્યાંના દાદાભાઈ વણારે મહારાજને **ગાંડા** નામનો બહુ બળીયો દેખાવડો બળદિયો શ્રીકૃષ્ણાર્પણ આપ્યો. ત્યારે નિત્યાનંદ સ્વામીએ અદ્‌ભુતાનંદ સ્વામીને સમજાવ્યું કે–'આ બળદીઓ તમારા દેશનો છે, તે અહીંજ પોષાશે અને તમારે કામમાં આવશે, માટે તમે મહારાજ પાસે માગણી કરો,' ત્યારે સ્વામીએ મહારાજ પાસે, આ

બળદ ભાલ દેશનો હોવાથી અહીંજ પોષાય અને અમારે પણ પીવાના પાણીની તીવ્ર તાણ હોવાથી તે દૂરથી લાવવામાં ઉપયોગી થશે. અને બીજો એવો બળદ પૂંજાભાઈ ને કહીને લેવરાવીશું, એમ સકારણ માગણી કરી. તેને સાંભળીને નહિ આપવાના વિચારવાળા મહારાજ બોલ્યા કે-' એક બળદથી ગાડુ ચાલે નહિ ' એટલું જ કહેતાં, સ્વામીએ કહ્યું કે-' બીજો બળદ લેવરાવીશું. એટલે ગાડુ ચાલશે' આવું સાંભળીને મહારાજે એની એજ વાત કહી. એમ અરસ્પર ત્રણ ચાર વાર નકાર થતાં સ્વામી સમજ્યા કે-'આ બળદમાં મહારાજનું મન ચોટયું હોવાથી આપવાની મરજી નથી. માટે હવે આપણે પગે ચાલીને ધોલેરા ભેળા જઈએ' એમ વિચારીને મહારાજને પગે લાગવા ગયા અને વિદિત કર્યું કે-'અમે ધોલેરા જઇએ છીએ, દયા રાખજો,' આવું સાંભરીને મહારાજ બોલ્યા કે-' ગાંફ સુધી અમારી ભેળા ચાલો ' ત્યારે ' બહુ સારૂ ' એમ મેં કહ્યું. પછી મહારાજ રસોઈ તૈયાર થઇ જાણીને જમવા પધાર્યા અને સંતો પણ જમવા ગયા. મહારાજ તો જમીને થોડીવાર પોઢીને ઊઠ્યા. પછી ઘોડેસ્વાર થઇને ચાલ્યા તે **ગાંફ** જઇને રાત રહ્યા. ત્યાં હરિજનોએ જાજરીયાની દેશી રસોઈ કરાવીને મહારાજ તથા સંતોને તાણ કરીને જમાડ્યા. અને જમણને અંતે દહીં દૂધ ખૂબ પીરસ્યું. એ રીતે ગાંફમાં મનમાન્યું જમીને અદ્‌ભુતાનંદ સ્વામીએ વિચાર કર્યો કે-' હવે મહારાજના દર્શન કરીને ધોલેરા જઇએ ' મહારાજને પગે લાગવા ગયા તે સમયે મહારાજ બહુ રાજી થઇને બોલ્યા કે-હે સ્વામિન્ ! 'તમો ધોલેરામાં બે ગાઉથી વેરડામાં વાટકાથી ઉલેચીને પાણી ભરી લાવો છો, તે પાણી પણ ડોળાએલું જાડુ હોવાથી તુરત તો પીવાતુ નથી. એક બે રાત રહે અને થોડું ઠરે ત્યારે પીવાય છે ' એવું પાણીનું અત્યંત અવર્ણનીય મહાદુઃખ છે તે અમે પ્રત્યક્ષ જોઇએ

છીએ. તો આ અમારો **વાલજી** નામે ખેડુ અને આ અમારો **ગાંડો** અને **પારેવો** નામના બે બળદો એ સર્વે તમને આપીએ છીએ, તે તમો લઇ જાવ અને દરરોજ પાણી મીઠું ભરી લાવજ્યો અને પીજો અને નિષ્કામાનંદ સ્વામીને (એમના ભાઇ) ઠાકોરજીની સેવામાં મેલજ્યો અને ઉદ્ધારાનંદ સ્વામી (મંડળના સંત) ઠાકોરજીનો થાળ કરશે અને તમે મહાંત તરીકે સઘળુ કામકાજ કરશો અને ચૈતન્યાનંદ સ્વામી (સ્વામીના ભાઇ) એ ઠાકોરજીનું મંદિર સાચવશે અને બીજા સર્વ સંતો બહાર ગામે ફરવા જશે, એમ ઘણી ભલામણ કરીને, પોતાની ગાડી, બળદ, ખેડુત આપ્યો. પ્રથમ એક બળદની ના કહેતા હતા પણ પાણીની પીડા પારાવાર જાણીને રાજી થઇને સઘળુ સાધન આપ્યું. પોતે મહારાજ તો ગાંફમાં જમીને, એક પોટલાં ભરવાનું ગાડું હતું તેમાં કઢાયું હતુ તેમાં એક કોળું મૂકયુ હતું, તેમાં પોટલાનું ઓઠીંગણ કરીને કોળા ઉપર ચરણ મુકીને બેઠા. આ રીતે પોતે દુઃખ વેઠીને પણ અમને સુખ કરી આપ્યું. એવા દયાળુ ભગવાન છે. મહારાજ ગાંફથી આ સ્થિતિએ ચાલ્યા તે ઝીંઝર થઈને સારંગપુર આવ્યા. ત્યાં રાત્રિ વિશ્રાંતિ લઈને સવારે ઊઠીને હિંડ્યા તે **ગઢપુર** પધાર્યા (૧૯૫)

વળી એક દિને મહારાજ પોતાની અક્ષર ઓરડીમાં વિરાજમાન હતા. તે ટાણે કોઇ સાધુ ન હતા. દાદાખાચર, સુરાખાચ, સોમલાખાચર, માતરો ધાધલ, મોકાખાચર વિગેરે પોતાની ખાનગી મંડળી બેઠી હતી. તેમને હિતની વાત કરવા માંડી. તેમાં મુખ્ય દાદાખાચરને પૂછ્યું કે–'તમારે કયા સંત સંગાથે હેત છે તે કહો' ત્યારે તે બોલ્યા કે–' મારે તો મુક્તાનંદમુનિ સાથે હેત છે, બીજા કોઈ સંતો 'આવો બેસો' કહે તો પાંચ કે દશ મીનીટ હેસવું ઘટે તો બેસું, પણ ઘણું તો મુ. મુનિ પાસે બેસું' તેને સાંભળીને, પછી

સુરા.ને પૂછ્યું. ત્યારે તે બોલ્યા કે–'બીજા સંતો સાથે બેસવું ઘટે તો બેસું, પણ ઝાઝું તો બ્રહ્માનંદ મુનિ સાથે હેત હોવાથી તેમની પાસે બેસું' એમ સાંભળ્યા પછી સોમલાખાચરને પૂછ્યું. ત્યારે તેમણે કહ્યું કે–'મારે તો નિત્યાનંદ મુનિ સાથે હેત હોવાથી ત્યાં જઇને બેસું અને બીજા સંતો પાસે થોડું બેસું' આ રીતે સર્વ પાર્ષદોને એક પછી એકને પૂછ્યું ત્યારે પ્રત્યેક પાર્ષદોએ જે સંત સાથે હેત બેઠક હતી તે કહી સંભળાવી. આ સર્વેની ભિન્ન ભિન્ન રૂચિની વાત સાંભળીને મહારાજ બહુ ખુશી થયા. (કેમકે સત્સંગ થકી પતનનો પ્રસંગ નથી) પછી છેવટે માતરા ધાધલને પૂછ્યું કે–'તમારે ક્યા સંત સંગાથે બહુ હેત છે?' ત્યારે તે બિચારા સાચું બોલ્યા કે– 'મારે તો નિર્વિકલ્પાનંદ સાથે હેત છે' આવું નિર્વિકલ્પ વચન સાંભળીને મહારાજ બોલ્યા કે–'તમારો હાથ તો સારા ભોજનમાં નહિ, પણ ઘેંશમાં પડયો' આવું મહારાજનું રમુજી વચન સાંભળીને બધા પાર્ષદો ખડખડ હસવા મંડ્યા. ત્યારે પાર્ષદોએ પૂછ્યું કે- 'એમ કેમ કહ્યું?' ત્યારે મહારાજે ખરી વાત કહી કે–'એનું જ સતસંગમાં ઠેકાણું નથી, તો સંગી તમારૂં શું સારૂ હિત કરશે? એ ઉપર હિત વાત કરવા લાગ્યા કે–'અમારે કંઇક પ્રયોજન હોય તો જે કરે એવો હોય તેને મોટો ભા કરીએ, પણ હિતેચ્છુ તમારે તો સંગ કરવો કે સદ્વાર્તા સાંભળવી તે તો જે પોતે સત્સંગમાં સ્થિર રહીને સંગીન રાખે એવો હોય તેનો સંગ કરવો અને હિત વાત સાંભળવી કેમકે–'જેને જેવો સંગ તેવો તેને રંગ બેસે' એવી કહેવત છે. '**यादृशां यस्य सङ्गः स्यात्**' એવું શાસ્ત્ર પણ છે અને હેત તો સમસ્ત સંતો સંગાથે રાખવું અને આપણી શક્તિ હોય તો ચંદન પુષ્પે કરીને પૂજા કરવી, દંડવત કરવા, વસ્ત્ર ઓઢાડવા, ભારે ભારે રસોઇઓ આપીને તમામને જમાડવા, એ રીતે સરખી સેવા કરવી એ

ઠીક છે પણ સર્વ સંતોમાંથી એક બે સારા સંત સંગાથે જીવને બાંધવો અને એ જે કહે તેને સત્ય માનીને વર્તવા મંડવું અને સરખી સેવા તો આ **ઉકાખાચર** કર્યા કરે છે એમ કર્યા કરવી અને એની સેવાએ કરીને અનંત જન્મથી જીવને પાપ વળગ્યા હોય કે વિષય વાસના પ્રબળ હોય તે પણ બળીને ભસ્મ થઈ જાય, એવું સંતોની સેવાનું પરમ ફળ છે. પરંતુ જ્ઞાનવાર્તા સાંભળવી કે સંગ કરવો એ તો જોઇ તપાસીને કરજ્યો' આ રીતે સર્વેએ સ્વીકારવા જેવી સિદ્ધાંત વાત કરીને સર્વે પાર્ષદોને સમજાવીને આનંદિત કર્યા આ પ્રકારે સર્વજન હિતેચ્છુ મહારાજ ગઢડામાં ઘણું રહ્યા થકા પોતાના એકાંતિક આત્યંતિક ભકતો જીવુંબા, લાડુબા, દાદાખાચર આદિક સમગ્ર હરિજનોને પોતાના દર્શન સ્પર્શન સેવા પૂજા વાર્તા વિગેરેનું મહાસુખ આપતા (૧૯૬)

એક દિવસે સાંજના ગાયો ચરીને ગામમાં આવે એ વખતે (ત્યારે ઘડિયાળ ન હતી) મહારાજ સભામાં વિરાજમાન હતા. ત્યાંથી ઊઠીને અક્ષર ઓરડીએ આવીને બેઠા. બેસીને એવો વિચાર કર્યો કે–'ઠાકોરજી માટે એક કૂવો કરાવીએ તો પાણીની સગવડ થાય. છેટેથી લાવવાની અગવડ મટી જાય' એમ મનમાં વિચારીને થાળ જમીને રાત્રિએ એના એ જ વિચારમાં પોઢી ગયા. બીજે દિવસે પ્રાતઃકાલે ઊઠીને મંદિર પાસેનો જે કૂવો અત્યારે છે તેને ખોદાવવાનો આરંભ કર્યો. આ વખતે મછીઆવ ગામના **ફુઇબા** નામે જાણીતાં રાણી હતાં તેમણે પહેલાં મહારાજને બહુવાર પધરાવીને બહુ સમૈયા કરેલા અને સેવા સ્મરણીય કરેલી, અસુરાંશોએ જબરો વિરોધ કર્યા છતાં તેને નહિ ગણીને ઉપરોક્ત સેવા કરેલી. આ સમયે મહારાજે એમને ઉપદેશરૂપમાં કહેલું કે–'તમો પતિ નહિ હોવાથી વિધવા કહેવાવ, માટે સ્વતંત્ર વ્યહાર ન કરવો' આ મહા-

રાજનું હિતાવહ વચન લોપીને સ્વતંત્ર થયાં. અને પોતાના દીકરા ના ઘરનાં બાઇ કે જે હરિભક્ત સારાં હતાં અને ખરૂં કહીએ તો એ જ રાણી કહેવાય, તેમની સાથે પણ વિરોધ કર્યો અને સહાયભૂત તેમને દરબારમાંથી કાઢી મેલ્યાં. આ બીચારી બાઇ બીજે ગામ જઈને રહ્યાં. (દુઃખનો પાર નહિ) આ સમામાં એ ફઈબાએ મહારાજ ને પોતાને ઘેર તેડવા માટે પોતાનો માણસ કાગળ લખી આપીને ગઢડા મોકલ્યો. તે માણસ મહારાજ કુવો ખોદાવે છે એ સમયે કાગળ લઇને આવ્યો તેને વાંચીને મહારાજે યથાપૂર્વ ત્યાં જવા માટે સંત મંડળ સાથે તત્કાળ તૈયારી કરી. ગઢડાથી ચાલ્યા તે બોટાદ અને ત્યાંથી સુંદરીઆણા અને ત્યાંથી બરોલ ગામે આવ્યા. ત્યાંથી સાધુઓને આગલે દિવસે મછીઆવ મોકલ્યા. બીજે દિવસે મહારાજ ત્યાંથી ચાલ્યા તે રસ્તામાં ફઈબાના દીકરાનાં ઘરનાં મનુષ્ય રહેતાં હતાં તે ગામમાં ગયા. ત્યારે તે નિરાધાર બાઇએ પોતાના દીકરાને પ્રથમથી 'મહારાજ અહીં થઇને જશે' એમ જાણીને રસ્તામાં ઊભો રાખેલો. તેથી તેણે મહારાજ ! મારી માએ કહ્યું છે કે– 'મહારાજ મને દર્શન દેશે. અને જો આપણે ગરીબને ઘેર આવે તો તેડી લાવજો' આવું તે છોકરાંનું દીન વચન સાંભળીને દયાળુ મહારાજ તે બાઇને ઘેર ગયા. અને પોતાનાં દર્શન દીધાં જેથી આ બાઇ બહુ દુઃખી દેખીને મહારાજે કહ્યું કે–'તમને સાસુ વહુને એક કરીએ, તમે અમારી સાથે મછીઆવ ચાલો' ત્યારે નિરાશ્રય બાઈએ કહ્યું કે–'હું તો મોંઢામાં ખાસડું ઘાલીને બાશ્રીને પગે લાગું અને તે કહે તેમ કરીશ. પરંતુ તે માને તેમ જણાતું નથી, કેમકે અત્યંત આકરાં છે. માટે હાલ હું નહિ આવું, ત્યાં જઇને નકકી કરીને મને જણાવશો એટલે તુરત આવીશ' એમ વિનય વચનો કહીને મહારાજને રાજી કર્યા. પછી મહારાજ ચાલ્યા. ફઈબાના ભાઈ અજુભાઇ

નામના ગરાસીયા હતા તેમણે મહારાજ વહુને ઘેર ગએલા એ વાત પ્રથમજ ફઈબાને ત્યાં પહોચાડી હોવાથી ફઈબા ધુવાંપુવાં થઇ ગયેલાં અને મહારાજને વઢવા તૈયાર થએલા. મહારાજ ત્યાં પધાર્યા અને ઘોડા ઉપરથી ઉતરીને ચાલીને ઘરને મેડે જવા માટે ત્રણ પગથીયાં ચઢયા અને ચોથે ચડવા જાય છે એવામાં બાઇ દાદર પાસે આવીને ઊંચે સાદે બોલ્યા કે–'મે' તેડાવ્યા હતા, તો વહુને ઘેર કેમ ગયા? એમ બેત્રણવાર બળમાં બોલ્યાં. કશોજ વિચાર કે વિવેક કરવા રહ્યાં નહિ. પછી મહારાજે કહ્યું કે–'તમે વિધવા બાઈ થઇને આટલાં બધાં સ્વતંત્ર થઈ ગયાં કે – કંઈપણ વિવેકે કે વિચાર કે વિભાગ કર્યા વિના મારી ઉપર પ્રજા ઉપરજ જેમ હુકમ કરવા મંડયાં. એમ અસહ્ય અપમાન કરવાથી મહારાજ તો 'અહીં ક્ષણ પણ રહેવું નથી' એવો વિચાર કરીને પાછા ઘોડી ઉપર સ્વાર થઇને ચાલી નીકળ્યા, ત્યારે બીજા હરિભક્તોએ એ બાઇને કહ્યું કે–'મહારાજ આપણા ગામ થકી રીસાઈને ભૂખ્યા તરસ્યા ચાલ્યા જાય છે તે અત્યંત ખોટું દેખાય છે, માટે આપણે મનાવી લઈએ ત્યારે પણ બાઇ બળમાં બોલ્યાં કે 'મારે કાંઈ મનાવવા નથી. વહુને ઘેર કેમ ગયાં?' આ એકજ વાત બોલ્યા કરે. મહારાજને નહિ મનાવતાં જવા દીધા. ગામના સમસ્ત હરિભક્તોનું પણ બિલકુલ માન્યું નહિ. મહારાજ પાછા ચાલ્યા ત્યારે સંતો પણ શીરાનો એક ઘાણ ઉતારીને બીજા માટે ગોળનું પાણી કરતા હતા તેને તુરત પડી મૂકીને ભૂખ્યાજ ચાલી નીકળ્યા. "બહુધા સાસુ વહુને સૌહાર્દ ન હોય" એવી લોક કહેવત છે તેનું આ એક ઉઘાડું ઉદાહરણ છે. મહારાજને ભગવાન જાણતાં હતાં છતાં તેમનું પણ માન્યું નહિ. અને કરેલી સર્વોત્તમ સેવા પણ નિષ્ફળ ગઈ અને દળી દળીને છેવટે કુલડીમાં વાળવા જેવું અને શેકીને વાવવા જેવું નિષ્ફળ કર્યું. ઘણાં અસમાધેય વ્યવધાનોનું પણ

સમાધાન મહારાજશ્રી કરતા હતા તેમનાથી પણ આ સમાધાન થઇ શક્યું નથી. આ વાત તો સંસારમાં સર્વ જાણીતી હોવાથી વધુ વિચાર કરવાનો રહેતો નથી, આ બનાવતો અભૂતપૂર્વ અદષ્ટપૂર્વ હોઇને સર્વેએ સમજવા જેવો છે. એક કવિએ–'**प्रायः श्वश्रूस्नुषयोर्न सौहर्द दृश्यते लोके**' એવો શ્લોક કર્યો છે. મહારાજ તથા સંતોનો મહાપરાધ કરવાથી ફઈબા મટીને ફટબાઈ થઈ ગયાં. મહારાજને ભક્તાણી બાઈઓ તો બહુ મળી હશે પણ આવી વઢનારી બાઈ મળી નહિ હશે. તે આ મૂર્તિમાન્ મળી આવી (૧૯૭)

બીજી બાકીની વાત મળતી કરીએ–મહારાજ મછીઆવમાં સમૈયો કરવાના છે એમ જાણીને અદ્દભુતાનંદસ્વામી કહેછે કે-'અમે ધોલેરાથી ગાડી જોડીને ઉત્સાહભેર ચાલ્યા. તે રસ્તામાં ચાલતાં આવેલાં બે–ત્રણ ગામમાં ઝોળી માગવાથી ચાર મણ લોટ ભેગો થએલો. તે ગાડીમાં નાંખેલો પણ ખાધેલો નહિ. અમે અને મહારાજ બન્ને રસ્તામાં ભેગા થઇ ગયા. પછી ત્યાંથી પાછા ચાલતાં રસ્તામાં ભરવાડ અને કોળીની થોડી વસ્તીવાળું **ચાંગડાં** નામનું કુગ્રામ આવ્યું. ત્યાં ઉતારો કર્યો. પછી મહારાજે કહ્યું કે 'આ ગામમાંથી રૂપીયાનું પાંચ શેર અનાજ મળે તો પણ લાવો' (આ વખતે રૂપીયાથી પણ ઓછી કિંમતે મણ મળતુ હતું) પછી ઘણા ખોળવા ગયા, પણ એક શેરેય મળ્યું નહિ. સર્વે સંતો કાઠીઓ અને મહારાજ વિગેરેએ આગલે દિવસે થોડું ખાધેલું હોવાથી બધા જ ભુખ્યા થયેલા. અનાજ માટે અહીં તહી વલખાં મારતા હતા. આ સમયે અ.સ્વામી કહે છે કે–'અમે છાંણાં ખેતરોમાં ફરીને વીણી લાવ્યા. અને નિષ્કામાનંદસ્વામી જગ્યાને વાળીને સાફ કરે છે તે સમયે મહારાજ ઉઠીને તે તરફ થઇને નીકળ્યા. જગ્યા વાળતા નિ. સ્વામીને જોઈને મહારાજ બોલ્યા કે–'આ કુગ્રામમાં તો એક શેર

પણ લોટ મળતો નથી, તમો શા સારૂં ચોકાની મહેનત કરો છો ? અને આ ચોકો કેનો છે ?' આવું વચન સાંભળીને નિ.સ્વામીએ કહ્યું કે–'આ તો અદ્દભુતાનંદસ્વામીનો ચોકો છે, અમે રસ્તામા આવતાં ઝોળી માગવાથી ઘઉંનો લોટ ચાર મણ મળ્યો છે તે ગાડીમાં પડયો છે તેની બાટીઓ બનાવીશું' ત્યારે મહારાજે પૂછ્યું કે–અદ્દભુતાનંદ-સ્વામી કયાં ગયા છે ? ત્યારે નિ. સ્વામીએ કહ્યું કે–એ તો બહિર્ભૂમિ ગયા છે તે હમણાં આવશે' એવું સાંભળીને મહારાજે કહ્યું કે–' અ. સ્વામી આવે ત્યારે કહેજ્યો કે–'તમને જમતાં વધે તો બે બાટીઓ અમને આપે' એમ કહીને મુકામે ગયા. અ. સ્વામી આવ્યા ત્યારે નિ. સ્વામીએ ઉપરની વાત કહી. ત્યારે અ. સ્વામીએ કહ્યું કે–'હવે તો બધાજ લોટની બાડીઓ બનાવી નાંખો, બધાજ ભુખ્યા ખાશે' પછી સાધુઓએ મળીને બાટીઓ બનાવી દીધી અને ભાગ પડતી વહેંચી દીધી. (બીજું તો કશુંજ હતું નહિ) દેવનૈવેદ્યમાં ધરાવેલી બાર બાટીઓ લઈને અ.સ્વામીએ મહારાજને મુકામે જઈને, મુકુંદ બ્રહ્મચારીને બોલાવ્યા પણ ભૂખ્યા બ્રહ્મચારી બોલ્યા જ નહિ. પણ મહારાજ બોલ્યા કે–' એ કોણ આવ્યું છે ?' ત્યારે અદ્દભુતાનંદ સ્વામીએ પોતાનું નામ આપ્યું. ત્યારે મહારાજ બોલ્યા કે 'અત્યારે અસમયે કેમ આવ્યા ? ત્યારે સ્વામીએ કહ્યું કે–' તમે અમારે ચોકે આવીને બાટીઓ માગી હતી તે આપવા આવ્યો છું' પછી મહા-રાજે નિજ હસ્તે લઈને કહ્યું કે–'અમે તો બેજ કહી હતી અને આ તો ઘણી છે ?' એમ કહીને ભૂખ્યા કાઠીઓને પ્રસાદ તરીકે થોડી થોડી આપીને પછી પોતે જમ્યા: એમ કિલષ્ટ કષ્ટની પરાકાષ્ઠાએ રાત્રિ જેમ તેમ વીતાવી. સાસુ વહુની એકતા કરવા જતાં, બાઈ ફઈબાએ તો બહુ બુરી દશા જીંદગીમાં સદા સાંભારે એવી પૂર્વે નહિ દેખેલી અને નહિ સાંભળેલ એવી અતર્કિક કરી આપી. કોરા

કડાકા જેવું થયું. જેમ જાનમાં જવાનું હોય એમ કોઈએ કશું જ ભાતું પણ લીધેલું નહિ. (જરા જાડા લોટને પાણીથી કઠણ બાંધીને નાની થપોલીઓ કરીને છાંણામાં ધીમા તાપથી શેકે એને **બાટીઓ** કહે છે. સંપત્તિ હોય તો ઘીમાં બોળીને ખાય. તે વખતે આનો બહુ પ્રચાર હતો)

ઉપરોક્ત અવદશામાં જેમ તેમ રાત્રિ વિતાવી. સવારે ઊઠીને અ. સ્વામી ગાડી લઈને ધોલેરા ગયા. અને મહારાજ ત્યાંથી ચાલીને સીંજીવાડે આવ્યા. ત્યાં ભક્તરાજ જગરૂપ બારોટે બે દિવસના ભૂખ્યા જાણીને તત્કાળ ખાંડના લાડુ ભાત દાળ શાક કરાવીને મહારાજ તથા સંત પાર્ષદોને સારી પેઠે જમાડ્યા. ત્યાંથી બીજે દિવસે વરતાલ આવ્યા. આ રીતે મહારાજનાં વ્યાવહારિક સ્વોપયોગી વચન પણ ભક્ત બાઇએ લોપ કરવાથી મહારાજ અને સંતો બહુ કચલાઈ ગયા અને કંઇ પણ આદર નહિ કરવાથી રીસાઈને ભૂખ્યા તરસ્યા ચાલી નિકળ્યા. માટે મહારાજને રાજી કરવા હોય અને મોક્ષ મેળવવો હોય તેણે ભગવાનના કહ્યા પ્રમાણે વર્તવું એ સિદ્ધાંતની વાત છે (૧૯૮)

એક દિવસ શ્રીજી સાંજના સમયે ગઢડામાં સભામાં સંરાજમાન હતા. સીમમાં ચરીને ગાયો દરબારમાં આવી ત્યારે મહારાજ ઊઠીને અક્ષર ઓરડીએ આવીને બેઠા. ઓરડીના સાંકડા રસ્તામાં **જોધો** નામનો ભરવાડ જાતે ગાયો દોવા બેઠેલો તેને મહારાજે ચાખડીની ઠોકર જરા મારી. ત્યારે ભરવાડે જાતિ ઉપર જઇને દૂધની લાંબી શેડ મારી, તેથી મહારાજનાં બન્ને ચરણારવિંદ દૂધ દૂધ થઈ ગયા. તેને જોઈને મહારાજે શિખામણ માટે કહ્યું કે–'આ જોધો તો મૂર્ખને મૂર્ખ જ રહ્યો. કંઇ સુધર્યો નહિ' એમ એને કહીને મહારાજે મોટીબાને કહ્યું કે–'પાણી લાવો, અમારે ચરણ ધોવા છે, કેમકે

આ જોધા ભરવાડે દૂધવાળાં કર્યાં છે' પછી મોટીબા પાણી લાવ્યાં અને મહારાજનાં ચરણ ધોયાં. પછી અક્ષર ઓરડીમાં પધાર્યા, પછીથી જોધાના મનમાં એવું ભુસુ ભરાયું કે–'મને મહારાજે મૂરખ કેમ કહ્યો! હું તો બહુ ડાહ્યો છું'' એમ અભિમાનીને ઉતાવળો ઉતાવળો એના એજ વેષમાં અક્ષર ઓરડીએ આવીને ભાન ભુલીને ઉતાવળો મહારાજને કહેવા મંડયો કે-'મને ડાહ્યાને તમે મૂર્ખો કેમ કહ્યો. જુઓ–આ દાદાખાચરનાં, ઉગામેડીનાં અને માંડવધારનાં બધાં બકરાંને ટોળારુપમાં ભેગાં કરો. તેમાં જેટલા દાદાના બકરાં હોય તેને ઓળખીને હું જુદાં પાડુ. બીજા કોઇ પાસે ઓળખાવશો તો ઓળખી શકશે નહિ. આવા બહુ ડાહ્યા મને તમે મુર્ખો કેમ કહ્યો? આવું ભરવાડનું મનસ્વી ડહાપણ સાંભળીને, પોતાનો સદાનો સેવક જાણીને સમજણ આપી કે–'આ સર્વે માણસો છે એમાં ઓળખાય એવું કંઇપણ ચિહ્ન પ્રત્યેકમાં હોય છે, જેથી ઓળખી શકાય છે તેમ બકરાઓમાં પણ જેણે કરીને 'આ તે આ છે' ' એમ ઓળખાણ પડે, એવું અસાધારણ કંઇપણ ચિહ્ન હોય છે. આ ભેદને કરનારા કોણ હશે તે તો જાણું છું ? આવું મહારાજનું વચન સાંભળીને આસ્તિક જોધો બોલ્યો કે–આ ભેદને અનાદિથી કરનારા તો તમે ભગવાન છો.' ત્યારે મહારાજે સિદ્ધાંતમાં કહ્યું કે–'અમારી આગળ તો તું મુર્ખો ખરો કે નહિ ? ત્યારે સમજુ જોધો જોરથી બોલ્યો કે-'તમારા આગળ તો હું એકવાર નહિ પણ લાખવાર મૂર્ખો, અને તમે તો ભગવાન છો અને હું તો તુચ્છ જીવ છું, તે શી ગણતરીમાં? એમ સાંભળીને એની ઉપર મહારાજ રાજી થયા. આ રીતની એની અણસમજણ ટાળીને પોતાના સ્વરૂપનો નિશ્ચય કરાવીને સુખી કરી દીધો. મૂર્ખાને મુર્ખ કહેવા જેવો નથી. કેમકે પ્રાણીમાત્રને કપોલકલ્પિત ગર્વ હોય છે માટે જ '**मूर्ख छन्दानुरोधेन**' એમ કવિઓ કહે છે (૧૯૯)

વળી વડતાલમાં મહારાજ વિરાજમાન હતા. પ્રબોધિનીના સમૈયા ઉપર દેશાંતરથી સર્વે સંતો આવ્યા. દેશપરદેશ થકી ઘણા હરિજનો પણ આવ્યા. ધર્મકુળના નંદરામજી, સીતારામજી, વૃંદાવનજી, રઘુવીરજી, સુવાસિની બાઇ, વરીયારી બાઈ, સુનંદા બાઇ, વીરજાબાઈ વિગેરે શ્રીજીના સંબંધીઓ પણ આવ્યા. આ વારે સમૈયો વીશ પચીશ દિવસ ચાલુ રહ્યો. આમાં હરિભક્તો મોતીયા લાડુ, જલેબી, સાટા વિગેરે વિવિધ પકવાનની ઘણી રસોઇયો કરાવતા. હાલમાં સાધુની ધર્મશાળા નવી છે તે સ્થળે નીચી એક માળની ધર્મશાળા હતી. તેમા સર્વ સંતો સંકડાઈને રહેતા. તેમાં જમતી વખતે આસન વાળીને બેસતા. સાધુપ્રિય મહારાજ પંક્તિમાં 'મોતીયો લ્યો, જલેબી લ્યો, સાટા લ્યો' એમ બોલતા થકા આગ્રહથી સંતોને પીરસતા. આ રીતે આ નાની પ્રસાદભૂત ધર્મશાળામાં હજારો વાર પંક્તિ કરીને સાધુને પીરસીને ખૂબ જમાડ્યા છે. જમ્યા પછી અબોટ કરે, તે સુકાય ત્યારે ત્યાંજ આસન પાથરે. આ રીતે આ મોટા સમૈયામાં મહારાજે સંતહરિજનોને જમવાનું મહાસુખ સ્મરણીય આપ્યું છે. વળી સભામાં સંતોના તથા દેવોના મહિમાની ઘણી વાતો સચોટ કરતા. વળી પોતાના પુરુષોત્તમ સ્વરુપની ઉપાસના સંબંધી વાતો પતિવ્રતા વગેરેના દૃષ્ટાંતથી કહીને તેની સુંદૃઢતા કરાવતા હતા. આ રીતે સર્વ ભાઈ બાઇઓને ઉપયોગી વાતો કરે છે એવા સમયે એક ભૂત વળગેલા પાટીદાર આવ્યા. તેનું દુઃખ દેખીને મહારાજે તે ભૂતોને કાઢ્યા, તેથી તે સત્સંગી થયા. પછી ભૂતોને કહ્યું કે–'હવે આ સાધુઓમાં તો ન રહી શકાય, પણ કોઇ પતિવ્રતાનો ધર્મ ન પાળતી હોય એવી બાઈમાં રહો' ત્યારે બાઈઓ બોલી ઊઠી કે–'હે મહારાજ ! અમે તત્પર થઈને પતિવ્રત ધર્મ પાળીશું', અમારી પાસે ભૂતને મોકલશો નહિ એમ કોઇ ગ્રાહક નહિ થવાથી તેમને પવિત્ર બદરીકાશ્રમમાં મોકલી દીધાં (૨૦૦

વળી એક દિવસે શ્રીજી સભામાં પાટ ઉપર બેઠા હતા. તે સમયે નારાયણદાસ નામના સાધુ સમાધિ ચઢાવીને મહારાજની પાટ પાસે પડયા હતા. આજ સમયે એક વંઠેલ બાઈ કે જેણે સાત પુરૂષની તો હત્યા કરી હતી, તેણે આવીને શ્રીજીને મારવા માટે જંત્ર મંત્રના ઘણા અધમ પ્રયોગો કર્યા પણ કોઇ ઉપાય ફલિત થયો નહિ. ત્યારે તે ભૂંડું બેફામ બોલી કે–'તમે કઇ આકાશમાંથી અધર પડ્યા નથી કે જેથી સ્ત્રીઓને અડતા નથી વિગેરે' બહુ વંઠેલ એ બાઇ રસ્તામાં જ ભૂંડુ કામ કરીને આવેલી. એ વાત નારાયણદાસે સમાધિ દ્વારા જાણેલી હોવાથી તે સમાધિ થકી બહાર આવીને તત્કાળ બોલ્યા કે–'એ રાંડ! તને ફલાણો તર્ક અડશે' એમ નીચ જાતિમાં વ્યભિચાર કર્યાની વાત કરીને પાછા સમાધિમાં જતા રહ્યા. આ રહસ્યની વાત જાહેરમાં આવવાથી વંઠેલ બાઈએ જાણ્યું કે–'આ તો મારી બધીજ દુષ્ક્રિયા કહેશે, આ તો અંતર્યામી જણાય છે' એમ વિચારીને ત્યાંથી તુરત નાસી ગઈ. સમાધિથી બહાર આવીને કુચાલ બાઈસાથે બોલાવાથી તે નારાયણદાસ સાધુ ઉપર શ્રીજી બહુ કુરાજી થયા ને કહ્યું કે–'તમે સાધુ થઇને અમારી આજ્ઞા લોપીને સ્ત્રી સાથે બીભત્સ બોલ્યા જ કેમ? માટે હવે તમે સત્સંગમાં રહેવા યોગ્ય નથી' એમ કહીને નારાયણદાસને સત્સંગ બહાર કાઢી મુકયા. બહુ કષ્ટસાધ્ય સમાધિનું સુખ ક્ષણમાં ખોઈ બેઠા.

આ અતર્કિત ઉપાધિ પતી ગઈ એજ સમયે વડોદરાથી ગાયકવાડ સિયાજીરાવના ખાનગી દીવાન નારૂપંત નાના, રાજાનો કાગળ લઈને આવ્યા. તેમણે એ કાગળ મહારાજને વંચાવીને, વધુમાં મુખથી કહ્યું કે–'દયા લાવીને વડોદરા જરૂર પધારો, મહારાજ ગાયકવાડની તીવ્ર ઇચ્છા છે' આવું સાંભળીને મહારાજે કહ્યું કે–'પહેલાં આ દાદા સુરા સોમલા આદિક ખાચરોને તેડી જાવ પછીથી અમે

આવીશું' એમ કારણસર કહીને તેમને ઉતારો આપ્યો અને જમા-ડ્યા. પછી શ્રીજીએ દાદા, સુરા, સોમલા આદિક ખાચરોને કહ્યું કે 'તમે પ્રથમ જઈને રાજાનો સદ્દભાવ ભક્તિ વિગેરેને જોઈ આવો, પછીથી અમે આવીશું' એમ પાર્ષદોને ભણાવીને, મંત્રી નારુપંત સાથે એમને મોકલ્યા. અહીંથી ચાલેલા તેઓ વડોદરાના મંદિરમાં જઈને ઉતારો કરીને, પછી રાજદરબારમાં ગયા. તે વખતે સર્વેની આગળ દાદાખાચરને રાખીને બીજાને પાછળ રાખેલા. જ્યાં ગાદી ઉપર શિયાજીરાવ બેઠા હતા ત્યાં સમીપે ગયા. ત્યારે મંત્રીએ ઓળખાણ આપ્યું કે-'આ પહેલા આવે છે તે મુખ્ય દાદાખાચર છે.' ત્યારે સરકાર પોતે ઊઠીને સામા જોઈને દાદાખાચરને બહુ સ્નેહથી ખુબ મળ્યા. અને પાસે બેસાર્યા. પછી બીજા પાર્ષદોને પણ મળીને પાસે બેસાર્યા. પછી દાદાને પોતા પાસે બેસારીને કહ્યું કે-'તમે મને સ્વા. ના. નાં દર્શન કરાવો તો જ થશે નહિ તો નહિ થાય. તમે સ્વા.ના. ના હજુરી સેવક મુખ્ય માનીતા છો' આવું સરકારનું શુદ્ધબુદ્ધિનું વચન સાંભળીને દાદાખાચર રાજ રીતે બોલ્યા કે-'અમે રૈયત કહે-વાઈએ અને તમો તો રાજા કહેવાઓ' આવું દાદાનું વિનમ્ર વચન સૂણીને સરકાર બોલ્યા કે-'હું રાજા ખરો, પણ તમે તો સ્વા.ના. ને અનન્ય ભક્તિથી વશ કરી રાખ્યા છે તે મને દર્શન દેતા નથી. તમે ખરી ભલામણ કરો તો દર્શન જરૂરથી દે' આવાં વિનયભર્યાં વિ-શુદ્ધ વચનો વદીને, સર્વ પાર્ષદોને બહુ હેતથી શેલુ શિરપાવ કરીને પાછા વળાવ્યા. ત્યાંથી વડતાલ આવીને પાર્ષદોએ કહ્યું કે-'સયાજી-રાવ સરકાર તો તમારા ભક્તોનો બહુ મહિમા સમજે છે તો તમારો ભગવાનનો સમજે એમાં કહેવું જ શું ? તમારો મહિમા સોળઆની સાચી રીતે સમજે છે. તો તમારે અવશ્ય પધારીને સરકારનો મનો-રથ પરિપૂર્ણ કરવો ઘટે છે, જ્યારે અમો પામર કાઠીઓને શેલુ

શિરપાવ કર્યો છે તો તમારો સત્કાર તો રાજોપચારથી સર્વોત્તમ કરશે. એમાં શંકા નથી' અવશ્ય કર્તવ્યનું વચન સાંભળીને તથા સરકારનો શુદ્ધ ભાવ જાણીને તેમની ઉપર નિરતિશય રાજી થઇને વડોદરા પધારવાની હા પાડી (૨૦૧)

એક દિવસે વડતાલમાં હરિમંડપમાં સુખેથી પોઢ્યા હતા. બીજે દિવસે સવારમાં ઊઠીને બહિર્ભુમિ જઇને હાથ પગ ધોઈ ને દાતણ કોગળા કરીને, ચોકડીમાં બેસીને સ્નાન કરવા મંડ્યા. ત્યારે નળે થઈ ને પડતા પાણીએ ઠાકોરના છોકરાઓ નીચે રમતમાં નાહતા હતા અને પરસ્પર બકોર કરતા હતા તેના સાદને સાંભળીને પ્રસન્ન મહારાજ બોલ્યા કે—આ પ્રસાદીનાં પાણીથી સ્નાન કરનારાં છોકરાં ચક્રવર્તી રાજ્યનાં અધિકારી તો થઇ ચૂકયા. એમ બાળકોને આશીર્વાદ આપીને, પછી પોતે શ્વેત વસ્ત્રોને પહેરીને, જેતલપુરવાળા ગંગામાએ કરેલો થાળ જમવા માટે ઉત્તર મુખારવિંદે બાજોઠ ઉપર બેઠા. જમીને તૃપ્ત થઈને વડોદરા જવાની તૈયારી કરી. ને સર્વે સંતો પાર્ષદો, નારાયણ ગિરિ બાવો, જોબનપગી વિગેરે હરિજનોને સાથે લઇને વરતાલથી ચાલ્યા તે ગામ **સાંકરદા** આવતાં ત્યાંના ગણેશજી પટેલે રસોઈ કરાવીને સર્વ સંતોને જમાડ્યા. અને મહારાજ તો ગુજરાતમાં બહુધા જમાતી કોદરી કઢી જમીને પોઢી ગયા.

બીજે દિવસે ત્યાંથી ઉપડ્યા તે ગામ **છાણી** આવ્યા. ત્યાં રાજાએ સામી સવારી સર્વાંગી મોકલી હતી. તેમાં એક મોટો હાથી સુવર્ણની અંબાડીથી શણગારીને મહારાજ માટે ખાસ મોકલ્યો હતો તેની ઉપર નારુપંતે પ્રાર્થના કરીને અને નાનાં પ્રકારનાં વસ્ત્રો, અલંકાર – વેઢ વીંટીઓ કડાં સાંકળાં મંડીલ જામો શેલુ વિગેરે ધારણ કરાવીને મહારાજને બેસાર્યા. બીજા સંતો વિગેરેને બીજાં વાહનોમાં બેસાર્યા. આવા દિવ્યમૂર્તિ શ્રીહરિનાં મંગળકારી દર્શન કરવા સર્વે

ધામોના મુક્તો, ભવ બ્રહ્માદિ બધા દેવો, નારદાદિ દેવો, સિદ્ધ ચારણ વિદ્યાધર, ગાંધર્વ, અપસરાઓ વિગેરે પણ પોતપોતાનાં વાહનોમાં બેસીને આકાશમાં આવીને પોતાનાં વાજીંત્રોને હર્ષભરથી વગાડતા થકા પુષ્પોની વૃષ્ટિ કરવા મંડ્યા. આગળ અનેક પ્રકરનાં વાજીંત્રો વાગવા લાગ્યાં અને છડીદાર 'જય જય મહારાજાધિરાજ' એવાં મંગળ શબ્દને ઉચ્ચ સ્વરે બોલવા મંડ્યા અને અનેક પ્રકારની શોભા સાથે સર્વને દર્શન દેતા દેતા ધીમે ધીમે શ[illegible]ાર્યા. રાજાની હવેલી આગળ આવ્યા ત્યારે રાજા પોતે આવીને બહાર ઊભા રહ્યા. ત્યાંથી હાથીને ઊભો રાખતાં, ઉતરીને મહારાજ રાજાને મળ્યા. તે સમયે સરકાર મહારાજનાં ચરણમાં પડીને બોલ્યા કે-'હવે હવેલી ઉપર પધારો' એમ કહીને હાથ ઝાલીને ગાદી આગળ જઈને ગાદી ઉપર જય જય નાદ સાથે બેસાર્યા. પછી ઘણી વિનંતિ કરી અને બહુ દિવસથી દર્શનની તાણ હોવાથી બહુ વખત દર્શન કરીને, જેમ કોઈ વાંઝીયા શાહુકારને વૃદ્ધ અવસ્થામાં દીકરો થાય કે જેમ કોઈ નિર્ધનને ધન પ્રાપ્ત થાય તેમ અતિશય આનંદને પામીને મહારાજ પ્રત્યે બોલ્યા કે–'તમે સ્વયં ભગવાન છો અને હું આપનો અનન્ય દાસ છું" આપ કહો તો હું આગળ ચાલું અને કહો તો કેડે ચાલું?' ત્યારે મહારાજે કહ્યું કે–'તમે આગળ ચાલો અને અમે તો ધીરે ધીરે દર્શન દેતા થકા પાછળ આવીશું' એમ પરસ્પર વાર્તાલાપ કરીને, હવેલીથી હેઠે ઉતરીને મહારાજ ગજેન્દ્ર ઉપર વિરાજ્યા અને રાજા હસ્તી ઉપર બેસીને આગળ ચાલ્યા. વાજતેગાજતે મહારાજ સર્વેને દર્શન દેતા થકા ચાલ્યા તે મસ્તુ બાગમાં જઈને ઉતર્યા. ત્યાં સુખેથી રાત્રિ રહીને બીજે દિને સભા કરતાં આવેલા પંડિતો પુરાણીઓ સાથે શાસ્ત્રાર્થ કરીને તેમને જીત્યા. ત્રીજે દિને દ્વેષી દિવાનજી ઉપાધિ કરી, પરંતુ મહારાજે વાયુ સાથે વરસાદ કર્યો અને દિવા-

નજી કુશી ઉપાધિ કરી શકયા નહિ. પોતાનું પુરુષોત્તમપણું શહેરમાં પ્રગટ કર્યું અને રાજાએ દરબારમાં શેત્રુ શિરપાવ કર્યો. એમ રાજા ની મહાપૂજા કે જે '**अमृत राजसन्मानं**' એમાં કહ્યા પ્રમાણે અમૃત-તુલ્ય કહેવાય છે તેને ગ્રહણ કરીને, તેમને પંડિત નિત્યાનંદ સ્વામી પાસે સંપ્રદાયની રીતનાં વર્તમાન ધરાવીને સત્સંગી કરીને હાર્દિક આશીર્વાદ આપ્યા. પછી મહારાજને ઊઠીને ચાલવાના સમયે મહા રાજા વળાવવા આવ્યા. તેમને આગ્રહથી પાછા વાળીને મહારાજ પોતે ઘોડા ઉપર સવાર થઈને પાછા **સાંકરદા** ગામ આવીને રાત્રિ રહ્યા. સંતો વિગેરે પણ સાંકરદા આવી ગયા. તેમને ગણેશ પટેલે ભાવતું ભોજન ખીચડી કઢી સર્વેને ખવરાવી અને મહારાજ પણ એજ ખીચડી કઢી હલકું ભોજન કરીને રાત રહ્યા. બીજે દિવસે ઉ-તાવળા ઉપડયા તે વડતાલ આવ્યા. એમ વટપત્તનની લીલા પૂર્ણ થઇ (૨૦૨)

વળી વૃત્તાલયમાં વિરાજમાન સહજાનંદ સ્વામીએ નિજાવાસ હરિમંડપમાં રહીને **શિક્ષાપત્રી** નામનો નિબન્ધ, ૨૧૨ શ્લોકાત્મક લખ્યો. તેને શુકાનંદ મુનિ પાસે શોધાવીને, સંતોને લખવાની તથા નિત્ય પાઠ કરવાની આજ્ઞા કરી. હરિભક્તોને પણ આજ્ઞા કરી. સં. ૧૮૮૨ ના માઘ માસના શુકલ પક્ષની પંચમી કે જે વસંત રાગ ગાવાનો પ્રથમ દિન કહેવાય છે તે દિને જાહેર કરી. વસંતપંચમીનો ઉત્સવ હોવાથી તે ઉપર ઘણા હરિભક્તો ઉપર સ્વહસ્તે રંગ ગુલાલ નાંખ્યો. એટલે છુટી થતાં સર્વે પરસ્પર રંગ ઘણીવાર રમ્યા. પછી મહારાજ સંતો હરિજનોને સાથે લઇને ગોમતીમાં સ્નાન કરવા પધાર્યા. ઘણીવાર સુધી સ્નાન કરીને શ્વેત વસ્ત્રો પહેરીને વાજતે ગાજતે મંદિરે પધાર્યા. એ દિવસે વડોદરાના બાપુ વેદ્ય મોતીયા જલેબીની રસોઈ હતી. મહારાજે પોતે પરાણે પીરસીને ખૂબ જમા

ડયા પછી પોતે જમ્યા.

એજ રાત્રિએ મહારાજ તથા સદ્ગુરુઓએ મળીને, આચાર્ય સ્થાપવાનો વિચાર કર્યો. મોટાભાઈ રામપ્રતાપજીના ત્રણ પુત્રોમાંથી અયોધ્યાપ્રસાદજી અને નાના ઈચ્છારામના પાંચ પુત્રોમાંથી રઘુવીરજીને દત્તક તરીકે લીધા. બે વિભાગીય ગાદીઓ કરીને એમને બને-ને તેના અધિકારી કર્યા. બીજે દિવસે મહારાજે મંદિરની પછવાડે હાલમાં ઓટો છે તે જગ્યાએ એ પાટો ઢળાવીને, તે બન્નેને આચાર્ય તરીકે બેસારીને આરતી ઉતારીને, પછી હરિભક્તોને કહ્યું કે–' અમારી પેઠે આ બન્નેની પૂજા કરો' એમ કહીને પોતે હરિમંડપ ઉપર પધાર્યા પણ કોઈ હરિજનોએ આચાર્યની પૂજા કરી નહિ. તેને જોઈને મહારાજે નિત્યાનંદ સ્વામીને બોલાવીને કહ્યું કે–' આ હરિજનોને સમજાવો અને મને દેખતાં આ બન્નેની પૂજા કરે, એવો કંઈક રસ્તો તમે સર્વે મળીને પાડો' 'આવું વચન સાંભળીને, નિત્યાનંદસ્વામીએ કહ્યું કે–' તમારે પણ ' એમ કહીએ તેમ કરવું પડશે ?' ત્યારે મહારાજે હા કહી. પછી નિ. સ્વામી સભામાં આવ્યા. મુક્તાનંદસ્વામી ગોપાલાનંદસ્વામી બ્રહ્માનંદસ્વામી અને અદ્ભુતાનંદસ્વામી કહે છે કે – હું પણ હાજર હતો. તે સમયે નિ. સ્વામીએ પ્રથમ શ્રીજીનો અભિપ્રાય સભાસદ સર્વેને કહી સંભળાવ્યો. પછી સર્વ સંતોએ મળીને હરિજનોને વિભાગથી સમજાવ્યા કે–' તમે પાઘડી અને શેલુ બન્ને મહારાજની પૂજા માટે લાવ્યા હો, તો પાઘડી રઘુવીરજી આચાર્યને બંધાવો અને શેલુ મહારાજને ઓઢાડો, એમ લક્ષ્મીનારાયણ દેશવાળાને સમજાવ્યું. પછી નરનારાયણ દેશના હરિજનોને સમજાવ્યું કે–'તમે શેલુ પાઘડી મહારાજની પૂજા માટે લાવ્યા હો તો પાઘડી અયોધ્યાપ્રસાદજી આચાર્યને બંધાવો અને શેલુ મહારાજને ઓઢાડો' એ રીતે સર્વે સંતોએ મળીને બન્ને દેશના હરિભક્તોને

વિભાગથી સમજાવ્યા ત્યારે બન્ને આચાર્યની પૂજા થવા માંડી. તેને ભાળીને મહારાજ બહુ રાજી થયા અને સભામાં આવીને વિરાજીને એમ વાર્તા કરવા લાગ્યા કે-'આ હરિજનો તો તમારા કહ્યામાં છે માટે તમારા કહેવાથી પૂજા કરી, તો આ સત્સંગ તમારે સાચવવો અને સૌ સૌના દેવની તથા આચાર્યની પુષ્ટિ કરવી.'

એવી વાત કરે છે તે સમયે સભામાં કાનમદેશમાં આવેલા **હળદર** ગામના **હરિભાઇ** નામના શેખે તે પોતાના નથુ નામના દીકરાને લઇને આવેલા. તેઓ ત્યાગી તરીકે વડતાલમાં લક્ષ્મીનારાયણદેવનો ચોક વાળવો પાણી છાંટવું વિગેરે પરચુરણ ઘણી સેવા કરતા, તેથી તેના દીકરા ઉપર મહારાજશ્રી બહુજ રાજી રહેતા, તે છોકરો મહારાજના મુખ આગળ આવીને ઊભો રહ્યો. તેને જોઇને બ્રહ્માનંદ સ્વામીને કહ્યું કે-'આ તો રાધિકાનો પુત્ર હોય એમ જણાય છે' આવું વચન સાંભળીને સ્વામી બોલ્યા કે-'અમે ત્યારે કોના દીકરા?' ત્યારે મહારાજ બોલ્યા કે-'તમે તો બીજી ગોપીઓના હશો?' ત્યારે વળી સ્વામી ફરી બોલ્યા કે-'બાપ તો એકજ છે' એટલે કશી કહેવત નથી જુદી જુદી માયોને તો અમે સમજાવી લઇશું' આ રીતની હસવા પૂરતી રમુજ સભામાં કરી, પછી લક્ષ્મીનારાયણ દેવની આરતી થતાં દર્શને પધાર્યા. પછી લક્ષ્મીનારાણય દેવનો પ્રસાદ દૂધ પુરી શાક અથાણું વિગેરે જમીને નિશ્ચિત પોઢી ગયા (૨૦૩)

વળી લક્ષ્મીનારાયણદેવનું મંદિર બાંધવામાં પત્થર જોઇએ તે ખંભાત બંદરથી આવતા. બીજુ કોઈ જ દ્વાર ન હતું. પત્થરનું દાણ નવાબસાહેબ લેતા હોવાથી ખર્ચો બહુ આવતો એમ જાણીને જ્યારે ઓટલા બરાબર આવ્યું ત્યારે ગામ મહુધાના અમીન અજુભાઇ કે જે નવા સત્સંગી થએલા અને લોકમાં પણ પ્રસિધ્ધ હતા. તેમને બોલાવીને મહારાજે કહ્યું કે-'તમે ઘોડે બેસીને, બે માણસો આપી

એ તેને સાથે લઈને ખંભાતના નવાબ પાસે જાવ. તેમને મળીને પત્થરની જકાત માફ કરાવી લાવો' આવું બહુ ઉપયોગી વચન સાંભળીને, બાપા બોલ્યા કે–'મારે એ રાજ્યમાં કશું ઓળખાણ નથી, ઓળખાણ વિના જઈએ તો ફેરો પડે' ત્યારે મહારાજે કહ્યું કે-'તમે જાવ તો ખરા, તમારી ભેગો હું પણ મદદમાં છું" એમ બળ આપીને અમીનને ખંભાત શહેરમાં જતાં ઘોડી ભડકવાથી ઉપરથી નીચે પડી ગયા. પછી ઉપાડીને, સ્વા. ના. ની એક ઓરડી કહેવાતી હતી ત્યાં લાવીને ઉતાર્યા. ત્યાં એક **તુલસીદાસ** નામનો વેરાગી હતો તે ખુદ નવાબ સાહેબની દવા કરતો. પોતે વૈદ્ય હોવાથી તેને તેડવા માટે નવાબ સાહેબ દરરોજ મેનો મોકલતા અને ઔષધ કરવા જતા. આ વેરાગી પ્રથમ આપણા સંપ્રદાયમાં રહેલા. એમનું નામ ચક્રધરાનંદજી હતું. એટલે હરિજનો એમને પુરા ઓળખતા હતા. તેથી ખબર મોકલી કે–'એક વડતાલથી હરિભક્ત આવ્યા છે, તેમનું નામ **અજુભાઇ** બાપો છે. તે અહીં આવતાં ઘોડી ઉપરથી પડી ગયા હોવાથી એમનો પગ ઉતરી ગયો છે, તેથી તમને અમે બોલાવવા આવ્યા છીએ' એટલે બહુ પરિચિત તુલસીદાસ બાવો સ્વા. ના. નામથી કહેવાતી ઓરડીએ આવ્યા. ત્યાં તો બાપાને બરોબર ઓળખ્યા. અને પછી પગ ચઢાવ્યો. ત્યાર પછી બાવાએ આવવાનું કારણ પૂછતાં અજુભાઇએ કહ્યું કે–'વડતાલમાં મંદિર થાય છે. તેના પત્થર અહીં થઈને આવે છે તેનું દાણ માફ કરાવા અહીં આવ્યો છું" ત્યારે તે વેરાગીએ કહ્યું કે–'જો તમે મને સ્વા. ના. પાસે સાધુ તરીકે પાછો રખાવો તો મારી મિલકત લઈને આવું અને દાણ માફ કરાવી આપું' ત્યારે બાપા બોલ્યા કે–'એ સ્વા. ના. પાસે રખાવવા એ તો મારૂ જ કામ છે. જરૂર રખાવીશ' ત્યારે તુલસીદાસે કહ્યું કે–'તમને સવારે તેડવા માટે મેનો મોકલાવીશ, તેમાં બેસીને આવજ્યો' તુલ-

સીદાસ ઉતારે ગયા. બીજે દિવસે નવાબ પાસે જઇને બધી હકીકત કહી અને તેડવા માટે મેનો પણ મોકલાવ્યો.બાપા તેમાં બેસીને સાહેબ પાસે જતાં તેમણે તત્કાળ મળવા બોલાવ્યા. એટલે બાપાશ્રી સાહેબને સલામ કરીને પાસે બેઠા. તે સમયે તુલસીદાસ વૈદ્ય કહ્યું કે-'આ તો મહુવા પરગણાના **અમીન** તરીકે પ્રસિધ્ધ છે વડતાલમાં લક્ષ્મી નારાયણદેવનું મંદિર થાય છે. ત્યાં જે પત્થર આવે છે તેનું દાણ માફ કરાવાના કારણે આપની પાસે આવ્યા છે' આવું સાંભળતાં જ નવાબ સાહેબે તત્કાળ માફીનો લેખ કરી આપ્યો. તેને લઈને બાપાશ્રી ઓરડીએ આવ્યા. અને તુલસીદાસ પણ ભાગ્યવંતી ઓરડીએ આવ્યા બન્નેએ ઠરાવ કરીને, એક ગાડી લઈને વડતાલે આવ્યા. આ સમયે મહારાજ મંદિર પાછળ સભામાં બેઠા હતા. તે સમયે બાપાએ માફીનો લેખ મહારાજના હાથમાં આપ્યો. તેને વાંચીને મહારાજના હાથમાં આપ્યો. તેને વાંચીને મહારાજ બાપા ઉપર બહુ રાજી થઇને બોલ્યા કે–'તમે બહુ સારું કામ કરી આવ્યા' ત્યારે બાપાએ કહ્યું કે–'હું શું કરી શકું એ કામ આપના પ્રતાપથી થયું છે' એમ કહીને પછીથી બાપાએ કહ્યું કે–'કામ તો કરી લાવ્યો પણ એક બંધનમાં આવ્યો છું, ત્યારે મહારાજ બોલ્યા કે–'શા બંધનમાં આવ્યા છો? તે કહો, એમાંથી તમને છોડીએ' ત્યારે બાપા ધીમેથી બોલ્યા કે–આપણા સત્સસંગમાં એક ચક્રધરાનંદ નામના સાધુ હતા. તે વ્રતમાન કઠણ હોવાને લીધે નીકળી ગએલા. તો પણ તમારું જ ભજન કરે છે. એમની પાસે નવાબ દવા કરાવે છે. એથી એમની પાસે વીશેક હજાર રૂપીયા ભેળા થયા છે. હું ત્યાં ગયો ત્યારે દૈવયોગે ઘોડા ઉપરથી પડી જતાં પગ ઉતરી ગયો. તે તેમણે ચઢાવ્યો. તે વખતે મને કહ્યું કે–'તમે મને મહારાજ પાસે રખાવો' ત્યારે એક તો મારો પગ ચઢાવ્યો અને આપના માફી પત્રમાં એમની જ બધી મેળાપી

મહેનત છે' અને વળી આ સ્થિતિએ પણ તમારું જ ભજન કરે છે. આ યોગ્ય કારણે મેં હા પાડી છે. અને અહીં સાથે જ તેડી લાવ્યો છું' આવું સાંભળીને મહારાજ બોલ્યા કે–' આપણે એમનું કામ નથી.' એવું વચન સાંભળીને બાપાશ્રી બાપાની રીતે બોલ્યા કે-'જ્યારે તમે ના કહો છો તો હવે તમારે અને અમારે છેલ્લા જય સ્વામિનારાયણ' ત્યારે મહારાજ બોલ્યા કે–બાપા એમકેમ અવળું બોલો છે?' ત્યારે વળી બાપા ફરી ફરી બોલ્યા કે–'મારું વચન ખોટું પડે છે તેની ચિંતા થાય છે.' ત્યારે સમજુ મહારાજ બોલ્યા કે–'જાવ તુલસીદાસને તેડી લાવો.' ત્યારે અજુભાઈ બાપા તેમને તેડી લાવ્યા. અને તે મહારાજ ને પગે લાગ્યા. પછી બાપાએ ઠરાવ મુજબ કહ્યું કે–'જાવ તમારી મીલકત લઇ આવો' એટલે તે પોતાની બધી મીલકત લઈ આવ્યા. પછી તેમનું નામ જે પ્રથમ **ચક્રધરાનંદ** હતું તે કાયમ રાખ્યું. એ મીલકતમાંથી મંદિરનું અધુરુ કામ હતું તે પણ પુરુ થઈ ગયું. એમ મહુધાના અમીન અજુભાઇ બાપાએ મહારાજે સોંપેલું કામ લાગવગથી ઓળખાણથી પૂરું કર્યું અને ખસી ગએલું ચક્ર પણ સ્વસ્થાને બેસાડયું. અને પટલાઈ પુરી કરી અને મંદિર પુરું થતાં લક્ષ્મીનારાયણ દેવ પણ સર્વેની ઉપર સુપ્રસન્ન થયા (૨૦૪)

વળી મહારાજ બીજે દિને પ્રાતઃકાળે ઊઠીને, નિત્યવિધિ કરીને સભામાં આવીને બેઠા. અને સંતો પણ આવીને બેસી ગયા. તે વખતે બ્રહ્માનંદસ્વામીને મંદિરના કામે રાખેલા, પણ ગઢડા સાથે આવવાનું કહ્યું, પછી થાળ જમીને તૈયાર થતાં સર્વે સંતો પણ જમીને તૈયાર થયા. મહારાજ સંતો સાથે વડતાલથી ચાલ્યા તે ગામ મહેળાવ રાત રહ્યા. ત્યાંથી ચાલ્યા તે બુધેજ આવીને ત્યાં જમીને ચાલ્યા તે **ધોલેરા** મંદિરમાં ઉતર્યા. બીજે દિવસે સવારમાં પરવારીને, હાલમાં જ્યાં છત્રી છે ત્યાં સભા ભરીને બેઠા. તે સમયે મંદિર

છોવાના કામનો આરંભ થયેલો, પણ ચૂનાના અભાવે ઘણું કામ બાકી હતું. ભોજાભાઈ, પૂંજાભાઇ, વરસાભાઈ, ડોસાભાઇ, ગગાભાઈ જગુભાઇ, વિગેરે હરિજનો સભામાં બેઠા હતા. પછી મહારાજે મંદિર માટે સર્વ પ્રત્યે ભલામણ કરી કે–'આ મદનમોહનજી મહારાજની સેવા સર્વેએ કરવાની છે' ત્યારે દાદાખાચરે કહ્યું કે–'શી સેવા કરવાની છે?' ત્યારે મહારાજે સ્પષ્ટ કહ્યું કે–'આ મંદિરને છોવાનું કામ ચાલે છે, તેમાં ચુનાની જરૂર છે, તો યથાશક્તિ પાંચ કે દશ કે વીશ ગાડાં ચૂનો લખાવો. જે લખાવશે તેમને છાતીમાં ચરણારવિંદ આપીશું' તેને સાભળીને પ્રથમ દાદાખાચરે કહ્યું કે–'મારાં વીશ ગાડાં લખો.' પછી અંગરખું કાઢીને મહારાજનાં ચરણારવિંદ છાતીમાં લઈ ને સભામાં બેઠા. ત્યારે સુરાખાચરે પંદર ગાડાં લખાવીને ચરણારવિંદ લીધાં. એ રીતે સર્વે હરિભક્તોએ યથાશક્તિ ચૂનાના ગાડાં લખાવીને છાતીમાં ચરણારવિંદ લીધાં. આ વખતે બોરુ ગામના બે ભાઈ વાણીયા હતા. તેમણે દેખાદેખી ઊઠીને છાતીમાં ચરણારવિંદ લીધાં પણ કોઈ સંખ્યા બોલ્યા નહિ. ત્યારે ચકોર મહારાજે ટકોર કરી કે–'ચરણારવિંદ તો લીધાં, પણ કેમ કઈ બોલતા નથી?' ત્યારે તે વણિક ન છૂટકે બોલ્યા કે–'અમારૂ બન્નનું એક ગાડુ ચૂનો લખો' ત્યારે મહારાજે મર્મમાં કહ્યું કે–'આ વાણીયાઓએ ખુદ ઠાકોરજીની સેવામાં પણ વટાવ કાઢયો' એમ ઘણી રમુજ કરીને ઘણાં રાજી થયા. આ રીતે એ જગ્યાએ સો ઉપરાંત ચૂના લખાવનારા હરિભક્તોને પ્રસન્નતા પ્રદર્શક છાતીમાં ચરણારવિંદ આપ્યાં. પછી પાક તૈયાર થતાં જમવા પધાર્યા. સંતો પાર્ષદો પણ જમવા ગયા. જમીને સર્વે ચાલવા તૈયાર થઇ ગયા (૨૦૫)

મહારાજ ધોલેરાથી સંત પાર્ષદો સાથે સાથે ચાલ્યા તે ગામ **રોઝકા** આવ્યા. ત્યાં ઘઉની ખળીઓમાં ઉતારો કર્યો અને કાઠીઓ

ઘોડાંને પાણી પાવા તલાવે ગયા. તેમાં પાણી થોડું અને કાદવ ઘણો હતો. પહેલું ઘોડું માતરા ધાધલે નાંખ્યું. કાદવમાં કળી જતાં, 'જો હું સાચું કહીશ તો કોઈ ઘોડાં નહિ નાંખે અને ઉલટા મારી મશ્કરી કરશે' એમ મનમાં વિચારીને, ઘોડું કાદવમાં કળી ગયું છે છતાં તેને **'ત્રોહ ત્રોહ'** જોરથી કરવા લાગ્યો. આ શબ્દને સાંભળી-ને બધાજ કાઠીઓએ ઘોડાં નાંખ્યા અને કાદવમાં ખૂતી ગયા અને ખુબ કાદવવાળાં થયાં. ત્યારે બીજા બોલ્યા કે–'અલ્યા માતરા ! તેં કહ્યું કેમ નહિ ?' એમ ધાંધલ કરવા મંડ્યા. ત્યારે તેણે મર્મમાં કહ્યું કે–'બાપુ પાણી ઘણો છે. ઊંધે માથે ભરીએ તો ગળા સમો છે' એ રીતે પરસ્પર હાસ્ય વિનોદ કરીને ઘોડાને પાણી પાઇને મહા-મહેનતે બહાર કાઢ્યા અને તે કાદવવાળાં લઈને ઉતારે આવ્યા અને મહારાજ પાસે આવીને બેઠા અને વીતેલી વાત કરવા લાગ્યા કે–'આ માતરા ધાધલે 'ત્રોહ ત્રોહ' કરીને અમારા સર્વેના ઘોડાને કાદવમાં નંખાવીને કાદવવાળાં કર્યાં' એવું સાંભળીને મહારાજ તો મુખ આગળ રૂમાલ દઈને બહુ હસવા લાગ્યા. એમ અપૂર્વ હસા હસ થતાં, તેમના સખા બ્રહ્માનંદસ્વામીએ એક ઉઘડ દૃષ્ટાંત દીધું કે –'એક ગામમાં મંદિરમાં ગણપતિની જબરી પ્રતિમા પધરાવી હતી તેમની વિશાળ ડૂંટીમાં એક વીંછી ભરાઈ ગએલો. તે સમયે ખા-તર પાડીને સાત ચોરો ત્યાં આવ્યા. તે પૈકી એક મહાચોરે ગણ-પતિની ડુંટીમાં હાથ ઘાલ્યો. જેવો હાથ ઘાલવા જાય છે તેવો જ વીંછીએ ટચ લઇને ચટકો માર્યો. તે સમયે તે ચોર બીજું કંઇ પણ નહિ બોલતા એમ બોલ્યો કે–'અહોહો આ ગણપતિની ડુંટી તો બહુ ટાઢી હિમ જેવી અનુભવ કરવા જેવી છે' એવું સાંભળીને પરીક્ષા માટે બીજા ચોરે હાથ ઘાલ્યો, ત્યારે તેને પણ વીંછીએ ચટકાવ્યો. ત્યારે તેણે પણ પ્રથમ પ્રમાણે કહ્યું. આ રીતે સાતેય ચોરોએ હાથ

ઘાલ્યા અને વીંછીએ ચટકાવ્યા પણ એકેયે 'વીંછી કરડયો' એમ કહ્યું નહિ. પછી બધા ભેગા થયા ત્યારે સાચી વાત કરીને પરસ્પર હસ્યા. આ દૃષ્ટાંત જેવું આ કાઠીઓને થયું.' એમ દૃષ્ટાંત આપીને મહારાજને પ્રથમ કરતા વધુ હસાવ્યા. આ રીતે રમુજ કરતા થકા રહીને, બીજે દિવસે **[illegible]ના** દરબારમાં જાજરીયાની દેશી રસોઈ હતી તે જમીને ત્યાંથી ચાલ્યા તે **કારીયાણી** આવીને રાત રહ્યા. તે ગામથી ઉત્તર દિશાએ મહારાજે પોતે ગળાવેલા તલાવમાં પાણી નહિ હોવાથી બે કુંડ ગળાવ્યા. તેમાં એકનું નામ **રામકુંડ** અને બીજાનું નામ **ભીમકુંડ** પાડયું. એ કુંડમાં મહારાજ તથા સંતો ઘણા દિવસ નાહ્યા. પછી ત્યાંથી ચાલ્યા તે **ગઢપુર** પધાર્યા (૨૦૬)

એક દિવસે દુર્ગપુરમાં શ્રીજી સભા ભરીને બેઠા હતા. તે સમયે, **સચ્ચિદાનંદ** સ્વામીએ રાધા બાગમાં રીંગણાની વાડી કરી હતી. તેમાં રીંગણાં બહુ સારાં સુંવાળાં સ્વાદુ થયાં હતાં. તેને જોઈને સત્ ચિત્ અને આનંદવાળાને પણ સંકલ્પ થયો કે-'આનું શાક સ્વયં શ્રીજી કરીને જમે અને સંતોને જમાડે તો બહુ સારૂં' એસંકલ્પ મૂર્તિરૂપમાં થઈને દરબારમાં આવીને મહારાજ સન્મુખ આવીને ઊભો રહ્યો, તેને ભાળીને મહારાજે પૂછ્યું કે-'તું કોણ છું'? ત્યારે તેણે કહ્યું કે-'હું તો સ્વામીનો સંકલ્પ છું" તે તમને ખબર આપવા આવ્યો છું કે-'રાધા બાગમાં વૃન્તાક બહુ સારાં થયાં છે તે તમે સંતોને શાક કરીને જમાડો, એવું સંકલ્પનું વાકય સાંભળીને. મહારાજે મોટીબાને કહ્યું કે-'આપણે સવારે શાક કરવું છે' ત્યારે તેમણે વિના શંકા હા પાડી. ત્યારે વળી મહારાજે મોટીબાને કહ્યું કે-'સુંદર સ્વાદુ બાજરો જીણો દળાવો' એમ મોટીબાને ભલામણ કરીને પછી સંકલ્પને કહ્યું કે-'હવે તમે જાવ અને સ્વામીને કહો કે-'સવારે સારાં

કૂણાં વૃન્તાક લક્ષ્મી બાગમાં મોકલજો' એમ કહીને સંકલ્પને પાછો મોકલ્યો, બીજે દિવસે શાક કરવાનાં વાસણો મંદિરમાંથી લક્ષ્મી-વાડીએ મોકલાવ્યાં. પછી મહારાજે વઘાર કરીને મસાલો નાંખીને સુસ્વાદુ શાક પોતે બનાવ્યું. તેની સાથે ખાવાના બાજરીના રોટલા દરબારમાં કરાવીને મંગાવ્યા. પછી પંક્તિ કરીને, શાક રોડલા પોતે પીરસીને સંતોને ખૂબ જમાડયા. પછી પોતે પણ જમ્યા. એમ સ્વામીનો સંકલ્પ પૂરો કરીને, એમની મહેનતની સફળતા કરી આમાં રાધા લક્ષ્મીના મંગળ નામથી કહેવાતા બન્ને બાગોનો સહયોગ સાધીને બન્નેને રાજી કર્યાં. આવી અનેક લીલાઓ લ.બાગમાં કરી છે.

વળી એક દિવસે સચ્ચિદાનંદસ્વામી બીડમાં રહેલા બાવળીયા વિગેરે વૃક્ષોને કાપી નાંખીને જમીનને સાફ કરવા મંડયા. આ વાત કોઇએ મહારાજને કહી દીધી. સાધુને આવું કામ અયુકત સમજીને મહારાજ સ્વામીને બહુ ખીજ્યા. ત્યારે સ્વામીના મનમાં એવો વિચાર થયો કે–'હવે આપણે અન્નજળ લેવું નહિ અને અહિંથી ધામમાં જતું રહેવું' આવો સંકલ્પ કરીને ઘેલા નદીએ જઇને મહારાજની મૂર્તિ સાથે એકાગ્રતા કરીને એક કોશ જઇને સમાધિમાં બેઠા. તે વખતે અક્ષર ઓરડીમાં વિરાજમાન મહારાજને બહુ તરસ લાગવાથી બ્રહ્મચારીને કહ્યું કે-'અમને બહુ જ તરસ લાગી છે તો ઠંડુ પાણી હોય તો લાવો' ત્યારે બ્રહ્મચારીએ બહુ ઠંડું પાણી પાયું તો પણ તરસ છીપી નહિ. વળી ફરી પાણી ઠંડુ પાયું તો પણ 'બહુ તાઢું પાણી લાવો' એમ બોલે. આ અકળામણને જોઇને દાદાખાચરે પોતાની જાત અનુભવથી વિચાર્યું કે–'મહારાજ સ્વામી ઉપર બહુ ખીજ્યા હોવાથી તે અહીં નથી, આપણે એમને ખોળી કાઢીને તાઢું પાણી પાઈએ તો મહારાજની તરસ તુરત છીપે,' પછી સ્વામી જ્યાં બેઠા હતા ત્યાં તત્કાળ જઇને મહારાજનું પ્રસાદીનું પાણી આપ્યું. તે

તેમણે પીતાંજ મહારાજની તરસની શાંતિ થઇ ગઈ. પછી સર્વેએ મહારાજને તરસનુંકારણ પૂછતાં કહ્યું કે-'મારી અને મારા અનન્ય સંતની એકતાછે "ज्ञानी त्वामैव मे मतः" "सन्त आत्माहमेव च" એમ શાસ્ત્રમાં પણ જણાવ્યું છે. જો એ તરસ્યા હોય તો હું તરસ્યો થાઉં અને એ ભૂખ્યા હોય તો હું ભૂખ્યો અને એ જમેથી હું જમ્યો થાઉં છું" એ રીતની ઘણી સંતની અને પોતાની એકતાની તત્ત્વવાર્તા કરી. તેને સાંભળીને સર્વે જનો સંતોનો મહિમા સમજતા થાય (૨૦૭)

વળી અદ્‌ભુતાનંદસ્વામી પોતાની નજરે જોએલી વાત કહે છે- એક દિવસે મહારાજ ગઢપુરમાં સભામાં વિરાજમાન હતા. સર્વે સંતો મહારાજ પાસે આવીને બેઠા. તે સમયે **રાઘવાનંદસ્વામી** શ્રીજીનાં દર્શન કરીને બેઠા. તેમને ભાળીને શ્રીજીમહારાજે આનંદ-મુનિને ઉદ્દેશીને વાત કરી કે-'વાણી બોલ્યામાં બહુ ફેર છે, એક વાણીમાં અમૃત રહેલું હોઇને સન્માન મળે અને એક વાણીમા ઝેર ભરેલું હોઈને અપમાન મળે. '**वाङ्माधुर्ये जायते सज्जनत्वं वाक-काठिन्ये जायते दुर्जनत्वम्**' એવી નીતિ છે, એમ કહીને પછી મહા-રાજે રાઘવાનંદસ્વામીની અનુભવેલી વાત કહેવા માંડી કે-' આ સ્વામી અને અમે વીશેક બીજા માણસો અહીંથી નીકળ્યા તે માર્ગમાં એક **સોખડા** નામનું ગામ આવ્યું. ત્યાં સર્વેને બહુ તરસ લાગી અને ઘોડાં પણ ઘણાં તરસ્યાં થયાં હતાં. ત્યાં એક વડનો વૃક્ષ હતો તેની નીચે ઉતારો કર્યો. પછી અમારી સાથે એક **ત્રિકમ** નામનો દાદાખાચરનો ખવાસ હતો તેને કુવા ઉપર પાણી કાઢતી બાઈઓ પાસે પાણી લેવા મોકલ્યો. કુવા ઉપર જઇને બાઈઓને એમ કહ્યું કે-'મારા બાપની વહુઓ પાણી આપો' એવું કઠોર વાક્ય સાંભળીને બાઈઓ તો ખીજાઇને બીભત્સ ગાળો જ ભાંડવા મંડી. પાણી તો આપે જ શેની? એટલે ખવાસ ગાળો ખાઈને વીલે મોઢે પાછો

આવ્યો. પછી અમે આ રાઘવાનંદસ્વામીને મોકલ્યા, ત્યારે તે સ્વામી ત્યાં જઈને, કોઈ પાસે બાઈઓને કહેવરાવ્યુ કે–'અમારા ગુરુ સ્વા. ના. ભગવાન છે તે અહીં આવ્યા છે અને બહુ તરસ્યા થયા છે, પાણીનો કોઇ યોગ નથી. તો તમારી પાસે ઘડો અને દોરડું માંગીએ છીએ તો દયા કરીને આપો.' તમો તો બહુ દયાળુ હોઈને પરદુઃખભંજક માતાઓ છો.' એવું મધુર વચન સાંભળીને, બાઇઓએ કહ્યું કે–'તમારા ઘોડાં અહીં લાવો. અમે સર્વે મળીને બે–ચાર ઘડા પાણી રેડીશું તે ઘોડાં પાણી પીશે. અને તમે પણ આ પાણી ભરેલા ઘડા આપીએ તે લઈ જઇને બીજાને પાણી પાજો' એમ કહીને પછી ઘોડાને પાણી પાયું અને પાણી ભરેલા ઘડા અમને આપ્યા. તે સર્વેએ પાણી પીધું અને ઠંડા પડ્યા. અને બાઈઓને આશીર્વાદ આપ્યા. હે સ્વામિન્ વાણી બોલ્યામાં એટલો બધો ફેર પડયો. માટે સર્વેને પ્રિય લાગે એવું મધુર વચન બોલવું, પણ અપ્રિય લાગે એવું કઠોર વચન બોલવું નહિ. આ એક શિખામણ છે. માટેજ '**प्रशंसा कस्य न प्रिया**' '**प्रशंसितः किं न करोति कार्य**' એવી સુખદાયક નીતિ લોકમાં પ્રવર્તે છે.

વળી મહારાજે આથી પણ બીજી સરસ વાત મુ. સ્વામીને ઉદ્દેશીને કહી કે–અમે રાઘવાનંદસ્વામીને કહ્યું કે–'તરસની પીડા તો પાણી પાઇને મટાડી. પણ હવે સર્વેને બહુ ભૂખ લાગી છે તેને મટાડો તો બહુ સારૂં?' ત્યારે સુરાખાચરે વચ્ચે બોલી ઊઠ્યા કે–'અહીં શું આકાશમાંથી ખાવાનુ પડે છે? કે–રાઘવાનંદ ભૂખ મટાડે પાણી પાયું ત્યારે હવે ખાવા પાછળ પડ્યા' એવું સાંભળીને આળુ સ્વામીએ આશ્વાસન આપ્યું કે–'તમે બધા અહીં વિશ્રાંતિ લ્યો. હું તમારા પ્રતાપથી અહીંજ લાડવા જમાડું'' ત્યારે મહારાજે હા કહેતાં, રાઘવાનંદસ્વામી એક ગાઉ છેટે ગરાસીયાનું ગામ હતું ત્યાં

સત્વર ગયા. ચોરામાં ગરાસીયાનો ડાયરો ભરાઈને બેઠેલો, ત્યાં જઇને મોંઢમાથે ઓઢીને જાણે કોઈ મરી ગયું હોય એમ પોક મેલી. દુઃખી પોકને સાંભળીને દીનદયાળ બધા ઉદાર દરબારો બોલ્યા કે–'હે રાજગર! તમે માથે મોંઢે ઓઢીને કેમ રડો છો?' ત્યારે સ્વામી મુખ ઠેકાણે રાખીને બોલ્યા કે–'દ્વારકાની યાત્રાએ જતી વખતે મારી મા મરી ગઈ. માની પાછળ ખાંધીઆ કરવાનું કહેતાં, ખડખંભાળીયાના તથા આંમલીયાના ઉદાર ગરાસીયાઓએ મળીને, કોઈએ અર્ધમણ તો કોઈએ દશશેર તો કોઇએ પંદરશેર લોટ આપ્યો. કોઇએ ખાંડ ઘી આપ્યું. એમ કરીને મારી માના ખાંધિયા કરાવ્યા. એમ કરતાં માતાના ઋણમાંથી છૂટયો. યાત્રા કરીને પાછા આવતાં મારા બાપ મરી ગયા છે. તેમના સવારેજ ખાંધિયા કરવાના આવે છે. કશુંજ ઠેકાણું નથી. ખાંધિયા ન થાય તો પિતાનું ઋણ રહી જાય એનું મને બહુ દુઃખ લાગવાથી માથે મોંઢે ઓઢીને પોક મેલી છે.' 'તમે બધા દરબારો દયાળુ રાજા જેવા છો, મારા બાપના ખાંધિયા જાય નહિ એમ જાણીને યાચના કરવા આવ્યો છુ' માટે હવે તમે જેમ કરો તે ખરૂં. તમારો જ એક આધાર છે' આવાં સ્વામીનાં દીનવચનો સાંભળીને, કોઈએ અર્ધોમણ લોટ અને તેના માપનું ઘી, કોઇએ દશ શેર તો કોઇએ પાંચ શેર લોટ અને તેના માપનું ઘી ખાંડ લાવી આપ્યું. ત્રણ મણ લોટ પાકા સીધા સાથે થયો. તેને લઈને ગાડામાં ભરીને જ્યાં મહારાજ ઊતર્યા છે ત્યાં આવ્યા. પછી સીધુ ઉતારી લેતાં ગાડુ પાછું વાળ્યું. પછી વાંકાબોલા મુક્તાચાર્યને કહ્યું કે–'લ્યો આકાશમાંથી પાડયું' હવે લસલસતા લાડવા કરીને જમો.' પછી સંતોએ સારા લાડવા બનાવ્યા અને પ્રથમ મહારાજને જમાડ્યા. પછી સંતો પાર્ષદો જમ્યા. એ રીતે સ્વામીએ મધુરતાથી જ્યાં કશુંજ ઠેકાણું ન હતું ત્યાં અધ્યવચ સર્વેને

લાડુ જમાડ્યા. આ રીતે મહારાજે સભામાં વાણીના ગુણદોષ સંબં-ધી સચોટ વાત કરી. તેને સાંભળીને સર્વે સંતો તથા હરિજનો બહુ રાજી થયા. માટે '**वाण्येका समलंकरोति पुरुषं**' એમ અભિજ્ઞો કહે છે (૨૦૮)

વળી અદ્‌ભુતાનંદસ્વામી એક અદ્‌ભુત વાત વીતેલી કહે છે–અગનોતેરામાં દુકાળ પડયો. કોઇને કશું ખાવાનું મળે નહિ. આ દુષ્કાળમાં દયાળુ મહારાજે અમને બે બે કે ચારચાર કાઠીના છોક-રાઓને જીવતા રાખવા અમારી સાથે મોકલેલા. તેમાં મારી સાથે તો ચાર અડબંગા હતા. તેમને લઈને ચરોતર દેશમાં ગામ **ગાંના ખાંધલી મેઘવા** આવ્યો. તે વર્ષે ગુજરાતમાં અન્ન પાકેલું હોવાથી ગામમાં આવીને એક ઝાડવા નીચે ઊતર્યા. પાંચનું મંડળ થયું. તે અડપલા છોકરાઓને ઉતારે બેસારીને હું ગામમાં ભિક્ષા માગવા જાઉં. ત્યારે તે રમતીયાળ છોકરા કદાપિ કેરીઓ રાંયણાં દેખેલાં નહિ તેથી રાંણો ઉપર રાયણાં પાડે અને આંબા ઉપર ચઢી-ને કાચી કેરીઓ પાડે. એમ તોફાન કરે. હું જ્યારે માગીને આવું ત્યારે તેમાંથી એક છોકરો બોલે કે–'અલ્યા પેલો ઘરડો આદો આ-વ્યો' એમ ટીખળમાં બોલીને ઝાડવા ઉપરથી એકદમ ઉતરીને 'સ્વા. ના. સ્વા. ના.' કરવા માંડે. હું આવું ત્યારે નીચે પાંદડાં પડેલાં જોઈને વદું કે–'તમે આ રાયણાં પાડો છો તે લોકો અહીં રહેવા દેશે નહિ. કાઢી મૂકશે તો ક્યાં જઇશું' ત્યારે તે મને છેતરે કે–'એ તો માગણનાં વાંદરાં આવ્યા હતાં તે પાડી ગયાં. અમે નહિ' એમ મને નિત્ય પજવતા તો પણ એમને ખાવાનું વહેંચીને આપીને પછી હું ખાતો. એમ એક કે બે દિવસ નહિ પણ બે મહિના કાઢ્યા. પછીથી વરસાદ થતાં તેઓ પોતપોતાને ઘેર ગયા. અને અમે પચાશ ઉપરાત સાધુઓ ગુજરાતમાં ગુજરાન કરીને માણેકઠારી પુનમ ઉપર

મહારાજનાં દર્શન કરવા ચાલ્યા. ત્યારે (સ્વામી કહે છે) મારે જમણે પગે વાળો નીકળેલો હોવાથી ચલાય નહિ. પણ ધીરે ધીરે ચાલતા. માનસંગ ડોડીયાની **ચોકડી** સુધી પરાણે પહોચ્યો. ત્યાં મુક્તાનંદસ્વામી દૈવયોગે ભેળા થયા. માનસંગે ખીચડી કરાવીને સર્વે સંતોને જમાડ્યા. (ભાલમાં એજ વિશ્રાંતિ સ્થાન હતું) પછી અમે સૂઈ ગયા. પણ મને તો પગે વાળો નીકળેલો હોવાથી એની અસહ્ય પીડાને લીધે ઊંઘ આવી નહિ. તેથી હરિભક્તોને વાતો કરી. સવારે સર્વે ઊઠીને ચાલવા તૈયાર થયા. ત્યારે મારાથી ચાલી શકાયુ નહિ. તેને જોઇને મુ. સ્વામીએ મને કહ્યું કે-'તમે અહીં રહો, અમે માનસંગને સેવાની ભલામણ કરીએ" ત્યારે મેં મુ. સ્વામીને કહ્યું કે-મહારાજનાં દર્શન મને નહિ થયેલા હોવાથી બહુ ખેંચ રહે છે. જો એક મજબુત લાકડી મળે તો ખોડંગતો થકો ધીમે ધીમે ચાલી શકુ' ત્યારે સ્વામીએ માનસંગ પાસેથી લાકડી મંગાવી દીધી. તેને ઝાલીને હું ડગુમગુ ચાલ્યો. આગળ નીકળેલા સંતો **કુંડળ** વહેલા પહોંચ્યા. અને હું બહુ પાછળથી પહોંચ્યો. ત્યાં ભાવિક **રાઇબાએ** લાડુ કરાવીને જમાડ્યા. ત્યાં રાત રહ્યા, ત્યાં અધુરામાં પુરું મુક્તાનંદસ્વામીને તાવ આવ્યો. એટલે એ પણ ચાલી શકે એવા રહ્યા નહિ. પછી દયાળુ રઈબાએ પોતાનું ગાડુ જોડી આપ્યું. તેમાં અમે બન્ને માંદા બેઠા. ચાલતા બીજા સાધુંઓ તો વહેલા પહોંચ્યા. તેમણે અમારા આવવાના સમાચાર આપેલા હોવાથી, મહારાજ ઘોડા ઉપર બેસીને સંતની સામા એક ગાઉ આવ્યા. ત્યાં તો સંતો કેડે મહારાજે ત્રણચાર આંટા ફેરવી વાળીને સંતોને મળ્યા. અને કાઠીઓ મહારાજને દંડવત્ પ્રણામ કરીને પગે લાગ્યા. અ. સ્વામી કહે છે કે-'હું અને મુ. સ્વામી ગાડેથી હેઠે ઊતરીને મહારાજને પગે લાગ્યા. અને ચાલવાનો વિચાર કર્યો ત્યારે મહારાજે કહ્યું કે-ગાડા-

માં બેસી જાવ' ત્યારે મુ. સ્વામીએ કહ્યું કે–'તમારી વાત સંભળાય નહિ,' ત્યારે મહારાજે કહ્યું કે–' અમે તમારા ચાલતા ગાડાની કેડે ઘોડી રાખીને વાત કરતા થકા ચાલીશું અને તમે ગાડામાં બેસીને ગાડુ ચલાવો.' ગાડુ ચલાવ્યું ત્યારે મહારાજે મુ. સ્વામીને કહ્યું કે- 'આ કાઠીઓએ 'જેને ભગવાનમાં તાણુ હોય તેનાં કેવા લક્ષણ હોય' એવો પ્રશ્ન સવારે પૂછ્યો હતો, તેનો ઉત્તર અમોએ આપ્યો નથી. તમારી ઉપર એ વાત રાખી છે.' ત્યારે મુ. સ્વામીએ અનુભવેલી વાત કરી કે–'આ અદ્દભુતાનંદસ્વામીને પગે વાળો નીકળેલો હોવાથી બીલકુલ ચલાતું ન હતું તેથી અમે કુંડળમાં રહેવાનું અને સેવાની વ્યવસ્થા કરવાનું કહ્યું તો પણ રહ્યા નહિ અને એમ કહ્યું કે-' બહુ દિવસથી મહારાજનાં દર્શન નહિ થયાં હોવાથી તીવ્ર તાણ રહેતી હોવાથી અહીં રહેવાય નહિ એમ પગે પીડા છતાં કુંડળ આવ્યા. ત્યાંથી રાઇબાએ ગાડુ કરી આપ્યું તેમાં બેસીને મહાકષ્ટે અહીં આવ્યા અને મહારાજનાં દર્શન કર્યાં.' આવા લક્ષણો જેનામાં હોય ત્યારે જાણવું કે–' એમને ભગવાનમાં ખૂબ ખેંચ છે ' ઈત્યાદિ હિત-વાતો હેતથી કરતા થકા મંદિરમાં આવ્યા. અને સંતો એમના ઉ-તારે ગયા અને મહારાજ દરબારમાં પધાર્યા. એટલાકમાં થાળ તૈયાર થતા મહારાજ લાડુબાના ઓરડામાં જમવા બેઠા. જમીને થાળની પ્રસાદી મુક્તાનંદસ્વામી અને અદ્દભુતાનંદસ્વામીને આપી. બીજા સંતો માટે લાડુની રસોઈ કરાવી હતી. તે ચોકમાં સંતોની પંક્તિ કરીને જમાડ્યા. એમ વાત પૂરી થઇ (૨૦૯)

વળી એ જ દિવસે મહારાજ સાંજના સમયે સભા ભરીને લીં-બડા હેઠે વિરાજ્યા હતા. તે સમયે મહારાજને કાઠીઓએ એવો પ્રશ્ન પૂછ્યો કે 'જે વાતનો જેને સાચો ઇશક હોય તે કેમ જણાય? ત્યારે મહારાજે ઉત્તર કર્યો કે–'આ ગઢડાના એક કાઠી બહુ રસિક

હતો. તેને ત્યાં એક બહુ હોશીયાર વાદી આવ્યો. તેણે મધુર સ્વરથી મોરલી વગાડી. તેને સાંભળીને કાઠીના મનમાં એવો વિચાર થયો કે–'આપણે ગમે તેમ કરીને એના જેવી મોરલી શિખીએ' એ તાનથી ઘર મૂકીને એની સાથે ગયો. વાદીએ સહાયી જાણીને મોરલી શિખવાડી, પણ બરોબર નહિ. ત્યારે તેનું ખાઈ ને વટલાઈ ગયો. એમ સજાતિ થતાં તેણે મન મૂકીને મુરલી બજાવતાં બરોબર શિખવાડી. પછી એ કાઠી અહીં આવ્યો. અને ગામમાં વજાડવાથી લોકો બહુ રાજી થયા. એક દિવસે અમને મુરલી શ્રોતા સુરાખાચરે કહ્યું કે–' એક કાઠીને મોરલી બજાવતાં બહુ સારી આવડે છે, જો તમે આજ્ઞા આપો તો એને અહીં બોલાવી લાવું ' એવું સુરાનું વચન સાંભળીને અમે કહ્યું કે–'જાવ બોલાવી લાવો.' ત્યારે તેમણે તેને બોલાવ્યો. પછી અમે ગવૈયા પ્રેમાનંદસ્વામી આદિકને કહ્યું કે–'તમારાં વાજીંત્રો તાલમેલ કરીને અહીં લાવો.' એટલે એ પણ વાજીંત્રોને લઇને સભામાં આવ્યા. અને તે ભાગ્યશાળી કાઠી પણ હરખભર આવ્યો. તેણે '**किं मधुरं ? गायनं**' એમાં કહ્યા પ્રમાણે એવી મધુર સ્વરે મોરલી વગાડી અને ગવૈયાએ એવાં મધુર રાગમાં વાજીંત્રો વગાડ્યાં કે–'અમે ભાન ભૂલીને ડોલતા ડોલતા ઢોલીઆના ઉપળા ઉપર આવી ગયા. અને બીજા સભાસદો પણ બહુ રાજી થઇ ગયા. પછી ગાયનપ્રિય અમે તે કાઠી ઉપર તેનો દુરંત દાખડો જોઈ જાણીને ઘણા પ્રસન્ન થયા. તીવ્ર વેગે અમારૂં મોળીયું હતું તે એને માથે મૂકી દીધું. અને ગવૈયા સંતોને એક ખેસ અમારે ઓઢવાનો હતો તે આપ્યો. અને વળી તે કાઠીને થાળનો પ્રસાદ આપ્યો. પછી અમે કહ્યું કે–'આવી મોરલી શ્રીકૃષ્ણ ભગવાને રાસોત્સવ કર્યો ત્યારે વગાડી હતી. અને તે સાંભળીને ગોપીઓ ગાંડી થઈ ગઈ હતી. ત્યારે મુ. સ્વામી બોલ્યા કે–'આપણે ગોપીનાથ મહારાજને વાંસળી ધરા-

વીએ છીએ' ત્યારે મહારાજ બોલ્યા કે-'આડે દહાડે વાંસળી વગાડતા હતા.' આ રીતે જેનો સાચો ઈશક જે બાબતનો હોય તેમાં હજારો અંતરાયો દુઃખાદિ આવે તો પણ તે રોકાયો રોકાય નહિ. અને અને ધારેલા કામને પાર પાડે ત્યારે સાચો ઇશક જાણવો. આવો ઈશક નારદજીનો પણ વચનામૃતમાં જણાવ્યો છે'. આ રીતે ઈશકની વાતના ઉત્તર સર્વેએ સમજવા જેવો આખ્યાનથી કર્યો. તેને સાંભળીને સભાસદો બહુ રાજી થયા (૨૧૦)

શ્રીજીમહારાજ એક દિવસ ગઢપુરમાં સભા વિષે વિરાજમાન થયા. સર્વે સંતો આવીને બેઠા. તેમના પ્રત્યે મહારાજે એવી વાત કરી કે-'હું માંદા સાધુની સેવા કરે એની ઉપર બહુ રાજી થઉં છું.' તે સમયે અદ્દભૂતાનંદસ્વામીએ કહ્યું કે-'ચૈતાન્યાનંદસ્વામી અને સચ્ચિદાનંદસ્વામી બન્ને માંડવધાર થઈને પર્વત સાલેમાળમાં ગયા. ત્યાં સ. સ્વામીને સમાચાર મળ્યા કે-'મહારાજ ગઢડેથી બહાર ફરવા ગયા.' તેને સાંભળતાં જ મહારાજના વિયોગથી તત્કાળ સમાધિ થઈ ગઈ. કશું ભાન નહિ રહેવાથી એ પર્વતના રસ્તામાં પડયા. ત્યાં બીજો કોઈ મનુષ્ય મળે નહિ. ચૈ. સ્વામી એકલા હોવાથી પત્થર વીણી લાવીને ભેગા કર્યા. કેમ કે વાઘની બહુ બ્હીક હતી. ત્યાં ત્રણ રાત્રિ દિવસ ભૂખે તરસે ઉજાગરો કર્યો. સ્વામી પાસે બેસી રહ્યા. ચોથે દિવસે ગઢડામાં ખબર મળવાથી ખાટલો મોકલ્યો. તેમાં સુવારીને ગઢડા તેડી લાવ્યા. ત્યારે મહારાજે પૂછયું કે-'એમની સાથે કોણ સાધુ હતા?' ત્યારે મીયાંજીએ કહ્યું કે-ચૈતન્યાનંદસ્વામી હતા. ત્યારે મહારાજે કહ્યું કે-'એ સ્વામીને અમારી પાસે બોલાવી લાવો' બોલાવવાથી આવેલા ચૈ. સ્વામીને બધી હકીકત મહારાજે પૂછી એટલે તેમણે વીતેલી સઘળી વાત કહી. તેને સાંભળીને મહારાજ રાજી થયા. અને એના ફળરૂપે બાથમાં ઘાલીને મળ્યા અને છા

ચરણારવિંદ આપ્યાં. વધુમાં સેવકોને ભલામણ કરી કે-'આ ચૈ.સ્વા-
મીને હું એકાંતમાં બેઠો હોઉ તો પણ મારા દર્શનની કોઇએ બંધી
કરવી નહિ.' આ રીતે માંદા સંતની સેવાથી અત્યંત રાજી થયા.
રોગાર્તની સેવાનું વિધાન શિક્ષાપત્રીમાં શ્રીમુખે કર્યું છે.

અને જે સંતોની સેવા ન કરે એની ઉપર મહારાજ રાજી થતા
નથી. એની ઉપર એક વાત કરી કે–પચીશ સાધુઓ કાનમ દેશમાં
ફરીને ગઢડા મારે દર્શને આવ્યા. બામણગામ આવ્યા ત્યારે મહાસંત
વ્યાપકાનંદ સ્વામી માંદા પડયા. તેમને ત્યાં પડયા મૂકીને તેમની
સેવામાં ફક્ત એક માધવાનંદસ્વામીને મૂકીને બીજા બધા જ ચાલી
નીકળ્યા. માધવાનંદને પણ એવો સંકલ્પ થયો કે–'સર્વેને મહારા-
જનાં દર્શન થશે, પણ મને એકલાને નહિ થાય' આ સંકલ્પને જા-
ણવાથી તે સાધુને માંદા બ્યા. સ્વામીએ કહ્યું કે–'સંકલ્પ ઉપડયો છે
તો ચાલ્યા જાવ, હું છુ'' અને મહારાજ હજુર છે' એવું સાંભળીને
માધવાનંદ એ સ્વામીને એકલા મૂકીને ચાલી નીકળ્યા. એ મંડળ
ગઢડા આવ્યું. તે વખતે મહારાજ અક્ષર ઓરડીમાં બેઠા હતા.
મહારાજને કોઈ દ્વારા કહેવરાવ્યું કે–'પરદેશથી આવેલા સાધુઓ
આપને દર્શને આવે?' ત્યારે મહારાજે કહેવરાવ્યું કે–'મોટા સંત
વ્યાપકાનંદ સ્વામીને માંદા મૂકીને અમારા દર્શન કરવા આવ્યા છો
અને દર્શન કરીને મને રાજી કરવો છે. તે હું એમ રાજી નહિ થઉં
અને દર્શન પણ દઈશ નહિ. માટે પાછા જાવ' એવું મહારાજનું વિ-
ષમ વચન સાંભળીને સાધુઓ દર્શન વિના પાછા ગયા અને મનમાં
અતિ ખેદ કરવા લાગ્યા અને વ્યાપકાનંદસ્વામી તો ધામમાં ચાલ્યા
ગયા. આ રીતે માંદા સાધુની સેવા કરનારા ઉપર રાજીપો અને નહિ
કરનારા ઉપર કુરાજીપો જણાવ્યો. માંદા સામાન્યની પણ સેવા કર-
વાની કહી છે, તો સંતોની તો વિશેષપણે કહી છે. વચનામૃતમાં–

જીવને અનેક જન્મની વાસના વળગી છે તેને ટાળવાનો પણ એજ ઉપાય બતાવ્યો છે. આ ઉપર **ઉકાખાચરનું** દષ્ટ દૃષ્ટાંત દીધું કે-'ઉકાખાચર તો અવી સેવા કરતાં કે-'સવારમાં વહેલા ઊઠીને લઘુ કરવાના ખાળીયા ધૂવે સંડાસ નહિ હોવાથી સાજા માંદા સાધુને પેટ છૂટી જાય તેનાં પોતે સવારમાં માટલાં ભરીને સીમાડે જઈને ઢાળી આવે, માંદા સાધુના કપડાં ઉન્મત્તગંગામાં ધોઈ આવે, બધો ચોક વાળ્યા કરે, મહારાજના કોમળ ચરણમાં કાંકરા ખૂંચે એમ જાણીને બજારનો રસ્તો વાળે, ઈત્યાદિ નીચ સેવા કરવામાં જ બપોર થઇ જાય તોય કંટાળે નહિ. ઉન્મત્તગંગામાં ન્હાઇધોઇને દરબારમાં આવે. તે સમયે મહારાજ થાળ જમતા હોય તેને પ્રસાદી રાજી થઇને આપે અને પછી મહારાજ પોઢી જાય, ત્યારે કોઈ ચરણારવિંદ ચાપવા આવે તો તેને તાણી લઇને ઉકાખાચર આવે ત્યારે જ લાંબા કરે. પ્રસંગાત્ પુષ્ટિ માટે અદ્‌ભુતાનંદ સ્વામી કહે છે કે-'એક ફેરા હું ચરણારવિંદ દાબતો હતો તે સમયે ઉકાખાચર આવતાં મારી પાસેથી લઇને ઉકા ખાચર તરફ લઈને લાંબા કર્યા તેને તે ખાચર દાબવા લાગ્યા. આ રીતે પોતાનો સર્વોપરી રાજીપો. જણાવ્યો. આ રીતે રાજીપા અને કુરાજીપા સંબંધી ઘણી વાતો સમજવા જેવી કલ્યાણકારી કરી (૨૧૧

વળી અદ્‌ભુતાનંદમુનિ કહે છે કે-'વરતાલમાં સાધુની ધર્મશાળાની ઉગમણી બાજુએ મંદિર થયા પહેલાંનો કોઠો ત્રણ માળનો છે, તેના ત્રીજા માળનો ઉપરનો ભાગ સાવ ઉઘાડો છે, તેની ઉપર છાયા માટે ચંદની બાંધતા અને નીચે મહારાજશ્રી વિરાજમાન થયા અને પાસે થોડા સદ્‌ગુરુઓ બેઠા. (ચારેય બાજુ નીચે છૂટું મેદાન હતું તેમાં બીજા સંત હરિભક્તો બેસતા) તે સમયે વડોદરાના શાસ્ત્રીએ પ્રશ્ન પૂછયો કે-'તમારે મુખ્ય ઉપાસના કેની છે?' 'જો મુખ્ય ઉપાસના સ્વા. ના. ની છે' એમ કહેશો તો, તમારાં મંદિરોમાં લક્ષ્મીનારાયણ,

રાધાકૃષ્ણ, નરનારાયણ આદિકની મૂર્તિઓ પધરાવી છે અને એમની જ ઉપાસના પ્રવર્તાવી છે. આ જોતાં તો તમારે સ્વામિનારાયણની મુખ્ય ઉપાસના જણાતી નથી' તેનો ઉત્તર અ. સ્વામીએ 'અમારે તો મુખ્ય ઉપાસના સ્વા. ના. ની છે.' તે પોતે 'अन्योऽपि धर्मरक्षायै' એમાં કહ્યા પ્રમાણે તે શ્રીકૃષ્ણના અનન્ય અવતાર છે. તે શ્રીકૃષ્ણ ભગવાન 'द्विभुजं मुरलीहस्तं' એમાં કહ્યા પ્રમાણે દ્વિભુજ મુરલીધર હતા. તથાપિ રાણી રુકિમણીજીને મૂર્છા આવી ત્યારે દિવ્ય ચતુર્ભુજ રૂપે દર્શન દીધું. વળી જન્મ સમયે વાસુદેવ દેવકીને પરમેશ્વરપણાની પ્રતીતિને અર્થે ચતુર્ભુજ રૂપ દેખાડયું. વળી અક્રુરજીને જળના ઘરામાં શેષશાયી રુપે દર્શન આપ્યું. વળી અંતર્ધાન સમયે પ્રભાસમાં પિપળાના વૃક્ષ હેઠે બેઠા ત્યારે ઉદ્ધવજીને તથા મૈત્રેયમુનિને ચતુર્ભુજ રુપ દેખાડયું. વળી બ્રહ્માને અનેક ચતુર્ભુજ રુપ દેખાડયાં. આ રીતે પોતે દ્વિભુજ છતાં તે તે સમયે ચતુર્બાહુ રૂપે દર્શન દીધાં છે. એ સમયની મૂર્તિઓ લક્ષ્મીનારાયણ રણછોડરાય આદિકની પધરાવી છે. આ બાબત શિક્ષાપત્રી શ્લોક ૧૦૮ થી ૧૧૨ શ્લોકોમાં યથાર્થ કહી છે. અને વરતાલ ૧૮ તથા પંચાળા ૬ માં પણ નિરુપણ કરી છે. માટે ઉપાસનમાં ભેદ થયો કહેવાય નહિ. વળી સ્વા. ના. રૂપે પ્રકટ થઈને માંગરોળમાં પ્રથમ રહ્યા ત્યારે કોઈને લક્ષ્મીનારાયણ તો કોઈને રાધાકૃષ્ણ તો કોઈને નરનારાયણ તો કોઈને રામચંદ્ર ઇત્યાદિ દિવ્યરૂપે દર્શન દીધાં છે. વળી ચોવીશ અવતાર રૂપે પણ દર્શન દીધાં છે આ દૃષ્ટિએ જોઇએ તો ઉપાસનામા ભેદ નથી. 'પણ મૂર્તિઓમાં ભેદ નથી' એમ વચનામૃતમાં પણ કહ્યું છે. હરિદિગ્વિજય 'एतानि मम रूपाणि सर्वाण्यत्र न संशयः । प्रयोजनवशादेव ध्यानं कार्यं यथारुचि ॥' આવો યથાશાસ્ત્ર ઉત્તર સાંભળીને તે શાસ્ત્રીઓ, મહારાજ, સદ્‌ગુરુઓ વિગેરે રાજી થયા. અને પ્રસન્નતા પ્રદર્શાવવા

છાતીમાં ચરણારવિંદ આપ્યાં (૨૧૨)

વળી એક દિવસે મહારાજ વડતાલમાં લક્ષ્મીનારાયણ દેવનાં મંદિરની સન્મુખ લીંમડા હેઠે સભા ભરીને બેઠા હતા. તે સમયે વડોદરાના **શોભારામ** શાસ્ત્રીએ અદ્ભૂતાનંદસ્વામીને પ્રશ્ન પૂછયો કે–'તમે સ્વા. ના. ને અવતારના અવતારી સર્વોપરીપણે કહો છો તે કઇ સમજણે કરીને કહો છો? તેનો ઉત્તર આપો.' ત્યારે સ્વામીએ કહ્યું કે–પૂર્વે પરંબ્રહ્મ ભગવાનના અનેક અવતારો રામ કૃષ્ણ નૃસિંહ વિગેરે થયા છે અને એમના ઉપાસક ભકતો પણ અનેક થયા છે. તેમણે સર્વેએ પોતાને જે અવતાર રૂપ મળ્યું તેને ન્યૂન જાણીને નહિ પણ સર્વોપરી અવતારી જગત્કારણ જાણીને ઉપાસન કર્યું છે. તેની વ્યક્તિ–પરમ ભક્ત બાળપ્રહલાદજીએ સ્તંભમાંથી અકસ્માત્ પ્રગટ થયેલા નૃસિંહજીને સર્વોપરી સર્વાવતારધર્તા જગત્કારણપણે સમજીને ઉપાસના કરી છે અને એવા ભાવની સ્તુતિઓ પણ કરી છે. કોઈ અંશે ન્યૂન માન્યા નથી. વળી ઉદ્ધવ નારદ વિગેરે ઋષિઓએ નરનારાયણને જગત્કર્તા સર્વોપરી અવતાર તરીકે માનીને ભજ્યા છે, પણ કોઈ અંશથી ન્યૂનપણે નહિ. એ જ રીતે ભરતજી લક્ષ્મણજી વિભીષણ વિગેરે ભકતોએ રામચંદ્રની ઉપાસના જગત્કર્તા સર્વાવતારધર્તા સર્વોત્તમપણે કરી છે અને એવી જ સ્તુતિઓ કરેલી શાસ્ત્રોમાં ગુંથી છે. વળી ભક્તવર્ય બલિ રાજાએ વામનરૂપ ભગવદવતારનો પરંબ્રહ્મ ભગવાન્ સર્વકર્તા સર્વાવતારધર્તા માનીને ભજ્યા છે, કોઇ રીતે નાના સમજીને નહિ. એજ રીતિએ ઉધ્ધવજી, અર્જુન આદિક પાંચ પાંડવો, વિદુરજી, અક્રુરજી, વ્યાસમુનિ, ઋષિપત્નીઓ, રાધાદિ ગોપીઓ, દ્રૌપદી, રુકિમણી આદિક પત્નીઓ વિગેરે અનેક ભકતોએ શ્રીકૃષ્ણને '**स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरूषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणं**' આ શ્રીમુખના કહ્યા મુજબ પરંબ્રહ્મ

ભગવાન્ પુરુષોત્તમ સર્વાવતારકારણપણે ભજ્યા છે, કોઇ પ્રકારે નાનાપણે નહિ. શ્રીકૃષ્ણુના નિરુપણ પર ભાગવત ગીતા વિગેરેમાં એજ રીતે નિરુપણ છે. એજ શ્રીકૃષ્ણુના અનન્ય અવતારભૂત સ્વા. ના. ને અમે સર્વે સાધુઓ બ્રહ્મચારીઓ ગૃહસ્થ બાઇભાઇઓ જગત્કારણ પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સર્વાવતારધર્તા તરીકે ભક્તિ–ઉપાસના કરીએ છીએ, કોઈ અંશથી ન્યૂનપણે નહિ. આ બાબત સ. જી. માં 'नारायणावतारं तं' 'विष्णोरवतारं बर्वीमि वः' એમ જણાવી છે એટલે સંશયને સ્થાન નથી. બીજી દૃષ્ટિએ જોઇએ તો સ્વામિનારાયણે – અનેક સામાન્ય માણસોને પણ સંકલ્પમાત્રથી સમાધિઓ કરાવી છે અને તેમને પોતપોતાના ઇષ્ટદેવરૂપે દર્શન દીધાં છે વળી સંપ્રદાયના આશ્રિતોમાં ધર્મજ્ઞાન વૈરાગ્ય ભક્તિ આદિકની સુવ્યવસ્થા શાસ્ત્રાનુસારી સંસ્થાપી છે. વળી ત્યાગાશ્રમની પણ સર્વોત્તમ વ્યવસ્થા સ્થાપી છે, વિગેરે અનેક કારણોને લીધે સ્વા. ના. ને અમે પરંબ્રહ્મ પરમાત્મા સર્વાવતારધર્તા માનીએ છીએ. આ વાત બહુ જીણી હોવાથી એકદમ સમજાય એવી સહેલી નથી. આ રીતે અ. સ્વામીએ મહારાજની સર્વોપરીતાની વાત સમુચિત કરી, તેને સાંભળીને મહારાજશ્રી તથા સર્વ સંતો હરિભક્તો તથા શોભારામ શાસ્ત્રી વિગેરે રાજી થયા. પછી તે શાસ્ત્રી સ્વા. ના. ને ઘણા સ્નેહથી પગે લાગીને બોલ્યા કે–'તમારી વાતના શ્રવણથી અમારો સંશય સંછિન્ન થયો.' એમ કહીને ઉતારા પર ગયા અને મહારાજ જમવા પધાર્યા અને સંતો પણ ખાવા ગયા (૨૧૩)

વળી એક દિવસે મહારાજ લક્ષ્મીનારાયણદેવના મંદિરની સમીપે લીંબડા નીચે વિરાજમાન હતા. તે વખતે શ્રીજીએ દાસત્વભક્તિ ઉપર વાત કરી કે–' દાસ હોય તેનાં આવાં લક્ષણ હોય ' એ ઉપર વાત કરી કે–સમુદ્રને કાંઠે એક ગામ છે તેમાં અમે રહ્યા હતા. તે

સમયે સુંદરજીભાઇ ભુજના રાજાના કુંવરનું ખાંડુ લઇને આ કાંઠે આવ્યા. તે અમને એ ગામમાં રહેલા જાણીને અમારે દર્શને એથી છેટે એક ગાઉ બીજા ગામમાં મુકામ કરીને અમારી પાસે આવીને પગે લાગ્યા. ત્યારે તેમણે રાજાના જેવાં ભારે ભારે વસ્ત્રો ઘરેણાં ધારેલાં, એવો એમનો ભારે ભપકો રાજશાહી જોઇને અમે પૂછ્યું કે-'કોણ આવ્યું ?' ત્યારે સુંદરજીભાઇ બોલ્યા કે-'તમારો દાસ સુંદરજી ? તેને સાંભળીને મેં કહ્યું કે-'દાસના શાં લક્ષણ ?' ત્યારે તે બોલ્યા કે-'હનુમાનજીની પેઠે જેમ કહે' તેમ અસંશય કરે તે દાસ કહેવાય' ત્યારે મેં કહ્યું કે-'જો ખરા દાસ હો તો સાધુ થાવ અને બધો પોષાક ઉતારી મેલો' એવું અમારૂં વચન સાંભળીને રાજેશ્રી પોષાક ઉતારી મેલીને, મૂંછો તથા થોભીઆને ઉતારીને સાધુ થયા. પછી મુક્તાનંદમુનિને દર્શને ગયા. ત્યારે સાધુનો ભગવો વેશ જોઈને સ્વામી બોલ્યા કે-'આવું કેમ કર્યું' અને ક્યાંથી આવો છો ? અને ક્યાં જવાના છો ?' ત્યારે સુંદરજીએ સત્ય કહ્યું કે-'રાજાના કુંવરનું ખાંડુ લઈને જઉં છું. મહારાજને અહીં પધારેલા જાણીને દર્શને આવ્યો અને બીજાં રાજકુટુંબના માણસો તો બે ગાઉ ઉપર ગામ છે ત્યાં છે'. ત્યારે સ્વામી બોલ્યા કે-'આવા મંગળમાં અમંગળ કેમ કર્યું ? ત્યારે સુંદરજીએ બધી બનેલી બાબત કહી સંભળાવી' પછી મુ. સ્વામીએ આ અત્યંત અયોગ્ય થયું છે એમ વિચારીને અતિઉતાવળા મહારાજ પાસે આવીને કહ્યું કે-'આ સુંદરજીભાઇ તો 'રાજાના કુંવરનું ખાડું લઈને પરણાવવા જાય છે. તમને સાંભળીને દર્શને આવ્યા ત્યારે તમે તો લાગલાજ સાધુ કરી દીધા. જાનૈયા લોક તો ત્યાં વાટ જોતા હશે ?' આવું ગુરુ સ્વામીનું વચન સાંભળીને મહારાજ બોલ્યા કે-'અમને એ વિવાહ મંગળની ખબર નહિ હોવાથી સાધુ કરી દીધા' પછી સુંદરજીને કહ્યું કે-'આ ભગવો સાધુવેષ ઉતા-

રીને, તમારાં રાજશાહી વસ્ત્ર ઘરેણાં પહેરીને જે વિવાહકાર્ય કરવા આવ્યા છો તે કરવા જાવ.' ત્યારે સુંદરજી મહારાજની આજ્ઞા પ્રમાણે કરીને ઉતારે ગયા. ત્યારે મૂંછો અને શોભીઆ પાડેલા જોઈને જાનૈયા લોકો વિસ્મયથી પૂછવા લાગ્યા કે-'તમે આવું અમંગળ શું કરી આવ્યા ?' ત્યારે યુક્તિબાજ કારભારી સુંદરજીએ કહ્યું કે-'રાજાના કુંવર જે દિવસે જન્મ્યા તે દિને મેં એવી બાધા રાખી હતી કે-'અહીંથી થોડેક છેટે દેવી છે તેની સમીપે જઇને કુંવર પરણે ત્યારે મારે મૂંછો તથા શોભીઆ ઉતરાવીશ' એ બાધા આજ ઉતારી આવ્યો. એમ લોકોને કહીને જે વિવાહકામે આવ્યા હતા તે કરવા ગયા. આ રીતે દાસપણાનું સ્વામી કહે તે કરવારુપ લક્ષણ બન્ને રીતે સાબીત રાખ્યું. કશી શંકા કરી નહિ.

વળી મહારાજે અક્ષરાનંદસ્વામીની વાત કરી કે-'તે સાધુ થવા પ્રથમ આવ્યા હતા. ત્યારે અમે પરીક્ષાર્થે કહ્યું કે-'કાશીદાસ મોટાને ત્યાં જાવ, એ કહે તેમ કામ કરજ્યો' એ અમારૂ વચન વિના શંકા માનીને છ માસ સુધી કાશીદાસના ઘરનું સઘળું કામ કર્યું. તે પછી તેમને સાધુ કર્યા. એવી જ રીતે **રાજાભાઇ**એ પણ અમારૂ વચન માનીને પર્વતભાઈનો બધો ગૃહવ્યવહાર ઉપાડયો. ઘણા દિવસે તેમને સાધુ કર્યા. આવા હીન કામમાં પણ શંકા કરી નહિ. આ રીતે દાસપણાની ઘણી વાતો કરી (૨૧૪)

વળી એક દિવસે વડતાલમાં મહારાજ હરિમંડપમાં થાળ જમીને બપોરે પોઢી ગયા હતા. થોડીવારે ઊઠીને જળપાન કરીને બેઠા. એવા સમયે ચારસો વેરાગીની જમાત આવી તે તલાવમાં ઉતરી. વેરાગીઓએ સાંભળ્યું કે-'જીવન્મુક્તા અહીં છે' એવું સાંભળીને વેરાગીઓએ વિચાર કર્યો કે-'આપણે મંદિરમાં જઇને મારામારી કરવી.' પછી તેઓ હથીયાર બાંધી ઘોકા લાકડી લઇને

મંદિરમાં દર્શન નિમિત્તે આવ્યા. તેને જોઇને જ ભયંકર જાણીને મહારાજે ધર્મશાળામાંથી મુક્તાનંદાદિ સાધુઓને બોલાવીને મંદિરની પાછળ સભારૂપમાં બેસાર્યા અને મહારાજ તો હરિમંડપમાં બેસી રહ્યા. બધા વેરાગીઓ દર્શન કરીને દક્ષિણ તરફથી હેઠે ઉતરીને જ્યાં સાધુઓની સભા બેડી છે તે તરફ જેવા આવે છે તેવામાં મુક્તાનંદસ્વામીએ એકદમ ઊઠીને બેસવા માટે સાદડીઓ પાથરી દીધી. અને વિનયથી બોલ્યા કે–' મહાપુરુષો આવો બેસો ' એમ આદરમાન આપીને સર્વેને પગે લાગીને બેસાર્યા. પછી સર્વ સાધુઓને કહ્યું કે–'આ સાક્ષાત્ વૈકુંઠનાથના પાર્ષદો આપણી ઉપર દયા કરીને દર્શન દેવા પધાર્યા છે તો તેમનાં તમો દર્શન કરો. આવો લાભ ફરી મળવાનો નથી ' આવું વચન સાંભળીને સર્વે સંતો પગે લાગીને બેસી ગયા. પછી મુક્તાનંદમુનિએ ' **दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः तत्रापि दुर्लभ्यं मन्ये वैकुण्ठप्रियदर्शनम्** ' એમાં કહ્યા મુજબ પ્રશંસા કરવા માંડી કે–' આપણાં પૂર્વ જન્મનાં બહુ મોટાં ભાગ્ય હશે કે જેથી આ દુર્લભ મનુષ્ય દેહમાં આવા વૈકુંઠનાથ ભગવાનના પાર્ષદોનાં દુર્લભ દર્શન થયાં. જેમના દર્શનથી મહાપાપી અજામિલ પણ જમના હાથથી મૂકાણ્યો. અને જેમના નામોના ઉચ્ચારણથી ગૃહસ્થનાં ઘર પણ પવિત્ર થાય છે' વળી " **दर्शनादेव साधवः** ' એમાં કહ્યા મુજબ દેવો તીર્થો તો બહુકાળે પવિત્ર કરે છે અને દર્શનમાત્રથી તો પવિત્ર સાધુઓ કરે છે. અને એમણે જે આયુધો ધાર્યાં છે તે તો ભગવાનની પેઠે આપણા રક્ષણ માટે છે, જેથી આપણે નિરાંતે ચિંતા ત્યજીને ભગવાનનું ભજન કરીએ.' ઇત્યાદિ પ્રશંસાપર ઘણાં મધુર વચનો સાંભળીને એમને જે ક્રોધવેગ ચઢ્યો હતો તે તત્કાળ ઉતરી ગયો અને ઉલટી પોતાની ગર્હા અને સંતોની પ્રશંસા કરવા લાગ્યા કે–'તમે તો સાધુ લક્ષણવાળા સાચા સાધુઓ

છો અને અમો તો આરબ ભાવર જેવા ભૂંડા છીએ' આ રીતે બોલીને સંતોને પગે લાગીને ઊઠીને ચાલતા થયા. પછી મહારાજ સભામાં આવીને બેઠા અને સંતોને કહેવા લાગ્યા કે-'સ્વર્ગલોકમાં અમૃત રહ્યું છે' એમ કહેવાય છે પરંતુ ત્યાં ટંટાબખેડા બહુ થાય છે અને આ મુ. સ્વામીની વાણી તો અમૃતને પણ વટી ગઈ. કેમકે આ વૈરાગીઓ વિદ્વેષવશ થઇને ખાસ મારામારી કરવા જ આયુધો લઇને આવ્યા હતા પણ સ્વામીની વાણીનું માધુર્ય સાંભળીને જ પોતાની મેળે શાંતિ પામીને, પોતાની મેળે પોતાની જાતને નિંદીને સંતોને વખાણીને ચાલ્યા ગયા. '**वाङ्माधुर्ये जायते सज्जनत्वं**' એવું સસ્તુ સાહિત્ય પણ છે. આ સાહિત્યનો ઉપયોગ કરવાથી સુખ શાંતિમાં ભજનકર્તા રહ્યા, નહિ તો વિક્ષેપનો પાર રહત નહિ.' ઇત્યાદિ કહીને 'આ સ્વામી તો બહુ મોટા સંત છે' એવું મહારાજનું વખાણ વચન સૂણીને, પ્રસંગાત્ અદ્ભુતાનંદસ્વામી બોલ્યા કે-'હે મહારાજ! અહીંથી પાંચ ગાઉ ઉપર **વસો** ગામ છે, ત્યાં હું ફરતો ફરતો ગએલો. ત્યાંથી મને એક દિવસ અમીન કસીઆભાઈએ સીપાઈ મોકલીને બારફેરા ગામમાંથી કાઢયો. તો પણ આ અસહ્ય અપમાનને સહન કરીને અને તે અમીનને પણ નહિ ગણીને તેરમીવાર પાછો આવીને ધર્મશાળામાં ઉતર્યો. ત્યારે વળી સીપાઈ આવીને બહુ બીભત્સ બોલ્યો કે-'સ્વા. ના. કે મુંડીયે, તુમકુ લાજ નહિ હે' ત્યારે મેં કહ્યું કે-'જો લાજ હોય તો લંગોટી શીદ વાળીએ' આવા વિસંવાદ સમયે એક ભાવિક **સુરદાસ** કાકા મહાદેવને દર્શને અચાનક આવ્યા. તેમણે આ બળાત્કાર જોઇને સીપાઇને કહ્યું કે-'અત્યારે રાતે સાધુ ક્યાં જાય? ધર્મશાળા તો એવા નિરાશ્રિતો માટે જ કરેલી છે.' જા, બાપાને કહેજે કે 'એ સાધુ નહિ જાય' ત્યારે હું રહેવા પામ્યો. ખાવાનું તો કોણ આપે? ભૂખ્યો એકલો

પડી રહ્યો. બીજે દિવસે એમની હવેલી આગળ જઈને ભિક્ષા માગી ત્યારે દાળભાત રોટલી આપી. તે હું લઈને રામસરોવરે જઈને જમ્યો. એવું એ ગામ અતિ કઠણ જણાયું. એ ગામમાં તમે મુક્તાનંદસ્વામીને મોકલ્યા. ત્યાં એક કાછીયાની વાડી હતી ત્યાં ઉતર્યા. ગાયન કુશળ સ્વામીએ મધુર સ્વરે ગાયન આરંભ્યું. 'किं' मधुरं' એમાં કહ્યા મુજબ મધુર ગાયન સાંભળીને, કસીઆભાઈના જ પિતરાઈ અમીન તળસીભાઈ, દાદાભાઈ તથા વાંસજીભાઇ સ્વામી પાસે આવીને બેઠા. કારણ એ હતું કે–'આ મુમુક્ષુ બન્નેએ એવો વિચાર કરેલો કે–'આ દેહે કરીને ભગવાન્ ન મળે તો આપણે દેહને પાડી નાખવો' એવા સદ્વિચારથી સંસારમાં વિરક્ત જેવી સ્થિતિમાં રહેલા. શુદ્ધ મુમુક્ષુ હોવાથી જ્યાં સાધું સંત રહ્યા હોય ત્યાં ભાવથીબેસવા જાય. સ્વામી પાસે પણ એવા શુભાશયથી આવેલા. સ્વામીનું મધુર ગાયન અને મોક્ષોપયોગી સારી વાતો સાંભળીને બન્ને જણા સત્સંગી થયા. સ્વામી-ની વાણીમાં આવું માધુર્ય છે. 'दातृत्वं प्रियवक्तृत्वं सहजा गुणाः' આમાં કહ્યા પ્રમાણે સાહજીક રહ્યું છે. એ કોઈના શિખવાડવાથી આવતું નથી. આ રીતે મેં મહારાજને કહ્યું ત્યારે તેમણે કહ્યું કે, તમો કહો છો તેવુંજ વાણી માધુર્ય છે તો હે સંતો તમારે પણ એવી મધુરતા શીખવી પણ કઠોર વાણી શીખવી નહિ. સાધુનું એજ લક્ષણ ઘટિત શોભીત છે. આ રીતે વાત કરી રહેતાં આરતી થઈ. એટલે મહારાજ દેવદર્શને પધાર્યા. પછી થાળ જમીને પોઢી ગયા અને સંતો પણ જમીને ઉતારે ગયા (૨૧૫)

વળી અદ્‌ભુતાનંદસ્વામી કહે છે કે-'મહારાજ એકાદશીને દિવસે વરતાલમાં ગોમતીને કાંઠે આવેલી છત્રી પાસે સભા કરીને વિરાજમાન હતા. તે તિથિએ સંતોને ફલાહારમાં ખજુર આપેલું. સર્વે સંતો સભામાં બેઠા ત્યારે કોઈ સંતને જોવામાં ફેર પડવાથી મહા-

રાજ જાણે સંતોને વઢતા હોય તેમ ઉપદેશ રૂપમાં હિતાર્થે બોલ્યા કે–'આટલા દિવસથી અમે બ્રહ્મચર્ય વ્રત સંબંધી ઘણી વાતો કરીએ છીએ તે અમારી મહેનત છુટી પડી. આટલા દિવસ તમારા ભેળાં રહીને ઉપદેશ કર્યો પણ ઢુંઢસાંની પાંત મેલ્યા જેવું નિષ્ફળ થયું. અમે પહેલાં ઘુંમટાનું વ્રતમાન ફેરવ્યું હતું જે 'લાલ લુગડું દેખાય તો એક ઉપવાસ કરવો' એ રીતના વ્રતમાનપણે રહ્યા અને હવે તો જોવામાં ચકળવકળ થામ છે. તેથી ન જોવાનું પણ જોવાય છે. આ દોષથી કાગડાનો ખરાબ જન્મ આવશે.' એમ ઠપકો આપીને બ્રહ્મચર્ય સંબંધી સચોટ વાતો કરીને, છેવટે ખીજાઇને બોલ્યા કે–'હવે તમારી ભેળું રહેવું નથી, કોઇ સ્થળે જતા રહીશું' આવું નિરાશ ઉદાસ વચન સાંભળીને સર્વે સંતો બહુ ઉદાસ થઇ ગયા. અને ખજુર, જમે એવી સ્ફુર્તિ રહી નહિ અને સર્વેનાં નેત્રોમાંથી આંસુ ચોધારાં પડવા લાગ્યાં અને મનમાં એમ પસ્તાવા લાગ્યા કે–'આપણા હિત માટે મહારાજે અપાર દાખડો કર્યો તો આપણો દુઃસ્વભાવ ગયો નહિ' એમ અપશોષ કરતા જાય અને આંખ્યમાં આંસુ પાડતા જાય, આ રીતે અર્ધો કલાક સર્વે સંતોને અત્યંત ઉદાસ થઇ ગયેલા જોઈને મહાસંત રામદાસભાઇ એકદમ ઊભા થઈને લાગણીવશ થઇને એમ બોલવા લાગ્યા કે–'ન્યાય તો જરા જુવો ?' એમ કહેતા થકા મહારાજ પાસે ઊભા રહીને કહ્યું કે–'એ જણે એકાદશી વ્રત કર્યું, તેમાં એક તો લોડું વેઢમી મોતીઆ જલેબી ભજીયાં શાકાં વિગેરે ખૂબ જમ્યો. ત્યારે તેને કહે કે–'તારી એકાદેશી તો સંપૂર્ણ થઇ અને બીજાથી ભૂલથી મુખમાં મગનો એક દાણો નંખાઈ ગયો અને તેની ફાડયો થઇ અને એકાદશી સાંભરી આવતાં તે થુંકી નાંખી. ત્યારે તેને કહે કે–'તારી એકાદશી તો વટલાઈ ગઇ' 'એના જેવો આ ભગવાનના ઘરનો ન્યાય થયો કહેવાય.' એવાં ધાર્મિક વચનો સાંભળીને

મહારાજ ધીમેથી બોલ્યા કે–'એ તો દૃષ્ટાંત, પણ એનો જે સિદ્ધાંત હોય તે કહો' ત્યારે સ્વામી બોલ્યા કે 'બેટીકા બાપ સબ જાનતા હો' ત્યારે મહારાજ બોલ્યા કે–'તમે જ કહો, અમે જાણતા નથી' ત્યારે દીનદયાળુ સ્વામી બોલ્યા કે–'આ અસાર સંસારમાં નિમગ્ન રહે અને ખાનપાન વિગેરે વિષયોને છુટથી ભોગવે અને ફાવે ત્યાં જાય આવે, એવાને તો તમે કહો છો કે–'તમારે અક્ષરધામની પ્રાપ્તિ થઈ ચૂકી.' અને કોઇ બિચારા એકાદ સંતને જોવામાં ફેર પડયો તેમાં તો તમો તેને 'કાગડાનો જન્મ આવશે' એમ કહીને ખીજો છો, ત્યારે આ બધાં સાધનો કર્યાં તે શું વૃથા થઇ જશે' આવું સ્વામીનું હિતકારક યોગ્ય વચન સાંભળીને મહારાજ બહુ રાજી થઇને બોલ્યા કે–'સર્વ સંતોએ કરેલાં સર્વે સાધનો ખોટાં થઇ ગયાં' એમ સમજશો નહિ, અમારૂ એમ કહેવું નથી, પણ આ જે હું તમને વઢું છું તે તો તમારા હિતાર્થે છે. કેની પેઠે તો–જેમ નટ દોરડા ઉપર ચઢીને રમત કરતો હોય, હેઠે રહેલો જે નટ તે ઢોલક વગાડતો જાય અને 'તારી નાની મરી જાયજે નાબદુ નાબદુ' એમ સૂચવીને રમનારાને ચઢાવે, એથી રમનારાના મનમાં એમ થાય જે આ મારો બાપ મારી રમતને વખાણતો નથી. તો બીજો કોણ વખાણશે, પણ હું એવી અપૂર્વ રમત કરૂં 'મારો બાપ રાજી થાય, લોકો પણ રાજી થાય અને મને વખાણે, એવો એ રમનારા નટના મનમાં બહુ પોરહ ચઢે છે, તેમ તમને સર્વે સંતોનાં ઉકત મારાં હિત વચન સાંભળીને, અંતઃકરણ કેવાં વિષયો થકી પાછાં વળી ગયાં અને મનમાં કેવી ઉદાસતા આવી ગઇ કે જેને પરિણામે આંખ્યમાંથી આંસુ પડવા લાગ્યાં, અને એમ થયું કે–'મહારાજના હિતવચન મુજબ આપણાથી ન વર્તાયું, અને કોઇ પ્રકારનો ગર્વ પણ ન રહ્યો. એ રીતે હે સંતો! તમે જે ત્યાગ વૈરાગ્ય તપ બ્રહ્મચર્ય વિગેરે સાધનો સાધ્યાં છે તેવું તો પૂર્વે કોઇએ કર્યું

નથી અને કરશે પણ નહિ. ન ભૂતો ન ભવિષ્યતિ છે, તો તમે શું ઉદાસ નિરાશ થઇને બેઠા છો" એમ પ્રશંસીને કહ્યું કે-સર્વે ફળાહાર કરો અને કોઇ જાતની મનમાં ચિંતા કરશો નહિ. અને પરમ-પ્રાપ્ય અક્ષર ધામ તો તમારાજ બાપાનું છે. તમારાં કોઈ દર્શન કરે, કે અન્નજળ વસ્ત્ર વિગેરે આપે તેનો પણ મોક્ષ થાય તો તમારા મોક્ષમાં કાંઇ કહેવાનું જ નથી એ રીતે વખાણીને રાજી કર્યા (૨૧૬)

એક સમયે મહારાજ લક્ષ્મીનારાયણદેવાના દેરા પાછળ વિરાજમાન હતા. સર્વ સંતો પણ આવીને બેઠા. તે સમયે સંતોના મુખ આગળ એવી વાત કરી કે-વિષ્ણુ, બ્રહ્મા, શિવ, દશ દિગ્પાળો, જેના મસ્તક ઉપર આખુ ભૂગોળ રાઈના દાણાની પેઠે રહ્યું છે તે શેષજી, પંચભૂતો વિગેરે સર્વેને એકજવાર ભગવાને 'मद्भयाद्वाति वातोऽयं' એમાં કહ્યા પ્રમાણે આજ્ઞા કરી છે તે પ્રમાણે સર્વ કોઈ અચૂક વર્તે છે. બ્રહ્માને જગત્સર્જવાની, શિવને સંહારકરવાની અને વિષ્ણુભગવાનને પોષણ કરવાની આજ્ઞાકરી છે. તે પ્રમાણે તેઓ અદલ કર્યા કરે છે. તેમાં સર્વેના કરતાં વિષ્ણુનું જે કાર્ય છે તે બહુ કઠણ છે. એવું સાંભળતાંજ, બ્રહ્માનંદ મુનિ બોલી ઊઠયા કે-'એ પોષણ કાર્યમાં શું કઠણ છે? કે જેથી એને વખાણો છો? ત્યારે મહારાજ બોલ્યા કે -'એ શક્તિ તમને આપીએ તો પણ બરોબર થાય તેમ નથી" ત્યારે વળી એ સ્વામી બળમાં બોલ્યા કે-'જેને એ શક્તિ આપો તે સર્વ કોઈ કરે? એમાં શી નવાઇ?" ત્યારે મહારાજ બોલ્યા કે-'આ ત્રણ દિવસ સુધી સર્વ જગતનું પોષણ તમે કરો, તમને અંતર્યામિ શક્તિ અને પોષણ શક્તિ આપવામાં આવે છે' એમ શક્તિ મળવાથી સ્વામીએ ત્રણ દિવસ સુધી જગતનું પોષણ કર્યું. તેમાં એક પાપી હતો તેને ત્રણ દિવસ સુધી ખાવાનું અન્ન નહિ આપીને ભૂખ્યો રાખ્યો. આ નિર્દયતા જાણીને ચોથે દિવસે સ્વામીને કહ્યું કે-'સર્વ જગતનું પોષણ કરી રહ્યા?' ત્યારે સ્વામીએ સગર્વ હા કહી. એક મહાપાપીને ત્રણ

દિવસ સુધી આવાનું નહિ આપેલું તેના ખરા જાણકાર દયાળુ મહારાજે કહ્યું કે–'અનંત વર્ષોથી વિષ્ણુભગવાન્ સમસ્ત જગતનું પોષણ કરતા આવે છે તેમાં કોઈ પાપી હશે કે નહિ? તેને વિષ્ણુ તો આપે, પણ હું તો એવા પાપીને અન્ન ન આપું.' તમારે અપાવાવું હોય તો લ્યો આ પોષણ શક્તિ પાછી, મારે જોઇતી નથી' એમ બબડીને પોષણ શક્તિ મહારાજને પાછી આપી. પછી મહારાજે કહ્યું કે-વિષ્ણુનું એ કામ અતિ કઠણ ખરુ કે નહિ?' ત્યારે સ્વામીએ કબુલ કર્યું કે 'એ કામ કઠણ ખરું.' કેદીઓ કે જે કોઇ પાપને લીધે કેદમાં પડયા છે તેમને પણ પોષણ આપવાનું રાજ ધર્મમાં લખ્યું છે. શત્રુ પણ ઘેર આવે તો આતિથ્ય કરવાનું ધર્મશાસ્ત્ર કહે છે. **'क्रौर्यं कार्यं न कर्स्मिश्चित्'** એમ શિક્ષાપત્રી માતા કહે છે. આ જ અનુસંધાને મહારાજે સર્વ જીવહિતાવહ વાત કરી. બ્ર. સ્વામી તો મહાધર્મિષ્ઠ હોવાથી પોતાના રુઢ અંગને લીધે પાપી ઉપર કટાક્ષ રાખે. પણ વિષ્ણુ શક્તિને પામેલા સ્વામી અસમર્થ ન હતા. આ રીતે શ્રીજીએ સભામાં સદ્વાર્તા કરી તેને સાંભળીને સભાસદો સુપ્રસન્ન થયા. પછીથી થાળ થતાં જમીને હરિમંડપમાં આવીને પોઢી ગયા (૨૧૭)

વળી અદ્‌ભુતાનંદમુનિ કહે છે કે–' એક દિવસે મહારાજે મને અને કાનુડાનંદસ્વામીને બન્નેને **લખુબા** ચારણ તથા બાલાનંદ એ બન્નેને સમજાવીને તેડી લાવવા મોકલ્યા. કારણ કે એ બન્નેએ મહારાજની સેવા ખરે સમયે બહુ કરી હતી. અમે બન્ન **લોઢવા** ગામે જઈને તે બન્નેને મહારાજ પાસે ગઢડા લાવવા માટે બહુબહુ ઉપદેશ આશ્વાસન વિગેરે બનતો બધોજ પ્રયત્ન પૂરો કર્યો પણ તે બન્ને નજ આવ્યા. ત્યારે અમે બન્ન ત્યાંથી ચાલ્યા તે **ગોપનાથ** આવીને શિવનાં દર્શન કર્યાં. ત્યાંના ગાદીપતિ બ્રહ્મચારીને મળ્યા તેમણે અમને બહુ ભાવથી જમાડ્યા. ત્યાં એક રાત રહીને ત્યાંથી ચાલ્યા તે ગઢપુર આવ્યા. તે સમયે મહારાજ અક્ષર ઓરડીમાં વિરાજમાન હતા

અમે દંડવત્ કરી પગે લાગીને પાસે બેઠા. જેને માટે મહારાજે મોકલ્યા હતા તે વાત પૂછતાં અમે કહ્યું કે–'લખુબા અને બાલાનંદને લાવવા માટે બહુ બહુ ઉપાયો કર્યા પણ આવ્યા નહિ. અમારો ફેરો નિષ્ફળ થયો.' ત્યારે મહારાજે પૂછ્યું કે-'તમે ગોપનાથ થઇને આવ્યા કે બારોબાર?' ત્યારે મેં કહ્યું કે–'ગોપનાથ થઇને ત્યાં દેવનાં દર્શન કરીને આવ્યા છીએ' ત્યારે વળી મહારાજે ફરી પૂછ્યું કે-'ગોપનાથની ગાદીએ કોણ છે?' ત્યારે મેં કહ્યું કે–'ત્યાંતો ગાદીએ બ્રહ્મચારી છે?' એવું મારૂ વચન સાંભળીને બહુ વિચારીને મહારાજ બોલ્યા કે–'આપણી ગાદીએ પણ બ્રહ્મચારી જોઇએ' એમ તે દિવસે વિચાર કર્યો. એટલાકમાં થાળ તૈયાર થયો જાણીને જમવા પધાર્યા. તૃપ્તિપર્યંત જમીને જળપાન કરીને, પ્રસાદભૂત થાળ લાડુબા પાસે અમને અપાવ્યો. અને અમે બન્ને સાધુની જગ્યામાં જઇને જમ્યા. તે રાત્રિએ મહારાજ નિરાંતે પોઢી ગયા (૨૧૮)

બીજે દિને સવાર થતાં સ્નાનાદિ નિત્યવિધિ કરીને લીંબડા હેઠે સભા ભરીને વિરાજમાન થયા. તે સમયે સર્વે સંતો પાર્ષદો હરિજનો અને વાસુદેવાનંદાદિ બ્રહ્મચારીઓ પણ આવીને બેઠા. એમ સભા ઠઠ ભરાઈ જતા, બ્ર. **વાસુદેવાનંદને** જોઇને, મહારાજે એક ચાકળો પાર્ષદ પાસે મંગાવ્યો. તેની ઉપર તે બ્રહ્મચારીને બેસારીને મહારાજે આરતી ઉતારી. પછી સર્વ સંતો હરિજનો બ્રહ્મચારીને પગે લાગીને પાછા સભામાં બેઠા. તે સમયે મહારાજે કહ્યું કે-'ગોપનાથની ગાદીએ બ્રહ્મચારી છે. ત્યારે આપણી ગાદીએ આ બ્રહ્મચારી છે.' એમ એમને મોટેરા કર્યા છે. આ બ્રહ્મચારી એવા સમર્થ છે કે–'જીવિતપર્યંત શ્વેત ધર્મને પાળતા. ( લાલ લુંગડાને દેખે તો ઉપવાસ કરતા ) એ જ દિવસે બીજી એવી જ વાત કરી કે–' આ શુકસ્વામી બહુ મોટા સાધુ છે, કેમકે અમારા કામમાં બહુજ આવે છે. આ **ડભાણ** ગામના સ્વામી અને એક સારો **બળદ** અમને

શ્રીકૃષ્ણાર્પણ આપ્યો છે તે, અને એક મીઠો **આંબો** કે જે **'ડભા-ણીયા'** નામથી જ ઓળખાય છે. આ ત્રણ વસ્તુઓ અમારા ઉપ-યોગમાં બહુ આવી છે. એમ કહીને સ્વામી માટે અધિક કહ્યું કે-'આ શુકસ્વામી બહુ મોટા સાધું છે, જે દિવસથી અમારી પાસે રહ્યા છે તે દિવસથી એમનો ચડતો ને ચડતો રંગ છે પણ મંદ પડતો નથી વળી અમારાં લીલાચરિત્રો તથા અમારા કાગળો લખીને તો એ સ્વામીની આંગળીઓ પણ વાંકી થઇ ગઇ છે' એમ વખાણીને પ્રત્યક્ષ પુરાવા માટે સ્વામીને કહ્યું કે-'તમારી આંગળી ઊંચી કરીને સર્વ સંતોને દેખાડો' ત્યારે આજ્ઞાવશ થઈને આંગળી દેખાડી. તેને જોઇને મહારાજ પરમ પ્રસન્ન થઇ છેવટે બોલ્યા કે-'આ તો મુક્તાનંદ સ્વામી જેવા છે' આ રીતે શુકસ્વામીનાં અનેક રીતે વખાણ કર્યા.' પછીથી પોતે જમવા પધાર્યા અને સંતો પોતાને ઉતારે ગયા (૨૧૯)

એક દિવસે મહારાજે ગઢડામાં વાત કરી કે-ગામ **રોઝકાના** ગરાસીયા **કાકાભાઈ** હરિભક્ત બહુ સારા હતા. તેમને દીકરો નહિ હોવાથી ઘરના મનુષ્યને કોઈ બ્રાહ્મણે કહ્યું કે-'તમે પ્રભાસ તીર્થની યાત્રા કરો તો દીકરો થાય' એવું સાંભળીને બાઇએ પ્રભાસ જવાની હઠ લીધી. તેથી કાકાભાઈ ઘરના મનુષ્ય સાથે પ્રભાસ ગયા. ત્યાંથી વળતાં ગઢડા આવ્યા. મહારાજનાં દર્શન કરીને ખુશી સમાચાર પૂછીને ઉતારા પર ગયા. ઉપરની વાતના જાણકાર મહારાજે જાણ્યું કે 'આ મશ્કરા કાઠીઓ કાકાભાઈની હાંસી જરૂરથી કરશે. તેથી મહારાજે પ્રથમથીજ મુખ્ય સુરાખાચર તથા માંકાખાચરને વિદિત કરેલું કે-'આ કાકાભાઈની કોઇએ મશ્કરી કરવી નહિ' તેને સાંભ-ળીને તેમણે નહિ કરવાનું પ્રતિવચન પણ આપેલું. એ જ દિવસે સાંજના લીંબડા હેઠે સભા ભરાઈ અને મહારાજ આવીને બેઠા. તે સમયે કાકાભાઈ પણ આવીને બેઠા. એજ વખતે સુરાખાચરનો **નાથા** નામનો દીકરો તેમના ખોળામાં આવીને બેઠો. તેને ઉદ્દેશીને

મશ્કરીમાં બોલ્યા કે–'પેલો નાથો તો ન ગયો કાશી, ન ગયો કેદાર, ન ગયો ગયાજી, ન ગયો પ્રયાગરાજ, ન ગયો જગન્નાથ, ન ગયો ગોકુળ, ન ગયો મથુરા, ન ગયો દ્વારકા, ન ગયો પ્રભાસ પાટણ, વિગેરે કોઈ તીર્થમાં ન ગયો અને બ્રહ્મા થવું છે, તે સૃષ્ટિ સર્જ્યા જ કરે છે, રાંડના ભાગુંજા ભાગુંજા, તમને કેટલાને રમાડું, હવે તો થાકી ગયો, એમ પોતાના દીકરાની હાંસી કરીને, કાકાભાઈની સભામાં હાંસી કરી તેથી કાકાભાઈ સમજ્યા કે મારી મશ્કરી બેઠી કરે છે. તેથી તેમનું મુખ શ્યામ થઈ ગયું. તેથી મહારાજ પણ સમજ્યા કે 'કાકાભાઈને માઠું ખોટું લાગ્યું છે' એટલાકમાં સંધ્યા આરતીનો સમય થવાથી સભા ઊઠી અને મહારાજ અક્ષર ઓરડીએ પધાર્યા. ત્યારે સુરાખાચર વિગેરે કાઠીઓ મહારાજની પાછળ ઓરડીએ જઈને પાસે બેઠા. તે સમયે મહારાજે ઠપકારૂપમાં કહ્યું કે–'મેં તમને પ્રથમથી સૂચવ્યું હતું કે–'ભક્તરાજ કાકાભાઈની મશ્કરી કરશો નહિ. તો પણ તમે સ્વભાવવશ થઈને કરી અને અમારી પણ ગણતરી ન રાખી. તેને સાંભળીને સુરાખાચર બોલ્યા કે–'ગધીનો માંગણનો હોય તે કાકાભાઈની મસ્કરી કરે' મેં તો મારા છોકરાની મસ્કરી કરી છે' એવું વંચના ચાતુરીવાળું વચન સાંભળીને મહારાજ બોલ્યા કે–'કાઠી અને કાગડો બન્ને બરોબર છે, કેમકે પોતાના છોકરાને ઉદ્દેશીને પણ ગરાસીયાની ઠેકડી કરી ત્યારે છાલ મેલ્યો.' આ રીતે મહારાજે પાસે રહેનારા પાર્ષદોને ઠપકો આપ્યો. પાછા સભામાં આવીને વિરાજ્યા. અને પોતાના પારમૈશ્વર્ય સંબંધી ઘણી વાતો કરી. પછી પોઢવાનો સમય થતાં અક્ષર ઓરડીએ આવીને પોઢી ગયા. વળી પુનમને દિવસે સવારમાં ઊઠીને સ્નાન પૂજાદિ નિત્યવિધિને કરીને, સભામાં વિરાજ્યા. તે સમયે સમસ્ત સંતો હરિભક્તો આવીને બેઠા. તે વખતે કાકાભાઈ આવીને બેઠા. તેમને ઉદ્દેશીને

મહારાજે ભગવાનના નિશ્ચય સંબંધી ઘણી વાર્તા કરી. આ વાર્તા સવિસ્તર વચ. પ્ર. ૭૦ માં જણાવી છે (૨૨૦)

એક સમયે મહારાજ ગઢપુરમાં રહ્યા હતા. જીવાખાચરે પોતાના દરબારમાં ઈષ્ટપણે માનેલા શ્રીમદ્‌ભાગવતની કથા વાંચવાનો આરંભ કર્યો. એ પ્રિય વાત જાણીને મહારાજ કથા સાંભળવા વહેલા ઊઠીને નિત્યવિધિ કરીને જતા. એક દિવસે કથા સાંભળીને જીવાખાચર સાથે પાછા આવતા બજાર આગળ હિમરાજ શાહની દુકાન આવતાં તેમને દેખતાં જીવાખાચરને કહ્યું કે– આ ' શેઠ અમારાં દર્શન કરવા કોઇ દિવસ આવતા નથી ' એવું મહારાજનું વચન સાંભળીને જીવાખાચર બોલ્યા કે–જો તમે કહો તો એમને પગે પકડીને ફગાવી દઉં કે ' જેના વેગથી ઘેલામાં જઈ પડે અથવા કહો તો તમારા ચરણારવિંદમાં નાંખી દઉં ' ત્યારે મહારાજે કહ્યું કે–' એમ સાહસ કરવાની જરૂર નથી. એતો એમની મેળે કોઇ દિવસે દર્શન કરશે ' એમ સારૂ લાગે એવું વચન કહીને દરબારમાં આવ્યા. એક દિવસે કથા સાંભળીને સાંજના એકાકી દાદાના દરબારમાં પાછા આવતાં એજ શાહની દુકાન પાસે આવ્યા ત્યારે સાંઢીયા વઢતા વઢતા મહારાજ નજીક આવ્યા. મારવાની બીકે શેઠની દુકાન ઉપર ચઢી ગયા. તે સમયે શાહે બેસવા સારૂ આસન આપ્યું અને ' આવો પધારો મહારાજ' એવાં સત્કાર વચનો બોલ્યા. તેને સાંભળીને મહારાજે રાજી થઈને કહ્યું કે–' તમે અમારો આદરસત્કાર કર્યો, તેના ફળરૂપે અમે વિષમ અંતકાળે ધામમાં તેડી જઈશું ' એમ વરદાન આપીને દુકાનેથી ઊતરીને દરબારમાં આવ્યા અને હિમરાજ શાહ અપાશરામાં ગયા અને ગોરજીને વાત કરી કે–' મારે સ્વા. નાં. નાં દર્શન ન કરવાં એવો નિયમ હતો પણ આજ તો એમનાં અણધાર્યાં દર્શન થયાં ? તો હવે તમે કહો તે પ્રાયશ્ચિત કરૂં'' ત્યારે દ્વેષી ગોરજી

બોલ્યા કે–'પંદર દિવસની રોણુકી (ઉપવાસ) રાખો, એટલે એ પાપ-નું પ્રાયશ્ચિત થઈ ગયું,' ત્યારે શાહે તે પ્રમાણે કર્યું. તે પછી વળી દશેક દિવસ જતાં, શાહને એવો સખત તાવ આવ્યો કે જેથી ઉઠાય બેસાય એવું રહ્યું નહિ. તેથી એમના ભત્રિજાઓ ઉપાડીને ઘેર લઈ ગયા અને ગોરજીને તત્કાળ બોલાવ્યા. અને વિનંતી કરી કે 'અમારા કાકાને સુખ થાય એવું કોઈ પુસ્તક વાંચો' ત્યારે ગોરજીએ એમના સંપ્રદાયનું પુસ્તક વાંચવા માંડયું. તે જેમ જેમ વાંચતા જાય તેમ દુઃખ વધતું જાય. પણ જરા જેટલી શાંતિ થાય નહિ. આતો એક દુઃખ હતું અને વળી તે સમયેજ ચાર દંડપાણી જમ આવ્યા તે શાહને મારવા મંડયા. આ દુઃખ નહિ સહન થવાથી હિમરાજે મનમાં મહારાજને સંભાર્યા. અને સ્મૃતિ થઇ આવી કે–સ્વા. ના. ભગવાને મને દુકાન ઉપર કહ્યું હતું કે–' તમને અંતકાળે તેડવા આવીશ' તો તે હજુ સુધી કશી ખબર કેમ લેતા નથી. તે વરદાન ખોટુ હશે કે સાચુ? જો સાચુ હોય તો આ અસહ્ય અસાધ્ય વિપત્તિ વેળાએ અવશ્ય આવવું જોઈએ' આવું સ્મરણ કરે છે ત્યાંતો બે સાધુઓ આવીને શાહને દર્શન દીધાં. અને પ્રથમ તો જમને વઢ્યા કે–'તમે આ જીવને કેમ લેવા આવ્યા છો? અને એને કેમ મારો છો! ત્યારે જમ જોરથી બોલ્યા કે–' એ કંઇ તમારો ખાસ ભક્ત નથી. તો તેને લઈ જવામાં તમે કેમ રોકો છો? એને મારી ટીપી ને શ્વાસ કાઢીને જમપુરીમાં લઈ જઈશું, કેમકે એણે ક્યારેય સ્વા. ના. નાં દર્શન પણ કર્યાં નથી એવો દ્વેષી છે' એવાં જમનાં જોરદાર વચનો સાંભળીને સંતો બળથી બોલ્યા કે–'તમે એને મૂકીને જતા રહો' ત્યારે જમ જોર કરીને બોલ્યા કે–' અમે એને લીધા વિના નહિજ જઈએ' આવું દુરાગ્રહી યમદૂતોનું વચન સાંભળીને, સંતોએ ગળે ઝાલીને મારી ધકાટીને ઘર બહાર કાઢ્યા. નીકળવાનું ખડકીનું

બારણું બહુ સાંકડું હોવાથી જમનો ધક્કો લાગવાથી વંડો પડી ગયો અને પહોળું થયું અને જમ તો જીવ લઇને જતા રહ્યા. આ બધી વીતેલી વાત હિમરાજ શાહે જાતે જોઈ હોવાથી 'સ્વા. ના. સ્વયં ભગવાન્ ભક્તરક્ષક છે' એવો નિશ્ચય થઈ ગયો, અને સંતોના દર્શન થયાં. એ બન્નેના બળથી તીવ્ર તાવ અને યમદૂતોના દુરંત દુઃખની તત્ક્ષણ નિવૃત્તિ થઈ અને શાંતિ શાંતિ થઈ ગઇ. ત્યારે શેઠ હિંમતથી બોલ્યા કે–'મારે સ્વા. ના. દર્શન હમણાંજ કરવાં છે, તો આ મારા ખાટલાને ચાર જણા ઉપાડીને દાદાના દરબારમાં લઈ જાવ, આ વિષમ વાતને સાંભળીને બધા ઢુંઢીઆ ભેગા થઇને બો-બોલ્યા કે–'તમે તો શ્રાવકના ધર્મમાં મુખ્ય મનાતા હોવાથી તમારે ત્યાં જવાય જ નહિ.' ત્યારે શાહ બહુ હિંમતથી બોલ્યા કે–'તમે ના પાડશો તો પણ મારે જવુંજ છે.' એવું શેઠનું આગ્રહભર્યું વચન સાંભળીને બીજા શ્રાવકો ન છુટકે બોલ્યા કે–'સ્વા. ના. ની સામુ ન જ જુવે એવા પાકા નિશ્ચયવાળા ચાર જણા ઊઠો અને આ ખાટલો ઉપાડીને દરબારમાં લઈ જાવ' ત્યારે તેઓ ઉપાડીને દરબા-રમાં લાવ્યા. તે સમયે મહારાજ શ્રી વાસુદેવનારાયણના ઓરડાની ઓસરીએ આથમણાં મુખારવિંદે વિરાજમાન હતા. તેમના મુખ આગળ ખાટલો મૂક્યો. એટલે હિમરાજને પગે લાગીને કહ્યું કે–'તમોએ મારી આખર વખતે રક્ષા કરવા બે સાધુઓને મોકલ્યા ત્યારે તેમણે જમના દૂતોના હાથથી મને મુકાવ્યો. અને સાધુઓએ જમને ગળે ઝાલીને ધકાવીને મારા ઘરમાથી બહાર કાઢતાં જમનો એવો ધક્કો વાગ્યો કે જેથી મજબૂત વંઢો પડી ગયો. અને મારી દુકાને ચઢીને અંતકાળે તેડવા આવવાનું વરદાન આપ્યું હતું તે પણ સત્ય કર્યું.' તેને સાંભળીને નિશ્ચિત કરવા માટે મહારાજ બો-લ્યા કે–'તમે સાવ ખોટું બોલો છો !' ત્યારે શાહે કહ્યું કે–'હું

બિલકુલ ખોટું બોલતો નથી, સાચેસાચું કહું છું.' છતાં સાચું ન મનાતું હોય તો 'વંડાને જોવા માટે તમારા સાધુ પાળા હરિજનોને મોકલો' ત્યારે તે લોકોને મોકલ્યા. તેઓ જોઈ આવીને બોલ્યા કે-'સાવ સાચી વાત છે' ત્યારે વળી મહારાજે કહ્યું કે–'અમને એ વાત મનાતી નથી.' ત્યારે વળી બીજા કુસંગીઓને મોકલ્યા. તેઓ પણ જોઈ આવીને બોલ્યા કે–વંઢી પડી ગઈ છે એ વાત સાવ સાચી છે. એમાં સંશયલેશ નથી.' એમ આ વાતની સત્યતા સર્વાનુમતે નક્કી થતાં, હિમરાજ શેઠે મહારાજને સવિનય કહ્યું કે–'સવારે મારે ઘેર જમવા માટે સંતો સહ પધારો, સવારે હું રસોઈ કરાવીશ' એવું વચન સાંભળીને કહ્યું કે–'તમારે સગાવહાલાં અને નાત તરફથી ઉપાધિ થશે. માટે રસોઈની વાત રહેવા દ્યો' ત્યારે શેઠ હિંમતથી બોલ્યા કે–'કશી જ ઉપાધિ નહિ થાય' ત્યારે મહારાજે હા કહી આ શુભ સમયે ત્યાં બેઠેલા જીવાઆચરને કહ્યું કે–'તમે તો પગે ઝાલીને ફગાવો તે ઘેલામાં જઇ પડે, નહિ તો ચરણારવિંદમાં નાંખું, પણ આ તો ફગાવ્યા જ વિના ચરણારવિંદમાં આવીને પોતે જ પડ્યા.' ત્યારે તે બોલ્યા કે–'તમે તો જગતના કર્તા હર્તા પાલયિતા પરમેશ્વર છો તે ચાહે તેમ કરવા સમર્થ છો. જેમ ખેડુત બળદને નાથે બાંધીને દોરે તેમ જ દોરાય છે તેમ આ સમસ્ત જગતના નાડી પ્રાણ તમારા હાથમાં છે તે જે તરફના લઈ જાવ તે તરફ પરતંત્ર થતા જાય.' એવો પરિપક્વ નિશ્ચય મારા મનમાં છે.' એમ કહી રહ્યા પછી સાવ સાજા સુખી શેઠ મહારાજને પગે લાગીને પોતાને બહુ ધન્યભાગી માની, સવારની રસોઇનું પણ ચોક્કસ કરીને, ખાટલો ઉપાડીને ઘેર આવીને પોતાનાં સગાવહાલાને બધી વીતેલી વાત યથાસ્થિત કરી. તેને સાંભળીને સર્વે બહુ રાજી થયા અને શાહના કહેવાથી રસોઇની સમગ્ર સામગ્રી તૈયાર કરવા માંડી. તેને જાણીને

સર્વે શ્રાવકો ભેળા થઈને શાહ પાસે આવ્યા અને કહ્યું કે–'તમે તો આપણી નાત્યમાં મોટેરા હોવાથી એ રસોઇની વાત થાય જ નહિ.' ત્યારે સ્પષ્ટ કહ્યું કે–'મારે એ તો અવશ્ય કરવું જ પડશે.' એમ શ્રાવકોની વાત નહિ માનવાથી એમનું મહાજન મંડળ ભેગું કરીને એમની પાસે ના કહેવરાવી. તો પણ મક્કમ શેઠે ન માન્યું. એમ શ્રાવકોની સઘળી મહેનત નિષ્ફળ થઈ, સવારે રસોઈ તૈયાર થતાં, મહારાજશ્રી સંતો શેઠને ઘેર પધાર્યા. અને સંતોની પંક્તિ થતાં મહારાજે સંતોને લાડુ પીરસ્યા. પીરસતાં જ્યાં **ભીમો** અને **ખેતો** બે ભક્ત બેઠા હતા ત્યાં આવીને ખેતાના પનવાડામાં બે લાડુ મહારાજે મૂક્યા, પણ તે બન્ને લાડુ ગોળ હોવાથી બહાર નીકળી ગયા. તેને તે ભક્તે લઈને પાછા પનવાડામાં ગોઠવ્યા. તેને જોઈને મહારાજ બોલ્યા કે–'ગબડીને બહાર પડેલા લાડુને પાછા કેમ લીધા?' ત્યારે ખરો ભક્ત **ખેતો** બોલ્યો કે–' આ ભગવાનના હાથનો મહાપ્રસાદ તો બ્રહ્માદિ દેવોને પણ મહા દુર્લભ છે, એમ માનીને મેં લઇને પનવાડામાં મુક્યો. આવું ખેતાનું વચન, ત્યાં જોવા આવેલા સર્વ મહાજનો સાંભળીને, મનમાં બહુવાર વિચાર કરીને બોલ્યા કે- 'આ તો સાક્ષાત્ ઋષભદેવ કે જે આપણા ઈષ્ટદેવ છે તે પોતે છે,' એવો સ્થિર નિશ્ચય કરીને પોતપોતાને ગામે ચાલ્યા ગયા. આ રીતે પોતાનું ઐશ્વર્ય-પ્રતાપ કે જે પરમેશ્વર સાથે સંબંધ ધરાવે છે તે મહાજનોને પણ બતાવીને આશ્ચર્યચકિત કર્યા અને કેટલાક મુમુક્ષુઓને પોતાના આશ્રિત કરીને સ્વામિનારાયણ નામથી ભજન કરતા કર્યા (૨૨૧)

વળી કોઈ સમયે મહારાજ ગઢડામાં વિરાજમાન હતા. તે વખતે અતિવૃષ્ટિ થવાથી ઘેલામાં પુષ્કળ પાણી (રેલ) આવ્યું. તે આખા ગામમાં પેઠું અને કેટલાંક ઘરો તણાવા મંડયાં અને કેટલાક પડવા મંડયા. આ અસહ્ય અપાર સર્વસાધારણ પીડાને જોઇને

મહારાજ. મુળજી બ્રહ્મચારી અને ગામધણી દાદાખાચર વિગેરે સર્વે હરિજનો ઘેલાને કાંઠે ઉંચે ટેકરે જઇને બેઠા. ગામના વાણીયા ઢુંઢીયા મહારાજ પાસે એમ વિનંતિ કરવા લાગ્યા કે-'આતો પાણી અમાપ ઉછળતું આવે છે તે આખુ ગામ તણાઇ જશે અને બધા જ મરી જશે, માટે કાંઈક ઉપાય કરો' ત્યારે મહારાજે અનુજ્ઞા કરવાથી બ્રહ્મ-વ્રતધારી મૂળજી બ્રહ્મચારી નાળીયેર અને ચુંદડી લઇને વધાવવા ગયા: ત્યાં તો પાણી ઉલટુ ઉછળીને બ્રહ્મચારીને પલાળી દીધા. એમ નિષ્ફળ જવાથી મહારાજે બીજો ઉપાય બતાવ્યો કે-'જો ગામધણી દાદાખાચર નાળીયેર ચુંદડી નાંખે તો નદીનું પાણી પાછું હઠે' ત્યારે તે બન્ને વસ્તુ નાંખવા જતા જ સામુ પાણી વધારે વેગથી ઉછળ્યું, તે દાદાખાચરનાં વસ્ત્રો પણ પલાળી દીધાં. ત્યારે વિચારીને મહારાજ એમ બોલ્યા કે-'જેમ લોકમાં જે કોઈ ઘેલો ગાંડો હોય તે સમજાવ્યો તો સમજે જ નહિ, તેને તો કાંઈક આપવાનું કરીએ તોજ તે મૂર્ખો સમજે. તેમ આનું નામ ઘેલો હોવાથી એને કાંઈક આપવાનું સર્વે મળીને કરીએ તો જ માને' તો આપણે તમામે એવો નિયમ લ્યો કે-'એક માસ સુધી સવારમાં ઘેલામાં ન્હાવું,' પછી સર્વેને એ નિયમ ધરાવ્યો. એક માસ સુધી નહિ ન્હાનારા ઢુંઢીયાને પણ નવરાવ્યા. અને પોતે પણ સર્વ સંતો હરિજનોને સાથે લઈને ઘેલા નદીમાં દિવસ ઉગ્યા પહેલાં સ્નાન કરવા પધારતા. આ એક માઘ સ્નાન જેવું માસિક સ્નાન સર્વ ગ્રામલોકો પાસે પરાણે પુણ્ય જેવું શ્રીજીએ કરાવ્યુ. આવી રીતની ઘણી લીલાઓ ગઢડામાં રહીને કરતા હતા (૨૨૨)

વળી ગામ ભાદ્રામાં બ્રહ્મચારી **મુળજી**, પોતાને પહેરવાનાં પગરખાં પોતે તેલથી ચોપડતા હતા. સેવાભાવી **વશરામ** સુતારે મૂળજી પાસેથી પરાણે લઇને ચોપડવા માંડયાં. એજસમયે મહારાજ ઓરડામાંથી બહાર આવતાં જોડા ચોપડતા વશરામને જોઇને બોલ્યા

કે-કેના જોડા ચોપડો છો? ત્યારે તે કશું બોલ્યા નહિ. પછી પાસે ઉભેલા બ્રહ્મચારીને કહ્યું કે-'તમે **જોડા** ચોપડાવો છો કે?' ત્યારે બ્રહ્મચારી બોલ્યા કે-'હું જાતે ચોપડતો હતો. પણ વશરામ મારા હાથમાંથી બળાત્કારથી લઇને ચોપડવા મંડયા છે' ત્યારે મહારાજ બોલ્યા કે-'આજથી પહેરો તો સાતવાર હરામ ખાવ' (જોડા પહેરવા નહિ) ત્યારે બ્રહ્મચારી પણ બોલ્યા કે-'સાત વાર હરામ,' (જોડા નહિ પેરું) જોડા જાતે ચોપડવા જોઈએ એ અર્થ નીકળ્યો. આટલેથી આ વાત બંધ રહી. આ એક વાંક કાઢયો. **'सेवकसमो न दुःखी'** સેવક જેવો બીજો કોઈ દુઃખી નથી. એમાં બધાં જ દુઃખ રહ્યાં છે. આ એક જાણવા જોવી બાબત છે. 'જુના સેસેવકનો ત્યાગ કરવામાં પણ મહાદોષ છે' એવી પણ નીતિ છે. વળી કોઈ દિવસે વર્ણિને વાંકમાં લાવીને મહારાજે ઘી ગોળ ખાવાની બાંધી કરી. અને સેવામાંથી પણ દૂર કર્યા. એટલે નિરાશ્રય બ્રહ્મચારી ભાદ્રામાંથી ડભાણ આવીને રામદાસભાઇ પાસે આવીને રહ્યા. કેરીઓના સમયે રામદાસે 'ડભાણીયા' નામથી પંકાતા સ્વાદિષ્ટ આંબાની પાકી દોઢ મણ કેરીનો ટોપલો તૈયાર કરીને બોલ્યા કે-'હવે આ મહારાજ પાસે કોણ લઈ જાશે' ત્યારે કોઇએ હા પાડી નહિ' ત્યારે બ્રહ્મચારી બોલ્યા કે-'લાવો હું લઇ જાઉ' પછી તે ઉનાળાના તીવ્ર તાપમાં પગરખાં પહેર્યા વિના સાઠ ગાઉ માથે ઉપાડીને ગઢડા લાવ્યા (કેરીઓની કેવી દુર્લભતા? આ બ્રાહ્મણ બ્રહ્મચારીનું કામ નહિ) શ્રીજીપાસે ટોપલો મૂકીને પગે લાગીને 'જય સ્વામિનારાયણ' કહ્યા તો પણ કશું બોલ્યા નહિ. 'શો ગુન્હો?' સામા જય સ્વામિનારાયણ કહેવા જોઇએ તે પણ બ્રહ્મચારીને કહ્યા નહિ. કઇ પણ આતિથ્ય નહિ થવાથી બ્રહ્મચારી ગામમાં જઇને એક સુતારણ બાઇને ઘેર ઉતર્યા. ત્યારે તે પરિચિત બાઇ બોલી કે-'કેમ હમણાંના જણાતા નથી?' ત્યારે બ્રહ્મ-

ચારી બોલ્યા કે-'મહારાજ મને પાસે ક્યાં રહેવા દે છે? છ માસથી મને કાઢી મૂક્યો છે અને હું આવા સખત તાપમાં અણુવણુ પગે સાઠ ગાઉથી દોઢ મણ કેરીનો ટોપલો માથે ઉપાડીને લાવ્યો તો પણ કશું બોલ્યા નહિ અને નારાયણ પણ કહ્યા નહિ.' ત્યારે તે બાઈ વેગથી દરબારમાં મહારાજ પાસે જઈને બોલવા મંડી કે-'આવા તમે નમેરા કેમ થઈ ગયા છો ? કે જેથી બોલ્યા બાપડા બ્રહ્મચારી સાઠ ગાઉથી દોઢ મણ કેરીઓનો ટોપલો ઉપાડીને પગે દાઝતા અહીં લાવ્યા તેને તો તમે બોલાવ્યા જ નહિ અને જય નારાયણ પણ વિવેક ખાતર કહ્યા નહિ.' ત્યારે મહારાજે તે વઢનારી બાઈને કહ્યું કે-'બ્રહ્મચારીને સીધુ આપજ્યો.' ત્યારે તેણીએ પાકુ સીધુ ભાવથી આપ્યું. બ્રહ્મચારી એ તો પાકુ નહિ કરતાં કેવળ રોટલી કરીને કોરી જમ્યા. ત્યારે બાઈ બોલ્યાં કે-'કેમ ઘી ગોળ પડયું મેલ્યું અને કેવળ રોટલી જ જમ્યા.' બ્રહ્મચારી બોલ્યા કે-'ક્યાં ખાવા દે છે? છ માસથી બિલકુલ બંધ કર્યું છે' પછી બ્રહ્મચારીએ આવીને રસ કાઢીને તૈયાર કર્યો અને રસોઈ તૈયાર થતાં મહારાજ જમવા પધાર્યા. તે રોટલી એકલી જમતા જાય અને બ્રહ્મચારી સામું જોતા જાય. ત્યારે બ્રહ્મચારી બોલ્યા કે-'મહારાજ એકલી રોટલી ખાય છે તો કોઈ હાજર હો તો રસ આપો. હું જો જાતે આપીશ તો વળી વધુ રીસાસે અને જમશે નહિ' ત્યારે મહારાજે છેવટે કહ્યું કે-'તમે જ લાવીને આપો' ત્યારે બ્રહ્મચારી બોલ્યા કે-'હું તો તૈયાર જ છું' પછી બ્રહ્મચારીએ રસ આપ્યો અને પછી રોટલી સાથે રસ ખૂબ જમ્યા. બહુ રસાસ્વાદ આવ્યો.

પછી વળી સાંજના મહારાજ સભામાં આવીને બેઠા. અને એમ બોલ્યા કે-'પ્રાગજી! તમે અને આ બ્રહ્મચારી બન્ને બ્રાહ્મણો બાથોબાથ આવશો?' પછી પ્રાગજીએ હા કહી. પછી બન્ને બાથોબાથ આવ્યા. ત્યારે બ્રહ્મચારીએ પુરાણી પ્રાગજીને પાડી નાંખ્યા. ત્યારે

પ્રાગજી બોલ્યા કે-'હું દુઃખાણો હોવાથી ફરીથી બાથોબાથ આવ એ.' પછી તે બન્ને ફરીથી બળથી બાથોબાથ બહુ આવ્યા. (સમાનમાં યુદ્ધ શોભે પણ વિષમમાં નહિ.) ત્યારે પ્રાગજીએ આંટી મારીને બ્રહ્મચારીને પાડી નાંખ્યા. એટલે મહારાજ વચ્ચે બોલ્યાં કે-'પ્રાગજીએ દગો દઈને બ્રહ્મચારીને પાડી નાંખ્યા છે' પછી મહારાજે બ્રહ્મચારીને હેઠળથી કાઢીને પ્રાગજીની ઉપર કર્યા અને પછી બોલ્યા કે-'જુવોને આ બ્રહ્મચારીને તો છ માસથી ઘી ગોળ ખાવાનાં બંધ કર્યા છે અને સાવ સુકાઈ ગયા છે તોપણ મિષ્ટાન્ન જમેલા પ્રાગજીને બ્રહ્મચારીએ જીતી લીધા. પ્રાગજી તો પાંચ શેર દુધ અને તેમાં એક શેર સાકર નાંખીને દૂધને ઉકાળીને સવારમાં પીવે છે અને શેર ઘીનો લાડુ એકલા જમી જાય છે. એટલું જો બ્રહ્મચારીને જમવાનું હોત તો પ્રાગજીને જીતવા નહી દેત.' એમ પક્ષ લઈને બ્રહ્મચારીને કહ્યું કે-'અમારી સેવામાં રહો.' ત્યારે ભોળા બ્રહ્મચારી બોલ્યા કે-'હું તો તૈયાર જ છું.' પછી બ્રહ્મચારી સેવામાં રહ્યા. આનું તાત્પર્ય એ છે કે આટલું બધું અસહ્ય અપમાન અનેકવાર જાહેરમાં કર્યું તોપણ સત્સંગમાંથી પડવું નહિ અને મહારાજનો ભગવાનપણાનો દૃઢ નિશ્ચય રાખીને સેવા ભક્તિ કર્યા કરવી. ઉપર વર્ણવ્યા પ્રમાણે મહારાજે પોતાનો અદ્‌ભુત અલૌકિક પ્રતાપ-ચમત્કાર જણાવીને સર્વેને પોતાના અનન્ય આશ્રિત કર્યા (૨૨૩)

वन्दे रामानुजाचार्यं रामानन्दगुरुं तथा ।
सद्‌गुरुं सहजानन्दं स्वेष्टदेवात्मकं परम् ॥ १ ॥

अद्‌भुतानन्दनामानं वन्देऽहं परमं गुरुम् ।
घनश्यामाङ्घ्रिदासं च मम दीक्षाप्रदं गुरुम् ॥ २ ॥

સંપૂર્ણ